# પ્રકાશકનું નિવેદન



આ ગ્રંથ પહેલી આવૃત્તિ સંવત ૧૯૯૨ માં 'વિવિધ ગ્રંથ-માળા' દ્વારા પ્રસિદ્ધ થઈ હતી તે ખલાસ થતાં આ તેની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે.

પહેલી આવૃત્તિના નિવેદનમાં સદ્ગત ભિક્ષુ અખંડાનંદે આપેલી કેટલીક જરૂરી હકીકતો આ નીચે અહીં અવતરણમાં થોડા ફેરફાર સાથે આપી છે.

"આ અગાઉ પ્રગટ થયેલા ખંડ ૧-૨ માં શ્રી ચૈતન્ય મહાપ્રભુના સમયના દેશકાળની તથા તેમની બાલ્યાવસ્થા, કિશોરાવસ્થા, ગૃહસ્થાશ્રમ અને છેવટે ગૃહત્યાગ સુધીની હકીકત આપેલી છે અને આ ગ્રંથમાં તેમના સંન્યાસગ્રહણ પછીની વિવિધ લીલાઓ અપાઈ છે."

"મૂળ લેખકે આ ગ્રંથ માટે લખેલું પૂર્વકથન આ પુસ્તકના શરૂ ભાગમાં અપાયેલું છે એટલે એ વિષે અત્રે વધુ કશું ન લખતાં તે વાંચી જવા વાચકબંધુઓને વિનંતિ છે" × × ×

"ગીતાપ્રેસ ગોરખપુર તરફથી હિંદીમાં પ્રગટ થયેલા ખંડ ૩ જાનો અનુવાદ આમાં અપાયો છે. આ ગ્રંથમાં અપાયલા ચિત્રો લેવાની નિષ્કામભાવે રજા આપવા બદલ તથા તેના બ્લોકો બનાવરાવવામાં સહાયભૂત થવા બદલ તે પ્રેસના સંચાલક મહોદયનો અત્રે આભાર માનવામાં આવે છે"

"મહાપ્રભુની આ જીવનલીલાઓમાંથી વાચકવર્ગ ઉચ્ચ ભાવનાઓ પ્રાપ્ત કરતા રહી શ્રીચૈતન્યચરિતામૃતનું વારંવાર પાન કરીને ઉત્તરોત્તર ઉન્નતિ પ્રાપ્ત કરે એ ભાવનાપૂર્વક ॐ તત્સત્",

હાલ ચાલી રહેલા વિશ્વયુદ્ધના આ વરસમાં મોંઘવારી અનેકગણી વધી પડી છે. કાગળો, પૂંઠાં, છીંટ વગેરેના ભાવ પણ પાંચથી છગણા પણ વધી ગયા છે એટલું જ નહિ પણ એના અભાવે જરૂરી વસ્તુઓ મળવી મુશ્કેલ બની છે. આવા અસાધારણ સંજોગોમાં આ આવૃત્તિ પ્રસિદ્ધ થતી હોવાથી આનું મૂલ્ય રૂા ૨-૦-૦ રખાયું છે.

આ પછીના પાન ૬ ઉપર અપાયલા શુદ્ધિપત્ર પ્રમાણે ગ્રંથ સુધારી લઈને તે વાંચવા વિનંતિ છે.

સંવત ૧૯૯૮, ફાગણ સુદિ ૨

સસ્તું સાહિત્ય મુદ્રણાલયના ટ્રસ્ટીઓ વતી
ત્રિભુવનદાસ ક૦ ઠક્કર

# ~अनुक्रमणिका~

# चित्रोंनी अनुक्रमणिका

# शुद्धिपत्र

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮ | ૨૧ | કહેરો | કહેશો |
| ૩૭ | ૨૧ | ભારતજી | ભારતીજી |
| ૩૯ | ૨૦ | ભારતજીએ | ભારતીજીએ |
| ૪૦ | ૧૮ | ભારતજી | ભારતીજી |
| ૫૧ | ૬ | આદરપૂરક | આદરપૂર્વક |
| ૫૯ | ૧ | શાંપુરમાં / | શાન્તિપુરમાં |
| ૭૯ | ૧૦ | મહાપ્રભુને | મહાપ્રભુએ |
| ૮૦ | ૬ | दणुग्रहण | दण्डग्रहण |
| ૮૫ | ૮ | કરતા આટલા | આટલા |
| ૧૦૧ | ૨૩-૨૪ | વામમાગી | વામમાર્ગી |
| ૧૦૨ | ૧૨ | વામમાગી | વામમાર્ગી |
| ૧૪૫ | ૨૨ | એ ભાઇ | ભાઈ |
| ૧૮૮ | ૧૯ | અત્યંત | શાન્તિ |
| ૧૮૫ | ૬ | ચૈતન્યચંદ્રાદય | ચૈતન્યચંદ્રોદય |
| ૨૦૦ | ૨ | તીથોમા | તીર્થોમાં |
| ૨૦૦ | ૬ | સ્વરે | સ્વર |
| ૨૦૬ | ૭ | પ્રાકૃતિ-કકુદરતી | પ્રાકૃતિક-કુદરતી |
| ૨૦૭ | ૩ | रतिलोकापवादा | रतिर्लोकापवादा |
| ૨૨૫ | ૨ | सञ्चाय | सञ्चार्य |
| ૨૨૮ | ૭ | रसय रे | रस परं |
| ૨૩૭ | ૪ | कित्वं | किं त्वं |
| ૨૪૪ | ૧૯ | તીર્થાં | તીર્થો |
| ૨૭૭ | ૨૭ | સાર્વભૌમ | સાર્વભૌમે |
| ૨૮૯ | ૧ | ગારભક્તોનું | ગૌરભક્તોનું |
| ૩૦૬ | ૨૨ | ગણુત્રા | ગણત્રી |
| ૩૨૮ | ૨૬ | બધ | બધા |
| ૩૭૪ | ૬ | स्वदीर्घिका | स्वर्दीर्घिका |
| ૩૮૪ | ૧૦ | સાથી | સૌથી |

# ग्रंथसेवननो महिमा

यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं । किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવા-વિચારવાનું સદ્‌ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના (સ્ત્રીના-લક્ષ્મીના) શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

"ગ્રંથો પ્રત્યેનો સ્નેહ એ ઈશ્વરી રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવા સમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શો તફાવત ?"

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાન વિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરિ સાધન વાચન હોવાથી, જે ઘરમાં સારાં પુસ્તકો નથી તે ઘર, ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોર જ છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તો પણ એ ગ્રંથો જ માનસવાણીથી તમને કહેશે કે, 'અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લો અને વાપરો, એટલે તમારું કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કીમતી છે ?"

"અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લેડ્સ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામાં સદાય એકાદ પુસ્તક લઈને ફરે; તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કીમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઈએ ?"

—સ્વામી વિવેકાનંદ

"મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઈ પણ કામમાં નથી મળતો. × × × માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઈ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકતી નથી. × × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઈ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ

જ્ઞાનની ઉન્નતિમા રહેલુ ન હોય × × × સાહિત્ય-ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયુ હોય અથવા જેનું મન સદૈવ સાહિત્યસરોવરના કમળોની મધુર સુગંધથી મગ્ન બનવા લાગ્યુ હોય, તેને તો સાહિત્ય સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છ જ લાગે છે "

—બંકિમચંદ્ર

"ગરીબોને દરિદ્રતામાથી છોડાવવાની, દુ ખીઓના દુ ખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને બાદાઓનુ દર્દ ભુલાવી દેવાની ગ્રંથોમા જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘાગ કરીને બીજી કોઈ ચીજમા નથી "

—માર્ડન

"બધુઓ ! સારાં પુસ્તકો એટલે શુ તે તમે જાણો છો ? સારા પુસ્તકોની કિંમત તમે સમજો છો ? ભાઈ ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમા શોભી રહેલા ચળકતા તારાઓ છે, જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તે લાભ લઈ શકાય તેવા વહાણો છે, જ્ઞાન એ સૂર્ય છે અને પુસ્તકો તે આપણા ઘરમા આવી શકે એવો તેનો પ્રકાશ છે, જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાથી બનાવેલા આપણને બધબેસતા થાય તેવા દાગીના છે, જ્ઞાન એ મોટામા મોટી કીમતી નોટ છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમા આવી શકે એવા ચલણી સિક્કાઓ છે, જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેચી લાવી ઠડક આપનાર પખાઓ છે, જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેના દીવા છે, જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવાલાયક મકાનો છે, જ્ઞાન એ અનાજનો ભડાર છે અને પુસ્તકો તે રોટલા છે, જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમા રહી શકે તેવા પાણી ભરેના માટલા છે, જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે "

—સ્વર્ગસ્થ પટિયાર

"પુસ્તકોમા હુ ગૂથાયેલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત તો પણ હુ કાયર થાત નહિ, એટલુ જ નહિ પણ મારા જ્ઞાનમા ઉપયોગી વધારો કરી શકવાથી હુ ઊલટો વધારે સુખચેનમા રહેત હુ માનુ છુ કે, જેને સારા સારા પુસ્તકો વાચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાતવાસ સહેલાઇથી વેઠી શકે છે × × એક પછી બીજુ, એમ પુસ્તકો વાચતા છેવટે તમે અતર્વિચાર પણ કરી શકશો."

—મહાત્મા ગાંધીજી

रथारूढस्यारादधिपदवि नीलाचलपते-
रदभ्रप्रेमोर्मिस्फुरितनटनोल्लासविवशः ।
सहर्षं गायद्भिः परिवृततनुर्वैष्णवजनैः
स चैतन्यः किं मे पुनरपि दृशोर्यास्यति पदम् ॥

માર્ગમાં પ્રયાણ કરતા રથમાં બિરાજમાન એવા શ્રી નીલાચલપતિ ઉપરના અનેક પ્રેમતરંગોથી સ્ફુરી આવેલા નૃત્યોલ્લાસને અધીન, અને હર્ષપૂર્વક ગાન કરતા વૈષ્ણવજનોથી વિંટળાયેલા શરીરવાળા શ્રી ચૈતન્ય મહાપ્રભુ ફરી પણ મારી દૃષ્ટિનું સ્થાન શું થશે?

॥ श्री हरिः ॥

# समर्पण

जानामि धर्मं न च मे प्रवृत्तिर्जानाम्यधर्मं न च मे निवृत्तिः ।
त्वया हृषीकेश हृदि स्थितेन यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥

વહાલા ! મને એટલી ખબર છે કે સર્વ પ્રકારના પરિગ્રહોનો પરિત્યાગ કરીને અનન્ય હૃદયે તમારૂં આરાધન કર્યાજ કરવું એ ધર્મ છે અને સંસારી વસ્તુઓમાં આસક્તબુદ્ધિ રાખીને તેનો સંગ્રહ કર્યા કરવો એ અધર્મ છે. પરંતુ નાથ ! હું ધર્મનું પાલન કરી શકતો નથી, કેમકે હું તમારા ગુલામ જેવો છું. ગુલામોનો તો આજ સુધી કોઇ ધર્મજ સાંભળ્યો નથી. તેમનો પણ કોઇ ને કોઇ ધર્મ તો અવશ્ય હશે, પરંતુ મને તેની ખબર પણ નથી. હું તો કેવળ એટલુંજ જાણું છું કે, જે કામમાં તમે યોજી દીધો, તેમાં હું યોજાઈ ગયો. પાછલું કામ અધૂરૂં રહી ગયું, તો હું શું કરૂં ? તમે જાણો અને તમારૂં કામ જાણે. હવે, આ તમારૂં કામ થઇ ગયું. એનો સ્વીકાર કરશોજ. કેમકે મેં સ્વેચ્છાથી થોડુંજ કર્યું છે ? તમે કરાવ્યું, તો કરી દીધું !

| | |
|---|---|
| શ્રી હરિબાબાનો બાંધ<br>ગંવા ( બદાયૂં )<br>સં. ૧૯૮૯ નું નૂતન વર્ષ–બુધવાર | તમારોજ<br>–પ્રભુદત્ત |

# पूर्वकथन

ब्रह्मज्ञानविवेकिनोऽमलधियः कुर्वन्त्यहो दुष्करं
यन्मुञ्चन्त्युपभोगकाञ्चनधनान्येकान्ततो निःस्पृहाः।
न प्राप्तानि पुरा न संप्रति न च प्राप्तौ दृढप्रत्ययः
वाञ्छामात्रपरिग्रहाण्यपि परं त्यक्तुं न शक्ता वयम् ॥

(શ્રી ભર્તૃહરિ. વૈરા. ૧૦૮)

અર્થાત્ સાચેજ બ્રહ્મજ્ઞાનને લીધે જેમની બુદ્ધિ સ્વચ્છ અને નિર્મળ થઇ ગઇ છે, એવા વૈરાગ્યવાન વિવેકી પુરુષો મોટા સાહસનાં, બધાથી ન કરી શકાય તેવાં મુશ્કેલ કાર્યો કરે છે. જેઓ સંસારમાં સર્વશ્રેષ્ઠ ગણાતા અને ઇંદ્રિયોને ઘણાજ પ્રિય લાગતા કામિની–કાંચન વગેરે ભોગ્ય પદાર્થોનો પરિત્યાગ કરે છે, અને ત્યાગ કરી દીધા પછી ફરીથી મનથી પણ તેની ઇચ્છા કરતા નથી તેઓજ ખરેખરા ધન્ય છે. હવે મારી વાત સાંભળો. પૂર્વજન્મમાં કંગાળ હતો, ત્યારે તો હાલના કંગાળ ઘરમાં જન્મ લીધો; તેથી પહેલેથીજ કંઇ મારી પાસે નહોતું, હમણાં કંઇ નથી અને આગળ ઉપર પણ કશું હોવાની આશા નથી. કેમકે કંઇક કરૂં ત્યારે તો આગળ કંઇક પ્રાપ્ત થવાની આશા હોય ને! તે તો કરતો–કારવતો કંઇજ નથી. હા, મારી પાસે એક ધન છેઃ "કેવળ વિષયોની પ્રાપ્તિની ઇચ્છા." કદાચ ભવિષ્યમાં કંઇક પ્રાપ્ત થઇ જાય એવી આશા તો રહ્યાજ કરે છે. ગાંઠે તો કંઇ છેજ નહિ, ખાલી ઇચ્છાજ ઇચ્છા છે. તે ઇચ્છાનો પણ પરિત્યાગ કરવામાં અસમર્થ છું. મારી કેટલી બધી પરાધીનતા છે!

ગૌરાંગ મહાપ્રભુનો જન્મ, તેમનો બાલ્યકાળ, અધ્યયન, અધ્યાપન અને અધ્યાપકપણાનો અંત, એ આ ગ્રંથના પહેલા ખંડમાં વર્ણવેલાં છે. બીજા ખંડમાં તેમણે ભક્તો સાથે નવદ્વીપમાં કરેલી સમસ્ત લીલાઓનું વર્ણન

કરવામાં આવ્યું છે. નવદ્વીપમાં સંકીર્તન કરતાં કરતાં અને પોતાની કીર્તિને લીધે લોકોનાં હૃદયોને દુઃખી થતાં જોઇને મહાપ્રભુને એ બધી વાતો ઉપર વૈરાગ્ય થયો. સંકીર્તન-ભજનકીર્તન-કોઇ સાંસારિક કાર્ય નહોતું, પરંતુ તેમ છતાંયે મહાપ્રભુ પોતાના હૃદયને વિશાળ બનાવવા માટે નવદ્વીપનો તથા પોતાના બધા પ્રિય બંધુઓનો પરિત્યાગ કરવાની વાત વિચારવા લાગ્યા. તેઓ જીવોને ત્યાગનો પાઠ ભણાવવા ઇચ્છતા હતા. તેઓ બતાવી આપવા ઇચ્છતા હતા કે પ્રભુપ્રાપ્તિને માટે વહાલામાં વહાલી વસ્તુનો પણ પરિત્યાગ કરવો આવશ્યક છે; નહિ તો તેમને પોતાને સંન્યાસનું શું પ્રયોજન હતું ? અદ્વૈતાચાર્યે પૂછતાં તેમણે સ્પષ્ટ કહી દીધું હતું કે—

विना सर्वत्यागं भवति भजनं नह्यसुपते-
रिति त्यागोऽस्माभिः कृत इह किमद्वैतकथया।
अयं दण्डो भूयान् प्रबलतरसो मानसपशो-
रितीवाहं दण्डग्रहणमविशेषादकरवम् ॥

(ચૈતન્ય ચરિત્ર નાટક)

આચાર્યે પૂછ્યું હતું કે "આપે આ અદ્વૈત-વેદાંતીઓની પેઠે સંન્યાસ લઇને દંડ-ધારણ કેમ કર્યો છે ?" આથી મહાપ્રભુ કહે છે કે "આચાર્ય ! સંન્યાસ ધારણ કરવામાં દ્વૈત-અદ્વૈતની શી વાત છે ? મુખ્ય વાત તો છે પોતાના વહાલાનાં ચરણકમળો સુધી પહોંચવાની. તે તો સર્વસ્વનો ત્યાગ કર્યા સિવાય થવાની નથી. એમ વિચારીને મેં સંન્યાસ-ધર્મની દીક્ષા લીધી છે. આ જે દંડ તમે જુઓ છો, તે તો મારી સાધન અવસ્થાનુ ચિહ્ન છે. આ મન ઘણુંજ ચંચળ છે. જ્યાં સુધી સાધન અને નિયમરૂપી દંડ વડે તેને હાંકતા નહિ રહીએ, ત્યાં સુધી તે પોતાની બદમાસીઓ છોડવાનુ નથી. તેથી તેને વશ કરવા માટે મેં આ દંડ ધારણ કર્યો છે. દંડના ભયથી તે અહીં તહીં દોડાદોડ કરી શકશે નહિ."

સાચેજ એ મહાભાગનો ત્યાગ એ ઘણુંજ અલૌકિક કાર્ય હતું. મોં વડે એવી વાતો બકયા કરવી કે, આસક્તિ છોડીને કર્મ કરતા જાઓ; સ્ત્રી-પુત્રોનું પાલન ભગવત્-સેવા સમજીને કરતા રહો, ઈશ્વરાર્પણ બુદ્ધિથી સદા કર્મ કરતા રહેવા કરતાં કર્મોનો ત્યાગ કરવો એ ઘણુંજ હલકું છે, ત્યાગ કરવામાં શી બહાદુરી છે!"

"નારિ મૂઈ ઘરસંપત્તિ નાસી, મૂંડ મુંડાયે ભયે સંન્યાસી."

એ ઘણીજ સહેલી વાતો છે. ફોગટની જીભ હલાવવામાં કોઇનું શું જાય છે! જેને જુઓ તે જનકનું દૃષ્ટાંત દેવા લાગે છે. એ વિષયોમાં આસક્ત થયેલા મહાનુભાવોએ જનક મહારાજનું ઓથું લઇને કરેલી વાતોનો ઉત્તર આપવો નકામોજ છે. તેઓ તો જાગતા છતાં પણ ઉંઘવાનો ઢાંગ કરે છે. તેમને જગાડીજ કોણ શકે? નહિ તો આસક્તિનો ત્યાગ થતાં સાંસારિક કર્મો પોતાની મેળેજ છૂટી જાય છે. ઠીક, જવા દો આ નીરસ વાતને. મારી તો પ્રાર્થના પરમાર્થ-પથના પથિકો-યાત્રીઓનેજ છે, યથાર્થમાં જેમનું લક્ષ્ય શુદ્ધ પરમાર્થ છે, જેઓ ત્યાગી કહેવડાવીને વિષયોનું સેવન કરવા ઇચ્છનારા નથી, તેમને મારી પ્રાર્થના છે કે આપ ત્યાગ, વૈરાગ્ય અને પ્રેમની સજીવ મૂર્તિ મહાપ્રભુ ગૌરાંગના સંન્યાસ-ધર્મ ઉપર ધ્યાનપૂર્વક વિચાર કરશો, તો આપને ખબર પડશે કે પરમાર્થ તરફ આગળ વધનારાઓને કેટલાં મોટાં મોટાં બલિદાનો આપવાં પડે છે. થોડી વાર બરાબર ધ્યાન દઇને મહાપ્રભુના ત્યાગની કલ્પના તો કરો! દુનિયા જેને માટે ગાંડી ગાંડી થાય છે, એવી દેશવ્યાપી પ્રતિષ્ઠા હોય, ભકતો જેમને સાક્ષાત્ ભગવાન માનીને પૂજા-અર્ચા કરતા હોય, જેમના ભોજન માટે જાત-જાતની નિત્ય નવી વસ્તુઓ બનતી હોય, જેમના ઘરમાં પ્રેમાળ વૃદ્ધ માતા હોય, ત્રૈલોકય-સુંદરી, સર્વગુણસંપન્ન, પતિનેજ સર્વસ્વ માનનારી, નવયૌવના પત્ની હોય, એ બધાનો તણખલાની પેઠે પરિ-

ત્યાગ કરીને બારણે બારણે ભીખ માગતા થવું, એમાં કેટલો મોટો ત્યાગ છે, કેવું ભયંકર દુષ્કર કર્મ છે. આથી વાચકોને ખબર પડશે કે ભગવત્પ્રેમમાં કેટલું બધું સુખ હશે, કે જેની પ્રાપ્તિ માટે આટલાં મોટાં મોટાં સુખોનો વાતની વાતમાં ત્યાગ કરીને મહાપુરુષો ગૃહત્યાગી વનવાસી બની જાય છે. તેથી સંન્યાસધર્મના ઉપાસક સંન્યાસીચૂડામણિ મહાત્મા ભર્તૃહરિએ રડતાં રડતાં કહ્યું છે કે—

धन्यानां गिरिकंदरे निवसतां ज्योतिः परं ध्यायता-
मानन्दाश्रुजलं पिबन्ति शकुना निःशंकमंकेशयाः ।
अस्माकं तु मनोरथोपरचितप्रासादवापीतटे
क्रीडाकाननकेलीकौतुकजुपामायुः परिक्षीयते ॥

(ભર્તૃહરિ૰ વૈરાગ્ય૰ ૧૦૩)

અહો! પર્વતની ગુફાઓમાં વસનારા એ મહાનુભાવ તપસ્વી, યશસ્વી, ત્યાગી પુરુષો ધન્ય છે કે જેઓ નિરંતર પરબ્રહ્મની પ્રકાશમય, પ્રેમમય, આનંદમય અને ચૈતન્યમય જ્યોતિનું ધ્યાન ધર્યા કરે છે. જેનાથી કોઈ પણ પ્રાણીને ભય તથા સંકોચ થતો નથી અને જે પ્રભુની સ્મૃતિમાં સદા પ્રેમાશ્રુજ વહાવ્યા કરે છે, તેમનાં એ પ્રેમમય અશ્રુઓનું ભીરુ હૃદયવાળાં પક્ષીઓ નિઃશંક થઈને તેમના ખોળામાં બેઠાં બેઠાં ઉંચી ચાંચ કરીને પાન કર્યા કરે છે અને પોતાની સર્વ પ્રકારની પિપાસાને શાંત કરે છે. યથાર્થ જીવન તો એજ મહાત્માઓનું વીતે છે. "અમારું જીવન કેવું વીતે છે?" એ વાતજ ના પૂછશો. અમે તો પહેલાં અમારા મનોરથો દ્વારા એક સુંદર મંદિર બનાવીએ છીએ, પછી તે મંદિરની પાસેજ એક સુંદર વાવ ખોદાવીએ છીએ અને વાવની પાસેજ એક ક્રીડા–કાનન (મોજમજાનું સ્થાન) બનાવીએ છીએ. બસ, તે કલ્પનાના આનંદસ્થાનમાંજ કુતૂહલ કરતાં અમારી આખી ઉંમર પૂરી થઈ જાય છે. સારાંશ એ છે કે, જાતજાતની મિથ્યા કલ્પનાઓમાંજ આપણો અમૂલ્ય સમય નષ્ટ થઈ જાય છે. સાચો

મનોરથ કોઇ વાર પણ સિદ્ધ થતો નથી."

રાત્રિનો અંત આવવાનો છે, સૂર્યદેવના પાદહીન સારથિ અરુણદેવે પૂર્વ-દિશામાં ઉદય પામીને ભગવાન ભુવન-ભાસ્કરના આગમનના સુખદ સમાચાર સંભળાવી રહ્યા છે. પતિવિયોગરૂપી દુઃખના સ્મરણને લીધે નિશાદેવીનું મુખમંડળ કંઈક મ્લાન થવા લાગ્યું છે. આકાશમાંના તારાઓ પોતાના પરાભવનું સ્મરણ કરીને મનોમન દુઃખી થાય છે. પક્ષીઓનાં અજ્ઞાન બચ્ચાં અરુણોદયનેજ સૂર્યોદયનો સમય સમજીને કોઇ કોઇ વાર અવાજ કરવા લાગે છે. આથી તેમનાં સમજુ માતાપિતા તેમને ફરીથી જરા સૂઇ જવાનું કહે છે. કર્મકાંડી પંડિત નિત્યકર્મોથી જલદી જલદી નિવૃત્ત થવાના લોભથી ઉઠીને સ્નાન કરવાની તૈયારીઓ કરે છે. વિષયી લોકો તે સુંદર સમયનેજ સુખકારક સમજીને સૂઇ રહેવાનો પ્રયત્ન કરે છે. તેજ સમયે મહાપ્રભુ પોતાની પ્રિયતમા વહાલી પત્નીનાં વક્ષઃસ્થળ ઉપરથી પોતાના પગને ધીરે ધીરે ઉઠાવીને મહાભિનિષ્ક્રમણનો નિશ્ચય કરે છે. તેઓ એક વાર પોતાના ધર્મનું સ્મરણ કરીને ચાલવા તૈયાર થઈ જાય છે. વળી સામેજ બેભાન પડેલી પોતાની પ્રિયાના સુંદર મુખકમળને જોઇને પ્રેમને લીધે ઉભા રહી જાય છે. તે સમયના તેમના હૃદયના ભાવોને વ્યક્ત કરવાની આ નિર્જીવ લેખિનીમાં શક્તિજ ક્યાં છે? જો આ લીટીઓનો લેખક કોઇ સુંદર ચિતારો હોત તો ભાષા કરતાં ચિત્રમાં તે ભાવને કંઈક સુંદરતાથી વ્યક્ત કરી શકાત.

પત્નીને સૂતી મૂકીને માતાને દુઃખી અને બેભાન બનાવીને, ભક્તોના મમત્વને ભુલાવીને મહાપ્રભુ ગંગાજી પાર કરીને કટવામાં શ્રી કેશવભારતીના આશ્રમે પહોંચ્યા. ત્યાં જઇને તેમણે શું કર્યું તે વાચક આ પુસ્તકના પ્રથમ અધ્યાયમાંજ વાંચશે. અત્રે તેને ફરીથી કહેવાની જરૂર નથી. એ મુરલીમનોહર મુકુંદનાં ચરણારવિંદોમાં આ સાધનહીન મંદમતિની એ પ્રાર્થના છે કે, મહાપ્રભુ ગૌરાંગનાં પદ-

ચિહ્નો—પગલાંનું અનુસરણ કરતાં કરતાં અમે પણ ત્યાગ-પથના પથિક, આ જીવનમાં નહિ તો કંઇ નહિ, પરંતુ બીજા કોઇ જન્મમાં પણ થઇ શકીએ તો સારૂં. ભગવાન વાસુદેવનાં ચરણોમાં મહારાણી કુન્તાજીના સ્વરમાં સ્વર મેળવતાં મેળવતાં અને આ પ્રાર્થના કરતાં કરતાં હું મારૂં આ ક્ષુદ્ર વક્તવ્ય સમાપ્ત કરૂં છું કેઃ—

नाथ योनिसहस्रेषु येषु येषु व्रजाम्यहम् ।
तेषु तेष्वचला भक्तिरच्युतास्तु सदा त्वयि ॥

(મહાભારત)

અર્થાત્ હે નાથ ! હે અચ્યુત ! હજારો યોનિઓમાંથી કર્માધીન થઇને કોઇ પણ યોનિમાં હું ભલેને જાઉં, પણ આપનાં ચરણોમાં અચળ ભક્તિ તો સદા રહ્યાજ કરજો. (યથાર્થ પ્રાર્થના તો ભક્તિની છે. હૃદયમાં તમારી દૃઢ ભક્તિ થયા પછી ફરીથી યોનિઓમાં ભ્રમણ કરવાની આવશ્યકતાજ રહેતી નથી, પરંતુ હું યોનિઓના ભયથી ભયભીત થઇને આપનું શરણ નથી લેતો હૃદયમાં તમારી ભક્તિ હોય તો મને કોઇ પણ યોનિનો ભય નથી.)

શ્રી હરિબાબાનો બંધ ગંવા (બદાયૂં)
ચૈત્ર સુદી ૧—વિક્રમ સં. ૧૯૮૯

ભક્તોનો દાસાનુદાસ
—પ્રભુદત્ત બ્રહ્મચારી

॥ श्री हरिः ॥

# मंगलाचरण

वंशी विभूषितकरान्नवनीरदाभात्
पीताम्बरादरुणबिम्बफलाधरोष्ठात् ।
पूर्णेन्दुसुंदरमुखादरविन्दनेत्राम्
कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ॥

વહાલા ! તમારાં ચતુર્ભુજ, ષડ્ભુજ, અષ્ટભુજ અને સહસ્રભુજ વગેરે રૂપો પણ હશે, તેનો હું અસ્વીકાર કરતો નથી. અસ્વીકાર કરૂં તો તમારી સ્વતંત્રતામાં અડચણ નાખવાનો એક નવો અપરાધ મારા ઉપર લાગશે. તેથી તે રૂપ હો કે ન હો, તેનું મને કંઈ ખાસ પ્રયોજન નથી. મને તો તમારૂં એજ શ્યામસુંદર રૂપ, એજ મંદ મંદ હાસ્યવાળું મનોહર મુખ, એજ કમળની પેઠે ખીલેલાં નેત્રો, એજ મોરલીનો પંચમ સ્વરવાળો મધુર સૂર અને એ પીતાંબરનો લટકતો છેડોજ ઘણો પ્રિય છે. વહાલા ! આપના એજ રૂપથી તમે આ દાસના મન–મંદિરમાં સદા નિવાસ કરતા રહો, એજ આ દીનની એકમાત્ર પ્રાર્થના છે.



# श्री चैतन्य महाप्रभु

## तृतीय खंड–सचित्र

## गौरहरिनो संन्यासमाटे आग्रह

कुलं च मानं च मनोरमांश्च दारांश्च भक्तान् रुदतीं च मातरम् ।
त्यक्त्वा गतः प्रेमप्रकाशनार्थं स मे सदा गौरहरिः प्रसीदतु ॥

(પ્ર. દ. બ્ર.)

અર્થાત્ જે પોતાના કુળને, માન–આબરૂને, સુંદર પત્નીને, ભક્તોને અને રડતી માતાને છોડીને સંસારમાં પ્રેમ પ્રગટ કરીને તેના પ્રચાર માટે વનવાસી વૈરાગી બની ગયા એવા ગૌરહરિ ભગવાન અમારા ઉપર પ્રસન્ન થાઓ.

ગંગા પાર કરીને પ્રભુ મત્ત ગજેન્દ્રની પેઠે જલદી જલદી મહાત્મા કેશવ ભારતીની કુટીરે જવા કટવા ગામ તરફ ચાલ્યા. કટવા યા કંટકનગર ગંગાજીને પેલે પાર એક નાનકડું ગામ હતું. ગામથી થોડે દૂર શ્રીગંગાજીના બરાબર કિનારા ઉપર એક ઘણું મોટું વડનું ઝાડ હતું. તે વડની નીચેજ એક કુટીર બાંધીને સંન્યાસીપ્રવર સ્વામી કેશવ ભારતી નિવાસ કરતા હતા. ભારતીજી વિરક્ત અને ભગવદ્ભક્ત હતા. ગામનાં બધાં સ્ત્રીપુરુષો તેમનો ઘણો

ઘણો આદરસત્કાર કરતાં હતાં. તેમની કુટિયાની પાસેજ ગંગાજીનો સુંદર ઘાટ હતો. ગામના લોકો તે ઘાટ ઉપર સ્નાન કરવા અને જળ ભરવા આવ્યા કરતા હતા. ભારતીની કુટીરની આસપાસ ઘણોજ સુંદર આંબાના વૃક્ષોનો બગીચો હતો.

ભારતીજી પોતાના લીંપેલા-ગુંપેલા સ્વચ્છ આશ્રમના ચબૂતરા ઉપર તડકામાં આસન નાખીને બેઠા હતા. ચારે તરફથી આંબાના મોરની મીઠી મીઠી સુગંધ આવતી હતી. દૂરથીજ તેમણે પ્રભુને પોતાના આશ્રમ તરફ આવતા જોયા. તેઓ પ્રભુની એ ઉન્મત્ત ચાલ જોઇને વિસ્મિત થઇ ગયા, અને મનોમન વિચારવા લાગ્યા કે "આ અદ્ભુત રૂપ-લાવણ્યવાળો યુવક કોણ છે ? તેના મુખમંડળ ઉપર દિવ્ય પ્રકાશ પથરાઈ રહ્યો છે. એમ જણાય છે કે સાક્ષાત્ દેવરાજ ઇંદ્ર યુવકનુ રૂપ ધારણ કરીને મારી પાસે આવ્યા છે; અથવા એ, બે અશ્વિનીકુમારોમાંથી કોઇ એક છે. પોતાના ભાઈને પોતાથી છૂટો પડેલો જોઇને તે તેને શોધવા માટે મારા આશ્રમ તરફ આવે છે. અથવા તો એ શ્રીમન્નારાયણ છે, કે જે મને કૃતાર્થ કરવાને અને દર્શન દેવા માટે અહીં આવે છે." ભારતીજી મનોમન આમ વિચારતા હતા, તેટલામાંજ ભીનાં વસ્રો સાથે પ્રભુએ ભૂમિ ઉપર પડીને ભારતીનાં ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યો. ભારતીજીએ સંભ્રમપૂર્વક 'નારાયણ, નારાયણ' નો ઉચ્ચાર કર્યો.

પ્રભુ ઘણી વાર સુધી ભારતીજીનાં ચરણોમાં પડીજ રહ્યા. પ્રેમને લીધે તેમના સમસ્ત શરીરમાં રોમાંચ થતાં હતાં. બન્ને નેત્રોમાંથી અશ્રુ વહેતાં હતાં. લાંબા લાંબા શ્વાસો મૂકતાં મૂકતાં જોરથી ઉંચા શ્વાસ લેતા હતા. ભારતીજીએ તેમને ઉઠાડીને પૂછ્યુઃ "ભાઈ! તમે કોણ છો ? કયાંથી આવ્યા છો ? આટલા બધા વ્યાકુળ કેમ થયેલા છો ? આપના દુઃખનું કારણ બતાવો."

ભારતીજીના પ્રશ્નો સાંભળીને પ્રભુ ઉઠીને બેઠા થયા

અને ધીરે ધીરે કહેવા લાગ્યાઃ "ભગવન્! આપે મને ઓળખ્યો નહિ? મારૂં નામ નિમાઇ પંડિત છે. હું નવદ્વીપમાં રહું છું. આપે એક વાર નવદ્વીપમાં પધારીને મારા ઉપર કૃપા કરી હતી અને મારે ત્યાં ભિક્ષા કરીને મને કૃતાર્થ કર્યો હતો. મારી પ્રાર્થનાથી આપે મને સંન્યાસ–દીક્ષા આપવાનું પણ વચન આપ્યું હતું. હવે હું એ માટે આપને શરણે આવ્યો છું. મને સંસારનાં દુઃખોથી મુક્ત કરો. મારાં સંસારી બંધનો છિન્નભિન્ન કરીને મને સંન્યાસી બનાવો. એજ મારી આપનાં શ્રીચરણોમાં વિનમ્ર પ્રાર્થના છે."

ભારતીજીને પાછળની વાતો યાદ આવી. નિમાઇનું નામ સાંભળીને તેમણે તેમને આલિંગન કર્યું અને મનોમન વિચારવા લાગ્યાઃ "આ પંડિતનું કેવું સુવર્ણ સમાન સુંદર શરીર છે! કેવું અલૌકિક રૂપલાવણ્ય, પ્રભુ પ્રત્યે કેટલો ઉંડો પ્રેમ અને કેટલી બધી વિદ્વત્તા છે! આમ છતાં પણ તેઓ મારી પાસે સંન્યાસદીક્ષા લેવા આવ્યા છે! એમને હું કેવી રીતે સંન્યાસી બનાવી શકીશ? ઘરમાં અસહાય વૃદ્ધ માતા છે, તેમનો આ એકમાત્ર સંતાન છે. પરમ રૂપવતી યુવાન સ્ત્રી એમના ઘરમાં છે, તેમને કોઇ સંતાન પણ નથી, કે જેથી આગળ વંશ ચાલે. આવી સ્થિતિમાં પણ તેઓ સંન્યાસ લેવા આવ્યા છે! શું એમને સંન્યાસની દીક્ષા આપીને હું પાપનો ભાગીદાર તો નહિ બનું?" એમ વિચારીને ભારતીજી કહેવા લાગ્યાઃ "નિમાઇ પંડિત! તમે પોતેજ બુદ્ધિમાન છો, શાસ્ત્રોનો મર્મ તમે જાણો છો. યુવાવસ્થામાં વિષયભોગોથી બરાબર ઉપરામતા આવતી નથી, તેથી આ અવસ્થામાં સંન્યાસ ગ્રહણ કરવાનો નિષેધ છે. પચાસ વર્ષની ઉમ્મર પછી જ્યારે વિષયભોગોથી વૈરાગ્ય આવી જાય ત્યારેજ સંન્યાસ–આશ્રમનું વિધાન છે. તેથી હમણાં તમારી સંન્યાસ લેવા યોગ્ય ઉમ્મર નથી. હમણાં તમે ઘરમાંજ રહીને ભગવાનનું ભજન કરો. ઘરમાં રહીને શું ભગવદ્ભજન નથી થઇ શકતું?

મારો તો એવો વિચાર છે કે ઘેર ઘેરથી ટુકડા માગવા કરતાં તો ઘરમાંજ નિર્વિઘ્નપણે ભજન થઈ શકે છે. પેટ તો ગમે ત્યાં પણ ભરવુંજ પડશે. રહેવાનું સ્થાન પણ ક્યાંક શોધવુંજ પડશે. તેથી તૈયારજ ઘરને શા માટે છોડવું? દશ-વીસ ઘેર ભિક્ષા શા માટે માગવી? એકજ જગા કરી લ્યો. માટે મારા વિચાર પ્રમાણે તો તમે તમારે ઘેરજ જાઓ."

અત્યંત કરુણ સ્વરે પ્રભુએ કહ્યું: "ભગવન્! આપ સાક્ષાત્ ઈશ્વર છો. આપ શરીરધારી નારાયણ છો, સંસાર-ના ખાડામાં ફસાયેલા એવા હું જીવનો ઉદ્ધાર કરો. આપ મને આ રીતે દગો દો નહિ. આપ મને વચન આપી ચૂકયા છો, તે વચનનું પાલન કરો. મનુષ્યનું જીવન ક્ષણભંગુર છે. પચાસ વર્ષ કોણે દેખ્યાં છે! આપ સર્વ કંઇ કરવા સમર્થ છો, આપ મને સંસારનાં બંધનોથી મુક્ત કરો."

ભારતીજી પ્રભુની વાતનો કંઇ પણ ઉત્તર આપી શકયા નહિ; તેઓ થોડી વાર ચૂપ રહ્યા. એટલામાંજ નિત્યાનંદજી પણ ચંદ્રશેખર આચાર્ય વગેરે ભકતો સાથે ભારતીજીના આશ્રમે આવી પહોંચ્યા. તેમણે એક બાજુ ઘૂંટણો ઉપર મસ્તક મૂકીને પ્રભુને બેઠેલા જોયા. પ્રભુને જોતાંજ તેઓ પ્રેમને લીધે આકુળ-વ્યાકુળ થઇ ગયા. બધાએ ભારતી-જીને તથા પ્રભુને શ્રદ્ધાભકિતપૂર્વક પ્રણામ કર્યાં, અને તેઓ પણ પ્રભુની પાછળ એક બાજુ બેસી ગયા. શ્રીપાદ નિત્યા-નંદજીને જોઇ પ્રભુએ કહ્યું કે "શ્રીપાદ! આપ ઠીક આવી ગયા. આચાર્ય વિના સંસ્કારોનું કાર્ય કોણ કરાવત? આપના આવવાથીજ સર્વ કાર્ય સારી રીતે પાર ઉતરશે." નિત્યાનંદજીએ પ્રભુની વાતનો કંઈ જવાબ આપ્યો નહિ. તેઓ નીચે દૃષ્ટિ રાખીને છાનામાના બેસી રહ્યા.

એટલામાંજ ગામના પાંચ દશ માણસ ભારતીજીના આશ્રમમાં આવ્યા. તેમણે જોયું તો એક દેવતુલ્ય પરમ સુકુમાર યુવક એક બાજુ સંન્યાસી થવા માટે બેઠા છે, તેની આસપાસ કેટલાક સદ્દગૃહસ્થો બેઠા બેઠા અશ્રુ સારે છે,

સામેજ શોકસાગરમાં ડૂબેલા જણાતા ભારતીજી કંઇક વિચાર કરે છે. મહાપ્રભુના એ અદ્દભુત રૂપલાવણ્યને જોઇ ગ્રામવાસીઓ આશ્ચર્યથી ચકિત થઇ ગયા. તેમણે મનુષ્ય-શરીરમાં આવું અલૌકિક રૂપ અને આટલું બધું તેજ આજ સુધી જોયુજ નહોતું. વાતની વાતમાં આ વાત આસપાસનાં બધાં ગામોમાં ફેલાઇ ગઇ. પ્રભુનાં રૂપ, લાવણ્ય અને તેજની ખ્યાતિ સાંભળીને દૂર દૂરથી લોકો તેમનાં દર્શન કરવા આવવા લાગ્યા. કટવા ગામનાં તો સ્ત્રી–પુરુષો, વૃદ્ધ–જુવાનો તથા બાળ–બચ્ચાં બધાંયે આવીને ભારતીના આશ્રમ ઉપર એકઠાં થઇ ગયાં. જે સ્ત્રીઓ કોઇ પણ દિવસ ઘરની બહાર નીકળતી નહોતી, તેઓ પણ પ્રભુનાં દેવદુર્લભ દર્શનની અભિલાષાએ સર્વ કંઇ છોડીને ભારતીજીના આશ્રમે આવી પહોંચી.

પ્રભુ એક બાજુ છાનામાના બેઠા હતા. તેમના કાળા કાળા વાંકડિયા વાળ અનિયમિતપણે સ્વાભાવિકરૂપે આમ તેમ વીખરાયેલા હતા. તે પોતાની સ્વાભાવિક દશામાં પ્રભુના મુખની શોભાને વળી વિશેષ પ્રકાશમાન બનાવતા હતા. પ્રભુની બન્ને આંખો ઉપર ચઢેલી હતી. શરીરનાં ભીનાં વસ્ત્ર શરીર ઉપરજ સુકાઇ ગયાં હતાં. તેઓ પોતાના એક ઘુંટણ ઉપર મસ્તક રાખી ઉંચી દૃષ્ટિથી આકાશ તરફ નિહાળતા હતા. તેમની બન્ને આંખોની કોરોમાંથી નિરંતર અશ્રુ વહેતાં હતાં. પાછળ નિત્યાનંદ વગેરે ભક્તો પણ છાનામાના બેઠા બેઠા અશ્રુ સારતા હતા.

નગરની સ્ત્રીઓએ મહાપ્રભુના રૂપને જોયું. તેઓ તેમના રૂપ–લાવણ્યને જોતાંજ ગાંડા જેવી બની ગઇ અને પરસ્પરમાં શોક દર્શાવતાં કહેવા લાગી:–" હાય ! એની માતા કેમ કરીને જીવતી રહી હશે ? જેનો સર્વગુણસંપન્ન આટલો સુંદર અને સુશીલ એકનો એક પુત્ર ઘેરથી સંન્યાસી થવા માટે ચાલ્યો આવ્યો હોય તે જનની કેમ કરીને પ્રાણ ધારણ કરી શકે ? જ્યારે અપરિચિત હોવા છતાંયે

અમારૂં હૃદય ફાટવા માંડે છે, ત્યારે જેણે એમને નવ માસ ગર્ભમાં ધારણ કર્યા હશે, તેની વેદનાનું તો અનુમાન કરી શકાયજ નહિ. હાય ! વિધાતાને ધિક્કાર છે, કે જે આવું અદ્‌ભુત રૂપ આપીને એમની આવી બુદ્ધિ બનાવી દીધી. હાય ! એમની યુવાન્ સ્ત્રીની શી દશા થઇ હશે!"

વૃદ્ધ સ્ત્રીઓ તેમને આ પ્રકારે આંસુ વહાવતા જોઈને તેમની પાસે જઇને કહેવા લાગીઃ "બેટા ! તને આ શું સૂઝયું છે? તારી માતાની શી દશા હશે ? તારી સ્થિતિ જોઇને મારૂં હૃદય ફાટી જાય છે. તું તારે ઘેર પાછો જા. સંન્યાસી થવામાં શું ફાયદો છે ? જઇને માતાપિતાની સેવા કર."

યુવતી સ્ત્રીઓ રડતાં રડતાં કહેતી કે "હાય! આમની સ્ત્રી ઉપર તો આજે વજ્ર તૂટી પડયું હશે. જેનો ત્રૈલોક્ય-સુંદર પતિ યુવાવસ્થામાંજ ત્યાગ કરીને સંન્યાસી થવા ચાલી નીકળ્યો હોય તે દુઃખી સ્ત્રીના દુઃખને કોણ સમજી શકે? પતિ એજ કુળવાન સ્ત્રીઓ માટે એકમાત્ર આધાર અને આશ્રય છે. તે નિરાધાર અને નિરાશ્રિત યુવતી શું વિચારતી હશે ? શું કહી-કહીને રુદન કરતી હશે ?" કોઇ કોઇ સાહસ કરીને કહેતીઃ "અરે ભાઇ ! તમે તમારે ઘેર ચાલ્યા જાઓ, હું તમારે પગે પડું છું. તમારી સ્ત્રીની દશાનું અનુમાન કરીને અમારી છાતી ફાટી જાય છે. તમે હમણાંજ ચાલ્યા જાઓ."

પ્રભુ તે સ્ત્રીઓની વાતો સાંભળતાં મુખમાં તરણું પકડીને તથા હાથ જોડીને ઘણાજ દીનભાવે કહેતાઃ "માતાઓ! તમે મને એવો આશીર્વાદ આપો કે મને કૃષ્ણ-પ્રેમની પ્રાપ્તિ થઇ જાય. આ મનુષ્યજીવન ક્ષણભંગુર છે. તેમાં શ્રીકૃષ્ણ-ભક્તિ ઘણી દુર્લભ છે. તેથી પણ દુર્લભ મહાત્મા અને સત્પુરુષોનો સમાગમ છે. મહાપુરુષોના સમાગમથીજ જીવન સફળ થઈ શકે છે. હું સંન્યાસ લઇને વૃંદાવનમાં જઇને મારા વહાલા શ્રીકૃષ્ણને પામી શકું, એવો આશીર્વાદ આપો."

સ્ત્રીઓ એમની આવી દૃઢતાપૂર્ણ વાતો સાંભળીને રડવા લાગતી અને તેમને પોતાના નિશ્ચયથી સહેજ પણ ચલિત થયેલા ન જોતાં મનોમન પશ્ચાત્તાપ કરતી કરતી પોતપોતાને ઘેર ચાલી જતી.

આ પ્રકારે પ્રભુને બેઠાં બેઠાંજ સાંજ પડી ગઇ. કોઇએ પણ અન્નનો દાણો મોંમાં મૂકયો નહોતો. બધા એજ પ્રમાણે ચૂપચાપ બેઠા હતા. ભારતી શું કરવું ને શું ન કરવું એના વિચારમાં ગુંચવાતા બેઠા હતા. પ્રભુને સંન્યાસનો નિષેધ કરવાની કોઈ યુક્તિ તેમને સૂઝતીજ નહોતી. ઘણી વાર વિચાર્યા પછી તેમના સમજ્યામાં એક વાત આવી. તેમણે વિચાર્યું: "આમના ઘરમાં એકલી વૃદ્ધ માતા છે, યુવતી સ્ત્રી છે; જરૂર તેઓ પૂછયા વિનાજ રાત્રે ઉઠીને ચાલ્યા આવ્યા છે. તેથી હું તેમને કહી દઉં, કે જ્યાંસુધી તમે તમારા ઘરનાં માણસોની રજા નહિ લઇ આવો, ત્યાં સુધી હું સંન્યાસ નહિ આપું. તેમની માતા અને પત્ની સંન્યાસને માટે તેમને રજાજ નહિ આપે. સંભવ છે કે એ બહુ બહુ સમજાવીને રજા લઇ પણ આવે, તો જ્યાં સુધી એ રજા લેવા ઘેર જશે, ત્યાં સુધીમાં હું અહીંથી ઉઠીને કયાંક બીજે ચાલ્યો જઇશ. ભલા, આટલા સુકુમાર શરીરવાળા યુવકને સંન્યાસની દીક્ષા આપીને કયો સંન્યાસી લોકોની અપકીર્તિનું પાત્ર બની શકે? આ કાળા કાળા વાંકડિયા કેશ કપાવતી વખતે કયા વીતરાગી ત્યાગી સંન્યાસીનું હૃદય ફાટી નહિ પડે?" આમ બધું વિચારીને ભારતજીએ કહ્યું: "પંડિત! મને લાગે છે કે તમે તમારી માતા અને પત્નીને કહ્યા વિના રાત્રે ઉઠીને નાસી આવ્યા છો. જ્યાં સુધી તમે તેમની આજ્ઞા નહિ લઈ આવો, ત્યાં સુધી હું તમને સંન્યાસ-દીક્ષા દઇ શકીશ નહિ."

પ્રભુએ કહ્યું: "ભગવન્! હું માતા તથા પત્નીની રજા મેળવી ચૂકયો છું."

ભારતીજીએ કંઇક વિસ્મયપૂર્વક પૂછયું કે " કયારે

મેળવી ચૂકયા છો ?"

પ્રભુએ કહ્યું: "ઘણા દિવસથી મેં આ સંબંધી બધી બાબતો સમજાવીને તેમને રાજી કરી લીધાં હતાં અને તેમની સંમતિ લઇનેજ હું સંન્યાસ લઉં છું."

ભારતીજીએ કહ્યું: "એમ નહિ, ઘણા દિવસની વાતો તો ભૂલાઇ જાય. આજે તો તમે એમની રજા લીધા સિવાય આવ્યા છો. તેમની સંમતિ સિવાય હું તમને કદી પણ સંન્યાસની દીક્ષા આપીશ નહિ."

આટલી વાત સાંભળતાંજ તેઓ એકદમ ઉઠીને ઉભા થયા અને "ઠીક લ્યો, હું હમણાંજ તેમની રજા લઇને આવું છું" એમ કહેતા કહેતા નવદ્વીપ તરફ જલદી જલદી દોડવા લાગ્યા. જ્યારે તેઓ આશ્રમથી થોડે દૂર નીકળી ગયા, ત્યારે ભારતીજીએ વિચાર્યું: "આમની ઇચ્છા વિરુદ્ધ કરવાની કોનામાં શક્તિ છે ? જો એમની એવીજ ઇચ્છા છે કે આ નિર્દય કામ મારા દ્વારાજ થાય; જો તેઓ પોતાના લોકવિખ્યાત ગુરુપદનું સદ્ભાગ્ય મનેજ આપવા ઇચ્છે છે, તો હું લાખ બહાનાં કાઢીશ તોપણ મારે આ કાર્ય કરવુંજ પડશે. ઠીક, જેવી નારાયણની ઇચ્છા." એમ વિચારી તેમણે પ્રભુને બોલાવ્યા: "પંડિત ! પંડિત ! પાછા આવો. તમે કહેશો તેજ પ્રમાણે કરવામાં આવશે. તમારી વાતને ટાળવાનું કોનામાં સામર્થ્ય છે ?"

આટલું સાંભળતાંજ પ્રભુ પૂર્વવત્ જલદી જલદી પાછા આવ્યા. આવીને તેમણે ભારતીજીનાં ચરણોમાં ફરી વાર પ્રણામ કર્યાં અને મુકુંદને કોઇ ભજન ગાવા કહ્યું. મુકુંદ રૂંધાયેલા કંઠે ઘણાજ કરુણાના ભાવથી રડતાં રડતાં પદ-ભજન ગાવા લાગ્યા. મુકુંદનાં ભજનો સાંભળીને પ્રભુ શ્રી-કૃષ્ણપ્રેમમાં લવલીન થઇને રુદન કરવા લાગ્યા અને મુકુંદ દત્તને વારંવાર કહેવા લાગ્યા: "હા, ગાઓ, ગાઓ; પછી શું થયું ! અહા ! રાધિકાજીના એ અનુરાગને ધન્ય છે."

આ પ્રકારે ગાયન પછી સંકીર્તન શરૂ થયું. ગામના સેંકડો માણુસો આવી આવીને સંકીર્તનમાં જોડાવા લાગ્યા. ગામના મનુષ્યો ખોલ-કરતાલ તથા ઝાંઝ મંજીરા વગેરે ઘણાં વાજીંત્રો સાથે લાવ્યા હતા. એકી સાથે ઘણાં વાદ્યો વાગવા લાગ્યાં અને બધા મળીને—

हरि हरये नमः कृष्ण यादवाय नमः ।
गोपाल गोविंद राम श्रीमधुसूदन ॥

આ પદનું કીર્તન કરવા લાગ્યા. પ્રભુ ભાવાવેશમાં આવીને સંકીર્તનની મધ્યમાં બન્ને હાથ ઉંચા કરી કરીને નૃત્ય કરવા લાગ્યા. બધા ગ્રામવાસીઓ પ્રભુના એ અદ્‌ભુત નૃત્યને જોઇને મંત્રમુગ્ધ જેવા થઇ ગયા. ભારતીજીના શરીરમાં પ્રેમના બધા સાત્વિક ભાવોનો ઉદય થવા લાગ્યો અને તેઓ પણ દેહ-ભાન ભૂલીને પાગલની પેઠે સંકીર્તનમાં નૃત્ય કરવા લાગ્યા. ત્યારે તેમને પ્રભુના મહિમાની ખબર પડી. તેઓ પ્રેમમાં મસ્ત બની ગયા. આ પ્રકારે સમસ્ત રાત્રિ આજ પ્રકારે કથાકીર્તન અને ભગવચ્ચર્ચામાંજ વીતી ગઈ.



# संन्यासदीक्षा

देहेऽस्थि मांसरुधिरेऽभिमतिं त्यज त्वं
जायासुतादिषु सदा ममतां विमुञ्च ।
पश्यानिशं जगदिदं क्षणभङ्गनिष्ठं
वैराग्यरागरसिको भव भक्तिनिष्ठः ॥
(શ્રીમદ્ભાગવતમાહાત્મ્ય ૪–૭૯)

અર્થાત્ હાડકાં, માંસ અને લોહી વગેરે પદાર્થોથી બનેલા આ શરીરમાંથી અહંતા કાઢી નાખો, સ્ત્રીપુત્ર તથા કુટુંબ–પરિવારમાં મમતા ન રાખો. આ ક્ષણભંગુર અસાર સંસારની વાસ્તવિક સ્થિતિ સમજી લઇને, વૈરાગ્યમાં પ્રીતિવાળા થઇને સદા ભક્તિનિષ્ઠ થઇનેજ જીવન ગાળો.

વૈરાગ્યમાં કેટલી બધી મઝા છે, તે તો તેજ પુરુષ જાણી શકે છે કે જેના હૃદયમાં પ્રભુનાં ચરણકમળોમાં પ્રીતિ થવાની ઈચ્છા ઉત્પન્ન થઈ ગઈ હોય, જેને સંસારી વિષય–ભોગો કરડવા ધાતા હોય, તેજ વૈરાગ્યમાં મહાન્ સુખનો અનુભવ કરી શકે છે. જેની ઇંદ્રિયો હમેશાં વિષય–ભોગોનીજ ઇચ્છા કરતી રહેતી હોય, જેનું મન સદા સંસારી પદાર્થોનુંજ ચિંતન કર્યા કરતું હોય, તે ભલા વૈરાગ્યના સુખને સમજીજ શું શકે? મન જ્યારે સંસારી ભોગોથી વિરક્ત થઇને સદા મહાન્ ત્યાગને માટે તરફડ્યા કરે, જેનો વૈરાગ્ય પાણીના પરપોટા સમાન ક્ષણિક ન હોતાં સ્થાયી હોય, તેજ ત્યાગના સાચા સુખનો અનુભવ કરવાનો સર્વોત્તમ અધિકારી છે. જે આવેશમાં આવીને ક્ષણિક

વૈરાગ્યને લીધે ત્યાગ-માર્ગનું અનુસરણ કરવા લાગે છે, તેનું અંતે પતન થાય છે. તેથી તો કહ્યું છે કેઃ-

"ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના, કરીએ કોટી ઉપાયજી."

તેથી તો જે વૈરાગ્યપ્રેમનો રસિયો ન બન્યો, તે ભગવત્પ્રેમ-રસનો પૂરેપુરો રસિયો, ભક્તિનિષ્ઠ ભાગવત બનીજ શકતો નથી. હૃદય ત્યાગને માટે એટલું બધું આતુર થવું જોઇએ કે પાણીમાં ઘણી વાર સુધી ડૂબકી મારી રાખ્યા પછી શ્વાસ લેવામાટે પ્રાણ જેટલા આતુર થઇ જાય છે.

મહાપ્રભુને સંન્યાસદીક્ષા આપવા માટે ભારતીજી રાજી છે; એ જોઇને પ્રભુના આનંદનો પાર રહ્યો નહિ. તેઓ પ્રેમમાં બેશુદ્ધ બની જઇ સમસ્ત રાત્રિ ભગવન્નામનું કીર્તન કરતા રહ્યા અને આનંદના ઉલ્લાસમાં આસનેથી ઉઠી ઉઠીને ગાંડાની પેઠે નૃત્ય કરતા રહ્યા. જે પ્રકારે નવી આવેલી વહુને મળવા માટે પ્રેમી યુવક બેચેનીપૂર્વક રાત્રિ પડવાની વાટ જોયા કરે છે, તેજ પ્રકારે મહાપ્રભુ સંન્યાસ-ધર્મની દીક્ષા લેવા માટે તે રાત્રિ પૂરી થવાની વાટ જોતાં હતા. તે રાત્રે પ્રભુને ક્ષણ વાર પણ નિદ્રા આવી નહિ. સતત સંકીર્તન કરતા રહેવાને કારણે પ્રભુનાં નેત્રો કંઇક આપોઆપ મીંચાવા લાગ્યાં, એટલામાંજ આંબાની ડાળો-માં બેઠેલાં પક્ષીઓએ પોતાના કોમળ કંઠથી ભાત ભાતના સ્વરોમાં ગાયન શરૂ કરી દીધું; જાણે તેઓ મહાપ્રભુના સંન્યાસ-ગ્રહણના પ્રસંગ ઉપર પહેલેથીજ મંગળાચરણ કરતાં ન હોય!

પક્ષીઓનો કલરવ સાંભળીને પ્રભુની તંદ્રા દૂર થઇ અને તેઓ આસન ઉપરથી ઊઠીને બેઠા થયા. પાસે જ બેભાન અવસ્થામાં પડેલા આચાર્યરત્ન, નિત્યાનંદ વગેરેને પ્રભુએ જગાડ્યા. બધા જાગી ગયા પછી પ્રભુ નિત્યકર્મોથી નિવૃત્ત થયા. ગંગાજીમાં સ્નાન કરવા માટે પોતાના બધા સાથીઓ સહિત પ્રભુએ પોતાના ભાવી ગુરુદેવનાં ચરણ-કમળોમાં પ્રણામ કર્યા અને ઘણીજ નમ્રતાથી બન્ને હાથની

અંજલિ કરીને તેમને નિવેદન કર્યું: “ભગવન્ ! હું હાજર છું; હવે મને આજ્ઞા આપો કે મારે શું શું કરવું પડશે ?”

કંઇક વિવશતા પ્રગટ કરતાં ભારતીજીએ કહ્યું: “હવે સંન્યાસદીક્ષા માટે જે જે સામગ્રીઓની જરૂર હોય, તે એકઠી કરવી જોઇએ. તેનો પ્રબંધ હું હમણાં કરી દઉં છું.” એમ કહીને તેમણે એક માણસને બધો સામાન લાવવા માટે કટવા મોકલ્યો.

કંટકનગરમાં રહેતાં નરનારીઓને કાલ સુધી એમજ ખબર હતી કે ભારતીજી આ યુવકને સંન્યાસદીક્ષા આપવા માટે કદી સંમત નહિ થાય; પરંતુ આજે જ્યારે પ્રાતઃકાળેજ એ લોકોએ સમાચાર સાંભળ્યા કે ભારતી તો એ બ્રાહ્મણ યુવકને સંન્યાસી બનાવવા ખુશી છે અને આજેજ તેને શિખા–સૂત્ર વિનાનો કરીને ઘેર ઘેર ભિક્ષા માગતો ગૃહત્યાગી વૈરાગી બનાવી દેશે, ત્યારે તો તેમના દુઃખનું ઠેકાણુંજ રહ્યું નહિ. કોણ જાણે એ ગ્રામવાસીઓને પ્રભુના પ્રત્યે દર્શનમાત્રથીજ કેમ આટલી બધી મમતા બંધાઇ ગઇ હતી. તેઓ બધા પ્રભુને પોતાના ઘરના સગા સંબંધીજ સમજવા લાગ્યા. વાત વાતમાં ઘણાં સ્ત્રી–પુરુષો આશ્રમમાં આવીને એકઠાં થઇ ગયાં. સ્ત્રીઓ એક બાજુ ઉભી રહીને આંસુ વહાવતી હતી, અને પુરુષો આપસમાં મળીને જાત જાતની વાતો કરતા હતા.

કોઇ તો કહેતું: “ભાઇ ! આ યુવકનેજ સમજાવવો જોઇએ. ગમે તેમ કરીને સમજાવી–પટાવીને તેને તેની માતા પાસે મોકલી આપવો જોઇએ.” આથી બીજો કહેતો: “તે સમજે તો સમજાવે ને ! જ્યારે સગાંસંબંધીજ તેને સમજાવી શકયાં નહિ, તો હું કે તમે તો ભલા સમજાવી જ શું શકવાના હતા ?”

એટલામાંજ એક ડોસો બોલી ઉઠ્યો: “અરે ભાઈ ! આપણે આટલા બધા માણસો છીએ, સંન્યાસનું કાર્ય જ થવા નહિ દઇએ, એટલે કામ પત્યું.”

આથી કોઇ વિચારવાને કહ્યું: "ભાઇ! એ કેમ બને? આપણે આવા શુભ કાર્યમાં જબરજસ્તી કેમ કરીને કરી શકીએ? આવાં પુણ્ય કાર્યોમાં જો કંઇક સહાય ન બની શકે તો આ પ્રમાણે વિઘ્ન નાખવું તે બરાબર નથી. આપણે તેમને મળીનેજ સમજાવી શકીએ. જબરજસ્તી કરવાનો આપણો ધર્મ નથી."

આથી એક ઉદ્ધત સ્વભાવનો યુવક જોરથી બોલી ઉઠ્યો:-" અરે ભાઇ! ધર્મ ગયો ચુલ્હામાં. આવા ધર્મમાં તો તેલ નાખીને આગ સળગાવી દેવી જોઇએ. જુઓ તો ખરા, મોટા ધર્માત્મા થઇને આવ્યા છે તે! જો વાત એમજ છે તો તમેજ સંન્યાસ કેમ લેતા નથી? શા સારૂ આખો દિવસ આ લાવ, પેલું લાવ, આને મૂક, આને ઉપાડ–એમ કર્યા કરો છો?"

"ઔરોંકો બુઢિયા સિખ-બુધિ દેય,
અપની ખાટ ભીતરી લેય."

ગળું પકડીને હું તો એમને ગામ બહાર નસાડી મૂકીશ. અને તમે નાવમાં બેસાડીને આ યુવકને તેને ઘેર પહોંચાડી આવજો. ભારતીને મનાવી લેવાની જવાબદારી તો હું મારા ઉપર લઉં છું."

તે યુવકની આવી જોરદાર વાતો સાંભળીને સાંભળનારાઓમાંના ઘણા જોસમાં આવી ગયા ને તેઓ 'બરાબર છે, બરાબર છે, એમજ કરવું જોઇએ' એમ બોલતા તેની વાતોનું સમર્થન કરવા લાગ્યા. આથી એજ વિચારવાન વૃદ્ધે કહ્યું કે "ભાઈ! આમ કરવાથી કામ નહિ ચાલે. જો આપણે આપણી નિર્બળતાથી ધર્મનું પાલન ન કરી શકીએ, તો તેટલા માટે શું બીજાઓને પણ ન કરવા દઇએ? જો આપણા ભાગ્યદોષથી આપણે નકટા હોઇએ તો બીજાના નાકને પણ ન જોઈ શકીએ? આ બધી આવેશની વાતો છે. આપણે એટલુજ કરી શકીએ કે ભારતીજીને સમજાવી-પટાવીને દીક્ષા દેતાં રોકીએ." વૃદ્ધની આ વાત બધાને પસંદ આવી અને બધા મળીને ભારતીજી પાસે ગયા. બધા ભારતીજીને પ્રણામ કરીને બેસી ગયાં. આ બાજુ મહાપ્રભુ નીચું મસ્તક રાખીને બેઠા હતા, તેમની પાસેજ ચંદ્રશેખર આચાર્ય તથા નિત્યાનંદજી વગેરે એક જૂની ફાટેલી સાદડી પર બેઠા હતા. ભારતીજીની પાસે બેસીને લોકો પરસ્પર એકબીજાના મોં તરફ જોવા લાગ્યા. બધા લોકોનો વિચાર જાણીને તેજ વિચારવાન વૃદ્ધ પુરુષે હાથ જોડીને કહ્યું કે "સ્વામીજી મહારાજ! અમે આપને કંઈક નિવેદન કરવા ઇચ્છીએ છીએ."

પ્રસન્નતા પ્રકટ કરતાં જલદીથી ભારતીજી બોલ્યાઃ "હા હા, કહો, જરૂર કહો; જે કહેવા ઇચ્છતા હો તે નિઃસંકોચપણે કહી નાખો."

વૃદ્ધે કહ્યું:-" મહારાજ! આપ સર્વ કંઇ જાણો છો, આપનાથી કોઈ વાત અજાણી થોડીજ છે! અમને આ બ્રાહ્મણકુમાર ઉપર બહુ દયા આવે છે. એના ઘરમાં વૃદ્ધ

માતા છે, યુવતી સ્ત્રી છે, ઘેર બીજો કોઈ પુરુષ નથી. તેમના નિર્વાહ માટે કંઇ જોગવાઇ નથી. તેની સ્ત્રીને હજુ કોઇ સંતાન નથી. આવી અવસ્થામાં એ આવેશમાં આવીને સંન્યાસ લે છે, તેથી અમને બધાને ઘણું દુઃખ થાય છે. આ બધી વાતો અમે એના સંબંધીઓ પાસેથી સાંભળી છે. આપનાથી પણ આ વાતો અજાણી નહિ હોય. તેથી અમારી પ્રાર્થના છે કે એ ગમે તેટલો આગ્રહ કરે તોપણ આપ તેને સંન્યાસ–દીક્ષા કદી પણ આપશો નહિ."

એ બધા લોકોની વાતો સાંભળી ભારતીજીએ અત્યંત દુઃખપૂર્વક વિવશતા દર્શાવતાં કહ્યું કે "ભાઇઓ ! તમે જેટલી વાતો કહી છે, તે બધી મને પહેલેથીજ ખબર છે. હું પોતે તેમને સંન્યાસ આપવાના પક્ષમાં નથી અને નથી તો હું મારી રાજીખુશીથી તેમને સંન્યાસ આપતો. એક તો તેમની ઇચ્છાને ટાળવાનું મારામાં સામર્થ્ય નથી; બીજું એમને કોઇ ધર્મનું તત્ત્વ સમજાવી શકે તેમ નથી. તેઓ પોતેજ સમર્થ પંડિત છે. જો કોઇ મૂર્ખ હોત તો આપ શંકા પણ લાવી શકત કે મેં ઉત્તેજન આપ્યું હશે. એ ધર્માધર્મના તત્ત્વને સારી રીતે જાણે છે. ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં પણ વર્ણાશ્રમ–ધર્મનું પાલન કરતા થકા તેઓ વેદોમાં બતાવેલાં કાર્યો દ્વારા પોતાના ધર્મનું આચરણ કરી શકે છે. પરંતુ હવે તો તેઓ મહાત્યાગની દીક્ષા લેવા માટે તત્પર થયા છે. માટે તે મારી શક્તિ બહારની વાત છે. હા, આપ પોતેજ એમને સમજાવો. જો તેઓ આપની વાત માનીને ઘેર પાછા જવા તૈયાર હોય તો મને અત્યંત આનંદ થશે. આપ હૃદયમાંથી એ વાત કાઢી નાખો કે હું પોતેજ તેમને દીક્ષા આપું છું. આ જુઓ, એમની આગળ આ જે આચાર્ય બેઠા છે, તેઓ તેમના પિતા સમાન સગા માસા છે. જ્યારે તેઓ પણ તેમને ન સમજાવી શકયા અને ઉલટા એમની આજ્ઞાનુસાર બધાં સંન્યાસનાં કાર્યો કરાવવા તૈયાર બેઠા છે, તો પછી મારૂં કે તમારૂં તો ગજું જ શું છે ?"

ભારતીજીના મુખમાંથી આવી યુક્તિભરી વાતો સાંભળીને બધા પ્રભુના મુખ તરફ ભયભીતપણે જોવા લાગ્યા. ઘણા પુરુષો તો પ્રભુની આવી સ્થિતિ જોઈને રડતા હતા. પ્રભુએ એ બધા ગ્રામવાસીઓને પોતાના સ્નેહને લીધે દુઃખી જોઈને ઘણીજ વ્યાકુળ વાણીથી કહ્યું કે " ભાઈઓ ! આપ મારા પોતાના માણુસો છો, મિત્ર છો, બંધુ છો અને આપનો મારા ઉપર આટલો બધો સ્નેહ છે, એ જોઈને મારૂં હૃદય ગદ્‌ગદ્ થઈ ઉઠયું છે. આપ જે કહો છો, તે બધી વાતો હું પોતે સમજું છું, પરંતુ ભાઇઓ ! હું પરાધીન છું, હું હવે મારા પોતાના તાબામાં નથી. શ્રીકૃષ્ણ મને પકડીને લઈ આવ્યા છે. આપ સૌ ભાઈઓ એવો આશીર્વાદ આપો કે હું મારા વહાલા શ્રીકૃષ્ણને પામી શકું. હું વૃંદાવનમાં જઈશ, વ્રજવાસીઓનાં ઘરોમાંથી ટુકડા માગીને ખાઇશ. વૃંદાવનની બહાર કદંબનાં વૃક્ષો નીચે વાસ કરીશ. યમુનાજીનું સુંદર શ્યામ રંગવાળું સ્વચ્છ પાણી પીશ અને અહર્નિશ શ્રીકૃષ્ણનાં સુમધુર નામોનું સંકીર્તન કરીશ. જ્યાંસુધી મારા વહાલા શ્રીકૃષ્ણ મળશે નહિ, ત્યાં સુધી હું સુખી થઇ શકીશ નહિ. મને શાંતિ મળી શકશે નહિ. શ્રીકૃષ્ણવિરહમાં મારૂં હૃદય સળગી રહ્યું છે, તે શ્રીકૃષ્ણના સુંદર, શીતળ મેળાપસુખથીજ શાંત થઇ શકશે. આપ સૌ એક વાર હૃદયપૂર્વક મને આશીર્વાદ આપો. " એમ કહેતાં કહેતાં પ્રભુ મોટે સાદે ભગવન્નામોનો ઉચ્ચાર કરતા કરતા ઘણાજ કરુણ સ્વરે રુદન કરવા લાગ્યા. ત્યાં હાજર રહેલા સૌ કોઈ મંત્રમુગ્ધ જેવા બની ગયા. આગળ બીજું કંઇ કહેવાની કોઇની હિંમતજ ચાલી નહિ.

જ્યારે લોકોએ જોયું કે મહાપ્રભુ કોઇ પણ પ્રકારે સંન્યાસ લીધા સિવાય માનશે નહિ, ત્યારે બધાએ તેમના શુભ કામમાં મદદ કરવાનો નિશ્ચય કર્યો. ભારતીજીને પૂછીને કોઇ તો આસપાસના સંન્યાસીઓને બોલાવવા ગયા. કોઇ પૂજનની સામગ્રી લેવા દોડ્યા. કોઇ જલદી જલદી કેળ ને આંબાનાં પાન લઇ આવ્યા. કોઇ દૂધની દોણીજ ઉપાડી

લાવ્યું, તો કોઇ ખૂબ મિઠાઇજ લઈ આવ્યું. આ પ્રકારે વાત વાતમાંજ ભારતીજીનો સમસ્ત આશ્રમ ખાદ્ય પદાર્થો તથા પૂજન-સામગ્રીઓથી ભરાઈ ગયો. જેના ઘરમાં જે ચીજ હતી તે લઇને તે આશ્રમમાં આવી પહોંચ્યા. એક બાજુ કંદોઇ ભંડારા માટે ભોજ્ય પદાર્થો બનાવવા લાગ્યો અને બીજી બાજુ સંન્યાસી અને પંડિત મળીને સંન્યાસની દીક્ષા માટે વેદી વગેરે બનાવવા લાગ્યા.

આશ્રમની સામે સુંદર આંબાવાડિયામાં હવનની વેદીઓ બનાવવામાં આવી; તે કંકુ, હળદર, ચૂનો તથા લાલ, પીળા, લીલા વગેરે વિવિધ પ્રકારના રંગોથી ચિત્રિત કરવામાં આવી; સ્થળે સ્થળે કેળના થાંભલા રોપવામાં આવ્યા. પ્રભુએ બધાં કાર્યો કરવા માટે પં૦ ચંદ્રશેખર આચાર્યરત્નને પોતાના પ્રતિનિધિ બનાવ્યા. આચાર્યરત્ને દડદડતી આંખે વિવશ થઇને અત્યંત કષ્ટપૂર્વક પ્રભુની આ કઠોર આજ્ઞાનું પણ પાલન કર્યું. મહાપ્રભુએ ગંગાજીમાં સ્નાન કરીને પહેલાં દેવતા અને ઋષિઓને તૃપ્ત કર્યાં, પછી પોતાના પિતૃઓને શાસ્ત્રમર્યાદા પ્રમાણે શ્રાદ્ધ-તર્પણ દ્વારા સંતુષ્ટ કર્યા. પ્રભુએ પ્રત્યક્ષ જોયું કે પિતૃલોકથી તેમના પિતા-પિતામહ આદિ પૂર્વજોએ જાતેજ આવીને તેમના આપેલા પિંડ ગ્રહણ કર્યાં અને પ્રસન્નતા દર્શાવતાં તેમને આશીર્વાદ આપ્યા.

વેદીની ચારે બાજુ સુંદર સુંદર અનેક યજ્ઞોપયોગી વૃક્ષોની સમિધાઓ, જાત જાતની સુગંધી પુષ્પમાળાઓ, અક્ષત, ધૂપ, દીપ, નૈવેદ્ય, સોપારી, નાળિયેર, તાંદુલ, કેટલીયે જાતના મેવા, તલ, જવ, ચોખા, ઘી વગેરે હવનની સામગ્રી, કુશ-દર્ભ, દૂર્વા, ઘડા વગેરે બધો સામાન ગોઠવીને મૂકયો હતો. વેદીની ચોતરફ અનેક ઋત્વિજ બ્રાહ્મણો અને સંન્યાસીઓ બેઠા હતા. એટલામાંજ એક માણસ હરિદાસ નામના હજામને સાથે લઇને આશ્રમમાં આવી પહોંચ્યો. હરિદાસને જોતાંજ ભારતીજી જલદીથી

કહેવા લાગ્યાઃ "ઘણું મોડું થઈ ગયું છે, હજુ ઘણાં કામ બાકી છે, આપ જલદીથી હજામત કરાવી લ્યો."

પ્રભુ વેદીની પાસેથી ઉઠીને એક બાજુ સાદડી ઉપર હજામત કરાવવા બેઠા. હરિદાસ વાળંદ પણ પાસેજ પોતાની પેટી રાખીને બેસી ગયો. હરિદાસ આમ તો જાતે વાળંદ હતો, પરંતુ કટવા ગામમાં તેનું ઘણું માન હતું. તે પહેલેથીજ ભગવદ્ભક્ત હતો અને બીજા બધા વાળંદોનો આગેવાન હતો. વાળંદોની મોટી મોટી પંચાયતોમાં તેનેજ નિર્ણય કરવા માટે બોલાવવામાં આવતો અને બધા તેની વાતો માનતા હતા.

વાળંદે પહેલાં તો એક વાર સજેલા સમસ્ત આશ્રમ તરફ જોયું પછી સંન્યાસી અને બ્રાહ્મણોથી ઘેરાયેલી વેદી તરફ તેણે નજર નાખી અને પછી ઘણાજ ધ્યાનપૂર્વક મહાપ્રભુના મુખકમળ તરફ નિહાળવા લાગ્યો. મહાપ્રભુનાં દર્શનથી તેને તૃપ્તિજ થતી નહોતી. તે જેમ જેમ પ્રભુની મનોહર મૂર્તિને જોતો, તેમ તેમ તેનું હૃદય પ્રભુના તરફ વધારે ને વધારે ખેંચાતું જતું હતું. થોડી વાર સુધી તે આ પ્રમાણે તાકી તાકીને સ્થિરભાવે પ્રભુના શ્રીમુખ તરફ નિહાળતોજ રહ્યો. જ્યારે પ્રભુએ જોયું કે આ તો કાષ્ઠની મૂર્તિજ બની ગયો છે, ત્યારે તેઓ તેને સંબોધીને બોલ્યા કેઃ "ભાઇ! વાર શું કરવા કરે છે? મોડું થાય છે. જલદી કામ પતાવી લે."

વાળંદે કંઇક બીજીજ તરફ ધ્યાન હોય તેવા ભાવમાં કહ્યું "શું કરૂં મહારાજ?"

પ્રભુએ કહ્યું: "હજામત કર, બીજું શું કરવાનું છે? એટલા માટે તો તને બોલાવ્યો છે."

વાળંદે કહ્યું: "આપના કેશ તો બહુ મોટા-મોટા છે; એમ જણાય છે કે આપ તેને કપાવતાજ નથી."

પ્રભુએ કહ્યું: "એ તો બરાબર છે, પરંતુ સંન્યાસ વખતે બધા વાળ ઉતરાવવાનું શાસ્ત્રીય વિધાન છે."

વાળંદે કહ્યું: "તો મહારાજજી ! સાચી વાત કહી દઉં છું. આપ ગમે તો સારૂં લગાડો કે ખોટું, મારાથી આ નિર્દય કામ કદી થઈ શકશે નહિ. આપ આજ્ઞા કરો તો હું મારા અસ્ત્રા વડે મારા પ્રિય પુત્રનો વધ કરી શકું; પરંતુ આ કાળા કાળા વાંકડિયા વાળ કાપવાની મારામાં શક્તિ નથી. પ્રભો ! આ રેશમથી પણ સુંવાળા વાળ ઉપર મારો અસ્ત્રો નહિ ચાલે, તે લપસી જશે. આ કામ મારી શક્તિ બહારનું છે. કટવા ગામમાં બીજા ઘણાયે વાળંદ રહે છે, તેમાંથી કોઇને બોલાવી મંગાવો. મારી પાસે આ કામની સ્વપ્નમાં પણ આશા ન રાખશો."

પ્રભુએ ઉતાવળા થઇને કહ્યું: "હરિદાસ ! તું મારા આ શુભ કાર્યમાં અગવડ ન કર. હું શ્રીકૃષ્ણને મળવા માટે વ્યાકુળ થઈ રહ્યો છું, તું મારા આ કામમાં સહાયક બનીને અક્ષય સુખનો ભાગી બન. મારા આ કામમાં મદદ કરવાથી તારૂં કલ્યાણ થશે. ભગવાન તને ખૂબ ધન-સંપત્તિ આપશે અને મારા આશીર્વાદથી તું સદા સુખી રહ્યા કરશે."

હરિદાસ વાળંદે શુષ્ક હાસ્ય કરતાં કહ્યું: "ધન તો મારૂં છેજ નહિ; મારાં સંતાન ગમે તો આજેજ ભલેને મરી જાય, અને મારા સમસ્ત શરીરમાં ભલે ગળતા કોઢ થઇ જાય. પ્રભો ! મારાથી આ કામ નહિ થાય. ધન, સંપત્તિ અને સ્વર્ગનો લોભ દેખાડીને આપ બીજા કોઇને છેતરી શકશો, મને એની ઇચ્છા નથી. આપ ગામમાંથી બીજા વાળંદને શામાટે નથી બોલાવતા ?"

પ્રભુએ કહ્યું: "હરિદાસ ! મુંડનસંસ્કાર કરાવ્યા વિના સંન્યાસકર્મ થઇ શકેજ નહિ. સંન્યાસદીક્ષાના કાર્યમાં તમે તો એક મુખ્ય સાક્ષી છો. તમે મુજ દીન-દુઃ

કંગાલ ઉપર દયા કેમ નથી કરતા ? મારા પ્રાણ શ્રીકૃષ્ણને માટે તરફડી રહ્યા છે. તમે આ પ્રકારે મને નિરાશ કરો છો. ભાઇ ! જો, હું મારી પત્નીની રજા લાવ્યો છું, મારી માતાએ મને સંન્યાસી થવાની આજ્ઞા આપી છે. મારા પિતાતુલ્ય માસા આચાર્યરત્ન પોતેજ પોતાના હાથે વડે સંન્યાસ-વિધિ કરાવે છે. પૂજ્યપાદ ગુરુવર ભારતીજીએ પણ મારી પ્રાર્થના સ્વીકારી લીધી છે. હવે તું મારા આ શુભ કાર્યમાં શા માટે વિઘ્ન નાખે છે ? તું મને સંન્યાસી થતો શા માટે અટકાવે છે ?"

વાળંદે કહ્યું: "પ્રભો ! હું આપને ક્યાં રોકું છું ? આપ ભલેને સંન્યાસી બનો, પરંતુ મારૂં કહેવું તો એટલું છે કે મારાથી આ પાપકર્મ નહિ થાય. કોઈ બીજા વાળંદ પાસે આપ એ કામ કરાવી શકો છો."

પ્રભુએ કહ્યું: "એ વાત નથી. હરિદાસ ! આ કામ તમારેજ કરવાનું છે. તમને જે કંઇ ભય હોય તે મને કહો."

આંખોમાં અશ્રુ લાવી વાળંદે કહ્યું: "સૌથી વધારે ડર તો મને આ આટલા સુંદર વાંકડિયા વાળને મસ્તકથી અળગા કરતાંજ લાગે છે. બીજું હું આમાં મારા ધર્મનો પણ પ્રત્યક્ષ નાશ જોઇ રહ્યો છું. જે અસ્ત્રાથી આપના પવિત્ર કેશનું મુંડન કરીશ, તેનેજ ફરીથી સર્વસામાન્ય લોકોનાં મસ્તકને કેમ કરીને અડકાડીશ ? જે હાથથી આપના મસ્તકનો સ્પર્શ કરીશ, તેના વડે ફરીથી સર્વ કોઈના મસ્તકને નહિ અડકી શકાય. હજામત કરીનેજ હું મારા કુટુંબ-પરિવારનું ભરણપોષણ કરૂં છું, પછી મારૂં કામ કેમ કરીને ચાલશે ?"

પ્રભુએ કહ્યું: "હરિદાસ ! તું આજથી આ હજામના કાર્યને છોડીને બીજો કોઈ નાનો મોટો રોજગાર કરી લેજે. મારા સંન્યાસના આ મુખ્ય કાર્યમાં તારેજ સહાયક બનવું પડશે."

હજુ સુધી તો વાળંદ પોતાની જાતને સંભાળી રહ્યો હતો; પરંતુ હવે તેનાથી ન રહેવાયું. તે જોરથી રુદન કરવા લાગ્યો. રડતાં રડતાં તે કહેવા લાગ્યો: "પ્રભો ! આ તો આપ મારી ગરદન ઉપર છરી ચલાવી રહ્યા છો. હાય ! આ સુંદર કેશને હું આપના મસ્તકથી કેમ કરીને અળગા કરી શકીશ ? પ્રભો ! મને ક્ષમા કરો, હું આ કામ કરવા તદ્દન અસમર્થ છું."

પ્રભુએ જ્યારે જોયુ કે આ તો કોઇ પણ પ્રકારે માને તેમ નથી, ત્યારે તેમણે પોતાનો પ્રભાવ વ્યક્ત કરીને કામ લીધું અને હજામત કરવાની આજ્ઞા આપતાં કહ્યું:– "હરિદાસ ! હવે વાર કરવાનું કામ નથી; જલદીથી હજામત કર."

હરિદાસ હવે પરાધીન હતો, તેણે ધ્રૂજતા હાથ વડે પ્રભુના સુંવાળા અને વાંકડિયા વાળને સ્પર્શ કર્યો. તે અશ્રુ વહાવતો હતો ને હજામત કરતો હતો. કોઇ કોઈ વાર હજામત કરતાં કરતાંજ અટકી જતો અને મોટે સાદે ભગવન્નામોનુ ઉચ્ચારણ કરતો કરતો રડવા લાગતો. જ્યારે પ્રભુ આગ્રહપૂર્વક તેને સમજાવતા ત્યારે પાછો હજામત કરવા લાગતો. આ પ્રકારે હજામત કરતાં કરતાં કોઈ વાર ગાતો, કોઈ વાર નાચતો, કોઇ વાર રડતો અને કોઈ વાર હસતો હતો. આ પ્રકારે કંઇક સંધ્યાકાળ સુધીમાં તે મહાપ્રભુની હજામત કરી શક્યો.

ક્ષૌરકર્મ–હજામત સમાપ્ત થતાં પ્રભુએ હરિદાસ વાળંદને ગાઢ આલિંગન કર્યું. પ્રભુનું આલિંગન થતાંજ તે તદ્દન બેભાન થઇને પૃથ્વી ઉપર પડી ગયો અને ઘણી વાર સુધી તે ચેતનાશૂન્ય માણસની પેઠે પડી રહ્યો. પછી ભાન આવતાં તે ઉઠયો અને તેણે હજામત કરવાનો પોતાનો બધો સામાન તેજ સમયે કલિમલહારિણી ભગવતી ભાગીરથીના પ્રવાહમાં ફેંકી દીધો અને જોરથી હરિધ્વનિ કરવા લાગ્યો. આ પ્રકારે થોડી વારજ પ્રભુનો સમાગમ થવાથી

તે મહાભાગવત વાળંદ સદાને માટે અમર બની ગયો. આજે પણ કટવાની પાસે 'મધુમોદક' નામથી એ મુંડેલા વાળની અને તે પરમ ભાગ્યશાળી વાળંદની સમાધિઓ લોકોને ત્યાગ, વૈરાગ્ય અને પ્રેમનો પાઠ ભણાવતી એ હરિદાસના અપૂર્વ અનુરાગ–પ્રેમનો પોકાર પાડી રહી છે. ગૌર–ભક્તો એ સમાધિઓનાં દર્શનોથી પોતાનાં નેત્રોને સફળ કરે છે, અને ત્યાંની પાવન ધૂલિને પોતાના મસ્તક ઉપર ચઢાવતાં તે ઘટનાના સ્મરણથી રડતાં રડતાં પછાડ ખાઇને પડી જાય છે. ધન્ય છે! એટલેજ તો કહ્યું છે કેઃ–

> પારસમેં અરુ સંતમેં, સંત આધક કર માન;
> વહ લોહા સુબરન કરે, વહ કરે આપ સમાન.

મહાપ્રભુ ગૌરાંગના ગુણોની સાથે હરિદાસની નિષ્કામ ભક્તિ પણ અમર થઇ ગઇ અને ગૌરભક્તોમાં હરિદાસ પણ પૂજ્ય બની ગયા છે.





## श्रीकृष्ण-चैतन्य

वैराग्यविद्यानिजभक्तियोगशिक्षार्थमेकः पुरुषः पुराणः।
श्रीकृष्णचैतन्यशरीरधारी कृपाम्बुधिर्यस्तमहं प्रपद्ये॥

(चै. चंद्रो. ना. ६-७४)

અર્થાત્ જે પુરાણપુરુષે જીવોને પોતાની નિષ્કામ ભક્તિ અને વૈરાગ્ય-વિદ્યા વગેરે શીખવા માટે "શ્રીકૃષ્ણ-ચૈતન્ય" નામવાળું શરીર ધારણ કર્યું છે, તે કૃપાના સાગર શ્રીચૈતન્યદેવને હું શરણે જાઉં છું.

સંન્યાસનો અર્થ છે અગ્નિમય જીવન. પાછલા જીવનની બધી વાતોને જ્ઞાનાગ્નિમાં સળગાવી દઇને પોતે અગ્નિમય બની જવું-એજ આ મહાવ્રતનો આદર્શ છે. સંસારની એકદમ ઉપેક્ષા કરી દો, જીવમાત્રમાં મિત્રતાનો ભાવ રાખો અને સમસ્ત સંસારી સંબંધો અને પરિગ્રહોનો પરિત્યાગ કરીને ભગવન્નામનિષ્ઠ થઇને વૈરાગ્ય-પ્રેમના રંસિયા બની જાઓ. બધી સંસારી વાતોને હૃદયમાંથી કાઢીને ફેંકી દો. સત્વગુણસ્વરૂપ સફેદ વસ્ત્રોનો પણ પરિત્યાગ કરી દો. તથા રજ, તમ અને સત્વગુણથી પણ ઉપર જઇને ત્રિગુણાતીત થઇને મહાન સત્ત્વમાં સદા સ્થિર રહો. આ કારણથીજ સંન્યાસીનાં વસ્ત્ર અગ્નિવર્ણનાં હોય છે, કેમકે તેમણે જીવતા રહેવા છતાં પણ આ શરીર અગ્નિને સોંપી દીધેલું છે. તે 'નારાયણ' સિવાય બીજા કોઇને દેખતાજ નથી. તેથી સંન્યાસસમયે પૂર્વાશ્રમના નામનો પણ ત્યાગ કરે છે અને ગુરુએ આપેલા મહાપ્રકાશરૂપી નવીન નામથી આ શરીરને ઓળખાવે છે. વાસ્તવમાં તો

સંન્યાસી નામરૂપથી રહિતજ થઇ જાય છે.

મહાપ્રભુનું ક્ષૌર–કર્મ સમાપ્ત થયું. હવે તેઓ શિખા-સૂત્ર વિનાના થઇ ગયા. હજામત થઇ ગયા પછી પ્રભુએ ગંગાજીના શીતળ જળમાં ડૂબકીઓ મારીને સ્નાન કર્યું અને વસ્ત્ર બદલીને તેઓ વેદીની પાસે આવ્યા. હાથ જોડીને તેઓ ઘણા દીનભાવે ભારતીજી આગળ બેસી ગયા. ભારતીજીએ વિજયાહવન વગેરે બધાં સંન્યાસોચિત કર્મ કરાવીને પ્રભુને મંત્ર–દીક્ષા આપવાનો વિચાર કર્યો. હાથ જોડીને વિનીતભાવે પ્રભુએ સંન્યાસમંત્ર ગ્રહણ કરવાની જિજ્ઞાસા દર્શાવી. ભારતીજીએ તેમને પોતાની પાસે બેસી જવા કહ્યું અને ગુરુદેવની આજ્ઞાનુસાર પ્રભુ તેમની પાસે બેસી ગયા.

મંત્ર આપવામાં ભારતીજી કંઇક આનાકાની જેવું કરવા લાગ્યા; ત્યારે મહાપ્રભુએ ઉત્સુકતા દર્શાવતાં પૂછ્યું: "ભગવન્ ! મેં સાંભળ્યું છે કે સંન્યાસના મંત્રને કોઇની આગળ કહેવો ન જોઇએ."

ભારતીજીએ કહ્યું: "હા, સંન્યાસ–મંત્રને શાસ્ત્રોમાં પરમ ગુપ્ત ગણવામાં આવે છે, ગુરુજનો સિવાય તે ગમે તેની આગળ કહેવાતો નથી."

આ સાંભળીને પ્રભુએ કહ્યું કે "મારે આપને એક વાત નિવેદન કરવાની છે, પરંતુ તે ગુપ્ત વાત છે, અને તે કાનમાંજ કહી શકીશ."

ભારતીજીએ પોતાનો જમણો કાન પ્રભુ તરફ લંબાવીને કહ્યું—"હા, હા, જરૂર કહો; શી વાત છે?"

પ્રભુ પોતાનું મુખ ભારતીજીના કાનની પાસે લઈ ગયા અને ધીરે ધીરે કહેવા લાગ્યા કે "એક દિવસ મેં સ્વપ્નમાં એક બ્રાહ્મણને જોયા હતા. તે પણ સંન્યાસીજ હતા. અને તેમનાં રૂપરંગ ઘણાંખરાં આપને મળતાં હતાં. સ્વપ્નમાંજ તેમણે મને સંન્યાસી બનવાનો આદેશ આપ્યો;

અને તેમણે પોતે મારા કાનોમાં સંન્યાસ-મંત્ર આપ્યો હતો. તે મંત્ર મને હજી જેમનો તેમ યાદ છે. તમે તેને પહેલાં સાંભળી લ્યો કે તે ભૂલભરેલો છે કે બરાબર." એમ કહીને પ્રભુએ ભારતીજીના કાનમાં સ્વપ્નમાં પ્રાપ્ત થયેલોજ મંત્ર બોલી સંભળાવ્યો. જાણે તેમણે પ્રકારભેદે ભારતીજીને પહેલા પોતાની મેળેજ પોતાના શિષ્ય બનાવી લીધા ન હોય! પ્રભુના મુખેથી બરાબર શુદ્ધ સંન્યાસ-મંત્ર સાંભળીને ભારતીજી કંઇક આશ્ચર્ય પ્રગટ કરતા પ્રેમ-માં ગદ્ ગદ્ કંઠે કહેવા લાગ્યા કે "જ્યારે તમને શ્રીકૃષ્ણ-પ્રેમ પ્રાપ્ત થયેલોજ છે, તો પછી તમારે માટે અગમ્ય વિષયજ કયો રહી જાય છે? કૃષ્ણપ્રેમ એજ સાર છે; જપ-તપ, પૂજા-પાઠ, વાનપ્રસ્થ-સંન્યસ્ત વગેરે ધર્મ બધા તેનીજ પ્રાપ્તિને માટે હોય છે. જેને કૃષ્ણ-પ્રેમની પ્રાપ્તિ થઈ ચૂકી છે, તેને માટે મંત્ર ગ્રહણ કરવો, દીક્ષા વગેરે લેવી એ માત્ર લોકશિક્ષણને માટેજ છે. તમે તો મર્યાદાની રક્ષા માટે સંન્યાસ લ્યો છો, એ વાત હું બરાબર જાણું છું. કૃષ્ણકીર્તન તો તમે ઘેર રહીને પણ કરી શકતા હતા. પરંતુ એમ દેખાડવા માટે કે ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં લૌકિક અને વૈદિક કર્મો કે જેમનું વેદ-શાસ્ત્રોમાં ગૃહસ્થા-શ્રમીઓ માટે વિધાન બતાવવામાં આવ્યું છે, તે અવશ્યજ કરતા રહેવું જોઇએ, તમારાથી હવે એ સ્મૃતિઓમાં કહેલા ધર્મો પાળી શકાતા નથી તેથી તમે સંન્યાસધર્મનું અનુ-સરણ કરો છો. "જ્યાં સુધી જ્ઞાનમાં પૂર્ણ નિષ્ઠા ન થાય, જ્યાં સુધી ભગવદ્ગુણોમાં સારી રીતે પ્રેમ ન થાય ત્યાં-સુધી સ્મૃતિઓમાં ઋષિઓના બતાવેલા ધર્મોનું અવશ્ય પાલન કરવું જોઇએ." તેથી ગૃહસ્થાશ્રમમાં રહીને તમે વૈદિક કર્મોનું બરાબર પાલન કર્યું અને હવે કર્મ-પરિ-ત્યાગની સાથેજ પૂર્વાશ્રમનો ત્યાગ કરો છો અને સંન્યાસ-ધર્મ અનુસાર હમેશાં દંડ ધારણ કરીને સંન્યાસ ધર્મની કઠોરતા દર્શાવશો. તમારાં આ બધાં કાર્યો લોકશિક્ષણ માટેજ છે." આ પ્રકારે પ્રભુની વિવિધ પ્રકારે સ્તુતિ કરીને

ભારતીજી તેમને મંત્રદીક્ષા આપવા તૈયાર થયા.

એક નાનકડા વસ્ત્રની આડ કરીને ભારતીજીએ પ્રભુના કાનમાં સંન્યાસમંત્ર કહી દીધો. બસ, તે મંત્ર સાંભળતાંજ પ્રભુ બેભાન થઇને પૃથ્વી ઉપર પડી ગયા; અને "હા કૃષ્ણ! હા કૃષ્ણ!" એમ જોરથી બૂમો પાડી પાડીને રુદન કરવા લાગ્યા. પાસેજ બેઠેલા નિત્યાનંદજીએ તેમને સંભાળ્યા અને ભાનમાં લાવવાનો પ્રયત્ન કર્યો.

ભારતીજીએ પ્રભુનાં બધાં જૂનાં સફેદ વસ્ત્ર ઉતરાવી દીધાં હતાં, અને તેમને અગ્નિ-રંગનાં ભગવાં વસ્ત્ર પહેરવા આપ્યાં. એક ઉપવસ્ત્ર (ઓઢવાનું વસ્ત્ર), બે કૌપીન, એક ભિક્ષા માગવાનું વસ્ત્ર, એક કંથા અને એક કટિ-વસ્ત્ર એટલાં કપડાં ભારતીજીએ પ્રભુને માટે આપ્યાં. અગ્નિવર્ણનાં એ ચળકતાં વસ્ત્રો પહેરવાથી પ્રભુની તે સમયે એવી શોભા થઇ કે જાણે શરદ્ કાળમાં સૌ કોઇના મનને હરનારા, ઠંડીથી દુઃખી થયેલા લોકોના દુઃખને દૂર કરતા અરુણ રંગના બાલસૂર્ય આકાશમાં ઉદય પામ્યા ન હોય!

સુવર્ણ રંગના તેમના શરીર ઉપર ભગવા રંગનાં વસ્ત્રો ઘણુંજ સુંદર લાગતાં હતાં. ખભા ઉપર કંથા પડેલી હતી, નાનું વસ્ત્ર માથા ઉપર બાંધ્યું હતું. એક હાથમાં લાકડાનું કમંડળ શોભા આપતું હતું, બીજા હાથમાં સંન્યાસદંડ ધારણ કરેલો હતો અને મુખેથી "શ્રીકૃષ્ણ-શ્રીકૃષ્ણ" એમ કહેતા કહેતા તેઓ અશ્રુ વહાવતા ઉભા હતા. પ્રભુના આ ત્રૈલોક્યપાવન સુંદર સ્વરૂપને જોઇને બધા હાજર રહેલા પ્રેક્ષકો અવાક્ થઈ ગયા. તે સમયે બધાજ કાષ્ઠની મૂર્તિ જેવા થઇને બેઠા હતા. પ્રભુના અદ્‌ભુત રૂપ-લાવણ્યયુક્ત શ્રીવિગ્રહને જોઇને સૌનું મન આપોઆપજ પ્રેમાનંદમાં લવલીન થઇને નૃત્ય કરતું હતું. બધાની આંખોમાંથી પ્રેમનાં અશ્રુ નીકળતાં હતાં. પ્રભુ કંઈક થોડા નમીને ઉભા હતા. ભારતીજી સામેજ એક ઉચ્ચાસને સ્થિરભાવે ગંભીરતાપૂર્વક બેઠા હતા.

તે સમયે જો કોઇ જોરથી શ્વાસ લેતું તો તે પણ સંભળાતો; જાણે તે સમયે પક્ષીઓએ બોલવાનું બંધ કરી દીધું છે અને પવન પણ થંભી જઇને પ્રભુની અદ્ભુત શોભાને વશ થઇને તેમના રૂપલાવણ્યરૂપી રસનું પાન કરી રહ્યો છે.

તે સમયે ભારતીજી મહાપ્રભુના સંન્યાસના નામ સંબંધમાં વિચાર કરતા હતા. તેઓ પ્રભુની પ્રકૃતિ અનુસાર પોતાના પરમપ્રિય શિષ્યનું સાર્થક નામ રાખવા ઇચ્છતા હતા. તેમને કોઈ સુંદર નામ સૂઝતુંજ નહોતું. તે સમયે જાણે સાક્ષાત્ સરસ્વતી દેવીએ તેમને તેમના આ કામમાં મદદ આપી. સરસ્વતીએ તેમને સૂઝાડયું કે તેમણે શ્રીકૃષ્ણભક્તિ વિનાના જીવોને ચૈતન્ય આપ્યું છે. જે જીવનમાં શ્રીકૃષ્ણભક્તિ નથી, તે જીવન અચેતન છે. તેમણે ભગવન્નામ દ્વારા અચેતન પ્રાણીઓને ચેતન બનાવ્યા છે, તેથી તેમનું નામ 'શ્રીકૃષ્ણ-ચૈતન્ય-ભારતી' બરાબર થશે.

ભારતજીને ઘણી પ્રસન્નતા થઇ. તેઓ તે શાંતિનો ભંગ કરતા બધા લોકોને સંભળાવીને કહેવા લાગ્યાઃ "આમણે શ્રીકૃષ્ણનાં સુમધુર નામો દ્વારા લોકમાં ચૈતન્યનો સંચાર કર્યો છે અને આગળ પણ કરશે, તેથી આજથી તેમનું નામ 'શ્રીકૃષ્ણ ચૈતન્ય' છે. ભારતી મારી ગુરુપરંપરાની સંજ્ઞા છે, તેથી સંન્યાસીઓમાં તેઓ દંડી સ્વામી શ્રીકૃષ્ણ ચૈતન્ય ભારતી કહેવાશે." આટલું સાંભળતાંજ પ્રભુ ભાવાવેશમાં આવીને "હું તો મારા વહાલા શ્રીકૃષ્ણને મળવા માટે વૃંદાવન જઇશ" એમ કહેતા કહેતા બીજી તરફ ભાગવા લાગ્યા. તે સમયે નાસવાને લીધે ઉડતા ભગવા વસ્ત્રની ધજાવાળો દંડ અને કાળા રંગનું કમંડલુ પ્રભુના હાથમાં ઘણાંજ સુંદર લાગતાં હતાં. પ્રભુ જોરથી 'હરિ હરિ' પોકારતા દોડવા લાગ્યા. આ જોઇને ઘણા લોકોએ આગળ જઇને પ્રભુનો રસ્તો રોકી લીધો. પોતાના રસ્તામાં લોકોને આડા ઉભેલા જોઇને પ્રભુ રડતાં રડતાં કહેવા

લાગ્યાઃ–"ભાઇઓ! તમે મને વૃંદાવનનો રસ્તો બતાવો. હું મારા વહાલા શ્રીકૃષ્ણનાં દર્શન માટે ઘણોજ વધારે વ્યાકુળ થઇ રહ્યો છું. મને જ્યાં સુધી શ્રીકૃષ્ણનાં દર્શન નહિ થાય, ત્યાં સુધી શાંતિ મળશે નહિ. તમે બધા મારો રસ્તો છોડી દો અને મને એવો આશીર્વાદ આપો કે હું મારા પ્રાણપ્રિય પ્રિયતમને પામી શકું."

નિત્યાનંદજીએ કહ્યું: "પ્રભો! આપ પહેલાં આપના પૂજ્ય ગુરુદેવનાં ચરણોમાં પ્રણામ તો કરી આવો! પછી તેઓ જે પ્રકારની આજ્ઞા કરે તે પ્રમાણે કરજો. ગુરુની આજ્ઞા વિના જવું એ બરાબર નથી." આટલું સાંભળતાંજ પ્રભુ કંઇક વિચારવા લાગ્યા અને કંઈજ જવાબ આપ્યા સિવાય આશ્રમ તરફ પાછા ફર્યા; એટલે બધા લોકો પણ પ્રભુની પાછળ પાછળ ચાલ્યા. આશ્રમમાં પહોંચીને પ્રભુએ દંડી સંન્યાસીના વિધિ પ્રમાણે પોતાના ગુરુદેવનાં ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા અને ભારતી મહારાજનો આદેશ મળતાં તેમણે તે રાત્રે ત્યાંજ ગુરુ–સેવા કરતાં કરતાં નિવાસ કર્યો. સંકીર્તનનો રંગ આજે કાલના કરતાં પણ વધારે જામ્યો હતો. આ પ્રકારે પ્રભુ સંન્યાસ ગ્રહણ કરીને લોકશિક્ષણ માટે ગુરુ–સેવાનો મહિમા દર્શાવવા લાગ્યા. પ્રભુની તે રાત્રિ શ્રીકૃષ્ણકીર્તન અને ભગવચ્ચરિત્રોના ચિંતનમાંજ પસાર થઈ.





## राढ देशमां भ्रमण

एतां समास्थाय परात्मनिष्ठामध्यासितां पूर्वतमैर्महर्षिभिः
अहं तरिष्यामि दुरन्तपारं तमो मुकुन्दाङ्घ्रिनिषेवयैव ॥

(શ્રીમદ્‌ભાગવત, ૧૧-૨૩-૫૮)

અર્થાત્ પ્રાચીન કાળના મોટા મોટા ઋષિઓએ સ્વીકારેલી આ પરાત્મનિષ્ઠાનો સ્વીકાર કરીને હું મોક્ષદાતા શ્રીહરિનાં ચરણકમળોની સેવા દ્વારા જેનો અંત પામવો ઘણોજ દુષ્કર છે, તે સંસારરૂપી અંધકારને પણ હું વાત વાતમાં તરી જઈશ.

રાત્રિ પૂરી થઈ. પૂર્વ દિશામાં અરુણોદયની લાલાશ છવાઇ ગઇ, જાણે પ્રભુનાં લાલ વસ્ત્રોનું પ્રતિબિંબ પૂર્વ દિશામાં પડયું ન હોય! ભગવાન ભુવનભાસ્કર નવીન સંન્યાસી શ્રીકૃષ્ણ-ચૈતન્યમાં દર્શન કરવા ઉતાવળા થયેલા જણાતા હતા. તેઓ આકાશમાં દ્રુત ગતિએ ચાલતા હતા. નિત્યકર્મથી પરવારીને પ્રભુએ પોતાના ગુરુદેવનાં ચરણોમાં પ્રણામ કર્યા અને તેમની પાસે વૃંદાવન જવાની રજા માગી. પ્રેમમાં પાગલ થયેલા સંન્યાસીપ્રવર ભારતી મહારાજ પોતાના નવીન શિષ્યના વિયોગદુઃખને સ્મરણ કરીને ઘણાજ દુઃખી થયા અને તેમની બન્ને આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. આંસુઓ લૂછતાં લૂછતાં ભારતજીએ કહ્યું:— "કૃષ્ણ-ચૈતન્ય! હું સમજતો હતો કે, થોડો સમય તમારી સોબતમાં રહીને હું પણ શ્રીકૃષ્ણ-પ્રેમ-રસામૃતનું પાન કરી શકીશ; પરંતુ તમે આજેજ બીજે જવાની તૈયારીઓ કરો છો, તેથી મારું હૃદય ફાટી જાય છે. જો કે હું ગૃહ-

ત્યાગી વીતરાગી સંન્યાસી કહેવાઉં છું, તોપણ કોણ જાણે કેમ તમારા વિયોગથી મારું દિલ ધડકે છે અને સ્વાભાવિકપણેજ હૃદયમાં એક પ્રકારની બેચેની ઉત્પન્ન થાય છે. ભાઇ ! તમે થોડો સમય મારા આશ્રમમાં રહો; પછી જ્યાં પણ જવું હોય ત્યાં આપણે બન્ને સાથે સાથેજ જઇશું."

બન્ને હાથ જોડીને ચૈતન્યદેવે કહ્યું:–"ગુરુદેવ ! આપની આજ્ઞાનું પાલન કરવાનું તો મારૂં સૌથી મુખ્ય કર્તવ્ય છે, પરંતુ હું કરૂં શું ? મારું મન શ્રીકૃષ્ણને મળવા વ્યાકુળ થઇ રહ્યું છે. હવે મને શ્રીકૃષ્ણને જોયા સિવાય ચેન નથી. આપ એવો આશીર્વાદ આપો કે હું મારા વહાલા શ્રીકૃષ્ણને પામી શકું અને આપનાં ચરણકમળોનું સદા સ્મરણ કરતો રહું. હવે તો હું રજાજ માગું છું."

પ્રભુના પ્રેમપાશમાં બંધાયેલા ભારતજી કહેવા લાગ્યા: "જો તમે નથી માનતા અને જવાનેજ તૈયાર થયા છો, તો ચાલો હું પણ તમારી સાથે થોડે દૂર સુધી આવું છું." એમ કહીને ભારતીજી પણ પોતાનાં દંડ–કમંડલુ લઇને તેમની સાથે જવામાટે તૈયાર થઇ ગયા. પ્રભુ પોતાના ગુરુદેવ ભારતી મહારાજને આગળ કરીને પશ્ચિમ દિશા તરફ ચાલવા લાગ્યા અને તેમની પાછળ ચંદ્રશેખર આચાર્યરત્ન, નિત્યાનંદ, ગદાધર અને મુકુંદ વગેરે ભક્તો પણ ચાલવા લાગ્યા. આચાર્યરત્નને પોતાની પાછળ આવતા જોઇને પ્રભુ ઘણીજ નમ્રતાથી તેમને કહેવા લાગ્યા કેઃ– "આચાર્યદેવ ! આપે મારી પાછળ હમેશાં કષ્ટ ઉઠાવ્યાં છે. મારી પ્રસન્નતા ખાતર આપે આપની ઇચ્છા વિરુદ્ધ પણ ઘણાં કાર્યો કર્યાં છે; હું આપના ઋણથી જન્મજન્માન્તરો સુધી પણ મુક્ત થઇ શકું તેમ નથી. આપને મારી પ્રાર્થના છે કે હવે આપ ઘેર પાછા ફરો."

પાછા ફરવાનું નામ સાંભળતાંજ આચાર્યરત્ન મૂર્છા ખાઇને જમીન ઉપર પડી ગયા અને રડતાં રડતાં કહેવા લાગ્યા:–"આપની આજ્ઞા વિરુદ્ધ કાર્ય કરવાની શક્તિજ

કેનામાં છે ? આપ જેને જે આજ્ઞા કરશો, તેને તે કરવુંજ પડશે; પરંતુ મારી હાર્દિક ઇચ્છા હતી કે, થોડો વધારે સમય આપના સહવાસ-સુખથી મારા જીવનને કૃતાર્થ કરી શકું તો સારૂં."

પ્રભુએ સ્નેહપૂર્વક ઘણીજ સરળતાથી કહ્યું: "ના, એ બરાબર નથી. આજ આપને ઘર છોડયે ત્રણ ચાર દિવસ થયા છે. ઘર આગળ બાળ-બચ્ચાં કોણ જાણે શુંયે વિચારતાં હશે, આપ હવે ઘેરજ જાઓ."

અશ્રુ સારતાં સારતાં પ્રભુનાં ચરણો પકડીને આચાર્ય કહેવા લાગ્યાઃ "પ્રભો ! મને ભૂલતા નહિ. નવદ્વીપનાં નરનારીઓને પણ ઘણું દુઃખ થયું છે, તેમને પણ આપનાં દર્શનોથી સુખી બનાવજો હું એવો કમભાગી નીકળ્યો કે આપની કંઈ પણ સેવા ન કરી શકયો ! નવદ્વીપમાં પણ હું સદા સેવાથી વંચિતજ રહ્યો હતો."

અત્યાર સુધી પ્રભુ પોતાનાં અશ્રુઓને બળપૂર્વક રોકી રહ્યા હતા. હવે તેમનાથી રહેવાયું નહિ. તેઓ જોરથી રડતા રડતા કહેવા લાગ્યાઃ "આચાર્યદેવ ! આપ સદાથી પિતાની પેઠે મારી દેખરેખ રાખતા રહ્યા છો. મને મારા પિતાનો બરાબર ખ્યાલ નથી. આપના દ્વારાજ હું હંમેશાં પિતાના સુખનો અનુભવ કરતો રહ્યો છું. આપ મારા પિતા તુલ્ય-અરે, પિતાજ છો ! આપ તો સદાયે મારા ઉપર પોતાના પુત્રની પેઠે વાત્સલ્ય-સ્નેહ રાખો છો, પરંતુ હું જ એવો ભાગ્યહીન નીકળ્યો કે આપની કંઇ પણ સેવા ન કરી શકયો. હવે એવો આશીર્વાદ આપો કે હું જલદીમાં જલદી મારા પ્રાણપ્યારા શ્રીકૃષ્ણને પામી શકું. આપ હવે જાઓ, વધારે વાર ના કરશો." આમ કહીને પ્રભુએ જમીન ઉપર પડેલા આચાર્યને ઉઠાડ્યા અને તેમને ગાઢ આલિંગન કરતાં કરતાં પ્રભુ કહેવા લાગ્યાઃ "આપ જાઓ, માતા તથા મારા દુઃખથી દુઃખી થતા સૌ ભક્તોને આશ્વાસન આપજો. માતાને કહેજો કે, હું જલદીજ તેમનાં ચરણોનાં

દર્શન કરીશ." પ્રભુની વાત સાંભળીને દુઃખી મનથી આચાર્યરત્ને પ્રભુની આજ્ઞાને શિરોધાર્ય કરી અને તેઓ નવદ્વીપ તરફ પાછા વળ્યા. બીજા લોકોએ ઘણો આગ્રહ કરવા છતાં પણ પાછા ફરવાનું સ્વીકાર્યું નહિ.

સૌથી આગળ ભારતીજી ચાલતા હતા, તેમની પાછળ દંડ–કમંડલુ ધારણ કરેલા મહાપ્રભુ પ્રેમમાં લવલીન થઇને નૃત્ય કરતા કરતા જતા હતા. તેમની પાછળ નિત્યાનંદ, ગદાધર અને મુકુંદ દત્ત હતા. પ્રભુ પ્રેમમાં બેભાન થઇને કોઇ વાર તો હસવા લાગતા હતા, કોઇ વાર રુદન કરવા લાગતા હતા અને કોઇ કોઇ વાર જોરથી "હા કૃષ્ણ ! ઓ વહાલા !! રક્ષા કરો ! કયાં ચાલ્યા ગયા ! મને વિરહ-સાગરથી ઉગારો. હું તમારે માટે આકુળવ્યાકુળ થાઉં છું" આ પ્રકારે મોટે સાદે પોકાર કરીને રુદન કરવા લાગતા હતા. તેમની વાણીમાં ઘણી ઘણી કરુણા હતી, તેમના રુદનને સાંભળીને પાષાણહૃદયો પણ પીગળી જતાં હતાં. તેમને પોતાના શરીરનું કંઇ પણ ભાન નહોતું. કંઈ પણ વિચાર્યા કર્યા વિનાજ તેઓ અજાણ્યા રસ્તા ઉપર એમ ને એમજ ચાલ્યા જતા હતા. આ પ્રમાણે ભારતીજીની પાછળ પાછળ તેમણે રાઢ દેશમાં પ્રવેશ કર્યો અને સાયંકાળ થતાં બધાએ એક નાનકડા ગામમાં કોઇ ભાગ્યશાળી કુલીન બ્રાહ્મણને ત્યાં નિવાસ કર્યો. તે અતિથિપ્રિય શ્રદ્ધાળુ બ્રાહ્મણે પોતાના ભાગ્યની પ્રશંસા કરતાં કરતાં પધારેલા સર્વે મહાત્માઓનો હૃદયપૂર્વક યથાશક્તિ સત્કાર કર્યો અને તે બધાને શ્રદ્ધાભક્તિપૂર્વક ભિક્ષા કરાવી. ભિક્ષા કરીને પ્રભુ જમીન ઉપર આસન બિછાવીને સૂતા. ભારતીજીનું આસન ઉપરની બાજુએ પાથર્યું અને ગદાધર, મુકુંદ તથા નિત્યાનંદજી પ્રભુને ચોતરફ ઘેરીને સૂઇ ગયા.

આખો દિવસ ચાલ્યા હોવાથી બધાય પથારીમાં પડતાંવેંતજ ઉંઘી ગયા, પરંતુ પ્રભુની આંખોમાં નિદ્રા કયાંથી ? તેઓ તો શ્રીકૃષ્ણને માટે વ્યાકુળ હતા. બધાને

ઘસઘસાટ નિદ્રામાં પડેલા જોઇને પ્રભુ ધીરેથી ઉઠયા. પાસે રાખેલાં પોતાનાં દંડ–કમંડલુ ઉપાડયાં અને ભકતોને ઉંઘતાજ મૂકીને રાત્રિમાંજ પશ્ચિમ દિશા તરફ ચાલવા લાગ્યા. તેઓ પ્રેમમાં મસ્ત થઇને—

"હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે;
હરે રામ હરે રામ, રામ રામ હરે હરે."

આ મહામંત્રનો ઉચ્ચાર કરતા જતા હતા. કોઈ વાર આકુળ વ્યાકુળ થઇને ગભરાયેલી વાણીથી—

राम राघव ! राम राघव ! राम राघव ! रक्ष माम् ।
कृष्ण केशव ! कृष्ण केशव ! कृष्ण केशव पाहि माम् ॥

આ નામો લેતા લેતા જોરથી રડતા જતા હતા.

આ તરફ નિત્યાનંદજીની આંખો ઉઘડી. તેમણે ગભરાઇને ચારે બાજુ પ્રભુને શોધ્યા, પરંતુ હવે પ્રભુ કયાં ? તેઓ સર્વસ્વ લૂંટાઈ ગયેલા વેપારીની પેઠે "હાય ! પ્રભો ! અમો અભાગીઆઓને આપ સૂતા મૂકી કયાં ચાલ્યા ગયા ?" એમ કહેતા કહેતા અત્યંત રુદન કરવા લાગ્યા. નિત્યાનંદજીના રુદનને સાંભળીને સઘળાં માણસો જાગી ઉઠયા અને એકબીજાને દોષ આપતા કહેવા લાગ્યાં કેઃ "મેં તો પહેલેથીજ કહ્યું હતું કે વારી પ્રમાણે એક એક માણસ પહેરો ભરતા રહો, પરંતુ કોઇએ માન્યુજ નહિ." કેટલાક પોતાની નિદ્રાનેજ ધિક્કારવા લાગ્યા. આ પ્રકારે બધા વિવિધ પ્રકારે વિલાપ કરવા લાગ્યા.

હવે નિત્યાનંદજીએ ભારતી મહારાજને પ્રાર્થના કરી કે "ભગવન્ ! આપ હવે આપને આશ્રમે પાછા જાઓ. આપ અમારી સાથે કયાં ભટકતા ફરશો ? અમે તો જ્યાં પણ મળશે ત્યાં જઇને તેમની શોધ કરીશું."

ભારતીજી હવે કરે પણ શું ? અંતે તેમણે દુઃખી થઇને આશ્રમમાં પાછા જવાનોજ નિશ્ચય કર્યો અને નિ-

ત્યાનંદજી, ગદાધર તથા મુકુંદને સાથે લઇને પશ્ચિમ દિશા તરફ પ્રભુને શોધવા ચાલ્યા.

પ્રભુ ઘણે દૂર નીકળી ગયા હતા. તેઓ પ્રેમમાં બેભાન થઇને કોઈ વાર પડી જતા, કોઇ વાર લોટપોટ થઇ જતા અને કોઈ વાર કલાકો સુધી મૂર્છિત થઇને પડયા રહેતા. કૃષ્ણપ્રેમમાં વ્યાકુળ થઇને તેઓ એટલા જોરથી રુદન કરતા કે તેમનો રુદનધ્વનિ ઘણે દૂર સુધી સંભળાતો હતો. રાત્રે તો એમ ને એમ પણ અવાજ દૂર દૂર સુધી સંભળાય છે. ભક્તોએ પ્રભુના કરુણ ક્રંદનનો ધ્વનિ દૂરથીજ સાંભળ્યો. તે ધ્વનિના શ્રવણમાત્રથીજ બધાનાં શરીર પુલકિત થઈ ગયાં. બધા આનંદમાં ઉન્મત્ત થઇને એકબીજાને આલિંગન કરતા કરતા, નૃત્ય કરતા કરતા અને તે ધ્વનિ તરફ જતા જતા પ્રભુ પાસે પહોંચ્યા. ચાર પાંચ કોસ ઉપર વક્રેશ્વર પણ આવી મળ્યા. મુકુંદ દત્તે ઘણાજ સૂરીલા સ્વરથી—

શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે! હે નાથ નારાયણ વાસુદેવ!

એ ભગવન્નામોનું સંકીર્તન શરૂ કરી દીધું. સંકીર્તનને સાંભળતાંજ પ્રભુ આનંદપૂર્વક નૃત્ય કરવા લાગ્યા. બધા ભકતો પ્રભુનાં દર્શનોથી પરમ પ્રસન્ન થયા, જાણે કોઇની ચોરાયેલી બધી સંપત્તિ ફરીથી પ્રાપ્ત થઇ ગઇ ન હોય! પ્રભુ પણ ભકતોને જોઇને સુખી થયા.

થોડા સમય પછી પ્રભુ ભાનમાં આવ્યા. તેમને હવે બાહ્યજ્ઞાન થવા લાગ્યું. તેઓ નિત્યાનંદજી, વક્રેશ્વર વગેરે ભકતોને જોઇને કહેવા લાગ્યાઃ "આપ ઠીક આવી પહોંચ્યા. હું તમને એક વાત કહેવા ઇચ્છું છું."

બધા ભકતો ઉત્સુકતાપૂર્વક પ્રભુના મુખ તરફ જોવા લાગ્યા. ત્યારે પ્રભુએ કહ્યું: "મને ભગવાનનો આદેશ થયો છે કે તમે જગન્નાથ પુરી જાઓ. પુરીમાં અચ્યુત ભગવાને મને તરતજ બોલાવ્યો છે. તેથી હવે હું નીલા-

ચલ તરફ જઈશ. હવે મારે તરતજ જઇને પુરીમાં મારા સ્વામીનાં દર્શન કરવાં છે.”

પ્રભુની આ વાત સાંભળી બધાને પરમ પ્રસન્નતા થઈ. પ્રભુના મનની વાત જાણીજ કોણ શકે છે કે તેઓ ભક્તોની પ્રસન્નતા માટે શું શું કરવા ઇચ્છે છે? આ પ્રકારે હવે પ્રભુ પશ્ચિમ તરફ નહિ જતાં પાછા પૂર્વ તરફજ ચાલવા લાગ્યા.

તે સમય સુધી રાઢ દેશમાં ભગવન્નામ-સંકીર્તનનો પ્રચાર નહોતો થયો, તેથી એ દેશની એવી દશા જોઇને પ્રભુને અત્યંત દુઃખ થયું. તેઓ વ્યાકુળતા દર્શાવતા નિત્યાનંદજીને કહેવા લાગ્યા કે “શ્રીપાદ! આ દેશમાં કયાંય પણ સંકીર્તનનો સુમધુર ધ્વનિ સંભળાતો નથી, અને નથી તો અહીં કોઇના મુખેથી ભગવન્નામનું ઉચ્ચારણ પણ સંભળાતું! સાચેજ આ દેશ ભક્તિશૂન્ય છે. ભગવન્નામને સાંભળ્યા વિના મારૂં જીવન વ્યર્થ છે, મારાં આ નકામા ભ્રમણને ધિક્કાર છે.” એટલામાંજ પ્રભુને જંગલમાં ઘણી ગાયો ચરતી જણાઇ. તેમાંની ઘણી તો લીલી લીલી ધરો ચરતી હતી, ઘણી પ્રભુના મુખ તરફ જોતી હતી, ઘણી પૂંછડાં ઉંચાં કરી કરીને આમથી તેમ પ્રભુની ચારે તરફ દોડતી હતી, જાણે તેઓ પ્રભુની પ્રદક્ષિણા કરતી ન હોય! તેમને ચરાવનારા ગોવાળો કામળાનો કુચલો-બોશલો ઓઢીને, હાથમાં લાઠી લઇને પ્રભુ તરફ જોતા હતા. પ્રભુને જોતાંજ તેઓ ‘હરિ બોલ’ ‘હરિ બોલ’ કહીને બૂમો પાડવા લાગ્યા. એ નાના નાના બાલ-ગોપાલોના મુખમાંથી શ્રીહરિનું કર્ણપ્રિય સુમધુર નામ સાંભળીને પ્રભુ આકુળ વ્યાકુળ થઇ ગયા. તેમને તે સમયે તરતજ વૃંદાવનનું સ્મરણ થઇ આવ્યું અને તેઓ બાલ-ગોપાલોની પાસે જઇને તેમનાં મસ્તકો ઉપર હાથ રાખતા રાખતા કહેવા લાગ્યાઃ “હા, ફરીથી કહો, બોલો હરિ હરિ બોલો.” બાળકો આનંદમાં આવી જઇને ખૂબ

જોરથી હરિધ્વનિ કરવા લાગ્યા. પ્રભુની પ્રસન્નતાનું ઠેકાણું રહ્યું નહિ. તેઓ એ બાળકોની પાસે બેસી ગયા અને બાળકો જેવી ક્રીડા-રમતો કરવા લાગ્યા. તેમને ઘણી ઘણી વાતો પૂછવા લાગ્યા. વાતો વાતોમાંજ તેમણે એ લોકોને પૂછ્યું કેઃ-"અહીંથી ગંગાજી કેટલે દૂર છે?"

એક ચંચળ સ્વભાવના બાળકે કહ્યું: "મહારાજજી! ગંગાજી દૂર ક્યાં છે? બસ, તમે ગંગાજીને કિનારેજ છો, એમ માનો; અમારૂં ગામ ગંગાજીને કિનારેજ છે તો બે-ત્રણ કલાકમાં આપ પ્રવાહની પાસે પહોંચી જશો." પ્રભુએ પ્રસન્નતા દર્શાવતાં કહ્યું: "ધન્ય છે, ગંગા માતાનોજ એવો પ્રભાવ છે કે અહીંનાં નાનાં નાનાં બાળકો પણ ભગવન્નામોનો ઉચ્ચાર કરે છે. જગન્માતા ભગવતી ભાગીરથીનો પ્રભાવજ એવો છે, કે તેના કિનારા ઉપર રહેનારાં કૂતરાં-ભૂંડ પણ ભગવાનનાં પ્રિય થઇ શકે છે." આ પ્રકારે ઘણી વાર સુધી બાળકો સાથે વાતો કર્યા પછી પ્રભુ ભક્તો સાથે સાયંકાળે પુણ્યસલીલા સુરસરી માતા ગંગાજીના કિનારે પહોંચ્યા. ભગવતી ગંગાજીનાં દર્શનથીજ પ્રભુ ગદ્ગદ્ થઇ ગયા અને બન્ને હાથ જોડીને સ્તુતિ કરવા લાગ્યાઃ "હે ગંગા મૈયા! તમે સાચેજ સંસારના સર્વ પ્રકારના પાપ-તાપોને મટાડનારાં છો. માતા! હજાર મુખવાળા શેષજી પણ તમારા યશનું ગાન કરી શકતા નથી. માતા! તમેજ આદ્યશક્તિ છો, તમેજ બ્રહ્માણી છો, તમેજ રુદ્રાણી છો અને તમેજ સાક્ષાત્ લક્ષ્મી છો. દેવાધિદેવ મહાદેવે તમને પોતાના મસ્તક ઉપર ધારણ કરેલાં છે, તમે ભગવાનનાં ચરણકમળોમાંથી ઉત્પન્ન થયેલાં છો. જનનિ! તમારાં ચરણોમાં મારા કોટિ કોટિ પ્રણામ છે. મંગલમયી માતા! મારૂં કલ્યાણ કરો." આ પ્રકારે પ્રભુએ ગંગાજીની સ્તુતિ કરીને તેમની રેતીને મસ્તક ઉપર ચઢાવી અને માતાના પાવન જળથી આચમન કર્યું. બધાએ આનંદપૂર્વક ગંગાજીમાં પડીને સ્નાન કર્યું અને

રાત્રે પાસેના એક નાનકડા ગામમાં કોઈ બ્રાહ્મણને ઘેર નિવાસ કર્યો.

પ્રાતઃકાળે પ્રભુએ નિત્યાનંદજીને કહ્યું: "શ્રીપાદ! આપ નવદ્વીપમાં જઈને શચીમાતાને અને બીજા ભક્તોને ખબર આપો કે, હું અહીં આવી પહોંચ્યો છું. આપ નવદ્વીપ જાઓ, ત્યાં સુધી હું અદ્વૈતાચાર્યજીનાં દર્શન માટે શાંતિપુર જાઉં છું. ત્યાં બધાંને મળીશું. આપ તરતજ જાઓ; વિલંબ કરવાથી કામ નહિ ચાલે. પ્રભુની આજ્ઞા શિરોધાર્ય કરીને નિત્યાનંદજી તો ગંગાપાર કરીને નવદ્વીપ તરફ ગયા અને પ્રભુ ગંગાજીને કિનારે કિનારે શાંતિપુરના આ કિનારે હરિદાસજીના આશ્રમમાં ફુલિયા નામના ગામમાં આવીને રોકાયા.





# શાંતિપુરમાં અદ્વૈતાચાર્યને ઘેર

न्यासं विधायोत्प्रणयोऽथ गौरो
वृन्दावनं गन्तुमना भ्रमाद् यः।
राढे भ्रमन् शान्तिपुरीमयित्वा
ललास भक्तैरिह तं नतोऽस्मि॥
(ચૈ૦ ચરિ૦ મ૦ લી૦ ૩-૧)

અર્થાત્ જે સંન્યાસ ધારણ કરીને પ્રેમમાં બેશુદ્ધ થતા વૃંદાવન જવાની ઇચ્છાથી ભ્રમિત ચિત્તવાળા થઈને રાઢ દેશમાં ભ્રમણ કરતા કરતા શાંતિપુરમાં (અદ્વૈતાચાર્યને ઘેર) પહોંચી ગયા અને ત્યાં પોતાના બધા ભક્તો સાથે ઉલ્લાસ પામ્યા, તે શ્રીગૌરચંદ્રનાં ચરણોમાં હું પ્રણામ કરું છું

આ તરફ મહાપ્રભુ પાસેથી વિદાય થઈને દુઃખી થતા ચન્દ્રશેખર આચાર્ય નવદ્વીપ તરફ ચાલ્યા. તેમના પગ આગળ ચાલતા નહોતા, કોઈ વાર તેઓ રડવા લાગતા, કોઈ વાર પાછળ ફરીને જોવા લાગતા કે સંભવ છે, કે પ્રભુ દયા કરીને મારી પાછળ પાછળ આવતા હોય. કોઈ વાર ભ્રમવશ થઈને આપોઆપ કહેવા લાગતા કે "પ્રભો! આપ આવી પહોંચ્યા તે ઠીક થયું." વળી થોડી વારમાં પોતાના આ ભ્રમને દૂર કરવા માટે ચારે તરફ જોવા લાગતા. થોડી વાર દૂર જઈને બેસી જતા અને વિચારવા લાગતા કે "હવે મારા જીવનને ધિક્કાર છે! પ્રભુ વિના હવે હું નવદ્વીપમાં કેમ કરીને રહી શકીશ? હવે હું એકલોજ પાછો ફરીને નવદ્વીપ કેમ કરીને જાઉં? પુત્ર-વિયોગથી દુઃખી થયેલાં વૃદ્ધ શચીમાતા જ્યારે મને આવી-

ને પૂછશે કે મારા લાલને, મારા પ્રાણપ્રિય પુત્રને, મારી વૃદ્ધાવસ્થાના એકમાત્ર આધારને, મારી આંખોના તારાને, મારા વહાલા નિમાઇને તમે ક્યાં મૂકી આવ્યા ? ત્યારે હું તે દુઃખી માતાને શો જવાબ આપીશ ? જ્યારે ભક્તો ચારે બાજુથી મને ઘેરીને પૂછશે કે 'પ્રભુ ક્યાં છે ? તેઓ કેટલે દૂર છે ? ક્યાં સુધીમાં આવી પહોંચશે ?' ત્યારે એ હૃદયને ચીરી નાખનારા પ્રશ્નોના હું શું જવાબ આપીશ ? શું હું તેમને કહી દઉં કે "પ્રભુ હવે પાછા ફરીને નહિ આવે ? તેઓ તો વૃન્દાવન ચાલ્યા ગયા ?' હાય ! આવી કઠણ વાત મારા મુખમાંથી કેવી રીતે નીકળી શકશે ? જો વજ્રનું હૃદય બનાવીને હું આ વાત જણાવી પણ શકું તો નક્કીજ ઘણા ભક્તોના પ્રાણપખેરૂ તો તેજ સમયે પ્રભુની પાસેજ ચાલ્યા જશે. ભક્તોનાં ઘણાં પ્રાણરહિત શરીરો મારી આગળ પડી રહેશે. તે પ્રકારે મારા પ્રાણ કેવી રીતે શરીરમાં રહી શકશે ? હશે, એ બધી વાતોને તો મારૂં વજ્રહૃદય સહન પણ કરી શકશે, પરંતુ એ પતિપરાયણા પતિવ્રતા વિષ્ણુપ્રિયાના કરુણ રુદનથી તો પથ્થર પણ પીગળવા લાગશે. જ્યારે તે મારા પાછા ફર્યાના સમાચાર સાંભળશે, ત્યારે પોતાના હૃદયવિદારક રુદનથી દશે દિશાઓને વ્યાકુળ કરતી, પતિના સંબંધી જિજ્ઞાસા કરતી એક બાજુ ઉભી રહીને રુદન કરવા લાગશે ત્યારે તો નક્કીજ હું મારી જાતને સંભાળી શકીશ નહિ. બધા લોકો મને ધિક્કાર આપશે. બધા મારા કામની નિંદા કરશે. જ્યારે તેમને ખબર પડશે કે પ્રભુનાં સંન્યાસ સંબધી બધાં કાર્યો મેંજ મારા હાથે કરાવ્યાં છે, જ્યારે તેમને ખબર પડશે કે મેંજ પ્રભુને સંન્યાસી બનાવ્યા છે, ત્યારે તેઓ બધાજ મળીને મને અનેક પ્રકારે ધિક્કારશે. એ બધા ભક્તોએ આપેલા શાપને હું કેવી રીતે સહન કરી શકીશ ? આથી તો એજ ઉત્તમ છે કે હુ ગંગાજીમાં કૂદી પડીને મારા પ્રાણ ગુમાવી દઉં." એમ વિચારીને તેઓ જલદીથી ગંગાકિનારે પહોંચ્યા અને ગંગાજીમાં પડવા તત્પર થયા. તેજ

સમયે તેમને પ્રભુની વાતોનું સ્મરણ થઇ આવ્યું. 'પ્રભુએ માતાને માટે અને ભક્તોને માટે ઘણું ઘણું કરીને પ્રેમ-સંદેશો મોકલ્યો હતો, તેમના સંદેશાને ન પહોંચાડવાનું મને પાપ લાગશે. હું પ્રભુની આગળ કૃતઘ્ન કહેવાઈશ. કોણ જાણે પ્રભુ પાછા ફરીને આવતા પણ હોય! મારો જમણો હાથ ફરકે છે, જમણી આંખ ફરકે છે. તેથી મારા હૃદયમાં વિશ્વાસ આવે છે કે પ્રભુ અવશ્ય પાછા ફરીને આવશે અને તેઓ ભક્તોને મળીનેજ જ્યાં જવું હશે ત્યાં જશે." આ વિચારો મનમાં આવતાંજ તેમણે ગંગાજીમાં કૂદી પડીને આપઘાત કરવાનો પોતાનો વિચાર છોડી દીધો અને ત્યાંજ ગંગાજીની રેતીમાં પ્રભુનું ચિંતન કરતા કરતા બેઠા. તેમણે મનમાં નક્કી કર્યું કે "રાત્રે ખૂબ અંધારૂં થયા પછી ઘેર જઈશ ત્યાં સુધીમાં બધા લોકો સૂઇ જશે અને હું છાનોમાનો મારા ઘરમાં જઇને છુપાઇ રહીશ. મારા નવદ્વીપ આવ્યાની કોઇને ખબરજ નહિ પડે." તેથી ગંગાજીની રેતીમાં એકલા બેઠાં બેઠાંજ તેમણે આખો દિવસ વીતાવી દીધો. ખૂબ અંધારું થયા પછી તેઓ ગંગાજી પાર ગયા અને લોકોની નજર ચુકાવીને પોતાને ઘેર પહોંચ્યા. ઘેર પહોંચતાંજ આખા નગરમાં તેમના પાછા ફર્યાના સમાચાર વાતની વાતમાં વિજળીના વેગે ફેલાઈ ગયા. જે કોઇ સાંભળતું તે એમની પાસે દોડી આવતું અને આવતાંજ પ્રભુના સંબંધમાં પૂછપરછ કરતા. તેઓ બધાને ધીરજ આપતાં કહેતાઃ "હા, પ્રભુ તરતજ પાછા આવશે." એટલામાંજ પુત્રના સમાચાર સાંભળવા ઉત્સુક થયેલી વૃદ્ધ માતા પોતાની પુત્રવધૂને સાથે લઇને આચાર્યરત્નને ઘેર આવી પહોંચી. જે દિવસથી તેમનો વહાલો નિમાઈ ઘર છોડીને ચાલ્યો ગયો હતો, તે દિવસથી માતાએ પોતાના મુખમાં અન્નનો દાણો પણ નથી લીધો! તેમની બન્ને આંખો સતત રડતા રહેવાથી સૂજી ગઈ છે, ગળું બેસી ગયું છે, સમસ્ત શરીર શક્તિ વિનાનું થઈ ગયું છે, ઉઠીને બેસવાની પણ શક્તિ રહી નથી; પરંતુ ચંદ્રશેખર આચા-

ર્યના આગમનના સમાચાર જાણતાંજ કોણ જાણે માતાના શરીરમાં કયાંથી બળ આવી ગયુ ! તે દોડતાં દોડતાં આચાર્યને ઘેર આવ્યાં. વિષ્ણુપ્રિયાજી પણ તેમનું વસ્ત્ર પકડીને પાછળ પાછળ રુદન કરતાં આવતાં હતાં

માતાને આવતાં જોઇને આચાર્ય આદરપૂર્વક એકદમ ઉભા થઇ ગયા. ચારે બાજુથી ભક્તોએ આપોઆપ માતાને માટે રસ્તો કરી આપ્યો. માતાએ આવતાંવેંતજ ચંદ્રશેખરનો સ્પર્શ કરવા ઇચ્છયું, પરંતુ પોતાના શોકના આવેગને સહન ન કરી શકવાને કારણે વચમાંજ 'હા ! નિમાઈ' એમ કહેતાં કહેતાં જમીન ઉપર પડી ગયાં. જલદીથી આચાર્યરત્ને આગળ આવીને માતાને સંભાળી લીધાં. વિષ્ણુપ્રિયાજી આ વખતે સાસુનાં ચરણો પાસે બેસીને રુદન કરતાં હતાં.

તે સમયનું દ્દશ્ય ઘણુંજ કરુણાજનક હતું. માતાની આવી સ્થિતિ જોઇને હાજર રહેલા બધા ભક્તો ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યા. ચંદ્રશેખર આચાર્યનું ઘર રુદનના વેદનાપૂર્ણ ધ્વનિથી ગૂંજવા લાગ્યું. માતાના મુખમાંથી બીજો કોઇ શબ્દજ નીકળતો નહોતો. "હા, નિમાઇ ! મારા નિમાઈ !" બસ એટલુંજ બોલીને તે રુદન કર્યા કરતાં હતાં. ઘણી વાર આ પ્રમાણે રુદન કર્યા પછી ગુંગળાએલા અવાજે માતાએ રડતાં રડતાં પૂછયુઃ "આચાર્ય ! મારા નિમાઇને કયાં મૂકી આવ્યા ? શું તે સાચેસાચ સંન્યાસી થઈ ગયો ? આચાર્ય ! તમે મને સાચેસાચું કહો કે શું મારા એ પ્યારા વહાલા પુત્રના ખભા સુધી લટકતા એ કાળા કાળા સુંદર વાંકડિયા વાળ મસ્તકથી જુદા થઇ ગયા ? શું કોઈ નિર્દય હજામે તેમને અસ્ત્રાની તીક્ષ્ણ ધાર વડે કાપી નાખ્યા ? શું મારો સુકુમાર નિમાઇ ભિખારી બની ગયો ? શું તે હવે માગીને ખાવા લાગ્યો ? આચાર્ય ! મુજ દુઃખી અબળા ઉપર દયા કરીને કહો કે મારો નિમાઇ હવે શું નહિ આવે ? શું હવે હું મારા હાથ વડે દાળ–

ભાત બનાવીને તેને નહિ ખવડાવી શકું ? શું હવે ભૂખ લાગતાં તે મારી પાસે બાળકોની પેઠે ભોજન માટે આગ્રહ કરશે નહિ ? શું હવે તે મારો કાળજાનો ટુકડો મારાથી અલગજ રહેશે ? શું હવે હું તેને મારી છાતીએ દબાવીને મારા શરીરની બળતરા નહિ મટાડી શકું ? શું હવે હું તેના સુગંધિત વાળોવાળા મસ્તકને સૂંઘીને સુખી થઇ શકીશ નહિ ? આચાર્ય ! તમે કેમ કહેતા નથી ? તમને મુજ કંગાળણ ઉપર દયા કેમ આવતી નથી ? તમે મૌન કેમ રહ્યા છો ? મારા પ્રશ્નોના જવાબ કેમ આપતા નથી ?"

માતાના આટલા પ્રશ્નો સાંભળવા છતાં પણ આચાર્ય મૌનજ બેઠા રહ્યા. માત્ર તેઓ આંખોમાંથી અશ્રુ વહાવતા હતા; આચાર્યને આ પ્રકારે રડતા જોઇને માતા સમજી ગઈ કે મારા નિમાઇએ જરૂર સંન્યાસ લઇ લીધો છે. તેથી તે વ્યાકુળતા દર્શાવતાં કહેવા લાગ્યાંઃ "આચાર્ય ! તમે મારા નિમાઈનો પત્તો મને બતાવો. તે જ્યાં પણ ગયો હશે, ત્યાં હું જઈશ. તે ભલેને ગમે તેવો સંન્યાસી થઈ ગયો હોય ! છે તો મારો પુત્રજ ને ! હું તેની સાથે સાથેજ રહીશ. જે પ્રકારે પોતાના વાછડાની પાછળ પાછળ દુર્બળ અને વૃદ્ધ ગાય આરડતી આરડતી ચાલે છે, તેજ પ્રકારે હું નિમાઇની પાછળ પાછળ ચાલીશ. આચાર્ય ! હું નિમાઇના વિના જીવી શકીશ નહિ. તમે મારા ઉપર એટલી કૃપા કરો કે મારો નિમાઈ જ્યાં પણ હોય ત્યાં મને લઈ જઇને તેની પાસે પહોંચાડી દો. આહ ! હવે તે ઘેર ઘેરથી ભાતના દાણા માગીને ખાતો હશે ! કોઈ મારા જેવીજ કોશી દયા કરીને થોડો ભાત આપતી હશે. કોઇ કોઈ ઘૃતકારી પણ કાઢતી હશે. કોઈ કોઇ વાસી અને કોરો ભાતજ તેની ઝોળીમાં નાખતી હશે. અહીં તો જ્યાં સુધી તે બે ચાર શાક મારા હાથનાં બનેલાં ખાતો નહિ, ત્યાં સુધી તેનું પેટજ ભરાતું નહિ. હવે તે લૂખા અને વાસી ભાતને શી રીતે ખાઈ શકશે ? તેને ભૂખ ખૂબ લાગે છે. ત્રીજા પહોરના નાસ્તામાં થોડું ...

વાર ઘરની બનાવેલી મિઠાઇ ભૂલી જતી, તો તે આભ-જમીન એક કરી નાખતો હતો ! ભજીયાં તળતાં તળતાંજ તે ખાવા બેસી જતો હતો. હવે ત્રીજે પહોરે તેને કોણ નાસ્તો કરાવશે ? હા ! મારા આવા જીવનને ધિક્કાર છે ! હા ! મારા સર્વગુણસંપન્ન પુત્ર ! જેની ભક્તો રાજાથી પણ વધારે પૂજા અને સત્કાર કરતા હતા, તે બારણે એક મુઠ્ઠી ચોખા માટે ફરતો હશે. વિધાતા ! તારા આવા કઠોર હૃદયને માટે તને વારંવાર ધિક્કાર છે, કે આટલું રૂપ, લાવણ્ય, સૌંદર્ય, પાંડિત્ય અને માન-સન્માન આપવા છતાં પણ તેં નિમાઇને ઘરઘરનો ભિખારી બનાવી દીધો."

ઘણી વાર સુધી માતા આ પ્રકારે પ્રલાપ કરતી રહી. કંઇક ધૈર્ય ધારણ કરીને આચાર્યે સંન્યાસની બધી વાતો કહી. તે સાંભળતાંજ માતા પાછી બેભાન થઈ ગઇ અને વિષ્ણુપ્રિયા પણ અચેતન થઇને શચીદેવીનાં ચરણોમાં પડી ગયાં. આ પ્રકારે રુદન કરતાં કરતાં અર્ધ ઉપરાંત રાત વીતી ગઈ. શચી માતાની બ્હેને ખાવા માટે બહુ બહુ આગ્રહ કર્યો, પરંતુ માતાએ કંઇ પણ ખાધું નહિ. તેજ હાલતમાં તે વિષ્ણુપ્રિયાને લઇને આખી રાત પડ્યાં પડ્યાં રડતાં રહ્યાં. પ્રાતઃકાળે આચાર્ય તેમને ઘેર પહોંચાડી આવ્યા. આ પ્રકારે શ્રીવાસ, વાસુદેવ, નંદનાચાર્ય, ગંગાદાસ વગેરે બધા ભક્તો કંઈ પણ ખાધા પીધા વિના પ્રભુને માટેજ આકુળ વ્યાકુળ થઇને વિલાપ કર્યા કરતા હતા. આ પ્રકારે ત્રીજેજ દિવસે નિત્યાનંદજી પણ નવદ્વીપ આવી પહોંચ્યા.

નિત્યાનંદજીના આગમનના સમાચાર સાંભળીને વાત-ની વાતમાં સમસ્ત નગરનાં નરનારીઓ, બાળક-વૃદ્ધ તથા બધી જાતિના પુરુષો તેમની પાસે આવીને પ્રભુના સમાચાર પૂછવા લાગ્યા. કોઇ પૂછતું કેઃ-"પ્રભુ કયાં છે ?" કોઇ કહેતું કેઃ-"અહીં ક્યારે આવશે ?" કોઇ કહેતું કેઃ-"અમને જગ્યા બતાવો; અમે હમણાંજ જઇને દર્શન

કરી આવીએ.” જે લોકો મહાપ્રભુ તરફ દ્વેષભાવ રાખતા હતા, તેઓ પણ પોતાનાં દુષ્કૃત્યો ઉપર પશ્ચાત્તાપ કરતા, નિત્યાનંદજીને રડતાં રડતાં ઘણાજ દીનભાવે સરળતાપૂર્વક કહેવા લાગ્યા કેઃ “શ્રીપાદ ! અમે દુષ્ટોએ ભેગા થઈને પ્રભુને ગૃહત્યાગી વૈરાગી બનાવ્યા. અમારેજ લીધે પ્રભુ સંન્યાસી થયા ! અમે લોકોજ પ્રભુને નવદ્વીપમાંથી દેશવટો દેવામાં કારણરૂપ છીએ. પ્રભો ! અમારા છૂટકારાનો પણ કંઈ ઉપાય હોઇ શકે છે ? દયાળુ ગૌરાંગ શું અમારા જેવા પાપીઓને પણ ક્ષમા આપી શકે છે ? તેઓ ગમે તો ક્ષમા આપે કે ન આપે, અમે અમારાં પાપો ભોગવવાને તૈયાર છીએ; પરંતુ તેઓ એક વાર કૃપાની દૃષ્ટિએ અમારા તરફ જોઈ લે તો બહુ સારૂ. શું પ્રભુનાં દર્શન અમને કોઇ વાર થઇ શકશે ? શું આ જીવનમાં ગૌરચંદ્રનાં સુંદર તેજયુક્ત શ્રીમુખનાં દર્શનનું સદ્‌ભાગ્ય અમને કોઈ વાર પણ પ્રાપ્ત થઈ શકશે ?”

લોકોના મુખેથી આવી વાતો સાંભળીને નિત્યાનંદજી સૌને કહેતા કે “મહાપ્રભુ બહુ દયાળુ છે, તેમના હૃદયમાં પ્રાણીમાત્ર પ્રત્યે દયાભાવ છે, તેમનો શત્રુ યા અપ્રિય કોઈ પણ નથી. તેઓ પોતાના ઉપર અપકાર કરનારના ઉપર પણ પ્રેમ રાખે છે. તેઓ તમારાજ પ્રેમને વશ થઇને ફુલિયા થઇને શાંતિપુર જાય છે. શાંતિપુરમાં તેઓ આચાર્ય અદ્વૈતને ઘેર ઉતરશે. તમે બધા લોકો ત્યાં જઇને પ્રભુનાં દર્શન કરી શકો છો.”

નિત્યાનંદજીના મુખેથી આ વાત સાંભળીને “પ્રભુ આ સમયે ફુલિયામાં છે, હરિદાસજીના આશ્રમે હશે અને ત્યાંથી શાંતિપુર જશે” વગેરે વાત સાંભળતાંજ લોકો ફુલિયા તરફ દોડવા લાગ્યા. કોઈ તો હોડીમાં પાર જવા લાગ્યા, કોઇ પોતાની નાની નાવડીઓને પોતેજ હંકારીને લઈ જવા લાગ્યા, કોઈ ઘડાઓવડેજ ગંગાજી પાર જવા લાગ્યા. ઘણા ઉતાવળા ભક્તોએ તો નાવ, હોડકી તથા ઘડા-

એની પણ પરવા કરી નહિ. તેઓ એમજ ગંગાજીમાં કૂદી પડયા અને હાથો વડે તરીનેજ પેલે પાર પહોંચી ગયા. હજારો માણસો વાત વાતમાં ગંગાજી પાર કરીને કુલિયા ગામમાં પહોંચી ગયા. પ્રેમમાં ઉન્મત્ત થઇને પુરુષો જોરથી 'હરિબોલ' 'હરિબોલ'નો ગગનભેદી અવાજ કરવા લાગ્યા. તે મહાન કોલાહલને સાંભળીને પ્રભુ આશ્રમમાંથી બહાર નીકળી આવ્યા. સંન્યાસીવેશધારી પ્રભુનાં દર્શનોથી તે પ્રેમમાં ઉન્મત્ત થયેલી અપાર જનતા મોટેથી હરિધ્વનિ કરવા લાગી. બધાંનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ વહેતી હતી. કોઈ કોઇ તો પ્રભુના મુંડેલા મસ્તકને અને ભગવા રંગનાં વસ્ત્રોને જોઇને 'હા પ્રભુ ! હા હરિ' કહીને રુદન કરવા લાગ્યા. પ્રભુએ બધાને કૃપાની દૃષ્ટિથી જોયા અને બધાને પાછા ફરવાનું કહીને પોતે શાંતિપુર તરફ ચાલવા લાગ્યા. ઘણા ભક્તો તેમની સાથેજ શાંતિપુર ગયા. થોડાક પાછા ફરીને નવદ્વીપ આવ્યા.

આ તરફ નિત્યાનંદજી લોકોને પ્રભુના આવ્યાના સમાચાર સંભળાવતા શચી માતા પાસે પહોંચ્યા. તે સમયે માતા પુત્રવિયોગરૂપી રોગથી પીડાતી બેભાન અવસ્થામાં નિસાસા નાખતી હતી. નિત્યાનંદજીએ માતાનો ચરણ-સ્પર્શ કર્યો. માતાએ ચમકીને જોયું કે સામે નિત્યાનંદ ઉભા છે. ઘણીજ અધીરતાપૂર્વક માતા કહેવા લાગ્યાં કે "બેટા નિતાઈ ! તું તારા ભાઇ નિમાઇને ક્યાં મૂકી આવ્યો ? તું તો મારી પાસે પ્રતિજ્ઞા કરીને ગયો હતો કે હું નિમાઇને સાથે લઇને આવીશ ? તે કેટલે દૂર છે ? એને તું પાછળ શા માટે મૂકી આવ્યો ? તું તો સાથે લાવવાનું કહી ગયો હતો. મારો નિમાઇ ક્યાં છે ? બેટા ! મને જલદી બતાવ. તારાજ કહેવાથી મેં હજુ પ્રાણ ટકાવ્યા છે. હવે તું મને જલદી બતાવ. કંઈક તું પણ મને નિમાઇની પેઠે દગો તો દેતો નથી ને ? તું સાચેસાચું કહી દે કે નિમાઇ ક્યાં છે ? હું ત્યાં જઈશ, તું મને હમણાં જ એ દેશમાં લઈ જા, કે જ્યાં મારો નિમાઈ હોય."

ઉપવાસોથી ક્ષીણુ થયેલી દુઃખી માતાને ધીરજ આપતાં નિત્યાનંદજીએ કહ્યું: " માતા ! તમે આટલાં બધાં અધીરાં ન થાવ. હું તમારા નિમાઇને સાથેજ લાવ્યો છું. તેઓ શાંતિપુરમાં અદ્વૈતાચાર્યને ઘેર છે. તેમણે તમને ત્યાંજ બોલાવ્યાં છે, હું તમને ત્યાં લઈ જઈશ."

" નિમાઈ શાંતિપુર છે." એટલું સાંભળતાંજ જાણે માતાના ગયેલા પ્રાણ ફરીથી શરીરમાં પાછા આવ્યા. તે અધીરાં થઇને કહેવા લાગ્યાં: " બેટા ! મને શાંતિપુર લઈ જા ! હું જ્યાં સુધી નિમાઇને જોઇશ નહિ, ત્યાં સુધી મને શાંતિ થશે નહિ."

નિત્યાનંદજીએ જોયું કે માતા ઘણા દિવસના અપવાસોથી અત્યંત દુર્બળ થઈ ગયાં છે. તેમણે નિમાઈના ગયા પછી આજ સુધી અન્નનું દર્શન પણ કર્યું નથી. આવી દશામાં જો એમને પ્રભુ સમક્ષ લઈ જઈશ તો તેમને ઘણું દુઃખ થશે, તેથી એમને જેમ તેમ કરીને આગ્રહપૂર્વક થોડું પણ ભોજન કરાવવું જોઇએ. એમ વિચારી તેમણે કહ્યું:–" માતા ! હું તો ભૂખનો માર્યો મરી જાઉં છું. જ્યાં સુધી તમારા હાથનું ભોજન હું પામીશ નહિ, ત્યાં સુધી મને તૃપ્તિ થશે નહિ. તેથી જલદીથી દાળ–ભાત બનાવીને મને ખવરાવો, એટલે પછી પ્રભુ પાસે જઇશું. મારાથી તો ભૂખને લીધે ચલાતું પણ નથી."

નિત્યાનંદજીની આવી વાત સાંભળીને કંઈ શંકાશીલ ચિત્તે માતાએ કહ્યું: " નિતાઇ ! તું મને છેતરતો તો નથી ને ? મને ભોજન કરાવવા માટે તો નિમાઇ શાંતિપુર આવ્યાનું બહાનું બતાવતો નથી ને ? તું મને સાચેસાચું કહી દે કે નિમાઇ ક્યાં છે ?"

નિત્યાનંદજીએ માતાનાં ચરણોનો સ્પર્શ કરતાં કરતાં કહ્યું: " માતા ! હું તમારાં ચરણોનો સ્પર્શ કરીને કહું છું, કે હું તમને ઠગતો નથી. પ્રભુ ફુલિયા થઇને શાંતિપુર મારી સમક્ષ ગયા છે અને મને તમને લઇ જવા

માટેજ નવદ્વીપ મોકલ્યો છે."

નિત્યાનંદજીની આ વાતથી માતાને સંતોષ થયો, તેઓ બહુ કષ્ટપૂર્વક ઊઠ્યાં અને ઊઠીને સ્નાન કર્યું. પછી વિધિપૂર્વક ભોજન બનાવ્યું. ભોજન બનાવી ભગવાનને ભોગ ધરાવ્યો અને નિત્યાનંદજીને માટે પીરસીને તેમને ભોજન કરવા કહ્યું.

નિત્યાનંદજીએ આગ્રહપૂર્વક દૃઢતા દર્શાવતાં કહ્યું: "પહેલાં તમે ભોજન કરશો ત્યારેજ હું ભોજન કરીશ."

માતાએ કહ્યું: "બેટા! મારા ભોજનને તો નિમાઇ સાથે લઇ ગયો છે. હવે જ્યારે તે કરાવશે, ત્યારેજ ભોજન કરીશ; તેને જોયા વિના મને ભોજન ભાવશેજ નહિ."

નિત્યાનંદજીએ કહ્યું:–"તમારો એક દીકરો નિમાઇ શાંતિપુર છે, અને બીજો તો તમારી સામે છે. તમે હજુ પણ ભોજન નહિ કરો તો હું પણ નહિ કરૂં. હું માતાને ભોજન કરાવ્યા સિવાય ભોજન કરી શકીશજ નહિ."

માતાએ કંઇક આગ્રહ દર્શાવતાં કહ્યું: "પહેલાં તું તો કરી લે, પછી હું પણ કરીશ. તને ખવડાવ્યા વિના હું શી રીતે ખાઇ શકું?"

નિત્યાનંદજીએ પ્રેમપૂર્વક બાળકની પેઠે કહ્યું: "હાં, એ વાત નથી. હું તો તને જમાડીનેજ જમીશ. ઠીક, તું મારા સોગન ખાઇને કહે કે મારા જમ્યા પછી તારે પણ જમવું પડશે."

નિત્યાનંદજીના અત્યંત આગ્રહથી માતાએ ભોજન કરવાનું સ્વીકાર્યું. ત્યારે નિત્યાનંદજીએ પ્રેમપૂર્વક માતાના હાથનો બનાવેલો પ્રસાદ જમ્યા. તેમના ભોજન કરી લીધા પછી માતાએ વિષ્ણુપ્રિયાને પણ આગ્રહપૂર્વક ભોજન કરાવ્યું અને પોતે પણ બે–ચાર કોળિયા ખાધું. પરંતુ તેમના મુખમાં અન્ન જતુંજ નહોતું; જેમ તેમ કરીને તેમણે થોડું ભોજન કર્યું.

માતાએ ભોજન કરી લીધા પછી નિત્યાનંદજીએ ચંદ્રશેખર તથા શ્રીવાસ વગેરે ભક્તોને કહ્યું:-"આપ પાલખીનો પ્રબંધ કરીને માતાને સાથે લઇ અદ્વૈતાચાર્યજીને ઘેર શાંતિપુર આવજો. ત્યાં સુધીમાં હું આગળ જઇને જોઉં છું કે પ્રભુ પહોંચ્યા છે કે નહિ. ભક્તોએ નિત્યાનંદજીની વાત સ્વીકારી લીધી. તેઓ શાંતિપુરની તૈયારીઓ કરવા લાગ્યા. આ તરફ ઉતાવળા અવધૂત નિત્યાનંદજી જલદીથી દોડતા દોડતા શાંતિપુર પહોંચ્યા.

અદ્વૈતાચાર્યને ઘેર પહોંચીને નિત્યાનંદજીએ જોયું કે પ્રભુ હજુ સુધી ત્યાં આવી પહોંચ્યા નથી, ત્યારે તેમણે આચાર્યને પૂછયું:-"શું પ્રભુ અહીં નથી આવ્યા?" પ્રભુના આગમનની વાત સાંભળીને અદ્વૈતાચાર્ય પ્રેમમાં ગદ્‌ગદ્ થઈ ગયા. રૂંધાયેલા કંઠે તેમણે કહ્યું: "શું પ્રભુ આ દીન-હીન કંગાલ ઉપર કૃપા કરશે? શું પ્રભુ પોતાની ચરણ-ધૂલિથી આ અકિંચનના ઘરને પાવન બનાવશે?"

નિત્યાનંદજીએ કહ્યુ: "મને તેઓ નવદ્વીપ મોકલીને પોતે ફુલિયા થઇને આપને ત્યાં આવવાના હતા. અહીંજ માતા તથા ભક્તોને પણ બોલાવ્યાં છે; આવતાજ હશે." એટલું સાંભળતાં આચાર્ય આનંદમાં લવલીન થઇને કૂદી કૂદીને નૃત્ય કરવા લાગ્યા. તે સમયે તેમની દશા વિચિત્ર હતી, તેઓ હર્ષ અને શોકની વચમાં પડેલા હતા. તેઓ પ્રભુના સંન્યાસના સ્મરણથી દુઃખી થઇને રુદન કરતા હતા અને પ્રભુના પધારવાના અને તેમનાં દર્શન પામવાના સુખને લીધે અંદર ને અંદર પરમ પ્રસન્ન થતા હતા. તેજ સમયે તેમણે પોતાનાં ધર્મપત્ની સીતાદેવીને પ્રભુને માટે જાત જાતનાં ભોજન બનાવવા કહ્યું. આચાર્યપત્ની સીતાદેવી તો તે સમયે વિવિધ પ્રકારના પદાર્થો બનાવવા મંડી ગયાં અને આચાર્યદેવ પોતાના પુત્ર હરિદાસ, નિત્યાનંદ તથા અન્ય ભક્તો સાથે પ્રભુને જોવા માટે ગંગાકિનારે પહોંચ્યા.

ગંગાકિનારે જઇને દૂરથીજ આચાર્યે જોયું કે ઘણા ભક્તોથી ઘેરાયલા, હાથમાં દંડ-કમંડલુ ધારણ કરેલા,

ભગવા રંગનાં વસ્ત્રવાળા પ્રભુ જલદી જલદી શાંતિપુર તરફ આવે છે. દૂરથી દેખતાંજ આચાર્યે પૃથ્વી ઉપર આળોટીને સાષ્ટાંગ પ્રણામ કર્યા. જલદીથી આવીને પ્રભુ પણ દંડ-કમંડલુ સાથે આચાર્યનાં ચરણોમાં પડી ગયા. તેમનાં ચરણોમાં હરિદાસજી પડ્યા અને આ પ્રકારે એકબીજાનાં પરસ્પર ચરણો પકડીને ભક્તો મોટેથી રુદન કરવા લાગ્યા. ઘાટ ઉપરનાં સ્ત્રી-પુરુષો આ પ્રેમદશ્યને જોતાંજ આશ્ચર્યચકિત થઈ ગયાં. સૌ કોઇ આ અપૂર્વ પ્રેમની પ્રશંસા કરવા લાગ્યાં. ઘણી વાર પછી પ્રભુ પોતે ઉઠ્યા. તેમણે અદ્વૈતાચાર્યને પોતાના હાથો વડે ઉઠાડ્યા અને પોતાનાં ચરણો પાસે પડેલા આચાર્ય અદ્વૈતના પુત્ર અચ્યુતને પ્રભુએ ઉંચકી લીધા, અને પોતાના રંગીન વસ્ત્રથી તેમના શરીરની ધૂળ લૂછતાં કહેવા લાગ્યા: "આચાર્ય તો મારા પિતા છે, તમારા પણ તેઓજ પિતા છે ને? ત્યારે તો આપણે બન્ને ભાઈ-ભાઈજ છીએ ને? કેમ બરાબર છે ને? કહો, હું તમારો ભાઈ નથી? મને ઓળખો છો?"

બાળક અચ્યુતે જવાબ આપ્યો: "પ્રભો! આપ ચરાચર જીવોના પિતા છો. આપના પિતા કોણ થઈ શકે છે? આપ તો અમસ્થાજ મારી મશ્કરી કરો છો."

બાળકનો આવો અદ્દભુત ઉત્તર સાંભળીને અદ્વૈતાચાર્ય વગેરે બધા ભક્તો પ્રસન્ન થઇને તે બાળકની બુદ્ધિની પ્રશંસા કરવા લાગ્યા. પ્રભુએ પણ કેટલીયે વાર અચ્યુતના ચોંએ ચોટીઓ લીધી અને પોતે બધા ભક્તો સાથે આચાર્યને ઘેર પહોંચ્યા. ઘેર પહોંચતાં આચાર્યે પ્રભુનાં ચરણો ધોયા અને અક્ષત, ધૂપ, દીપ, નૈવેદ્ય, ચંદન, પુષ્પમાલા વગેરે પૂજનની સામગ્રીઓથી વિધિપૂર્વક તેમની પૂજા કરી. પછી પ્રભુના ચરણોદકનું પોતે પાન કર્યું, ભક્તોને વહેંચ્યું અને પોતાના સમસ્ત ઘરમાં તે છાંટયું. પ્રભુના પધારવાથી આચાર્યના આનંદનું ઠેકાણુંજ રહ્યું નહિ. તેઓ વારંવાર પોતાના સદ્દભાગ્યની પ્રશંસા કરવા લાગ્યા.



# માતાને સંન્યાસી પુત્રનાં દર્શન

यस्यास्ति वैष्णवः पुत्रः पुत्रिणी साभिधीयते ।
अवैष्णवपुत्रशता जननी शूकरीसमा ॥

અર્થાત્ જેનો પુત્ર વૈષ્ણવ છે, તેજ માતા ખરી રીતે પુત્રવતી કહેવાવા યોગ્ય છે. અવૈષ્ણવ સો પુત્રોને જન્મ આપનારી માતા ભલેને હોય, પણ તે માતા તો ભૂંડણ સમાનજ છે. ભૂંડણ ત્રીજેજ મહિને ઘણાં બચ્ચાંને જન્મ આપે છે.

શચીદેવીના એ સદ્ભાગ્યની પ્રશંસા કરવાની શક્તિ ભલા કયા પુરુષમાં હોઈ શકે કે જેમના ગર્ભથી એ સંસારત્યાગી, વૈરાગી સંન્યાસી મહાપુરુષ જન્મ્યા હતા ? જગન્માતા શચીદેવીની કૂખજ માતાની કૂખ કહી શકાય. સો પુત્રો જણનારી ભૂંડણ માતાઓની આ સંસારમાં કંઇ કમી નથી; પરંતુ તેનું ગામમાં કે મહોલ્લામાં પણ કોઈ નામ જાણતું નથી, પરંતુ ગૌરાંગને ઉત્પન્ન કરીને શચી માતા જગજ્જનની બની ગયાં. ગૌરભક્તો સંકીર્તન સમયે- -

जय शचीनंदन गौर गुणाकर । प्रेम परसमणि भवरससागर ॥

—વગેરે સંકીર્તનનાં પદો ગાઈ ગાઇને આજે પણ જગન્માતા શચીદેવીના સૌભાગ્યની પ્રશંસા કરતા તેમને ભગવાનની માતા કહી કહીને રુદન કરે છે.

પુત્રોના સંન્યાસી થવાથી સ્વાભાવિક માતૃસ્નેહને લીધે જગન્માતા-શચીદેવીને અપાર દુઃખ થયું હતું. તે દુઃખેજ તેમને જગન્માતાના દુર્લભ પદ સુધી પહોંચાડી

દીધાં હતાં. તે મહાન દુઃખને તેમણે ધીરજપૂર્વક સહન કર્યા. સાચું છે કે ભગવાન જેને જેટલું ભારે દુઃખ આપે છે, તેને તેટલીજ વધારે સહનશક્તિ પણ આપે છે. જેનો એક યુવાવસ્થામાં આવેલો પુત્ર અવિવાહિત દશામાંજ ઘરબાર છોડીને ચાલ્યો ગયો હોય, પતિ પરલોકવાસી થઈ ગયા હોય, જે પુત્રના ઉપર જીવનની સમસ્ત આશાઓ રહેલી હતી, તે વૃદ્ધાવસ્થાનો એકમાત્ર આધાર, પ્રાણોથી પણ વધારે વહાલો પુત્ર ઘરમાં સંતાનહીન યુવતી સ્ત્રીને છોડીને સદાને માટે સંન્યાસી બની ગયો હોય, તે માતાનુ હૃદય ફાટી ગયા વિના કેમ રહી શકે? પરંતુ જેમના ગર્ભમાં પ્રેમાવતાર ગૌરાંગે નવ મહિના નહિ, પરંતુ તેર માસ નિવાસ કર્યો હોય, તે વીરપ્રસવિની માતાની આટલી બધી વ્યાકુળતાનુ અનુમાન પણ કોણ કરી શકે? છતા પણ માતૃસ્નેહ ઘણોજ અદ્ભુત હોય છે, પુત્રવિયોગરૂપી દુઃખને હસતાં હસતાં સહન કરનારી માતા પૃથ્વી પર ઉત્પન્નજ થઇ નથી. મદાલસા વગેરે તો અપવાદરૂપ છે. દેવકી, યશોદા, કૌશલ્યા, દેવહૂતિ વગેરે સર્વ અવતારી પુરુષોને જન્મ આપનારી માતાઓને પુત્રવિયોગથી રડવુ પડયું હતું. એ સર્વેએ પોતાના કરુણ રુદનથી સ્વાભાવિક અને સહજ માતૃસ્નેહનો પરિચય આપતાં સર્વ સમર્થ પુત્રોને માટે આંસુ વહાવ્યાં છે. પછી શચીદેવી કેમ કરીને બચી શકે? તે પણ ચંદ્રશેખર આચાર્ય તથા શ્રીધર વગેરે ભકતોને જલદી શાંતિપુર ચાલવાનો આગ્રહ કરવા લાગી. આચાર્યે તેજ સમયે એક પાલખીની વ્યવસ્થા કરી અને તેના ઉપર માતાને બેસાડીને શાંતિપુર તરફ ચાલવા લાગ્યા. માતા તો પાલખીમાં બેસીને સંન્યાસી પુત્રને જોવા માટે નીકળી પડ્યા, પરંતુ પતિપ્રાણા બિચારી વિષ્ણુપ્રિયા શું કરે? તેને તો પોતાના સન્યાસી પતિનાં દૂરથી દર્શન કરવા સુદ્ધાંની પણ રજા નહોતી. તે તો ભગવાં વસ્ત્ર પહેરેલા પોતાના પ્રાણનાથને આંખો વડે જોઈ પણ શકતી નહોતી. તેમને માટે તો તેમના જીવનસર્વસ્વ બીજા લોકો કરતાં

પણ પારકા થઈ ગયા, પરંતુ એવી વાત નહોતી. લોકદૃષ્ટિથી તેમના પતિ સંન્યાસી ભલે બની ગયા હોય, શિષ્ટાચારની રક્ષા માટે તે પોતાના પ્રાણનાથના આ સ્થૂળશરીરનાં દર્શન ભલે ન કરી શકે, પરંતુ તેમના આરાધ્યદેવ સદા તેમના હૃદયમંદિરમાં નિવાસ કરતા હતા. ત્યાંજ તે તેમની પૂજા કરતી અને પોતાની શ્રદ્ધાંજલિ ચઢાવીને ભક્તિભાવથી સદા તેમને પ્રણામ કરતી રહેતી. તેણે વીરપત્નીની પેઠે પોતાની સાસુને કહ્યું કે "માતાજી ! આપ જાઓ અને એમને જોઈ આવો. મારા નસીબમાં એમનાં દર્શન નિર્માયેલાં નથી, તો કંઇ નહિ. મારું એથી વધારે બીજું કયું સદ્ભાગ્ય હશે કે જે સદા મારા રહ્યા છે અને આગળ પણ જે સર્વદા મારાજ રહેશે ? તેમનાં દર્શન માટે આજે શત્રુ–મિત્ર બધા જાય છે. હું તો તેમનીજ છું અને તેમનીજ રહીશ; ગમે તો તેઓ સંન્યાસવેશમાં રહે કે ગૃહસ્થવેશમાં ! મારા હૃદયમાં એ બાહ્ય ચિહ્નોથી ભેદભાવ થઈ શકશે નહિ. મારા તો તેઓ એકજ છે, પછી ભલેને તેઓ ગમે તે અવસ્થામાં રહે." પોતાની પુત્રવધૂની આવી વાત સાંભળીને માતા મનોમન તેની પ્રશંસા કરતાં કરતાં પાલખીમાં બેસીને ભક્તોથી ઘેરાઇને શાંતિપુર તરફ ચાલ્યાં.

આ તરફ મહાપ્રભુ ઘેર પહોંચતાંજ અદ્વૈતાચાર્યનાં ધર્મપત્ની સીતાદેવીએ વાત વાતમાંજ જાતજાતની વાનીઓ બનાવીને તૈયાર કરી નાખી. જેટલી વાનીઓ તેમણે બનાવી હતી, તેટલી વાનીઓ અનેક સ્ત્રીઓ મળીને કેટલાયે દિવસોમાં બનાવી શકે નહિ. ખાટા, મીઠા, તીખા, ખારા તથા જાત જાતના અનેક પદાર્થ બનાવવામાં આવ્યા, વીસેક પ્રકારનાં શાક હતાં, એક કેળાંનું 'શાકજ કેટલીયે રીતે બનાવ્યું' હતું. ચોખાની, કેળાંની, રાજગરાની વગેરે કેટલાયે પ્રકારની ખીર બનાવી હતી. મગનાં, અડદનાં, ચણાનાં વગેરે કેટલાયે પ્રકારનાં વડાં હતાં. કોહળું, ચિલ (બથવો), ફૂદીનો, ધાણા વગેરેનાં અલગ અલગ પાત્રોમાં

શયતાં રાખેલાં હતાં. જાત જાતની મિઠાઈઓ હતી. વિવિધ પ્રકારનાં અથાણાં અને મુરબ્બા હતા. ઘણાજ ઉંચી જાતના ભાત બનાવવામાં આવ્યા હતા. મગ, અડદ, તુવેર, મઠ, ચણા વગેરે કેટલાયે પ્રકારની જુદી જુદી દાળો બનાવી હતી. દહીંપૌંઆ, દૂધપૌંઆ, કોપરૂં, દૂધ વગેરેનાં વિવિધ પ્રકારનાં ભોજનો તૈયાર કરવામાં આવ્યાં. આચાર્યે ત્રણુ સ્થાનોમાં બધા પદાર્થ સજાવ્યા અને ભગવાનને ભોગ ધરાવીને પ્રભુને ભોજન કરવાની પ્રાર્થના કરી.

પ્રભુને બેસવા માટે આચાર્યે બે આસન આપ્યાં અને તેમને હાથ પકડીને ભોજન માટે બેસાડયા. જાત જાતની આટલી બધી સામગ્રીઓ જોઈને પ્રભુ કહેવા લાગ્યાઃ– "ધન્ય છે, જેના ઘરમાં આટલા સુંદર સુંદર પદાર્થોનો હમેશાં ભગવાનને ભોગ ધરાવવામાં આવતો હોય તેમની ચરણુધૂલિથી પાપીમાં પાપી પુરુષ પણુ પાવન બની શકે છે. સીતા માતા તો સાક્ષાત્ અન્નપૂર્ણા દેવી છે, જેમના દ્વાર આગળ સદાશિવ પોતાનું ખપ્પર–ભિક્ષાપાત્ર લંબાવીને ભિક્ષાને માટે ઉભા રહે છે. તેમને માટે આટલા પદાર્થો બનાવવા શું મુશ્કેલ છે?"

આચાર્યદેવે કહ્યુંઃ "શિવજી પણુ વિષ્ણુને શરણે ગયા વિના અન્નપૂર્ણાને અગસ્ત્યના શાપથી છોડાવવા સમર્થ નથી; પછી ભલેને તે ગમે તેટલી વધારે સામગ્રીઓ બનાવી કેમ ન જાણુતાં હોય!"×

× આ સંબંધી એક કથા છે. એક દિવસ અન્નપૂર્ણા માતા પાર્વતીજીએ કોઇ વ્રતનું પારાયણુ કર્યું. તે પ્રસંગે તેઓ એક યોગ્ય–તપસ્વી બ્રાહ્મણુને ભોજન કરાવવા ઇચ્છતાં હતાં. તેમણે અગસ્ત્યજીને ભોજન કરાવવાનો વિચાર કર્યો, અને પોતાની ઇચ્છા દેવાધિદેવ મહાદેવજી સમક્ષ જણાવી. મહાદેવજી એ સાંભળતાંજ કાન ઉપર હાથ ધરતા અને પોતાના દાંતોથી જીભ કરડતા કહેવા લાગ્યા– "બાપ રે બાપ! અગસ્ત્યજીનું પેટ કોણુ ભરી શકશે? દેવિ! તું આ વિચાર છોડી દે, કોઇ બીજા બ્રાહ્મણુને ભોજન કરાવ."

આચાર્યની આવી ગૂઢ વાતો સાંભળીને પ્રભુ મનો-મન હસ્યા અને નિત્યાનંદજી તરફ જોવા લાગ્યા. નિત્યા-નંદજી બાળકની પેઠે કહેવા લાગ્યા: "આઠ–દશ દિવસથી બરાબર ભોજન પણ મળ્યું નથી. વ્રત–અપવાસ જેવુંજ થયું છે. આજે વ્રતનું બરાબર પારણું થશે. આચાર્ય મહા-રાજ જલદીથી કેમ નથી લાવતા ?"

આચાર્યે કંઈક હસતાં હસતાં ભાત ભાતના પદાર્થો બન્ને ભાઈઓ આગળ લાવીને મૂકયા. પ્રભુ તેમાં ખાટા, ગળ્યા, મસાલેદાર અને અનેક પ્રકારના મીઠા અને ઘીમાં

-માતા પાર્વતીદેવીને પોતાની શક્તિનો ગર્વ હતો. તેમણે કંઈક અભિમાનપૂર્વક કહ્યું:–"શું હું એક અગસ્ત્યજીનું પેટ પણ નહિ ભરી શકું ? તેઓ ભલેને ગમે તેટલું ખાય, હું બધો પ્રબંધ કરી લઈશ." શિવજીએ કહ્યું: "દેવિ ! તમે તમારી હઠ છોડી દો. અગસ્ત્યજી તો વડવાનલના સાક્ષાત્ અવતાર છે, તેમને તૃપ્ત કરવા એ કંઇ બાળ-કના ખેલ નથી. બીજા પણ ઘણાયે જ્ઞાની–તપસ્વી, ઋષિ–મહર્ષિઓ છે." બાળહઠ અને સ્ત્રીહઠ એ બે પ્રસિદ્ધ હઠ છે. પાર્વતીજીએ અગસ્ત્યજીનેજ નિમંત્રણ આપવાની હઠ લીધી. શિવે કહ્યું:–"ઠીક, જેવી તારી ઇચ્છા, પરંતુ તુંજ બધું કરજે–કારવજે. હું આ ગડ-મથલમા પડીશ નહિ. તારા કહેવાથી તેમને નિમંત્રણ આપી આવું છું." એટલું કહીને શિવજી અગસ્ત્ય મુનિને નિમંત્રણ કરી આવ્યા. બરાબર વખતે અગસ્ત્ય ભગવાન પધાર્યા. પાર્વતીજીએ હજારો યક્ષ, કિન્નર તથા દેવનાઓની સ્ત્રીઓને ભાત ભાતની ભોજનસામગ્રીઓ બનાવવા માટે બોલાવી હતી. તેમણે ઘણા પદાર્થો બનાવ્યા. અગ-સ્ત્યજી ભોજન કરવા બેઠા. તેઓ ખાટા, ખારા, ગળ્યા વગેરે કોઇ પ્રકારના પદાર્થોનો સ્વાદ જોતા નહોતા. સામે જે આવ્યું તે 'સ્વાહા' કરી જતા. આ રીતે બધા પદાર્થો સાફ કરી ગયા. જે રજુ કરવામાં આવે તે ઉડાવતાજ જાય. હવે તો પાર્વતીજી ગભરાયા. તેઓ શરમને લીધે મહાદેવજીને પણ કહી શકતાં નહોતાં; પરંતુ બીજો કોઈ ઉપાયજ નહોતો. અંતે તેઓ હળાહળ ઝેર ભક્ષણ કરનાર શિવજીનેજ શરણે ગયા. હસીને શિવજીએ કહ્યું: "દેવિ ! મેં પહેલેથીજ કહ્યું હતું. તમે ગમે તેટલું ખવડાવો પણ આ મહાત્મા તૃપ્ત નહિ થાય અને તૃપ્ત થયા વિના એ ઉઠશે નહિ. તેમને તો કોઇ કપટ કરીનેજ ઉઠાડી

તળેલા પદાર્થો જોઇને કહેવા લાગ્યા: "આચાર્યદેવ ! આપજ વિચાર કરો કે આટલા સુંદર સુંદર પદાર્થો જમીને સંન્યાસી પોતાના ધર્મની રક્ષા કઈ રીતે કરી શકે ? શું આ પદાર્થો ખાઇને સંન્યાસી પોતાની ઇન્દ્રિયોનો સંયમ કરી શકશે ? આપે આટલા બધા પદાર્થ શા માટે બનાવરાવ્યા ?"

હસતાં હસતાં આચાર્યે કહ્યું: " આપ કેવા સંન્યાસી છો તે તો હું બરાબર જાણું છું. મારી આગળ બહુ ડીંગ મારવાની જવા દો. ચુપચાપ મારા ઘરમાં જે કંઈ લૂખું સૂકું મુઠ્ઠીભર અન્ન છે, તેનેજ આરોગી લ્યો."

---

શકે, અને કપટની વિદ્યા વિષ્ણુજી સિવાય બીજું કોઈ જાણતું નથી; તેથી હું તેમની પાસે જાઉં છું. એમ કહીને શિવજી વિષ્ણુ ભગવાન પાસે પહોંચ્યા. બધી હકીકત સાંભળીને હસતા હસતા ભગવાન બોલ્યા:–" પાર્વતીજીએ મને તો કદી નિમંત્રણ આપ્યું નથી, હવે આપત્તિને વખતે મને બોલાવે છે. મને પણ ભોજન કરાવે તો આવું." શિવજીએ પોતાની જટા ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું–"મહારાજ ! એક બ્રાહ્મણને તો પતાવી દે, પછી આપનું જોયું જશે. ચાલો ગમે તેમ કરીને તેને આ સંકટમાંથી છોડાવો." શિવજીની પ્રાર્થનાથી આવીને ભગવાન અગસ્ત્યજીની સાથે ભોજન કરવા લાગ્યા. ભોજન કરતાં કરતાંજ વચમાં વિષ્ણુ ભગવાન એકદમ ઉભા થઈ ગયા. નીતિનું વચન છે કે પંક્તિમાં એક જણના ઉઠી ગયા પછી બીજાએ ભોજન કરવું નહિ જોઇએ. વિવશ થઇને અગસ્ત્યજી પણ ઉઠી ગયા. તેઓ ભગવાનના ઉપર ખૂબ નારાજ થયા. ક્રોધાયમાન થઇને કહેવા લાગ્યા: "આપે વચ્ચે ઉઠી જઇને આ સારૂં કામ નથી કર્યું. મારૂં પેટ ભરાયું નથી, હવે મને પાણી તો પી લેવા દો." હાથ જોડીને ભગવાને કહ્યું:–" દયા કરો મહારાજ ! ભોજન તો આપને થોડું ઘણું કરાવી પણ દીધું. આપને જળ પાવાની શક્તિ નથી. હું એક સાથેજ કોઇક વાર આપને જળ પાઇશ." તે વાયદાને ભગવાને સમુદ્રનું બધું જળ પાઇને પૂરો કર્યો. અહીં સીતાદેવી પાર્વતીજી છે, આચાર્ય શિવસ્વરૂપ છે, નિત્યાનંદને અગસ્ત્ય બનાવીને આચાર્ય વિનોદ કરે છે. મહાપ્રભુને વિષ્ણુ નિત્યાનંદના ભયથી બચવા ઇચ્છે છે.

પ્રભુએ કહ્યું: "તો પછી આપ પણ અમારી સાથે બેસીને ભોજન કરો અને આપે આ દસ–દસ માણસો ખાઇ શકે એટલા પદાર્થો અમારી આગળ શા માટે પીરસ્યા છે, એને કોણ ખાશે ?"

હસીને આચાર્ય બોલ્યા: "જગન્નાથજીમાં તો ભકતોના અર્પણ કરેલા જાત જાતના કેટલાયે મણ પદાર્થો અનેક વાર ઉડાવી જાઓ છો, અહીં આટલું અન્ન પણ ખાઇ શકશો નહિ ? જગન્નાથજીની સરખામણીમાં તો આ બે કોળિયા પણ નથી."

પ્રભુ આચાર્યની આ અત્યુક્તિથી કંઇક શરમિંદા થઈ ગયા અને કહેવા લાગ્યા: "નહિ; સાચેજ, આ પદાર્થો ઘણા વધારે છે, થોડા કાઢી લ્યો. સંન્યાસીને ઉચ્છિષ્ઠ–એઠું–પડયું મૂકવાનો અધિકાર નથી. જો મારે જરૂર હશે તો ફરીથી લઇ લઇશ."

પ્રભુના અત્યંત આગ્રહથી આચાર્ય તે આહારમાંથી કંઇક ઓછું કરવા લાગ્યા. એટલામાંજ નિત્યાનંદજી બોલી ઉઠ્યા: "આપ બન્ને ઝગડો કર્યા કરો. મને તો આટલા બધા સુંદર પદાર્થો જોઇને મોંમાં પાણી આવે છે; હું તો જમવા માંડું છું. આ જુઓ ! આ લાડુ ગપ્પ ! આ જુઓ, આ રબડી પણ સફાચટ." પ્રભુએ પણ ભોજન કરવું શરૂ કર્યું. પ્રભુનાં પાત્રોમાંથી જે વસ્તુઓ થઈ રહેતી, તે તેજ વખતે તેટલાજ પ્રમાણમાં આચાર્યજી પાછા પીરસી દેતા હતા. પ્રભુ ઘણી મના કરતા પરંતુ આચાર્ય તેમની એક પણ વાત સાંભળતા નહિ. આ પ્રકારે તેમની આગળ બધા પદાર્થો જેમના તેમ હાજર રહ્યા કરતા અને આચાર્ય તેમને ફરીથી ખાવાનો આગ્રહ કરતા."

વચમાં વચમાં આચાર્યદેવ નિત્યાનંદજી સાથે વિનોદ પણ કરતા જતા હતા. આચાર્યદેવ કહેવા લાગ્યા કે: "અવધૂત મહારાજ ! આપનું પેટ ભરાવું તો ઘણુંજ મુશ્કેલ

છે, કેમકે આપ અગસ્ત્યજીથી કંઇ ઉતરો તેમ નથી; પરંતુ જોજો, છાંડતા નહિ."

નિત્યાનંદજી કહેતા: "છાંડું શું કરવા? પીરસતા જાઓ, ઘણા દિવસોમાં આજેજ ભોજનનો સુયોગ પ્રાપ્ત થયો છે. આજ એમ ને એમ થોડોજ ઉઠી જવાનો છું! આજે તો ખૂબ પેટ ભરીને ભોજન કરીશ." આચાર્ય બનાવટી દીનતા દેખાડીને હાથ જોડીને બોલ્યા:–"દયા કરો બાપુ! આપનું પેટ ભરવું એ કંઇ સહેલું કામ નથી. હું રહ્યો ગરીબ બ્રાહ્મણ! હું કયાંથી આપને માટે એટલું બધું અન્ન લાવીશ? મુઠ્ઠી, બે મુઠ્ઠી જે કંઇ લૂખું–સૂકું અન્ન છે, તેજ ખાઇને સંતુષ્ટ થઈ જાઓ."

આ પ્રકારે આચાર્ય અને નિત્યાનંદજીમાં પરસ્પર વિનોદની વાતો થતી હતી. પ્રભુ બન્ને પ્રેમ–કલહને જોઇને ખૂબ હસતા હતા. આ પ્રકારે આચાર્યદેવની ઇચ્છાનુસાર પ્રભુએ બહુ પેટ ભરીને ભોજન કર્યું. નિત્યાનંદજી એ પણ બીજા દિવસો કરતાં બે ત્રણગણું ભોજન કર્યું અને અંતમાં એક મુઠ્ઠી ભાત પોતાની થાળીમાંથી લઇને આચાર્ય ઉપર ફેંકતાં ફેંકતાં કહેવા લાગ્યા: "હ્યો, હવે આપના ઉપર દયા કરીને ઉઠી જાઉં છું; આમ તો મારૂં પેટ હજી ભરાયું નથી."

આચાર્યે કંઇક બનાવટી ક્રોધ દર્શાવતાં કહ્યું: "શ્રી વિષ્ણુ! શ્રી વિષ્ણુ!! આપે આ શું કર્યું? મારાં બધાં ધર્મ–કર્મ નષ્ટ કરી દીધાં! ભલા જેના જાતિકુળનો કંઇ પણ પત્તોજ ન હોય, એવા ઘેર ઘેરથી ભિક્ષા માગી ખાનારા અવધૂતના ઉચ્છિષ્ટ અન્નનો શરીરે સ્પર્શ થઇ ગયો! હવે આનું શું પ્રાયશ્ચિત્ત કરવું?"

નિત્યાનંદજીએ કહ્યું: "ઉચ્છિષ્ટ–સ્પર્શથી પાપ નથી થયુ, પરંતુ વિષ્ણુ ભગવાનના પ્રસાદમાં ઉચ્છિષ્ટ ભાવના રાખવાનું પાપ થયુ છે. એટલે એનુ પ્રાયશ્ચિત્ત એ છે કે પચાસ સંન્યાસી મહાત્માઓને ભોજન કરવો અને તેમાં

હું અવશ્યજ હોઉં."

આચાર્ય કૃત્રિમ આશ્ચર્ય દર્શાવતાં કહેવા લાગ્યાઃ "ના રે બાપલા ! સંન્યાસીઓથી તો ભગવાન દૂરજ રાખે. તેઓ બધાના ધર્મ–કર્મ નષ્ટ કરીને પોતાના જેવાજ બનાવવા ઇચ્છે છે. જેના ઘરમાં વધી પડયું હોય તેઓ સંન્યાસીઓને ભોજન કરાવે; હું તો મારા ઘરમાં એકલોજ છું." આ પ્રકારે હસતાં–ગમ્મત કરતાં જ ભોજન સમાપ્ત થયું. આચાર્યે બન્ને સંન્યાસી ભાઇઓના હાથ ધોવડાવ્યા અને તેમને લવિંગ, ઈલાયચી વગેરે ખાવા માટે આપ્યાં. પ્રભુ ત્રણ ચાર દિવસના થાકેલા હતા, એટલે તેઓ ભોજન કરીને વિશ્રામ કરવા માટે બહારના મકાનમાં ચાલ્યા ગયા. એક સુંદર પાટ ઉપર શીતળ સાદડી બિછાવી દીધી, તેના ઉપર પ્રભુ પોતાનું કાષાય વસ્ત્ર બિછાવીને આરામ કરવા લાગ્યા. આચાર્યદેવ તેમનાં ચરણો દબાવવા લાગ્યા. આચાર્યના હાથોમાંથી પોતાના પગને બળપૂર્વક છોડાવતાં પ્રભુ કહેવા લાગ્યાઃ "આપ મને આ પ્રમાણે શરમાવશો તો મને ઘણું ભારે દુઃખ થશે. હું તો આપના પુત્ર અચ્યુત સમાન છું. મારે પોતે જ તમારાં ચરણ દબાવવાં જોઇએ. હવે આપ હરિદાસ અને મુકુંદ દત્ત ભક્તોને ભોજન કરાવીને પોતે પણ ભોજન કરો."

પ્રભુની આવી આજ્ઞા થતાં આચાર્ય ઘરની અંદર ગયા અને ભક્તોને ભોજન કરાવ્યા પછી તેમણે પોતે પણ પ્રસાદ લીધો અને પછી પ્રભુનીજ પાસેજ આવીને બેઠા.

ત્રીજે પહોરે ઘણા થાકી જવાને લીધે પ્રભુની આંખો કંઇક કંઇક મીંચાવા લાગી, તેમને થોડી થોડી નિદ્રા આવતી હતી. અકસ્માત્ તેમના કાનોમાં ગગનભેદી હરિધ્વનિ સંભળાયો. એ તુમુલ ધ્વનિ સાંભળતાંજ પ્રભુ ચમકી ઉઠ્યા અને ઉઠીને બેઠા થયા.

પોતાની ચારે તરફ જોતાં પ્રભુ આચાર્યને પૂછવા

લાગ્યાઃ " આચાર્યદેવ ! આ આટલો બધો હરિધ્વનિ ક્યાં-થી સંભળાય છે ? "

આચાર્યે કહ્યું:-" મને લાગે છે કે, નવદ્વીપથી ઘણા ભક્તો આપનાં દર્શનમાટે આવે છે." એમ કહેતા આચાર્ય બહાર નીકળીને જોવા લાગ્યા. થોડી વારમાં તેમને સામેથી શ્રીવાસ, રમાઇ, પુંડરીક, વિદ્યાનિધિ, ગંગાદાસ, મુરારી ગુપ્ત, શુકલાંબર બ્રહ્મચારી, બુદ્ધિમંતખાં, નંદનાચાર્ય, શ્રીધર, વિજયકૃષ્ણ, વાસુદેવ ઘોષ, દામોદર, મુકુંદ, સંજય વગેરે ઘણા ભક્તો ખોલ–કરતાલ લઇને અને હરિધ્વનિ કરતા કરતા આવતા જણાયા. તેમણે ઉલ્લાસપૂર્વક જોરથી બૂમ પાડીને કહ્યું: " પ્રભો ! બધાયે આવે છે; કોઇ પણ બાકી રહ્યું નથી. બાકી કેમ કરીને રહે ? જ્યાં રાજા ત્યાંજ પ્રજા. ભક્તો ભગવાનથી જુદા રહી જ શી રીતે શકે ? " આચાર્યની આવી વાતો સાંભળીને તેઓ જલદીથી જેમ બેઠા હતા તેમજ બહાર નીકળી આવ્યા. ભક્તોને સામેથી આવતા જોઇને તેઓ તેમના તરફ દોડ્યા. તે સમયે તેઓ પ્રેમમાં એવા મગ્ન થઈ ગયા હતા કે તેમને સામેના ઉંચા ચબૂતરાનું ધ્યાન જ રહ્યું નહિ. તેઓ ઉપરથી એકદમ કૂદી પડયા. પ્રભુને પોતાના તરફ આવતા જોઇને ભક્તો ત્યાંથી પ્રભુને સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા. ઘણે દૂર સુધી પડેલી ભક્તોની લાંબી હારની હાર જણાતી હતી. તેમણે જલદીથી જઇને બધાને ઉઠાડયા. કોઇના ગળે ભેટ્યા, કોઇને સ્પર્શ કર્યો, કોઇનો હાથ પકડ્યો, કોઇને પોતે પ્રણામ કર્યા અને કોઈના તરફ ખાલી જોઈજ લીધુ. આ રીતે વિવિધ પ્રકારે તેમણે બધાને સંતોષ આપ્યો. પ્રભુને સંન્યા-સી–વેશમાં સામે ઉભેલા જોઇને ભક્તો આનંદ અને દુઃખને લીધે રુદન કરતા હતા. તેઓ તેમના વાળ વિનાના મસ્તકને જોઇને પછાડ ખાઈ ખાઇને પડવા લાગ્યા. પ્રભુ શ્રીવાસ પંડિતનો હાથ પકડીને આગળ આગળ ચાલવા લાગ્યા. અદ્વૈતાચાર્ય પણ તેમની પાછળ હતા. તેમની પાછળ બધા નવદ્વીપના ભક્તો ચાલતા હતા. પ્રભુને આગળ ચાલતા

જોઇને ચંદ્રશેખર આચાર્યરત્ને આગળ વધીને કહ્યું: "પ્રભો! શચી માતા પણ આવ્યાં છે."

આટલું સાંભળતાં જ પ્રભુ ચમકીને થંભી ગયા અને આદરપૂર્વક પૂછવા લાગ્યા: 'કયાં છે?'

આચાર્યરત્ને ધીરેથી કહ્યું: "આ પાસેના લીમડાની પાસેજ તેમની પાલખી રાખેલી છે." આ વાત સાંભળતાંજ પ્રભુ જલદીથી પાછા ફર્યા. અદ્વૈતાચાર્ય તથા અન્ય ભક્તો પણ પ્રભુની પાછળ પાછળ ચાલ્યા. દૂરથીજ પાલખીમાં બેઠેલી માતાને જોઇને તેમણે જમીન પર આળોટીને તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. પુત્રવિયોગથી દુઃખી થયેલી વૃદ્ધ માતાએ પાલખીમાંથી ઉતરીને પોતાના સંન્યાસી પુત્રને આલિંગન કર્યું અને તેના કેશ વિનાના મસ્તક ઉપર હાથ ફેરવતાં કહેવા લાગ્યાં: "નિમાઈ! સંન્યાસી થઇને તું મને પ્રણામ કરીને વળી વધારે પાપની ભાગીદાર શા માટે બનાવે છે? તેં જે કર્યું તે તો સારૂં જ કર્યું. હવે તું મારે ઘેર રહેવા યોગ્ય તો રહ્યો જ નથી; પરંતુ બેટા! આ તારી દુઃખી વૃદ્ધ માતાને તદ્દન ભૂલી જતો નહિ. તું પણ વિશ્વરૂપની પેઠે નિષ્ઠુર ના બની જતો. તેણે તો જે દિવસથી ઘર છોડયું છે ત્યારથી તેનું મોં પણ દેખાડયું નથી. તું એવું ના કરતો." એટલું કહેતાં કહેતાં માતા આકુળવ્યાકુળ થઇને પડી ગયાં. પ્રભુ પણ બેભાન થઇને માતાના ખોળામાં પડી ગયા અને નાના બાળકની પેઠે ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યા. રડતાં રડતાં તેઓ કહેવા લાગ્યા: "મા! હું ગમે તેવો સંન્યાસી ભલેને થઇ જાઉં, પણ તું મારી માતા છે અને હું તારો સદા પુત્ર જ રહ્યા કરીશ. જનનિ! હું તમારા ઋણથી કદી પણ મુક્ત થઇ શકીશ નહિ. માતા! મેં જલદીથી સમજ્યા વિચાર્યા વિના જ સંન્યાસ ગ્રહણ કરી લીધો છે, તેમ છતાં પણ હું તારાથી જુદો નહિ થાઉં. જ્યાં તારી આજ્ઞા હશે ત્યાં જ રહીશ."

પ્રભુનાં આવાં સાંત્વનાભર્યાં પ્રેમાળ વચનો સાંભ-

જીને માતાને કંઇક સંતોષ થયો. તેમણે પોતાના પાલવથી પ્રભુનાં અશ્રુ લૂછયાં અને તેમને નાના બાળકની પેઠે વહાલ કરવા તથા રમાડવા લાગ્યાં.

અદ્વૈતાચાર્યે ઘેર આવવા માટે પ્રભુને પ્રાર્થના કરી. તેઓ ઉભા થઇ ગયા અને ભોઇ લોકો પાલખી ઉપાડીને આચાર્યના ઘર તરફ ચાલવા લાગ્યા. મહાપ્રભુ પાલખીની પાછળ પાછળ ચાલવા લાગ્યા. તેમની પાછળ ઘણા ભક્તો મોટેથી સંકીર્તન કરતા કરતા ચાલતા હતા. બારણે પહોંચીને આચાર્યદેવનાં ધર્મપત્ની સીતાદેવીએ આગળ વધીને શચી માતાને પાલખીમાંથી નીચે ઉતાર્યાં અને પોતાની સાથે તેમને ઘરમાં લઇ ગયાં. ભકતો બહાર ઉભા રહીને સંકીર્તન કરવા લાગ્યા.



## શચી માતાનો સંન્યાસી પુત્ર તરફ માતૃસ્નેહ

शीलानि ते चन्दनशीतलानि श्रुतानि भूमितल विश्रुतानि।
तथापि जीर्णां पितरात्रतस्मिन् विहाय हा वत्स! कथं प्रयासि॥

(ચૈ. ચ. ભાં. ૩૭૮-૧૨)

અર્થાત્ હે પુત્ર! તારો સ્વભાવ ચંદનથી પણ વધારે શીતળ છે, તારા શાસ્ત્રજ્ઞાનની સમસ્ત પૃથ્વી ઉપર ખ્યાતિ થઇ રહી છે. આટલો કોમળ હૃદયવાળો અને જ્ઞાની હોવા છતાં પણ હાય! બેટા! તું તારી વૃદ્ધ માતા વગેરેનો ત્યાગ કરીને વનમાં શા માટે જાય છે?

પુત્ર એજ માતાનો આત્મા છે. પુત્ર માતાના શરીરનો એક મુખ્ય ભાગ છે. પુત્રના સંતોષમાં માતાને સંતોષ થાય છે. પુત્રની પ્રસન્નતાથી માતાને પ્રસન્નતા થાય છે અને પુત્રની તૃપ્તિમાં માતા પોતે પોતાના તનમનની તૃપ્તિનો અનુભવ કરે છે. માતાની એકજ સૌથી મોટી ઇચ્છા હોય છેઃ તે પોતાના પ્રિય પુત્રને પોતાની સામે જમતો જોવા ઇચ્છે છે. પોતાની શક્તિ અનુસાર જેટલા સારા સારા પદાર્થો તે પોતાના પુત્રને ખવડાવી શકે છે, તેટલા પદાર્થો તેને ખવડાવીને તે એટલી પ્રસન્ન થાય છે કે, તેટલી પ્રસન્નતા તેને પોતે ખાવાથી થતી નથી. પુત્ર ગમે તો વૃદ્ધ ભલેને થઇ જાય, તેના પાંડિત્યનો, તેના ઐશ્વર્યનો ભલેને સમસ્ત સંસારમાં ડંકો વાગે; પરંતુ માતાને માટે તે પુત્ર સદા નાનો બાળકજ રહ્યા કરે છે. તે આવતાંજ

તેના પેટ તરફ જોવા લાગે છે કે ક્યાંક ભુખ્યો તો નથી ને ! જતી વખતે તે તેને કપડાં લત્તાં બરાબર સંભાળીને રાખવાનો આદેશ આપે છે. નાનીનાની બાબતોને તે એવી રીતે બતાવે છે કે જાણે તેને રસ્તાના સંબંધમાં કશું જ્ઞાનજ ન હોય ને ! પુત્રને માટે નાસ્તાનો સામાન બાંધવાનું તે ભુલતી નથી. તેથી નીતિકારોએ કહ્યું છે કે:—

मात्रा समानं न शरीरपोषणम् ।

અર્થાત્ માતાના સમાન શરીરનું પોષણ કરનાર બીજી કોઇ વ્યક્તિ નથી.

શચી માતાએ પોતાના નિમાઇને સંન્યાસી વેશમાં જોયો. જો કે હવે પ્રભુ પહેલાંની પેઠે સફેદ વસ્ત્ર ધારણ કરી શકતા નહોતા, તેમના મસ્તકના સુંદર વાળ હવે સુગંધી તેલોથી ભિંજવાતા નહોતા, હવે તેઓ ધાતુનાં પાત્રોમાં ભોજન કરી શકતા નહોતા, હવે તેમને માટે એકનુંજ અન્ન ખાતા રહેવાનો નિષેધ છે, તોપણ આ બાહ્ય બાબતોથી શું થાય છે ? માતાને માટે તો તેનો પુત્ર, એજ જૂનો નિમાઈજ છે. મસ્તક મુંડાવવાથી અને કપડાં રંગી લેવાથી એના નિમાઇમાં કંઇ પરિવર્તન થયું નહોતું. માતા તેમના ઉપર એજ પ્રમાણે વહાલ કરતાં હતાં.

તે પોતે પોતાને હાથે તેમને માટે વિવિધ પદાર્થો બનાવતી. તે તેમના સ્વભાવથી પૂરી રીતે પરિચિત હતાં. તેમને ખબર હતી કે નિમાઈ કયા કયા પદાર્થોને ખૂબ પ્રેમપૂર્વક ખાય છે, તે બધા પદાર્થો માતા ખૂબ સંભાળથી બનાવતી અને પોતાના હાથથી પીરસીને તેમને ખવરાવતી. તેઓ પણ માતાના સંતોષ ખાતર બધા પદાર્થોને બહુ રુચિપૂર્વક ખાતા અને ભોજન કરતાં કરતાં વાનીઓની પ્રશંસા પણ કરતા હતા. તેમના ભોજન કરી લીધા પછી શચી માતા અને સીતાદેવી બન્ને મળીને બીજા બધા ભક્તોને પ્રેમપૂર્વક ભોજન કરાવતાં અને બધાંને ભોજન

કરાવ્યા પછી પોતે ભોજન કરતાં. આ રીતે આચાર્યદેવનું ઘર તે સમયે ઉત્સવ–મંડપ બનેલું હતું. પ્રાતઃકાળે બધા ભક્તો ઉઠીને સંકીર્તન કરવા લાગતા, ત્યાર પછી બધા પ્રભુને સાથે લઇને નિત્યકર્મોથી પરવારવા માટે ગંગા-કિનારે જતા, બધા ભક્તો મળીને ગંગાજીની સુંદર રેતીમાં જાત જાતની ક્રીડાઓ કરતા હતા. ત્યાર પછી સંકીર્તન કરતા કરતા આચાર્યને ઘેર આવતા. ત્યાં સુધીમાં શચી માતા ભોજન બનાવી રાખતાં. પ્રભુના ભોજન કર્યા પછી બધા ભક્તો પ્રસાદ લેતા હતા. પછી ત્રીજા પહોરથી શ્રીકૃષ્ણકથા ચાલતી. બધા ભગવાનના ગુણોનું વર્ણન કરતા તથા શ્રીકૃષ્ણકથા શ્રવણ કરીને પોતાના કાનોને ધન્ય કરતા. સાયંકાળે ફરીથી ગંગાકિનારે ચાલ્યા જતા અને પ્રભુની સાથે ભક્તિ સંબંધી ગૂઢ વિષયો ઉપર અનેક વાતો કરતા રહેતા. પ્રભુ પોતાના બધા અંતરંગ ભક્તોને ભક્તિતત્ત્વનું રહસ્ય સમજાવતા, તેમને ઉપાસનાની પદ્ધતિ બતાવતા અને સંકીર્તન કરતાં જપ કરવા ઉપર વધારે ભાર દેતા. ભગવન્નામના જપ કોઇ પણ રીતે કરવામાં આવે તો તે કલ્યાણપ્રદ થાય છે. તેમાં સંકીર્તનની પેઠે દશ-વીસ માણસોની તથા ખોલ–કરતાલ વગેરે વાદ્યોની પણ જરૂર રહેતી નથી. મનુષ્ય હર સમયે, હરેક સ્થાનમાં, હરેક અવસ્થામાં ભગવન્નામનો જપ કરી શકે છે. તેઓ શિવજીના આ વાક્યને વારંવાર બોલતા હતાઃ

'जपात् सिद्धिः जपात् सिद्धिः जपात् सिद्धिर्वरानने !'

અર્થાત્ હે પાર્વતિજી ! હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે જપથીજ સિદ્ધિ પ્રાપ્ત થઇ શકે છે. કોઇ ભક્તને કંઇ શંકા થતી તો તેનું સમાધાન તેઓ પોતેજ કરતા. ગંગાજીથી પાછા ફર્યા બાદ સંકીર્તન શરૂ થઇ જતું. તે દિવસોમાં સંકીર્તનમાં ઘણોજ વધારે આનંદ આવતો હતો. બધા ભક્તો આનંદમાં બેભાન થઇને નૃત્ય કરવા લાગતા હતા. અદ્વૈતાચાર્યજીની પ્રસન્નતાનું તો કંઇ ઠેકાણુંજ નહોતું.

તેઓ પોતાના ભાગ્યની પ્રશંસા કરતા કરતા પોતાની જાતનું ભાન ભૂલી જતા હતા. પોતાના ઘરમાં હંમેશાં આવા સમારંભનો ઉત્સવ જોઇને તેમનો અંતરાત્મા ઘણોજ પ્રસન્ન થતો હતો. કીર્તનસમયે તેઓ જોરથી ભાવાવેશમાં આવીને નૃત્ય કરવા લાગતા. નૃત્ય કરતાં કરતાં વૃદ્ધ આચાર્ય પોતાની અવસ્થાને એકદમ ભૂલી જતા અને યુવકોની પેઠે ઉછળી ઉછળીને કૂદી કૂદીને નાચવા લાગતા. નાચતાં નાચતાં તેઓ બેભાન થઇને પૃથ્વી ઉપર પડી જતા. કલાકો આ પ્રમાણે બેભાન પડયા રહેતા અને ભકતો ઉઠાડતા ત્યારે ઘણી મુશ્કેલીએ ઉઠતા હતા.

મહાપ્રભુ હવે સંકીર્તનમાં બહુ થોડું નૃત્ય કરતા હતા; પરંતુ જે દિવસે ભાવાવેશમાં આવીને નૃત્ય કરવા લાગતા, તે દિવસે તેમની સ્થિતિ ઘણીજ વિચિત્ર થઈ જતી હતી. તેમના સમસ્ત શરીરનાં રૂવાં તદ્દન સીધાં ઉભાં થઇ જતાં, નેત્રોમાંથી અશ્રુઓની ધારાઓ વહેવા લાગતી, મોંમાંથી ફીણ નીકળવા લાગતું અને 'હરિ, હરિ' બોલીને એટલા જોરથી નૃત્ય કરતા હતા કે જોનારાને એમ લાગતું કે તેઓ આકાશમાં અદ્ધર રહીને નૃત્ય કરે છે. ભક્તો આનંદમાં વિહ્વળ થઇને તેમનાં ચરણોની નીચેની ધૂળને ઉઠાવીને પોતાના આખા શરીર ઉપર ઘસતા અને પોતાના જીવનને સફળ થયેલું માનતા. આ પ્રકારે દશ દિવસો સુધી તેમણે અદ્વૈતાચાર્યજીને ઘેર નિવાસ કર્યો.

નવદ્વીપ તથા શાંતિપુરના બધા ભકતોની એવી ઇચ્છા હતી કે પ્રભુને તેઓ પણ એક એક દિવસ ભિક્ષા કરાવે, પરંતુ માતા તે બધાને દીનતાપૂર્વક કહેતાં: "તમે બધા મુજ અભાગણી ઉપર કૃપા કરો. તમે બધા તો જ્યાં પણ નિમાઈ રહેશે, ત્યાં જઇને તેને ભિક્ષા કરાવી આવશો. મુજ દુઃખિયણને હવે કોણ જાણે કયારે આવું સદ્ભાગ્ય પ્રાપ્ત થશે! મારે માટે તો આજ સમય છે. હું તમારી બધાની પાસે ભિક્ષા માગું છું કે, જયાંસુધી નિમાઇ

પુરમાં રહે ત્યાં સુધી તે મારા હાથનું બનાવેલું ભોજન લે. હવે તેના ઉપર મારાજ જેટલો તમારો બધાનો અધિકાર છે, પરંતુ મારી એજ ઈચ્છા છે." માતાની આવી વાતો સાંભળીને બધા ચૂપ થઈ જતા અને પછી પ્રભુને નિમંત્રણ આપવા બાબત આગ્રહ કરતા નહોતા. આ પ્રકારે પોતાની માતાના હાથની ભિક્ષા જમતા અને બધા ભકતોના આનંદને વધારતા શ્રી અદ્વૈતાચાર્યના આગ્રહથી તેઓ શાંતિપુરમાં રહેવા લાગ્યા. તેઓ શાંતિપુરમાં રોકાયા છે, એ વાતની ખબર સાંભળીને લોકો ઘણે ઘણે દૂરથી તેમનાં દર્શન કરવા આવતા હતા. આ પ્રકારે શાંતિપુરમાં તેમના રહેવાથી એક પ્રકારનો મેળોજ ભરાઇ ગયો હતો.

પ્રેમાવતાર ચૈતન્યદેવ માતૃસ્નેહ તથા અદ્વૈતાચાર્યના સ્નેહભર્યા આગ્રહને લીધેજ દશ દિવસ સુધી શાંતિપુરમાં રોકાઇ રહ્યા.





# पुरी जता पहेलां

श्रीकृष्णचरणाम्भोजं सत्यमेव विजानताम् ।
जगत् सत्यमसत्यं वा नेतरेति मतिर्मम ॥

( શ્રીધરસ્વામી )

અર્થાત્ જેમણે શ્રીકૃષ્ણનાં ચરણારવિંદોનેજ સત્ય માની લીધાં છે, તેમને માટે ગમે તો સંસાર સત્ય હો કે અસત્ય હો, એ વાત તરફ તેઓ ધ્યાન આપતા નથી. જગતના સત્યત્વ અને મિથ્યાત્વને કારણે તેમની બુદ્ધિ ગુંચવાડામાં પડતી નથી.

ભગવાનનું સ્વરૂપ સગુણ છે કે નિર્ગુણ ? જગત મિથ્યા છે કે સત્ય ? હૃદયમાં આવી શંકાઓ ઉત્પન્ન થતાંજ ખબર પડી જાય છે કે, હજુ આપણે ભગવત્કૃપા પામવાના પૂરા અધિકારી બની શકયા નથી. જેમના ઉપર ભગવાનની પૂરી કૃપા થઇ ચૂકી છે, તેમના મગજમાં આવા પ્રશ્નો ઉઠીને તેમના ચિત્તમાં વિક્ષેપ ઉત્પન્ન કરતા નથી. ભગવાન સગુણ હો કે નિર્ગુણ, સાકાર હોય કે નિરાકાર; આ જગત સત્ય હો અથવા ત્રિકાળમાં પણ ઉત્પન્ન થયું ન હોય, ઉચ્ચ સાધકોને એ જાણવાનું કંઇ પણ પ્રયોજન નથી; તેઓ તો યથાશક્તિ બધા સંસારી પરિગ્રહોનો પરિત્યાગ કરીને પ્રભુના ચરણકમળોમાં પ્રેમ કરવા માટે ગાંડા જેવા બની જાય છે. તેઓ જગતની સત્યતા અને મિથ્યાપણાની આંટીઘુંટીઓને છોડવામાં પોતાનો અમૂલ્ય સમય બરબાદ નથી કરતા. શું ઘટઘટવ્યાપી ભગવાન અમારા હૃદયની વાતોને જાણતા નથી ? શું તેઓ સર્વશક્તિમાન

નથી ? શું તેમનું ચિત્ત દયાભાવથી ભરેલું નથી ? જો હા, તો તેઓ આપણા હૃદયની સાચી લગની સમજી જઈને દયાવશ થઈ નિરાકાર કે સાકાર જેવા પણ હશે, તેવા આપણી સમક્ષ પ્રગટ થઇ જશે. આપણે દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, દ્વૈતાદ્વૈત તથા શુદ્ધાદ્વૈતના ઝઘડામાં શું કરવા પડીએ ? પરંતુ એવી ભાવના બધાની નથી હોતી. જેઓ બુદ્ધિપ્રધાન છે તેઓ વિચાર કર્યા સિવાય રહીજ શકતા નથી. તેમને સમજાવીનેજ શ્રદ્ધા ઉત્પન્ન કરાવવી પડશે અને તે શ્રદ્ધાને આધારેજ તેમને સત્ય સુધી પહોંચાડવા પડશે; તેથી મહર્ષિઓએ વેદાંતશાસ્ત્રનો ઉપદેશ આપ્યો છે. વેદના અંતિમ ભાગને વેદાંત કહે છે. તેનો સંબંધ વિચારની સાથે છે. પરંતુ જેઓ હૃદયપ્રધાન હોય છે તેઓ તો તેની એટલી બધી પરવા કરતા નથી; તેઓ તો "શ્રી કૃષ્ણ, શ્રી કૃષ્ણ" કહેતાં કહેતાંજ પોતાના વહાલાનાં ચરણકમળો સુધી પહોંચીને સદા તેમનાજ બની રહે છે. તેમનાજ શું, તેમનું રૂપજ બની જાય છે. પરંતુ બધાને એવું સદ્ભાગ્ય પ્રાપ્ત થતું નથી. જેમના ઉપર તેમનો અનુગ્રહ થાય છે, તેઓજ આ માર્ગના યાત્રી બની શકે છે.

આથી એ પણ શંકા થઇ શકે કે, તો પછી "શ્રી-કૃષ્ણ, શ્રીકૃષ્ણ" કહેનાર અજ્ઞાનીજ રહ્યા કરશે અને જ્ઞાનના વિના સંસાર–બંધનથી મુક્તિ થઇ શકતી નથી. "ऋते ज्ञानान्न मुक्तिः।" તો પછી તે મૂર્ખ ભક્ત પ્રભુનાં ચરણકમળો સુધી કેમ કરીને પહોંચી શકે ? તેનો સીધો ઉત્તર એ છે કે, જે સર્વસ્વનો ત્યાગ કરીને ભગવાનનેજ શરણે અનન્યભાવે આવી ગયા હોય, સચ્ચિદાનંદસ્વરૂપ ભગવાન, જેમનું સ્વરૂપજ "सत्यं ज्ञानमनन्तम्" છે, તેઓ તેને જ્ઞાનહીન કેમ કરીને રહેવા દેશે ? તેમના શરણમાં આવતાંજ હૃદયની ગ્રંથિઓ આપોઆપજ ખુલી જશે, પ્રયત્ન કર્યા વિનાજ તેના બધા સંશયો દૂર થઇ જશે, કર્મ–અકર્મની ગુંચવાડાભરેલી સમસ્યાઓ ઉકેલ્યા વિનાજ તેનાં સમસ્ત કર્મો નાશ પામી જશે. ભગવત–શરણાગતિમાં એ

તો સુલભતા, સરળતા અને સરસતા છે. આકાશ-પાતાળ એક પણ ન કરવું પડે ને આનંદ પણ સદા મળ્યા કરે, સદા તે અદ્દભુત રસનું પાનજ કરતા રહેવાય. પરંતુ આ અનન્ય ઉપાસના અને ભગવત્-શરણાગતિને માટે બધા સંસારી પરિગ્રહોનો પૂર્ણત્યાગ કરવો પડશે, ત્યારે તે અદ્દભુત મદિરાની પ્રાપ્તિ થઈ શકશે. ખાલી ઢોંગ કરી લેવાથી અને ભેદભાવના સંકુચિત ક્ષેત્રમાંજ બંધાઇ રહેવાથી કામ ચાલશે નહિ.

મહાપ્રભુને અદ્વૈતવાદી સંન્યાસીઓની પદ્ધતિથી દીક્ષા લીધાથી અને દંડ ધારણ કરવાથી અદ્વૈતાચાર્યજીને શંકા થઈ. તેમણે તેમને પૂછ્યુંઃ "પ્રભો ! આપે અદ્વૈતવાદીઓની પેઠે આ સંન્યાસધર્મ કેમ ગ્રહણ કર્યો ? આપનાં બધાં કાર્યો અલૌકિક છે. આપની લીલા સમજી શકાતી નથી.*

આ પ્રશ્નને સાંભળીને કંઈક હસતાં હસતાં પ્રભુએ કહ્યું કે "આચાર્યદેવ ! આપ તો પોતે વિદ્વાન છો, આપ વિચાર કરીને પોતેજ જુઓ, શું હું અદ્વૈતના સિદ્ધાંતને નથી માનતો ? આપજ વિચારો, આપમાં અને ઈશ્વરમાં માત્ર ચિહ્ન વગેરેનોજ ભેદ દેખાય છે. વસ્તુતઃ તો બીજો કોઇ ખાસ ભેદ જણાતો નથી.+

આ ઉત્તર સાંભળીને હસતાં હસતાં અદ્વૈતાચાર્ય કહેવા લાગ્યાઃ-"ધન્ય છે ભગવન્ ! આપ તો વાણીના સ્વામી છો, આપની આગળ તો કંઇ કહીજ શકાતું નથી.×

---

* अद्वैत—केयं लीला व्यरचि भवता योऽयमद्वैतभाजा-
मत्यन्तेष्टस्तमधृत भवानाश्रमं यच्चुरीयम् ।

+भगवान् विहस्य—भो अद्वैत स्मर किमु वयं हन्त नाद्वैतभाजो
भेदस्तस्मिंस्त्वयि च यदि वा रुपतो लिंगतश्च ॥
(ચૈ. ચં. નાટક.)

× अद्वैतः—वाणीश्वरेण किमुचितं वचनानुवचनम् ।
( ચૈ. ચં. નાટક )

ત્યારે તેમણે ઘણીજ ગંભીરતાથી કહ્યું:–

विना सर्वत्यागं भवति भजनं न ह्यसुपते-
रिति त्यागोऽस्माभिः कृत इह किमद्वैत कथया।
अयं दंडो भूयान् प्रबलतरसो मानसपशो-
रितीवाहं दण्ग्रहणमविशेषादकरवम् ॥

"આચાર્યદેવ ! આમાં દ્વૈત–અદ્વૈતની શી વાત છે? ખરી વાત તો એ છે કે સર્વસ્વનો ત્યાગ કર્યા વિના હૃદય-વલ્લભ પ્રાણરમણ એ શ્રીકૃષ્ણનું ભજન થઇજ શકતું નથી. તેથી મેં સર્વસ્વનો ત્યાગ કરીને સંન્યાસ લીધો છે. આ મન તો ઘણુંજ ચંચળ પશુ જેવું છે, એ સ્થિરભાવે શ્રીકૃષ્ણ-ચરણોની સુખમય શીતળ છાયામાં બેસીને વિશ્રામજ કરતું નથી, સદા આમ તેમ ભટકતુંજ રહે છે. તેને માર-વાને માટે મેં આ દંડ ધારણ કર્યો છે."

પ્રભુની આવી ગૂઢ રહસ્યપૂર્ણ વાત સાંભળીને અદ્વૈ-તાચાર્યને મનોમન ઘણી પ્રસન્નતા થઇ. ત્યાર પછી બીજા ઘણાયે ભક્તો તેમના સંન્યાસના સંબંધમાં જાત જાતની વાતો કરવા લાગ્યા. કોઇ કહેતું: "પ્રભો ! આપે સંન્યાસ લઇને ભકતોને ઘણો ભારે અન્યાય કર્યો છે. પહેલાં તો આપે આપના હાથો વડે પ્રેમવૃક્ષની સ્થાપના કરી, તેને સંકીર્તનના સુંદર જળથી સીંચ્યું અને વધાર્યું. જ્યારે તેના ઉપર ફળ લાગ્યાં અને તેનો પાકવાનો સમય આવ્યો, ત્યારે આપે તેને મૂળમાંથી કાપી નાખ્યું ! લોકો પોતાના હાથે રોપેલા વિષવૃક્ષનો પણ નાશ કરતા નથી. આપના વિના ભકતો કેમ કરીને જીવી શકશે ? કોણ તેમની કરુણ કહાણીઓ સાંભળશે ? વિપત્તિ પડતાં ભકતો કોને શરણે આવશે ? સંકીર્તનમાં પોતાના અદ્ભુત અને અલૌકિક નૃત્યથી હવે તેમને કોણ આહ્લાદ આપશે ? હવે ભકતો સાથે ગંગાતટ ઉપર જલવિહાર કોણ કરાવશે ? અમને હમેશાં કૃષ્ણકથા સંભળાવીને સુખી અને આનંદિત કોણ બનાવશે ? પ્રભો ! ભકતો આપના વિયોગદુઃખને સહન

કરવા સમર્થ નહિ થઇ શકે."

પ્રભુ ભકતોને ધીરજ આપતા કહેવા લાગ્યાઃ–"જુઓ, ભાઇ! ગભરાવાથી કામ નહિ ચાલે. હવે જે થવાનું હતું તે થઇ ગયું. હવે સંન્યાસ છોડીને ગૃહસ્થાશ્રમી થવાની સંમતિ તો તમે પણ મને નહિ આપો. મારા અને તમારા બધા લોકોના સ્વામી અદ્વૈતાચાર્યજી અહીં રહેશેજ. હું પણ જગન્નાથપુરીમાં નિવાસ કરીશ. કોઈ કોઇ વાર તમે મારી પાસે આવતા જતા રહેજો. હું પણ કોઇ કોઇ વાર ગંગાસ્નાન નિમિત્તે અહીં આવ્યા કરીશ. આ પ્રકારે પરસ્પર એકબીજાને મળવાનું બન્યાજ કરશે."

. એટલામાંજ ચંદ્રશેખર આચાર્યરત્ન બોલી ઉઠ્યાઃ–"અમને બધા લોકોને તો આપ ગમે તેમ કરીને સમજાવી પણ દેશો, પરંતુ શચી માતાને શું કહો છો! તેઓ તો આપના વિના જીવવાજ ઇચ્છતાં નથી."

તેમણે કંઇક ગભરાઈને કહ્યું: "માતાને હું સમજાવીજ શું શકવાનો? આપ લોકોજ જો તેમને સમજાવશો તો સમજશે. પછી માતા જેવી આજ્ઞા આપશે તેજ પ્રમાણે હું કરીશ. જો તે મને ઘેર રહેવા કહેશે તો હું તેમ પણ કરી શકું છું."

એટલામાંજ અશ્રુ સારતાં માતા આવી પહોંચ્યાં. તેમણે ગદ્‌ગદ્ કંઠે કહ્યું: "નિમાઈ! શું સાચેજ તું અમને છોડીને અહીંથી પણ કયાંક બીજે જવાનો વિચાર કરે છે?"

તેમણે માતાને સમજાવતાં કરુણ સ્વરે કહ્યું: "માતા! હું તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકતો નથી. તમે જેમ કહેશો તેજ પ્રમાણે કરીશ. સંન્યાસીને માટે પોતાના ઘરની પાસે તથા પોતાના સંબંધીઓને ત્યાં આટલા દિવસ રહેવાનું વિધાનજ નથી. વધારે દિવસો સુધી એકનું ખાતા રહેવાનો પણ સંન્યાસીને માટે નિષેધ છે, મેં તમારી અને આચાર્યની પ્રસન્નતા ખાતર

સો સુધી અહીં રહીને તમારાજ હાથની ભિક્ષા કરી. હવે મારે કયાંક બીજે જઇને રહેવું જોઇએ. મારી ઇચ્છા તો શ્રી વૃંદાવન જવાની હતી, પરંતુ તમારો બધાનો સ્નેહ મને બળપૂર્વક અહીં ખેંચી લાવ્યો. હવે તમે જે સ્થળ માટે આજ્ઞા આપશો ત્યાં રહીશ. તમારી આજ્ઞા વિરુદ્ધ આચરણ કરવાની મારામાં શક્તિ નથી. માતા! હું સદા તમારો રહ્યો છું અને રહીશ."

પોતાના સંન્યાસી પુત્રનાં આવાં પ્રેમપૂર્ણ વચનો સાંભળીને માતાનું હૃદય પણ પલટાઈ ગયુ. આ પ્રેમ-વાકયોએ જાણે વ્યાકુળ થયેલી માતાના હૃદયમાં સાહસનો સંચાર કર્યો. માતાએ દઢતાભર્યા અવાજે કહ્યું: "બેટા! મારા ભાગ્યમાં જે લખ્યું હશે, તે હું ભોગવીશ. મને મારો એટલો ખ્યાલ નહોતો કે જેટલો વિષ્ણુપ્રિયાનો. તે હજુ અજ્ઞાન બાલિકા છે, સંસારી વાતોથી તે તદ્દન અજાણ છે. પરંતુ ભાવિ પ્રબળ હોય છે. હવે થઇજ શું શકે? સંન્યાસ તજીને ફરી ગૃહસ્થાશ્રમમાં દાખલ થવાની પાપવાર્તા મારા મુખમાંથી કાઢીને પણ હું પાપભાગી નહિ બનું. સંન્યાસી-અવસ્થામાં ઘેર રહેવાથી બધા લોકો તારી અવશ્યજ નિંદા કરશે. તારા વિયોગદુઃખને તો હું કોઇ પણ પ્રકારે સહન પણ કરી શકું છું, પરંતુ લોકોને મુખે હું તારી નિંદા કદી સહન કરી શકીશ નહિ. તેથી હું તને ઘેર રહેવાનો પણ આગ્રહ કરતી નથી. વૃંદાવન ઘણું દૂર છે, તારા ત્યાં રહેવાથી ભક્તોને પણ ત્રાસ થશે અને મને પણ તારા સમાચાર જલદી જલદી નહિ મળી શકે. જો તારી ઇચ્છા હોય અને અનુકૂળ પડે, તો તું જગન્નાથપુરીમાં રહે.

પુરીની યાત્રા માટે અહીંથી દર વર્ષે હજારો યાત્રીઓ જાય છે, ભક્તો પણ રથયાત્રાને સમયે જશે-આવશે અને તને મળતા રહેશે તેમજ મને પણ તારી રાજીખુશીના સમાચાર મળતા રહેશે. અમને મળવા માટે નહિ, પરંતુ ગંગાસ્નાન માટે તું અવારનવાર અહીં આવતો રહેજે. આ

પ્રકારે નીલાચલમાં રહેવાથી અમને બધાને તારૂ વિયોગ-દુઃખ બહુ વધારે સાલશે નહિ. પછી તો તને જ્યાં અનુકૂળ પડે ત્યાં ખરૂ."

પ્રભુએ પ્રસન્નતા દર્શાવતાં કહ્યું: "જનનિ ! તમે ધન્ય છો ! વિશ્વરૂપની માતાને આવાંજ વચનો શોભે છે. તમે સંન્યાસીની-માતાને યોગ્યજ વાક્યો કહ્યાં છે. મને તમારી આજ્ઞા શિરોધાર્ય છે. હું હવે પુરીમાં જ જઇને રહીશ અને ત્યાંથી કોઈ કોઈ વાર ગંગાસ્નાન માટે અહીં પણ આવતો જતો રહીશ."

આ પ્રકારે માતાએ પણ તેમને નીલાચલમાં જ રહેવાની રજા આપી દીધી, ભક્તોએ પણ રડતાં રડતાં દુઃખી વદને આ વાત સ્વીકારી લીધી. તેમનો નીલાચલ જવાનો નિશ્ચય થઈ ગયો. ઘણા ભક્તો તેમની સાથે જવા તૈયાર થઇ ગયા, પરંતુ તેમણે તેઓ બધાને રોકયા અને સૌને પોતપોતાને ઘેર પાછા જવા આગ્રહ કરવા લાગ્યા. ભક્તો તેમને છોડવા ઇચ્છતા નહોતા, તેઓ તેમના પ્રેમપાશમાં એવા બંધાયેલા હતા કે ઘેર જવાનું નામ સાંભળતાં જ ગભરાતા હતા.

તેમણે આગ્રહ કરવા છતાં પણ જ્યારે ભક્તો તેમની પહેલાં પોતપોતાને ઘેર જવા રાજી જણાયા નહિ, ત્યારે તેમણે પોતે જ પહેલા નીલાચલ ઉપડવાનો વિચાર કર્યો. આટલા દિવસો સુધી અદ્વૈતાચાર્યના આગ્રહથી રહ્યા હતા, હવે રડતાં રડતાં અદ્વૈતાચાર્યે પણ સંમતિ આપી. પ્રભુની સાથે નિત્યાનંદજી, જગદાનંદ પંડિત, દામોદર પંડિત અને મુકુંદ દત્ત, એ ચાર ભક્તો જવા માટે તૈયાર થયા. આચાર્યદેવના આગ્રહથી પ્રભુએ પણ તેમને સાથે આવવાની રજા આપી દીધી.

## પુરીના રસ્તામાં

मा याहीत्यपमङ्गलं व्रज सखे स्नेहेन हीनं वच-
स्तिष्ठेति प्रभुता यथारुचि कुरुष्वैपाऽप्युदासीनता ।
नो जीवामि विना त्वयेति वचनं सम्भाव्यते वा न वा
तन्मां शिक्षय नाथ यत्समुचितं वक्तुं त्वयि प्रस्थिते ॥

અર્થાત્ પોતાના પ્રાણપ્યારાના પરદેશગમનના પ્રસંગે તેના વિયોગથી ઉત્પન્ન થતી વેદનાને જણાવતી નાયિકા પતિને કહે છે. વિદાયના અંતિમ સમયનું વર્ણન છે. પ્રિયતમ પૂછે છેઃ "ઠીક, જાઉં ત્યારે ?" પ્રેમિકા જવાબ આપે છે– 'ના જશો.' એ અમંગળસૂચક શબ્દો જવાના શુભ મુહૂર્તમાં કયા મુખે ઉચ્ચારૂં ? એમ કહું કે 'ઠીક જાઓ' તો એ સ્નેહહીન શબ્દ છે. જો કહું કે 'રોકાઈ જાઓ' તો તેમાં મોટાઇ પ્રદર્શિત થાય છે. અને એમ કહી દઉં કે 'જેવી આપની ઈચ્છા હોય તે પ્રમાણે કરો.' તો તેથી ઉદાસીનતા જણાય છે. જો એમ કહી દઉં કે 'તમારા વિના હું જીવી શકીશ નહિ' તો ખબર નથી કે તમને આ વાતનો વિશ્વાસ આવે કે ન આવે. તેથી મારા પ્રાણનાથ ! તમેજ મને શીખવો કે તમારા પ્રસ્થાનના સમયે મારે શું કહેવું યોગ્ય છે ? આ સમયે હું કયા વાકયનો પ્રયોગ કરૂં ?"

ગોસ્વામી તુલસીદાસજીએ સજ્જન અને દુર્જનના સમાગમની તુલના કરતાં કહ્યું છે કે—

"મિલત એક દારૂન દુઃખ દહીં, બિછુરત એક પ્રાન હરિ લેહીં."

સાચેજ, પોતાના પ્રિયજનના વિયોગસમયે તો સહૃદય પુરુષોને મરણસમાનજ દુઃખ થાય છે. જેની સાથે કરતા આટલા દિવસ હાસ્ય-વિનોદ, ભોજન, જલપાન વગેરે કરતા રહ્યા જે નિરંતર પોતાના સહવાસસુખનો આનંદ આપતા રહ્યા, તેજ પોતાનો વહાલો પ્રિયતમ આજે એકદમ અમારાથી કોણ જાણે ક્યાં સુધીને માટે અળગો થાય છે, એ વાતના સ્મરણમાત્રથી સહૃદય સજ્જનોના હૃદયમાં ભારે ખળભળાટ થવા લાગે છે. પરંતુ તે દુઃખમાં પણ મીઠી મીઠી મઝા છે, તેનો સ્વાદ ભાવિક પ્રેમી પુરુષોજ લઈ શકે છે; સંસારી સ્વાર્થી પુરુષોના ભાગ્યમાં તે સુખ નિર્માયલું નથી.

દસ દિવસ સુધી ભક્તોના ચિત્તને આનંદ કરાવતા રહ્યા પછી આજે પ્રભુ શાંતિપુરનો પરિત્યાગ કરીને પુરીના પથિક બની જશે, એ વાતના સ્મરણમાત્રથીજ સઘળા સ્નેહી-સંબંધીઓ અને ગ્રામવાસીઓના હૃદયમાં તેમના વિયોગજન્ય દુઃખની વેદના થવા લાગી. બધાના ચહેરા ઉપર ખેદ છવાઇ ગયો હતો. પ્રભુએ કંઇક વિચારમાં ને વિચારમાં પોતાને ઓઢવાનુ રંગીન વસ્ત્ર ઉપાડ્યુ, લંગોટીને કમરે બાંધી લીધી અને નાનકડો પટકો-સાફો માથા ઉપર લપેટી લીધો. એક હાથમાં દંડ લીધો અને બીજા હાથમાં કમંડલુ લઇને તેઓ તે બેઠકથી બહાર નીકળ્યા. તેમને યાત્રીના વેશમાં જોઇને હાજર રહેલા બધા ભક્તો ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યા. વૃદ્ધ શચી માતાનું તો હૃદયજ ધડકવા લાગ્યું.

જગદાનંદે તેમના હાથમાંથી દંડ લઈ લીધો અને દામોદર પંડિતે કમંડલુ લીધું. હવે તેમના બન્ને હાથ ખાલી થઇ ગયા. એ બન્ને હાથ વડે વૃદ્ધ માતાનાં ચરણોને સ્પર્શ કરતાં કરતાં તેમણે ગદ્‌ગદ્ કંઠે કહ્યું: "માતા! મને એવો આશીર્વાદ આપો કે હું મારા સંન્યાસ-ધર્મનું વિધિપૂર્વક પાલન કરી શકું." ખબર નથી કે તે સમયે પુત્ર-

સ્નેહથી દુઃખી થતી માતાનામાં એટલી હિંમત કયાંથી આવી ગઇ? તેણે પોતાના વહાલા પુત્રના મસ્તક ઉપર હાથ ફેરવતાં કહ્યું: "બેટા! તારો માર્ગ મંગલમય થાઓ, વાયુ તને અનુકૂળ રહો, તું તારા ધર્મનું વિધિપૂર્વક પાલન કરી શકજે." આટલું કહેતાં કહેતાંજ માતાનું ગળું ભરાઈ આવ્યું, આગળ તે કંઇ પણ બોલી શકી નહિ. તે અવસ્થામાં રડતી પોતાની માતાની પ્રભુએ પ્રદક્ષિણા કરી અને બન્ને હાથ જોડીને તેઓ નિઃસ્પૃહભાવે ગંગાજીને કિનારે કિનારે પુરી તરફ ચાલી નીકળ્યા. સેંકડો ભક્તો આંસુ વહાવતા અને આર્તનાદ કરતા તેમની પાછળ પાછળ ચાલ્યા. શચીમાતા પણ લોકલાજની કંઇ પણ પરવા કર્યા સિવાય રડતાં રડતાં પોતાના વહાલા પુત્રની પાછળ પાછળ પગે ચાલીનેજ ગયાં. જે પ્રકારે નિઃસ્પૃહ વાછરડો માતાને છોડીને બીજી બાજુ જતો હોય અને તેની માતા વૃદ્ધ ગાય આરડતી આરડતી તેની પાછળ પાછળ દોડતી હોય, તેજ પ્રકારે શરીરનું ભાન ભૂલીને શચીમાતા તેમની પાછળ રડતાં રડતાં ભક્તોની આગળ આગળ ચાલતાં હતાં. તેમના રુદનથી કાળજું ફાટવા લાગતું હતું. તેમના ધોળા વાળ વીખરાયેલા હતા, આંસુઓથી છાતી ભીંજાઈ ગઇ હતી. તે પછાડ ખાતાં ખાતાં તેમની પાછળ પાછળ ચાલતાં હતાં. તેઓ માતાને જોતા હતા છતાં પણ સંકોચને વશ થઇને તેમની સાથે આંખો મેળવતા નહોતા. વૃદ્ધ અદ્વૈતાચાર્ય પણ જોરથી બાળકની પેઠે રુદન કરતા હતા. આ પ્રકારે એ રુદન સાંભળીને પ્રભુ ગળગળા થઇ ગયા. તેઓ ચાલતા ચાલતા અટકી ગયા અને આંખોમાંથી આંસુ વહાવતાં વહાવતાં અદ્વૈતાચાર્યજીને કહેવા લાગ્યાઃ "આચાર્યદેવ! આટલા બધા વૃદ્ધ થઇને જ્યારે આપજ આ પ્રકારે બાળકોની પેઠે રુદન કરો છો, તો પછી આ બધા ભક્તોને બીજું કોણ ધીરજ આપશે? આપનો મારા ઉપર સદાયે પુત્રની પેઠે સ્નેહ રહ્યો છે. હું જાણું છું કે, મારા વિયોગથી આપને અપાર દુઃખ થયું છે; પરંતુ આપ તો સર્વસમર્થ

છો. આપની હિમ્મતની આગળ મારૂં વિયોગજન્ય દુઃખ કંઇ પણ હિસાબમાં નથી. આપ હવે મારા કહેવાથી શાંતિપુર પાછા ફરો. આપ જો મારી સાથે આવશો તો અહીં માતાની તથા ભક્તોની દેખરેખ કોણ રાખશે? આપ મારા કામ માટે શાંતિપુરમાં રહી જાઓ. હું માતાને તથા ભક્તોને આપના હાથમાં સોંપું છું. આપજ સદા તેમના રક્ષક રહ્યા છો અને હવે પણ એ બધાનો ભાર આપના ઉપરજ છે. આ કરુણાપૂર્ણ દૃશ્ય હવે વધારે વખત મારાથી જોયું જાય તેમ નથી. હવે આપ આ બધા ભક્તો સાથે પાછા ફરો.”

આચાર્યે તેમની આજ્ઞાનું પાલન કર્યું. તેઓ ત્યાંજ રોકાઇ ગયા. તેમણે જમીન ઉપર પડીને તેમને પ્રણામ કર્યો. પ્રભુએ તેમની ચરણરજ પોતાના મસ્તક ઉપર ચઢાવી અને માતાનાં ચરણોને જલદીથી વંદન કરતા તેઓ એ બધાને જમીન ઉપરજ પડેલા મૂકીને જલદીથી આગળ દોડી ગયા. નિત્યાનંદ, દામોદર, જગદાનંદ અને મુકુંદ દત્ત પણ બધા લોકોની વિદાય લઇને તેમની પાછળ પાછળ દોડવા લાગ્યા. બીજા બધા લોકો ત્યાં પડેલા ને પડેલાજ રહી ગયા. જ્યારે ભક્તોએ જોયું કે પ્રભુ તો અમ-ને છોડીને ચાલ્યાજ ગયા છે, ત્યારે તેમણે તેમનો વધારે પીછો પકડયો નહિ. તેઓ ઉભા થઇને ગંગાજી તરફ જોતા રહ્યા. જ્યાં સુધી તેમને પ્રભુના ચરણોથી ઉડતી ધૂળ અને જગદાનંદના હાથમાંનો તેમનો દંડ દેખાતો રહ્યો, ત્યાં-સુધી તેઓ એકીટસે જોતા રહ્યા. અંતે જ્યારે તેઓ પોતાના સાથીઓ સાથે તદ્દન અદૃશ્ય થઇ ગયા ત્યારે ખિન્ન ચિત્તે માતાને આગળ કરીને ભક્તો સહિતે અદ્વૈતાચાર્ય પોતાના ઘર તરફ પાછા ફર્યા અને શ્રીવાસ વગેરે ભક્તો તેજ સમયે માતાને સાથે લઇને નવદ્વીપ ચાલ્યા ગયા.

આ તરફ પ્રભુ બંધનથી છૂટેલા મત્ત ગજેન્દ્રની પેઠે ઝડપથી ગંગાજીને કિનારે કિનારે ચાલ્યા જતા હતા.

તેમની પાછળ નિત્યાનંદજી વગેરે ભક્તો પણ તેમનું અનુસરણ કરતા હતા. બધાએ ગૃહત્યાગી, વૈરાગી અને નાની ઉંમરના યુવકોજ હતા. બધાના હૃદયમાં ત્યાગ-વૈરાગ્યનો અગ્નિ પ્રજ્વલિત થઇ રહ્યો હતો. પ્રભુએ તે બધાના-ત્યાગ-વૈરાગ્યની પરીક્ષા કરવાને માટે એ બધાને પૂછયું: "તમે મને સાચેસાચું કહો કે તમે તમારી સાથે કયો કયો સામાન લીધો છે અને કોણે કોણે તમને વાટખર્ચી માટે કેટલું કેટલું દ્રવ્ય આપ્યું છે?"

તેમનો આ પ્રશ્ન સાંભળી બધાએ દીનભાવપૂર્વક કહ્યું: "પ્રભો! અમે ભલા આપની આજ્ઞા વિના કોઇ પણ વસ્તુ કેમ કરીને સાથે લઈ શકીએ અને કોઇના દ્રવ્યનો આપને પૂછયા વિના કેમ કરીને સ્વીકાર કરી શકીએ? આપ અમારા સમસ્ત શરીરને જોઇ લ્યો, અમારી પાસે કંઇ પણ નથી અને નથી તો અમારામાંથી કોઇએ દ્રવ્ય પણ સાથે લીધું."

મહાપ્રભુ તેમનો આવો નિષ્કપટ, સરળ અને નિઃસ્પૃહતાપૂર્ણ ઉત્તર સાંભળીને અત્યંત પ્રસન્ન થયા. તેમણે પ્રસન્નતા દર્શાવતાં કહ્યું: "હું તમારા ઉપર ઘણોજ પ્રસન્ન છું. તમે સાથે દ્રવ્ય નહિ રાખીને તમારી નિઃસ્પૃહતાનો સાચો પરિચય આપ્યો છે. નિઃસ્પૃહતા એજ ત્યાગીનું ભૂષણ છે. જે કોઇની પાસે ધનની ઇચ્છા કરીને સંગ્રહ કરે છે, તે કદી ત્યાગી થઇજ શકતો નથી. ત્યાગીએ તો ભોજનની ચિંતાજ કરવી ન જોઇએ. તેને તો પ્રારબ્ધ ઉપર છોડી દેવું જોઇએ. જે પ્રારબ્ધમાં હશે, તે અવશ્ય મળશે; પછી તમે ગમે તો મરુભૂમિના ભયંકર રેતાળ પ્રદેશમાં જઇને પણ ભલેને બેઠા હો. અને ભાગ્યમાં નહિ હોય, તો ભોગોની વચ્ચે રહેવા છતાં પણ તમારે તેનાથી વંચિત રહેવું પડશે. ગમે તેટલો ધનવાન ભલેને હોય, તેની પાસે ગમે તેટલી ભોજ્ય-સામગ્રી ભલેને હોય, જે દિવસે તેના ભાગ્યમાં નહિ હોય, તે દિવસે તે પાસે હોવા છતાં પણ તેને ખાઇ શકશે

નહિ. કાં તો માંદો પડી જશે કે કોઇના ઉપર નારાજ થઇને ખાવાનું છોડી દેશે, અથવા બીજો માણસ આવીને તે ખાઈ જશે. સારાંશ એ છે કે, આપણને ભાગ્ય પ્રમાણેજ ભોગ મળી શકશે. પછી કોઇની પાસે માગીને સંગ્રહ શા માટે કરવો જોઇએ? ભૂખ લાગતાં ઘેરે ઘેર મધુકરી કરી લીધી એજ ત્યાગીનો પરમ ધર્મ છે.” આ પ્રકારે પોતાના સાથીઓનો ત્યાગ, વૈરાગ્ય અને ભક્તિનાં તત્ત્વ સમજાવતા સમજાવતા સાયંકાળે આઠિસારા નામના ગામમાં પહોંચ્યા અને ત્યાં પરમ ભાગ્યવાન અનંત પંડિત નામના એક બ્રાહ્મણને ઘેર ઉતર્યા. પ્રભુના દર્શનથી તે કૃતાર્થ થઈ ગયો અને તેણે પ્રભુને તેમના સાથીઓ સાથે ભિક્ષા વગેરે કરાવીને તેમની વિધિપૂર્વક સેવા–પૂજા કરી.

પ્રાતઃકાળે ત્યાંથી ચાલીને ખાડી નામના ગામની પાસે છત્ર–ભોગ તીર્થમાં પહોંચ્યા. ત્યાં ગંગાજીને કિનારે એક અંબુલિંગ નામના જળમગ્ન શિવ છે. હાલ તો છત્ર-ભોગ અને અંબુલિંગ શિવજી ગંગાજીથી દૂર પડી ગયાં છે. તે સમયે ગંગાજીની છેલ્લી હદ અહીં સુધી હતી. અહીંજ ત્રિલોકપાવની ભગવતી ભાગીરથી સહસ્ર ધારાઓનું રૂપ ધારણ કરીને સમુદ્રમાં મળતી હતી. ગંગાજીની આ બાજુએ છત્રભોગ, પીઠસ્થાન અને સુંદર નગર હતું. અહીંજ ગૌડ દેશની સીમા સમાપ્ત થતી હતી. ગંગાજીને પેલે પાર ઓરિસ્સા દેશની સરહદ હતી અને ત્યાં જયપુર–માજિલપુર ઓરિસ્સાના મહારાજની આખરી સરહદનાં નગર હતાં. એ બન્ને સ્થાનોમાં ત્રણ–ચાર કોસનું અંતર હતું. ગૌડ દેશ અને ઓરિસ્સાની હદને ભગવતી ભાગીરથીજ છૂટી પાડતી હતી.

પહેલાં અમે બતાવી ચૂકયા છીએ કે, તે યુદ્ધકાળનો સમય હતો. જ્યાં જુઓ ત્યાં યુદ્ધ ચાલતું હતું. ગૌડ દેશના બાદશાહ અને ઓરિસ્સાના તે વખતના મહારાજ પ્રતાપરુદ્રની વચ્ચે પણ લડાઈ–ઝગડો ચાલ્યા કરતો હતો. એ કારણ-

થી જગન્નાથજી જનારા યાત્રાળુઓને ગંગાને પેલે પાર જવામાં ઘણી મુસ્કેલી પડતી હતી. ગૌડ દેશના રાજાની આજ્ઞા હતી કે ત્યાંથી કોઈ પણ પુરુષ આ તરફ આવી શકે નહિ. ત્યાં ઓરિસ્સાનો શાસક બંગાળીઓ ઉપર શંકા લાવતો. જે કોઇ પાર જતું તેની ઝડતી લેવાતી. કોઈ સારો સામાન હોય તો તે લૂંટી પણ લેતા અને બીજી પણ જાત જાતની અગવડો હતી. યુદ્ધને વખતે બધી જગાએ એક રાજ્યની હદમાંથી બીજા રાજ્યની હદમાં જતાં બધા લોકોને ઘણાં ઘણાં કષ્ટ સહન કરવાં પડે છે. બન્ને દેશોના શાસકો હમેશાં શત્રુઓના મનુષ્યો ઉપર શંકાશીલ રહે છે.

આ સિવાય પાર ઉતારનારા ઉતારવાનું ભાડું લીધા સિવાય પાર ઉતારતાજ નહોતા. ઘણા પુરીના યાત્રાળુઓ સામે પાર જવાને માટે બેઠેલા હતા. પ્રભુ પણ પોતાના સાથીઓ સહિત ત્યાં પહોંચી ગયા. મુકુંદ દત્ત પોતાના સૂરીલા સુમધુર કંઠથી કૃષ્ણકીર્તન કરતા હતા. પ્રભુ તેમના મુખમાંથી ભગવાનનાં મધુર નામો સાંભળીને આનંદમાં વિહ્વળ થઇને નૃત્ય કરતા હતા. તેમનાં બન્ને નેત્રોમાંથી બે ધારાઓ નીકળીને સમુદ્રમાં મળી જનારી ગંગાજીના વેગને વળી વિશેષ વધારતી હતી. તેમની આવી અદ્‌ભુત અવસ્થા જોઇને ઘાટ ઉપરના ઘણા માણસો ત્યાં આવીને એકઠા થઇ ગયા. બધા પ્રભુનાં દર્શનથી પોતાને કૃતાર્થ થયેલા માનવા લાગ્યા.

આ પ્રકારે અંબુલિંગ ઘાટે પહોંચીને તેમણે સાથીઓ સાથે સ્નાન કર્યું અને ભક્તોને અંબુલિંગ શિવજીના સંબંધમાં કથા સંભળાવવા લાગ્યા. તેમણે કહ્યું: "જ્યારે મહારાજ ભગીરથ સ્વર્ગમાંથી ગંગાજીને લઇ આવેલા ત્યારે તેમના શોકમાં વ્યાકુળ થઇને શિવજી અહીં જળમાં કૂદી પડયા હતા. ગંગાજી શિવજીના પ્રેમને જાણતાં હતાં, તેમણે અહીં આવીને શિવજીની પૂજા કરી અને જળમાંજ રહેવાની પ્રાર્થના કરી. ગંગાજીના પ્રેમને લીધે અહીં શિવજી

જળમાંજ રહે છે, તેથીજ આ અંબુલિંગ કહેવાય છે. તેમનાં દર્શનથી કોટિ જન્મોનાં પાપોનો નાશ થાય છે.” આ પ્રકારે શિવજીનું માહાત્મ્ય સંભળાવીને તેઓ ફરીથી પ્રેમમાં વિહ્વળ થઇને નૃત્ય કરવા લાગ્યા. તે સમયે તે પ્રાંતના રાજ્યકર્તા રાજા રામચંદ્રખાં પણ ત્યાં આવી પહોંચ્યા.

અમે પહેલાં જણાવી ગયા છીએ કે ગૌડાધિપતિ તરફ્-થી મોટા મોટા માણસોને ઘણાં ગામોના ઇજારા આપવામાં આવતા હતા અને તેમને બાદશાહ તરફથી મજૂમદાર, ખાન અથવા રાજાની ઉપાધિ પણ આપવામાં આવતી હતી. રામચંદ્રખાં ગૌડાધિપતિના તાબા હેઠળના ગૌડ દેશની સરહદના મુલકના એવાજ રાજા હતા. રામચંદ્રખાં જાતિ-ના કાયસ્થ હતા અને શાક્ત ધર્મને માનનારા હતા. તેમનું જીવન જે પ્રકારે સામાન્ય વિષયી ધનવાન પુરુષોનું હોય છે, તેજ પ્રકારનું હતું; પરંતુ તેઓ ભાગ્યશાળી હતા કે તેમને મહાપ્રભુની થોડી ઘણી સેવા કરવાનું સદ્ભાગ્ય મળ્યું હતું.

પ્રભુના ઘાટ ઉપર પધારવાના સમાચાર સાંભળીને રામચંદ્રખાં પાલખીમાંથી ઉતરીને તેમનાં દર્શનને માટે ગયા. તે સમયે આનંદમાં લવલીન થયેલા મહાપ્રભુ ગદ્-ગદ્ કંઠે કૃષ્ણકીર્તન કરતા કરતા રુદન કરતા હતા. રામ-ચંદ્રખાં તેમના તેજ અને પ્રભાવથી અંજાઇ ગયા અને તેમણે દૂરથીજ તેમનાં ચરણકમળોમાં પ્રણામ કર્યા. પરંતુ તેઓ તો બાહ્યજ્ઞાનશૂન્ય થઈ રહ્યા હતા. તેઓ તો ચક્ષુ-ઓને બંધ કરીને પ્રેમામૃતનું પાન કરતા હતા. તેમને કોઇના નમસ્કાર–પ્રણામની શી ખબર ! તેમના સાથીઓએ તેમને જાગ્રત કરતાં કરતાં રાજા રામચંદ્રખાંનો પરિચય આપ્યો. પ્રભુ તેમનો પરિચય પામીને પ્રસન્નતા દર્શાવતા કહેવા લાગ્યા કે “ અહો ! આપનુંજ નામ રાજા રામચંદ્રખાં છે ? આપનાં અકસ્માત્ ઠીક દર્શન થઇ ગયાં ! ”

બન્ને હાથ જોડીને રામચંદ્રખાંએ કહ્યું: “ પ્રભો ! આ વિષયી–કામી પુરુષનેજ રામચંદ્રખાંના નામથી બોલાવે

છે. આજે હું મારા સદ્‌ભાગ્યની પ્રશંસા કરી શકતો નથી, કે મારા જેવા સંસારી ખાડામાં પડેલા વિષયી પામરને આપનાં દર્શન થયાં. આપનાં દર્શનથી મારાં સર્વ પાપોનો નાશ થઇ ગયો છે. હવે આપ મારે માટે જે કંઈ આજ્ઞા હોય તે બતાવો."

પ્રભુએ કહ્યું: "રામચંદ્ર ! હું મારા પ્રાણવલ્લભને મળવા માટે વ્યાકુળ છું. પુરીમાં જઇને હું મારા હૃદયરમણનાં દર્શન કરીને મારા જીવનને સફળ બનાવી શકું તેવો તમે પ્રયત્ન કરો. અમને આ ઘાટેથી પેલી પાર પહોંચાડવાનો બંદોબસ્ત કરો. જે રીતે અમે ગંગાજી પાર કરી શકીએ, તેજ કામ તમારે આ વખતે કરવું જોઇએ.

હાથ જોડીને રામચંદ્રખાંએ કહ્યું: "પ્રભો ! આ યુદ્ધકાળમાં ગૌડ દેશના લોકોને પેલી પાર ઉતારવા એ ઘણુંજ મુશ્કેલ કાર્ય છે. બાદશાહ તરફથી મને સખ્ત આજ્ઞા છે કે, ગમે તે માણસને એમ ને એમ પાર ઉતારવો નહિ. તેમ છતાં પણ હું મારા પ્રાણોના જોખમે પણ આપને પાર ઉતારીશ. આજ આપ કૃપા કરીને અહીં નિવાસ કરો. કાલે પ્રાતઃકાળ થતાં આપને પાર ઉતારવાનો યથાશક્તિ પ્રબંધ અવશ્યજ કરી દઈશ." રામચંદ્રખાંની વાતને તેમણે સ્વીકારી લીધી અને છત્રભોગ ગામમાં જઇને તેમણે એક ભાગ્યવાન બ્રાહ્મણને ત્યાં નિવાસ કર્યો. આખી રાત તેઓ પોતાના સાથીઓ સાથે સંકીર્તન કરતા રહ્યા. સંકીર્તનના સુમધુર ધ્વનિથી તે સમસ્ત સ્થાન પરમ પાવન બની ગયું. ત્યાં ચારે તરફ ભગવન્નામનોજ ગુંજારવ સંભળાવા લાગ્યો. તેમના સંકીર્તનને સાંભળવા માટે છત્રભોગનાં ઘણાં નરનારીઓ એકઠાં થઈ ગયાં અને તેઓ પણ તેમની સાથે તાળી વગાડી વગાડીને કીર્તન કરવા લાગ્યા. રામચંદ્રખાંએ પણ તે સંકીર્તનરસામૃતનો સ્વાદ ચાખીને પોતાના જીવનને ધન્ય કર્યું. આ રીતે આખી રાત સંકીર્તનના આનંદમાંજ તેમણે પસાર કરી.



# મહાપ્રભુનો પ્રેમોન્માદ

पातालं व्रज याहि वासवपुरीमारोह मेरोः शिरः
पारावारपरम्परास्तर तथाप्याशा न शान्तास्तव ।
आधि व्याधि जरापराहत यदि क्षेमं निजं वाञ्छसि
श्रीकृष्णेति रसायनं रसय रे शून्यैः किमन्यैः श्रमैः ॥

અર્થાત્ ગમે તો પાતાળમાં ચાલ્યો જા, ગમે તો સ્વર્ગમાં જઇને નિવાસ કર, ગમે તો સુમેરુના શિખર ઉપર ચઢીને ત્યાં બેસી જા. અથવા સમુદ્રને પેલે પાર જઇને કોઈ અપરિચિત દેશમાં ચાલ્યો જા. આ બધું કરવા છતાં પણ તારી આશા શાંત થશે નહિ. જો તું સાચેસાચ તારૂં કલ્યાણ ઇચ્છતો હોય, જો વાસ્તવમાં તારી આધિવ્યાધિ અને જરા–મૃત્યુના ભયથી બચવાની ઇચ્છા હોય, તો 'શ્રીકૃષ્ણ'-રૂપી રસાયનનું સેવન કર. તેનાથી તારો સમસ્ત રોગ દૂર થઇ જશે. બીજા નકામા ઉપાયો કર્યા કરવાથી શો લાભ ?

છત્રભોગમાં તે રાત્રિ ગાળીને તેઓ પ્રાતઃકાળે પોતાના નિત્યકર્મથી પરવાર્યા. તે સમયે રામચંદ્રખાંએ સમાચાર મોકલ્યા કે, પ્રભુને પાર ઉતારવા માટે ઘાટ ઉપર હોડી તૈયાર છે. આ સમાચાર મળતાંજ તેઓ પોતાના સાથીઓ સાથે નાવમાં જઇને બેઠા. ખલાસીઓએ હોડી છૂટી કરી, મહાપ્રભુ આનંદપૂર્વક હરિધ્વનિ કરવા લાગ્યા. ભક્તોએ પણ તેમના ધ્વનિમાં પોતાનો ધ્વનિ મેળવ્યો. તે ગગનભેદી ધ્વનિનો પ્રતિધ્વનિ પાણીમાં સંભળાવા લાગ્યો. દશે દિશાઓમાં તેજ ધ્વનિ સંભળાવા લાગ્યો. ત્યારે પ્રભુએ મુકુંદ દત્તને સંકીર્તનનું પદ ગાવા કહ્યું. મુકુંદ પોતાના સુમધુર કંઠે ગાવા લાગ્યાઃ–

हरि हरये नमः कृष्ण यादवाय नमः ।
गोपाल गोविन्द राम श्रीमधुसूदन ॥

બીજા ભક્તો પણ મુકુંદના તાલમાં તાલ મેળવીને એજ પદનું સંકીર્તન કરવા લાગ્યા. મહાપ્રભુ આવેશમાં આવીને નાવમાંજ ઉભા થઇને નૃત્ય કરવા લાગ્યા. નૌકા નૃત્યના વેગને નહિ સહી શકવાથી ડગમગ ડગમગ ડોલવા લાગી. બધા ખારવાઓ ગભરાવા લાગ્યા, કે અમારી નાવ આ પ્રકારના નૃત્યથી તો ડૂબીજ જશે. તેમણે કહ્યું: "સંન્યાસી મહારાજ ! અમારા ઉપર દયા કરો, પેલે પાર પહોંચ્યા પછી ઇચ્છામાં આવે તેટલું નૃત્ય કરજો. અમારી નાવને પાર પણ ઉતરવા દેશો કે વચ્ચેજ ડૂબાડી દેશો ?"

આ પ્રકારે ખારવાઓ કંઇક ગભરાઇને દીન વચનો વડે પ્રાર્થના કરતા હતા, પરંતુ મહાપ્રભુ કોનું સાંભળે તેમ હતા ! તેઓ તેમની વાતોને નહિ સાંભળતાં સતત શ્રીકૃષ્ણકીર્તન કરતાજ રહ્યા. ત્યારે તો ખલાસીઓને ઘણુંજ આશ્ચર્ય થયુ કે આ સંન્યાસી અમારી વાત પણ સાંભળતા નથી અને તેજ પ્રમાણે પ્રેમમાં વિહ્વળ થઇને નૃત્ય કરે છે. તેમણે કંઇક ભય દેખાડતાં પરવશપણે અને ભયભીત સ્વરે કહ્યું કે "મહારાજ ! આપ અમારી વાત માની જાઓ. નાવમાં આ પ્રમાણે ઉછળી-ઉછળીને નૃત્ય કરવું એ બરાબર નથી. આપ જોતા નથી કે પેલે પાર ભયંકર જંગલ છે. તેમાં મોટાં મોટાં લોહીતરસ્યાં જનાવરો તથા જંગલી ભુંડ રહે છે. આપનો અવાજ સાંભળીને તેઓ દોડી આવશે, પાણીની અંદર મગર અને મગરમચ્છો છે, નદીમાં ચારે તરફ હોડીઓમાં ચઢીને ચાંચીઆઓ આંટા મારતા રહે છે, તેઓ જેને પણ પાર જતા જુએ છે, તેને લૂંટીજ લે છે. કૃપા કરીને આપ બેસી જાઓ અને આપની સાથે અમને પણ વિપત્તિમાં ન નાખો."

તેમની આવી ભયભીત વાણી સાંભળીને મુકુંદ દત્ત વગેરે તો કીર્તન કરતા બંધ થઇ ગયા, પરંતુ ભલા, પ્રભુ

ક્યાં બંધ થાય તેમ હતા ? તેઓ તો તેજ પ્રમાણે કીર્તન કરતાજ રહ્યા અને બીજા સાથીઓને પણ કીર્તન કરવા ઉત્સાહિત કરવા લાગ્યા. તેમનાં ઉત્સાહપૂર્ણ વાક્યો સાંભળી પાછા બધાજ કીર્તન કરવા લાગ્યા. ધન્ય છે, આવા શ્રીકૃષ્ણ-પ્રેમને, કે જેના આનંદમાં પ્રાણ સુદ્ધાંની પણ પરવા ન હોય. અમૃતના સાગરમાં ડૂબવાનો ભય કેવો ? શ્રીકૃષ્ણ-નામ તો જીવોને આધિ-વ્યાધિ તથા સમસ્ત ભયોથી મુક્ત કરનાર છે. તેના આગળ મગરમચ્છ, મગરવરૂઓ અને લૂંટારાઓનો ભય કેવો ? રામનામના પ્રભાવથી તો ઝેર પણ અમૃત બની જાય છે. હિંસક જંતુઓ પણ પોતાનો સ્વભાવ છોડીને પ્રેમ કરવા લાગે છે. તેમને આ પ્રકારે કીર્તનમાં મગ્ન થયેલા જોઇને ખલાસીઓ સમજી ગયા કે, આ કોઈ અસામાન્ય મહાપુરુષ છે, એમને કીર્તનથી રોકવા એ નકામા છે. જ્યાં તેઓ વિરાજમાન છે, ત્યાં કોઈ પ્રકારનું અમંગળ થઈજ શકનાર નથી.” એમ વિચારીને તેઓ ચૂપ થઇ ગયા. પછી તેમણે તેમને કીર્તન કરવાની મના કરી નહિ. તેઓ પૂર્વના પ્રકારેજ પોતાનાં અશ્રુઓની ધારાઓને ગંગાજીના પ્રવાહમાં મેળવતા મેળવતા કીર્તન કરતા રહ્યા. તેજ કીર્તનના ઉત્સવમાં નાવ પ્રયાગઘાટે પહોંચી ગઇ. તેમણે પોતાના સાથીઓ સહિત નાવમાંથી ઉતરીને પ્રયાગઘાટ ઉપર સ્નાન કર્યું અને પછી આગળ ચાલ્યા. હવે તેમણે ગૌડ દેશ છોડીને ઓરિસ્સાની હદમાં પ્રવેશ કર્યો. આજે તેમણે પોતાના સાથીઓને કહ્યું: “તમે બધા અહીં બેસો, આજે હું એકલોજ ભિક્ષા કરવા જઇશ.” તેમની વાતને કોણ ઉથાપી શકે ? બધાએ આ વાતનો સ્વીકાર કર્યો. તેઓ પોતાના રંગીન વસ્ત્રની ઝોળી બનાવીને ભિક્ષા માગવા ચાલ્યા.

અમે પહેલાંજ કહી ગયા છીએ કે, ઓરિસ્સા તથા બંગાળમાં તૈયાર અન્નની ભિક્ષા આપવાનો રિવાજ નથી. હવે તો કોઇ કોઇ માણસો શીખવા પણ લાગ્યા છે. ભટ્ટાચાર્ય બ્રાહ્મણો સંન્યાસીને તૈયાર કરેલા રાંધેલા અન્નની

ભિક્ષા આપવા લાગ્યા છે. પહેલાં તો લોક કોરૂં જ અન્ન ભિક્ષામાં આપતા. ગ્રામવાસી સ્ત્રી-પુરુષો પ્રભુની ઝોળીમાં ચોખા, દાળ અને પૌંઆ વગેરે નાખવા લાગ્યા. તેઓ જેના પણ બારણા આગળ જઇને "નારાયણ હરિ" કહીને ઉભા રહેતા, તે પુષ્કળ અન્ન લઇને તેમને આપવા માટે દોડી આવતા. તેમના અદ્‌ભુત રૂપ-લાવણ્યને જોઇને બધાં સ્ત્રી-પુરુષો ચકિત થઇ જતાં અને એકીટસે તેમને જોયાજ કરતાં. તેમના ચહેરામાં એટલું બધું આકર્ષણ હતું કે જે પણ એક વાર તેમનાં દર્શન કરી લેતું, તે પોતાનું સર્વસ્વ તેમને ખાતર ન્યોછાવર કરી દેવાની ઈચ્છા કરતું. જેના ઘરમાં જે પણ ઉત્તમ પદાર્થ હોય, તે લાવીને તેમની ઝોળીમાં નાખી જતું. આ પ્રકારે થોડીજ વારમાં ભિક્ષાની ઝોળી ભરાઇ ગઇ. વિવશ થઇને કેટલાય માણસોની ભિક્ષા પાછી વાળવી પડી. આથી તેમને કંઇક દુઃખ પણ થયું. તેઓ પોતાની ભરેલી ઝોળી લઇને બહાર બેઠેલા પોતાના ભક્તો પાસે આવ્યા. નિત્યાનંદજી ઝોળીને ભરાઇ ગયેલી જોઇને હસવા લાગ્યા. અંતે જગદાનંદજીએ પ્રભુ પાસેથી ઝોળી લઇને ભોજન બનાવ્યું અને બધાએ સાથે બેસીને ખૂબઆનંદથી તે મહાપ્રસાદ આરોગ્યો.

ભોજન કરીને આગળ ચાલ્યા. આગળ ચાલીને પુરી જનારી સડક ઉપર તેમણે 'કર ઉઘરાવવા માટેનું થાણું' જોયું. ત્યાં રાજાના તરફથી પ્રત્યેક મુસાફર પાસેથી કંઇક નિયમિત કર લેવામાં આવતો હતો, ત્યારે યાત્રાળુ આગળ જઈ શકતા હતા. તે સમયે કર ઉઘરાવનાર અધિકારી યાત્રાળુઓ પાસે કર લેવામાં એટલી બધી કઠોરતા વાપરતા હતા કે નક્કી કરેલો કર લીધા સિવાય કોઇને પણ આગળ જવા દેવામાં આવતું નહિ; એટલે સુધી કે સાધુ-સંન્યાસીઓ પાસેથી પણ કર વસૂલ કરતા હતા. પ્રભુને પણ તે લોકોએ આગળ જતા રોકયા અને કહેવા લાગ્યાઃ-"નિયમ પ્રમાણેનો કર આપ્યા સિવાય તમે આગળ જઈ શકશોજ નહિ." તેઓ આ વાત સાંભળતાં જ રુદન કરવા લાગ્યા.

તેમની આંખોમાંથી અશ્રુ નીકળી નીકળીને જમીનને ભીની કરતાં હતાં. તેઓ "હા પ્રભો ! હા મારા જગન્નાથદેવ ! શું હું તમારાં જલદી દર્શન નહિ કરી શકું ? શું નાથ ! મને તમારાં દર્શન થશે ?" આવાં આર્ત્ત વચનો ઉચ્ચારી ઉચ્ચારીને રુદન કરવા લાગ્યા. તેમના આ હૃદયવિદારક કરુણ રુદનને સાંભળીને પથ્થર હૃદયના અધિકારીનું પણ કઠોર હૃદય પીગળી આવ્યું. તેણે વિચાર્યું: "શું સામાન્ય મનુષ્યની આંખોમાંથી આટલાં બધાં અશ્રુ નીકળવાં સંભવિત હોઇ શકે ? અવશ્ય જ, આ કોઇ મહાપુરુષ છે. તેમને જગન્નાથજી જતા રોકવા નહિ જોઇએ." એમ વિચારીને કર ઉઘરાવનાર અધિકારી તેમની પાસે જઇને પૂછવા લાગ્યો: "સંન્યાસી મહારાજ ! તમે આટલા બધા આકુળવ્યાકુળ કેમ થાઓ છો ? તમારી સાથે કેટલાક માણસ છે ? તમે બધા મળીને કેટલા સાથી છો ?"

તેમણે રડતાં રડતાં ઘણોજ દીન ભાવ દર્શાવતાં કહ્યું: "મારો આ સંસારમાં સાથીજ કોણ હોઇ શકે છે ? હું તો ઘર-બાર-ત્યાગી વૈરાગી સંન્યાસી છું. હું તો એકલો જ છું. મારો બીજો કોઇ સાથીજ નથી." તેમની આવી વાત સાંભળીને અધિકારીએ કહ્યું: "ઠીક, તો આપ જાઓ."

તેની વાત સાંભળીને પ્રભુ આગળ ચાલવા લાગ્યા. થોડે દૂર જઇને તેઓ પોતાના ઘૂંટણો ઉપર મસ્તક મૂકીને રુદન કરવા લાગ્યા. તેમનું રુદન સાંભળીને અધિકારીઓએ નિત્યાનંદજી વગેરે ભક્તોને આનુ કારણ પૂછયું. ત્યારે નિત્યાનંદજીએ બધી સ્થિતિ બતાવી દીધી અને કહ્યું:- "અમે ચારે તેમના સાથી છીએ, તેઓ અમારા વિના એકલા નહિ જાય; એટલે અધિકારીઓએ એ બધાને પણ જવા દીધા.

આ પ્રમાણે તે કર ઉઘરાવનારા અધિકારીઓનાં હૃદયમાં પોતાના પ્રેમ-પ્રભાવને દર્શાવતા તેઓ પોતાના સાથીઓ સાથે સ્વર્ણ-રેખા નદીના તટ પર જઈ પહોંચ્યા. ત્યાં પહોંચીને પ્રભુ તો નિત્યાનંદજીની રાહ જોતા થોડે દૂર જઇને

બેસી ગયા. જગદાનંદ-દામોદર વગેરે પાછળ પાછળ આવતા હતા. જગદાનંદજીના હાથમાં પ્રભુનો દંડ હતો. તેમણે નિત્યાનંદજીને કહ્યું: " શ્રીપાદ ! જો આપ મહાપ્રભુના આ દંડને બરાબર પકડી રાખો તો હું ગામમાં જઇને ભિક્ષા કરી આવું. "

નિત્યાનંદજીએ કહ્યું:-" ઠીક વાત છે, હું દંડને ખૂબ કાળજીથી રાખીશ. તમે આનંદપૂર્વક જાઓ અને ભિક્ષા કરી આવો. " એમ કહીને નિત્યાનંદજીએ જગદાનંદ પંડિતના હાથમાંથી દંડ લઈ લીધો અને જગદાનંદ ભિક્ષા કરવા ચાલ્યા ગયા.

આ તરફ નિત્યાનંદજીએ વિચાર્યું કે " આ દંડ તો પ્રભુને માટે એક જંજાળ જેવો છે. જેમને પ્રેમમાં પોતાના શરીરનું પણ ભાન રહેતું નથી, તેને દંડની ભલા શી જરૂર હોઇ શકે ? આની દેખરેખ રાખવા માટે એક બીજો માણસ જોઇએ. દંડનું વિધાન તો સામાન્ય અવસ્થાવાળા સંન્યાસીને માટે છે. મહાપ્રભુ તો પ્રેમના અવતાર જ છે, તેઓ તો વિધિ-નિષેધ બન્નેથી પર છે. તેથી તેમને માટે આ દંડ રાખવો નકામો છે. " એમ વિચારીને નિત્યાનંદજીએ તે દંડના વચમાંથી ત્રણ ટુકડા કરી નાખ્યા અને તેને તોડી ફોડીને ત્યાંજ ફેંકી દીધો.

ભિક્ષા કરીને જગદાનંદ પંડિત પાછા ફર્યા. તેમણે નિત્યાનંદજી પાસે દંડ નહિ દેખતાં આશ્ચર્યપૂર્વક પૂછયું: " શ્રીપાદ ! આપે દંડ કયાં મૂકયો છે ? " કંઇક ગંભીરતાપૂર્વક આમ તેમ જોતાં જોતાં ધીરેથી નિત્યાનંદે ઉત્તર આપ્યો: " અહીં કયાંક પડયો હશે, જોઇ લ્યો ! "

જગદાનંદજીએ જોયું તો દંડ એક બાજુ ભાંગેલો પડયો છે. ભાંગેલા દંડને જોઇ ડરતાં ડરતાં જગદાનંદજીએ કહ્યું:-" શ્રીપાદ ! આપે આ શું કર્યું ? મહાપ્રભુના દંડને ભાંગી નાખ્યો ? તેમણે તો મને સાવધાનીથી રાખવા માટે આપ્યો હતો; આપે તેમના દંડને ભાંગી નાખીને સારૂં

કામ નથી કર્યું. હવે હું તેમની પાસે જઇને શું કહીશ ?" એમ કહીને જગદાનંદજી ઘણાજ દુ:ખી થઇને તે ભાંગેલા દંડને લઇને પ્રભુની પાસે ગયા અને ઘણાજ નમ્ર સ્વરે દુ:ખ પ્રગટ કરતાં-કરતાં કહેવા લાગ્યા: "પ્રભો ! નિત્યાનંદજીને દંડ આપીને હું પાસેના ગામમાં ભિક્ષા કરવા ગયો હતો, ત્યાં સુધીમાં તેમણે દંડ ભાંગી નાખ્યો. આમાં મારો કંઈ પણ અપરાધ નથી. જો મને આ વાતની ખબર હોત તો કદી પણ તેમને આપીને જાતજ નહિ."

એટલામાંજ નિત્યાનંદજી પણ મુકુંદ વગેરે સાથે ત્યાં પહોંચી ગયા. ત્યારે પ્રભુએ પ્રેમનો ગુસ્સો દર્શાવતાં કહ્યુ:-"શ્રીપાદ ! તમારાં બધાં કામ ઘણાંજ ચંચળતાવાળાં હોય છે. ભલા દંડ ભાંગી નાખવાથી તમને શું મળી ગયું ? તમે તો મને મારા ધર્મથી ભ્રષ્ટ કરવા ઇચ્છો છો. સંન્યાસીની પાસે તો એક દંડ જ પરમ ધન છે, તેને તમે તમારા ઉદ્ધત સ્વભાવથી ભાંગી નાખ્યો. હવે કહો, કે હું તમારી સાથે રહીને મારા ધર્મનું પાલન શી રીતે કરી શકીશ ?"

નિત્યાનંદજીએ વાત ઉડાવતાં કંઈક મશ્કરીના ભાવ માં કહ્યુ: "તે તો વાંસનોજ દંડ હતો, તેના બદલામ આપ મને આપનો શિક્ષાપાત્ર ગણી લ્યો અને જે પણ ઉચિત લાગે તે દંડ–શિક્ષા કરો."

મહાપ્રભુએ કહ્યુ: "તે વાંસનો દંડ કેમ હતો, તેમાં તો બધા દેવતાઓનું અધિષ્ઠાન–નિવાસસ્થાન–હતું. તમે તો કોણ જાણે મને શુંયે સમજો છો ? મારી સ્થિતિનો ખ્યાલ તો મને જ આવી શકે છે. તમારી સાથે રહેવામાં મને આજ ફળ મળ્યું. એક દંડ હતો, તે પણ તમે નષ્ટ કરી નાખ્યો. હવે કોણ જાણે શું યે કરશો ! તેથી હું હવે તમારી સાથે નહિ ચાલું. કાં તો તમે આગળ ચાલો કે મને આગળ જવા દો."

આથી મુકુંદ દત્તે કહ્યું કે "પ્રભો ! આપજ આગળ

ચાલો.” બસ, એટલું સાંભળતાંજ તેઓ દોટ મૂકીને આગળ ચાલવા લાગ્યા અને દોડતા દોડતા જળેશ્વર નામના સ્થાનમાં પહોંચ્યા. ત્યાં જળેશ્વર નામના શિવજીનું એક ઘણુંજ મોટું મંદિર છે. તે સમયે ઘણા વેદવેત્તા શ્રદ્ધાળુ બ્રાહ્મણો તે મંદિરમાં ધૂપ, દીપ, નૈવેદ્ય વગેરે પૂજનની સામગ્રીઓથી શિવજીની પૂજા કરતા હતા. કોઇ ઉચ્ચ સ્વરે સ્તોત્ર–પાઠ કરતા હતા તો કોઇ અભિષેક કરતા હતા અને કોઇ શિવજીની સ્તુતિજ કરતા હતા. વિવિધ પ્રકારનાં વાજાં વાગતાં હતાં. પ્રભુ એ પૂજન–કાર્ય જોઇને ઘણાજ સંતુષ્ટ થયા. દંડ ભાંગી નાખવાને લીધે નિત્યાનંદજી પ્રત્યે જે થોડાક ક્રોધ કર્યો હતો, તે શિવજીના દર્શનમાત્રથીજ જતો રહ્યો. તેઓ આનંદમાં મગ્ન થઇને જોરથી શિવજીનું કીર્તન કરવા લાગ્યા. ભાવાવેશમાં આવીને તેઓ “શિવ–શિવ શંભો, હર–હર મહાદેવ” એ પદ ગાઇ ગાઇને નાચવા–કૂદવા લાગ્યા. તેમના નૃત્યને જોઇને બધા પ્રેક્ષકો તેમને ચોતરફથી વીંટળાઇને ઉભા રહ્યા. તે સમયે બધાને એમજ થયું કે જાણે સાક્ષાત્ ભોળા બાપાજ સંન્યાસી વેશમાં તાંડવ નૃત્ય કરે છે. તેમના બન્ને હાથ ઉંચા કરેલા હતા. તેઓ મસ્ત થઇને પાગલની પેઠે પ્રેમોન્માદમાં જોરથી કૂદી કૂદીને નાચતા હતા. તેમના સમસ્ત શરીરમાંથી પરસેવાની ધારાઓ વહેતી હતી. નેત્રોમાંથી શ્રાવણ–ભાદરવાની પેઠે અશ્રુઓનો વરસાદ વરસી રહ્યો હતો. તેઓ શરીરનું ભાન ભૂલી જઇને ચંત્રની પેઠે ફરતા હતા. તેજ સમયે પાછળથી નિત્યાનંદજી વગેરે ભક્તો પણ મંદિરમાં આવી પહોંચ્યા અને પ્રભુને નૃત્ય કરતા જોઇને તેઓ પણ તેમના તાલ–સ્વરમાં તાલ–સ્વર મેળવીને નાચવા–ગાવા લાગ્યા. આથી પ્રભુનો આનંદ કેટલાયેગણો વધી ગયો, તેમના સુખની સીમા ન રહી. બધા પ્રેક્ષકો તેમની આવી અપૂર્વ અવસ્થા જોઇને અવાક્ થઈ ગયા. આ પ્રમાણે સંકીર્તન કરી લીધા પછી તેમણે પ્રેમપૂર્વક નિત્યાનંદજીને આલિંગન આપ્યું અને તેમના ઉપર સ્નેહ દર્શાવતાં કહેવા લાગ્યાઃ

"શ્રીપાદ ! આપ તો મારા અભિન્ન-હૃદય છો. આપ જે કરશો તે મારા કલ્યાણને માટેજ કરશો. મેં તે સમયે ભાવાવેશમાં આવીને જે કંઈ કહી દીધું હોય, તેનું આપ ખોટું ન લગાડતા. સંસારમાં આપનાથી વધારે પ્રિય મને બીજું હોઈજ કોણ શકે ? આપ મારા ગુરુ, માતા, પિતા તથા સખા-મિત્ર છો. જે આપને પ્રિય છે તે મને પણ પ્રિય છે. આપ મારી વાતોનું કંઈ ખોટું ના લગાડશો."

પ્રભુના મુખમાંથી પોતાને માટે આવાં સ્તુતિવાક્યો સાંભળીને નિત્યાનંદજી કંઇક શરમિંદા જેવા થયા અને સંકોચપૂર્વક કહેવા લાગ્યા કે "પ્રભો ! આપ સર્વસમર્થ છો, જેને માટે જે ઇચ્છો તે કહો, જેને જેટલો ઉંચો ચઢાવવા ઇચ્છો તેટલો ચઢાવી દો. આપ તો આપના સેવકોને સદાયે પોતાનાથી વધારે સન્માન આપતા આવ્યા છો. એ તો આપની સનાતન રીત છે." આ પ્રકારે પ્રેમની વાતો થયા પછી બધાએ વિશ્રામ કર્યો અને તે રાત્રે ત્યાંજ નિવાસ કર્યો.

પ્રાતઃકાળે નિત્યકર્મથી નિવૃત્ત થઇને તેઓ આગળ ચાલવા લાગ્યા. મત્ત ગજેન્દ્રની પેઠે પ્રેમ-મદિરામાં ચકચૂર થઇને નાચતા, કૂદતા અને ભક્તો સાથે કુતૂહલ કરતા કરતા તેઓ આગળ જતા હતા, એટલામાંજ તેમને એક વામમાર્ગી-શાક્તપંથી સાધુ મળ્યો. તેમની આવી પ્રેમની ઉચ્ચ અવસ્થા જોઇને તેણે ધાર્યું કે આ પણ કોઇ વામમાર્ગી સાધુ છે; તેથી તેમને વામમાર્ગની પદ્ધતિ પ્રમાણે પ્રણામ કરી કહેવા લાગ્યો: "કહો, કયાં કયાં જઇ આવ્યા ? આજે તો ઘણા દિવસે દર્શન થયાં."

પ્રભુએ વિનોદપૂર્વક કહ્યું: "આ તરફથીજ ચાલ્યો આવું છું. આપ કયાંથી આવો છો ? કંઇક ખબર-અંતર તો સંભળાવો. ભૈરવીચક્રમાં ખૂબ આનંદ પડે છે ને ?"

પ્રભુની વાતો સાંભળીને અને "ભૈરવીચક્ર" અને "આનંદ" વગેરે વામમાર્ગીઓના સાંકેતિક શબ્દો સાંભળીને તે બધા સ્થાનોના શાક્તોની સમસ્ત હકીકત સંભ-



## श्रीगोपीनाथ दूधचोर

यस्मै दातुं चोरयन् क्षीरभाण्डं
गोपीनाथः क्षीरचोराभिधोऽभूत् ।
श्रीगोपालः प्रादुरासीद् वशः सन्
यत्प्रेम्णा तं माधवेन्द्रं नतोऽस्मि ॥
(ચૈ. ચ મ. લી ૪-૧)

અર્થાત્ જેઓ ચોરી કરીને દૂધનું પાત્ર આપવાથી સાક્ષાત્ ગોપીનાથ ભગવાન દૂધચોર કહેવાયા, જેમના પ્રેમપ્રભાવથી સાક્ષાત્ શ્રીગોપાલજી પ્રગટ થયા, તે મહામાન્ય શ્રીમાન માધવેન્દ્રપુરીજીનાં ચરણોમાં હું પ્રણામ કરૂં છું.

ભક્તો સાથે આનંદવિહાર કરતા કરતા જલેશ્વર, બ્રહ્મકુંડ અને મંદાર વગેરે તીર્થોમાં દર્શન-સ્નાન કરતા કરતા મહાપ્રભુ રેમુણાય નામના તીર્થમાં જઇ પહોંચ્યા. ત્યાં જઇને દૂધચોર ગોપીનાથ ભગવાનના મંદિરમાં જઇને તેમણે ભગવાનનાં દર્શન કર્યા. તેઓ આનંદમાં તન્મય થઇ જઇ ગોપીનાથ ભગવાનની અત્યંત કરુણ સ્વરે સ્તુતિ કરવા લાગ્યા. સ્તુતિ કરતાં કરતા તેઓ પ્રેમમાં બેભાન બની ગયા. અંતે તેમણે ભગવાનના ચરણકમળોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા. તેજ સમયે ભગવાનના શરીરમાંથી પુષ્પોનો એક ઘણો મોટો ગુચ્છો નીકળી જઇને બરાબર તેમના મસ્તક ઉપર પડ્યો. બધા દર્શનાર્થીઓ તેમજ પૂજારીઓ તેમના આવા ભક્તિભાવને જોઇને ઘણાજ પ્રસન્ન થયા અને મહાપ્રભુના પ્રેમની પ્રશંસા કરવા લાગ્યા. પ્રભુએ તે પુષ્પ-

બાવવા લાગ્યો. પ્રભુ તેની વાતો સાંભળતા જતા હતા અને સાથીઓ તરફ જોઇને હસતા જતા હતા. અંતે તેણે કહ્યું: "ચાલો, આજે અમારા મઠમાંજ નિવાસ કરજો. ત્યાં બધા મળીને ખૂબ 'આનંદ' ઉડાવીશું!"

પ્રભુ હસતા હસતા નિત્યાનંદજીને કહેવા લાગ્યા-"શ્રીપાદ! 'આનંદ' ઉડાવવાની ઇચ્છા છે? આ મહાત્મા તો શાંતિપુરના રસ્તામાં જેવા આનંદી સંન્યાસી મળ્યા હતા તેજ પ્રકારના જીવ લાગે છે. આપની પાસે આનંદની કમી હોય તો કહો."

નિત્યાનંદજીએ પ્રભુની વાતનો કંઈ પણ ઉત્તર આપ્યો નહિ. તેઓ જોરથી હસવા લાગ્યા. ત્યારે તે વામમાર્ગી સાધુએ કહ્યું: "નહિ નહિ, આપ કંઇ બીજું ન સમજતા. અમારા મઠમાં "આનંદ"ની કંઇ કમી નથી. આપ જેટલો ઉડાવવા ઇચ્છો તેટલો ઉડાવજો. ચાલો, આજે આપ મારા મઠનેજ કૃતાર્થ કરો."

પ્રભુએ હસતાં હસતાં કહ્યું: "હા, હા, ઠીક છે, આપ આગળ જઇને બધું ઠીકઠાક કરો, પછી અમો આવીએ છીએ." આ સાંભળીને તે સાધુ આગળ ચાલ્યો ગયો. પ્રભુની પ્રેમમય અવસ્થા જોઇને તેણે માન્યું કે આ પણ કોઇ મારા જેવા સંસારી નશાવાળી ચીજોનું સેવન કરીને ગાંડા બનનારા સાધુ હશે. તેને ખબર નહોતી કે આમણે તો એવો પ્યાલો પી લીધો છે, કે જે પીધા પછી બીજા નશાની જરૂરજ પડતી નથી. તેનાજ નશામાં તેઓ સદા મસ્ત રહ્યા કરે છે. કબીરદાસજીએ આ પ્યાલાને અનુલક્ષીને તો કહ્યું છે કે–

કબીર પ્યાલા પ્રેમકા, અંતર લિયા લગાય;
રોમ રોમમેં રમિ રહા, ઔર અમલ કા ખાય?

ધન્ય છે આવા મસ્તોને! આવા નશાખોરો આગળ આ સંસારી બધા નશા તુચ્છ અને વર્જ્ય છે. આ પ્રકારે પોતાના બધા સાથીઓને આનંદિત અને સુખી બનાવતા બનાવતા તેઓ પુરીનો રસ્તો કાપવા લાગ્યા.



## श्रीगोपीनाथ दूधचोर

यस्मै दातुं चोरयन् क्षीरभाण्डं
गोपीनाथः क्षीरचोराभिधोऽभूत् ।
श्रीगोपालः प्रादुरासीद् वशः सन्
यत्प्रेम्णा तं माधवेन्द्रं नतोऽस्मि ॥
(ચૈ. ચ. મ. લી. ૪-૧)

અર્થાત્ જેઓ ચોરી કરીને દૂધનું પાત્ર આપવાથી સાક્ષાત્ ગોપીનાથ ભગવાન દૂધચોર કહેવાયા, જેમના પ્રેમ-પ્રભાવથી સાક્ષાત્ શ્રીગોપાલજી પ્રગટ થયા, તે મહામાન્ય શ્રીમાન માધવેન્દ્રપુરીજીનાં ચરણોમાં હું પ્રણામ કરૂં છું.

ભક્તો સાથે આનંદવિહાર કરતા કરતા જળેશ્વર, બ્રહ્મકુંડ અને મંદાર વગેરે તીર્થોમાં દર્શન-સ્નાન કરતા કરતા મહાપ્રભુ રેમુણાય નામના તીર્થમાં જઇ પહોંચ્યા. ત્યાં જઇને દૂધચોર ગોપીનાથ ભગવાનના મંદિરમાં જઇને તેમણે ભગવાનનાં દર્શન કર્યાં. તેઓ આનંદમાં તન્મય થઇ જઇ ગોપીનાથ ભગવાનની અત્યંત કરુણ સ્વરે સ્તુતિ કરવા લાગ્યા. સ્તુતિ કરતાં કરતાં તેઓ પ્રેમમાં બેભાન બની ગયા. અંતે તેમણે ભગવાનના ચરણકમળોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યાં. તેજ સમયે ભગવાનના શરીરમાંથી પુષ્પોનો એક ઘણો મોટો ગુચ્છો નીકળી જઇને બરાબર તેમના મસ્તક ઉપર પડ્યો. બધા દર્શનાર્થીઓ તેમજ પૂજારીઓ તેમના આવા ભક્તિભાવને જોઇને ઘણાજ પ્રસન્ન થયા અને મહાપ્રભુના પ્રેમની પ્રશંસા કરવા લાગ્યા. પ્રભુએ તે પુષ્પ-

ગુચ્છને ભગવાનની પ્રસાદી સમજી ભક્તિભાવથી મસ્તક ઉપર ધારણ કર્યો અને ઘણી વાર સુધી ભક્તો સાથે મંદિરમાં સંકીર્તન કરીને રાત્રે વિશ્રામ પણ ત્યાંજ કર્યો.

નિત્યાનંદજીએ પૂછયુંઃ "પ્રભો ! આ શ્રી ગોપીનાથ ભગવાનનું નામ 'દૂધચોર' કેમ પડયું ?"

પ્રભુએ હસીને ઉત્તર આપ્યો કે "આપનાથી શું એ અજાણ્યું છે ? ગોપીનાથ ભગવાનને દૂધચોર બનાવનારા આપના પૂજ્યપાદ ગુરુદેવ અને મારા ગુરુના પણ ગુરુ શ્રીમન્ માધવેન્દ્રપુરીજી મહારાજજ છે. તેમના મુખેથી આપે 'દૂધચોર' ભગવાનની કથા અવશ્યજ સાંભળી હશે, તેમ છતાં પણ આપ અન્ય ભક્તોના કલ્યાણને માટે મારા મુખેથી આ કથા સાંભળવા ઇચ્છો છો તો જે પ્રકારે મેં મારા પૂજ્યપાદ ગુરુદેવ શ્રી ઈશ્વરપુરીના મુખેથી સાંભળી છે, તે આપને સંભળાવું છું. આવી કથાઓને તો વારંવાર સાંભળવી જોઇએ. આ કથાઓના શ્રવણથી ભગવાનનાં ચરણકમળોમાં અનુરાગ ઉત્પન્ન થાય છે અને ભગવાનની ભક્તવત્સલતાની બાબતમાં દૃઢ ભાવના થાય છે કે, તેઓ પોતાના ભક્તોની ઇચ્છા પૂરી કરવા માટે સર્વ કંઈ કરી શકે છે. આવી કથાઓના સંબંધમાં એમ કદી ન કહેવું જોઇએ કે, આ તો અમારી સાંભળેલી છે, ફરીથી વળી શા માટે સાંભળીએ ? જેમ એક દિવસ પેટ ભરીને ભોજન કરી લીધા છતાં બીજે દિવસે એજ પ્રકારે પેટ ભરીને ભોજન કરવાની ઇચ્છા થાયજ છે, તેજ પ્રકારે ભક્તોએ ભગવાન સંબંધી કથાઓ સાંભળવામાં કદી ઉપેક્ષા કરવી જોઇએ નહિ; તે તો જેટલી પણ વાર સાંભળવા મળી શકે તેટલી વાર સાંભળવી જોઇએ–ભક્ત અને ભગવાન સંબંધી કથાઓના સંબંધમાં સદા અતૃપ્તજ રહ્યા કરવું જોઇએ.

"ઠીક, તો હું દૂધચોર શ્રી ગોપીનાથના એ પવિત્ર આખ્યાનને આપ લોકો સમક્ષ કહું છું, આપ સૌ ધ્યાનપૂર્વક સાંભળો." પ્રભુની આવી વાત સાંભળીને બધા ભક્તો

ઉત્સુકતાપૂર્વક તેમના મુખ તરફ જોવા લાગ્યા. બીજા પણ દસ–વીસ સત્પુરુષો ત્યાં આવી પહોંચ્યા હતા, તેઓ પણ તેમના મુખેથી દૂધચોર ભગવાનની કથા સાંભળવા બેસી ગયા.

બધાને પોતાના તરફ તાકી રહેલા જોઇને તેઓ અત્યંત મધુર સ્વરથી કહેવા લાગ્યા કે " મારા ગુરુના પણ ગુરુ વૈકુંઠવાસી ભગવાન માધવેન્દ્રપુરીની કૃષ્ણભક્તિ અલૌકિક હતી, તેઓ અહર્નિશ શ્રીકૃષ્ણ–કીર્તનમાંજ લાગ્યા રહેતા હતા, ઉંઘતાં અને જાગતાં તેઓ હમેશાં શ્રીહરિનાજ સ્વરૂપનું ચિંતન કરતા રહેતા. તેમની જીભને ભગવન્નામનો એવો ચસ્કો લાગી ગયો હતો, કે તે કદી પણ મૌન રહેતી નહોતી. સદા તે જગત્પતિનાં મંગલમય સુંદર નામોનાંજ વખાણ કર્યાં કરતી હતી. તેમની આ ઉત્કટ ભક્તિને લીધેજ ભગવાનને દૂધની ચોરી કરવી પડી હતી.

ભગવાન્ માધવેંદ્રપુરી એક વાર વ્રજની યાત્રા કરતા કરતા ગિરિરાજ ગોવર્ધન પર્વત પાસે જઇ પહોંચ્યા. ત્યાં પર્વતનાં વનોની સુંદર શોભા જોઇને તેઓ મંત્રમુગ્ધ જેવા બની ગયા અને ત્યાં ગિરિવરની આસપાસ વિચરવા લાગ્યા. એક દિવસ તેમણે ગોવર્ધનની પાસે જંગલમાં એક વૃક્ષ નીચે નિવાસ કર્યો. પુરી મહારાજ અયાચક વૃત્તિના હતા. તેઓ ભોજન માટે પણ કોઇ પાસે યાચના કરતા નહોતા. પ્રારબ્ધવશાત્ જે કંઈ પણ મળી જતું તેને સંતોષપૂર્વક જમીને સમય વીતાવતા હતા. તે દિવસે તેમને આખો દિવસ કંઇ પણ આહાર મળ્યો નહિ. સાંજને સમયે તેઓ તે વૃક્ષની નીચે બેઠા બેઠા ભગવન્નામનું ઉચ્ચારણ કરતા હતા એટલામાં ત્યાં કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. તેઓ ચમકીને પાછલી તરફ જોવા લાગ્યા. તેમણે જોયું કે એક કાળા રંગનો અગિયાર–બાર વર્ષની ઉંમરનો બાળક હાથમાં દૂધનું વાસણ લઈને તેમના તરફ આવે છે. શરીરનો રંગ કાળો હોવા છતાં પણ બાળકના ચહેરા ઉપર એક અદ્ભુત તેજ પ્રકાશતું હતું, તેનાં બધાં અંગ સુઘ-

ટિત, સુંદર અને ચિત્તાકર્ષક હતાં. તેમણે અત્યંત કોમળ સ્વરે કંઈક હસતાં હસતાં કહ્યું કે "મહાત્માજી! ભૂખ્યા કેમ બેઠા છો? લ્યો, આ દૂધ પી લ્યો."

પુરીએ પૂછ્યું: "તું કોણ છે અને તને કેમ ખબર પડી કે હું જંગલમાં ભૂખ્યો બેઠો છું?"

બાળકે હસતાં હસતાં કહ્યું: "હું જાતે ગોવાળ છું, મારું ઘર આ ઝાડીની પાસેના ગામમાં છે. મારી માતા હમણાં પાણી ભરવા અહીં આવી હતી, તેણે આપને અહીં બેઠેલા જોયા હતા અને ઘેર જઇને તેણે મને દૂધ આપવા આવવાનું કહ્યું હતું. તેથી હું જલદીથી ગાયને દોહી આપને માટે દૂધ લઈ આવ્યો છું. અમારે ત્યાં એ નિયમ છે કે અમારા ગામની પાસે કોઇ ભૂખ્યું સૂવા પામે નહિ. જે માગીને ખાય છે, તેને અમે રોટલી આપીએ છીએ અને જેઓ અયાચક છે, તેમને તેમની ઈચ્છાનુસાર દૂધ, ફળ અથવા અન્નના બનેલા પદાર્થો આપી આવીએ છીએ. આપ આ દૂધ પી લો, હું ફરીથી આવીને આ વાસણ લઇ જઇશ." આટલું કહીને તે બાળક ચાલ્યો ગયો.

પુરીજીએ તે દૂધ પીધું. આવું સ્વાદિષ્ટ દૂધ તેમણે પોતાના જીવનમાં કદી પણ પીધું નહોતું. આથી તેઓ મનમાં ઘણાજ પ્રસન્ન થતા થતા તે દૂધને પીવા લાગ્યા. તેમના હૃદયમાં તે સુંદર ગોપ–બાળકની મૂર્તિ જડાઇ ગઇ હતી. તેઓ વારંવાર તેનું ચિંતન કરવા લાગ્યા. દૂધ પીને વાસણ જમીન ઉપર મૂકી દીધું અને તે ગોપ–કુમારની રાહ જોતા બેસી રહ્યા. અર્ધી રાત બેઠાં બેઠાંજ વીતી ગઇ, પરંતુ તે ગોપ–કુમાર પાછો આવ્યો નહિ. એટલે હવે તો તે છોકરાને જોવાની પુરીજીની ઉત્સુકતા વધુ ને વધુ વધવા લાગી. તેજ સ્થિતિમાં તેમને કંઇક તંદ્રા આવી ગઇ. તે સમયે સામે તેમને એજ બાળક ઉભેલો દેખાવા લાગ્યો. તેણે હસતાં હસતાં કહ્યું: "પુરી! હું ઘણા દિવસથી તમારી રાહ જોતો હતો. તમે આવી ગયા, એ સારૂંજ થયું. ગોવાળના છોક-

ાના વેશમાં હુંજ તમને દૂધ આપી ગયો હતો. હવે તમે મારી ફરીથી અહીં સ્થાપના કરો. હું અહીં આ પાસેની ઝાડી નીચે દબાયેલો છું. પહેલાં મારૂં અહીં મંદિર હતું, મારો પૂજારી મ્લેચ્છોના ભયથી મને આ ઝાડી નીચે દાટીને નાસી ગયો છે. ત્યારથી હું આ ઝાડીના ભાગમાં જ દટાયેલો પડ્યો છું. હવે તમે મને અહીંથી કાઢીને મારી વિધિપૂર્વક પૂજા કરો. મારૂં નામ ' શ્રીગોપાલ ' છે. મેંજ આ ગોવર્ધનને ધારણ કર્યો હતો, તમે એજ નામથી મારી સ્થાપના કરજો. " આટલું કહીને તે બાળક પુરીનો હાથ પકડીને તે કુંજની પાસે લઈ ગયો અને તેમને તે સ્થાન બતાવ્યું.

આંખો ઉઘડ્યા પછી પુરીજી ચારે તરફ જોવા લાગ્યા, પરંતુ ત્યાં કોઈ નહોતું. પ્રાતઃકાળે તેમણે ગામના લોકોને બોલાવીને બધી હકીકત કહી અને શ્રીગોપાલની બતાવેલી જગાને તેમણે ખોદાવી. ઘણું ઉંડું ખોદ્યા પછી તેમાંથી એક ઘણીજ શ્યામવર્ણની મનને મોહ પમાડે તેવી સુંદર મૂર્તિ નીકળી. પુરીએ તે સમયે ગ્રામવાસીઓ પાસે એક છાપરૂં છવરાવીને તેમાં એક ઉંચું આસન બનાવ્યું અને તેના ઉપર શ્રીગોપાલની તે મૂર્તિનું સ્થાપન કર્યું. મૂર્તિ સ્થાપન કર્યા પછી તેમણે વિધિપૂર્વક ભગવાનને પંચામૃતથી સ્નાન કરાવ્યું, પછી શીતળ જળથી ભગવાનની મૂર્તિને બહુ ઘસી ઘસીને ધોઇ. સુગંધી ચંદન ચર્ચીને આખા શરીરે લેપન કર્યું અને ધૂપ, દીપ, નૈવેદ્ય તથા વનનાં ફળ-ફૂલથી તેમની વિધિપૂર્વક પૂજા કરી.

હવે પુરી મહારાજે અન્નકૂટ-ઉત્સવ કરવાનો નિશ્ચય કર્યો. તે ગામમાં જેટલાં બ્રાહ્મણોનાં ઘર હતાં, તે બધાને કહી દીધું કે યથાશક્તિ પોતાને ઘેરથી ભોજનની સામગ્રી લઇને પોતપોતાની સ્ત્રીઓ સાથે અહીં સૌ પોતપોતાની રુચિ અનુસાર જાત જાતના પદાર્થો બનાવવા. બધા બ્રાહ્મણોએ પ્રસન્નતાપૂર્વક પુરીની આજ્ઞાનું પાલન કર્યું. તેઓ સૌ પોતપોતાને ઘેરથી મોટા મોટા ઘડાઓમાં દૂધ, દહીં

તથા ઘી ભરીને પુરીની ઝૂંપડી પાસે આવવા લાગ્યા. ગોવાળોએ પોતાના ઘરનું બધું દૂધ આપી દીધું. દુકાનદારોએ ચોખા, ખાંડ તથા ઘી વગેરે ઘણી ઘણી ભોજનની સામગ્રી ભગવાનના ભોગ માટે આપી. સુપાત્ર બ્રાહ્મણોની સ્ત્રીઓ આવી આવીને પોતપોતાની ઈચ્છાનુસાર સુંદર સુંદર પદાર્થો ભગવાનના ભોગને માટે તૈયાર કરવા લાગી. પદાર્થોમાં કાચા–પાકાનો ભેદભાવ નહોતો, એટલે જેને જે, પણ બનાવતાં આવડતું હતું અને જેને જે વધારે પ્રિય હતું તે પોતાની શુદ્ધ ભાવનાપૂર્વક તે પદાર્થ ભક્તિભાવપૂર્વક બનાવવા લાગી.

કોઇ તો મઘમઘતી સુંદર કઢીજ બનાવે છે તો કોઈ મગ–અડદનાં વડાંજ બનાવે છે; કોઈ દહીવડાં, આમલીની ખટાઈનાં વડાં, સૂંઠનાં વડાં બનાવી બનાવીને રાખે છે. કોઈ પૂરી, કચોરી, માલપુઆ, ગળ્યા પુડા, વેસણના પુડા અને બાજરીના લોટની નાની નાની ચાનકીઓ બનાવે છે. કોઇ વેસણના લાડુ, મગના લાડુ, રાજગરાના લાડુ, સોજીના લાડુ, ચૂરમાના લાડુ, કાંગના લાડુ વગેરે જાત જાતના લાડુઓ ભોગ માટે તૈયાર કરે છે, કોઇ જાત જાતનાં શાક, ખાટાં મીઠાં વિવિધ પ્રકારનાં રાયતાંજ બનાવી–બનાવીને એક બાજુ મૂકતી જાય છે. કોઈ નાની નાની બાટીઓ બનાવીને તેને ઘીના વાસણમાં ડુબાવી ડુબાવીને રાખતી જાય છે, કોઇ તેને હાથથી મસળીને ચૂરમુ બનાવે છે, કોઇ પાતળી પાતળી પુરીઓ તળે છે, કોઇ કોઈ મોટી મોટી રોટલીઓજ બનાવીને ભગવાનને ખવડાવવા ઈચ્છે છે. કોઇ કાંગના ભાત બનાવે છે, તો કોઇ બાજરીની ઘુઘરી તૈયાર કરે છે. કોઇ બટાટાને બાફીને તેને વધારે છે, તો કોઇ ચણાને ફૂલાવીને ઘીમાં તળે છે. કોઈ આમચૂરની, ફૂદીનાની, મેવાઓની, આમલીની તથા બીજી પણ કેટલાયે પ્રકારની ચટણીઓ વાટી વાટીને પથ્થરની વાડકીઓમાં મૂકતી જાય છે. કોઇ રાજગરાની, ચોખાની તથા બીજી પણ જાત જાતની ખીરોજ બનાવે છે; કોઇ દૂધનો માવો બનાવીને પેંડા,

બરફી, માવાના લાડુ, ગુલાબજાંબુ વગેરે ફળાહારી મિઠાઇઓ બનાવે છે, કોઇ દૂધની રબડી–બાસુંદી બનાવે છે, કોઇ ખુરચન (એક જાતની મિઠાઇ) તૈયાર કરીને બાજુએ રાખે છે, કોઇ દહીંની લચ્છી જ ભગવાનને ભોગ ધરાવવા ઇચ્છે છે. કોઇ સુંદર સુંદર જાત જાતના ભાત જ કેટલીયે પ્રકારે રાંધે છે. કોઇ રોટલીઓને દૂધમાં ડુબાડીને તેને દૂધમાં ફૂલાવે છે. કોઇ લાપસી બનાવે છે. કોઇ શીરો, મોહનભોગ, દૂધ–લાપશી વગેરે પદાર્થો બનાવવા લાગી છે. આ રીતે સૌએ પોતપોતાની ઇચ્છાનુસાર સેંકડો પ્રકારનાં ષડ્રસવાળાં ભોજન બનાવ્યાં. તેમણે શું બનાવ્યાં, શ્રીગોપાળ ભગવાને તેમનાં હૃદયમાં પોતેજ પ્રેરણા કરીને બનાવરાવ્યાં. નહિ તો ભલા ગામડાની એ સ્ત્રીઓ આવા પદાર્થો બનાવવામાં શું સમજે? ભગવાન તો સર્વસમર્થ છે, તેઓ જેમના હાથથી જે પણ ઇચ્છે તે કરાવી શકે છે.

આ પ્રકારે બધો સામાન તૈયાર થયા પછી પુરીજીએ ભગવાનને ભોગ ધરાવ્યો. ખબર નથી કે ભગવાન કેટલા દિવસના ભુખ્યા હતા, જોતજોતામાંજ તેઓ એ બધા પદાર્થોને પુરા કરી ગયા. પુરીજીને ખૂબ આશ્ચર્ય થયુ. ત્યારે ભગવાને હસીને પોતાના હાથ વડે તે પાત્રોનો સ્પર્શ કર્યો. ભગવાનના સ્પર્શમાત્રથીજ તે બધા પદાર્થો પાછા જેમના તેમજ થઇ ગયા. પુરીજીએ પ્રસન્નતા દર્શાવતાં બધાં વ્રજવાસી સ્ત્રી, પુરુષો, બાળક, વૃદ્ધ તથા યુવાનોને તે પ્રસાદ વહેંચ્યો. પુરીજીએ ભગવાન શ્રીગોપાલને પ્રગટ કર્યા છે, તે સમાચાર દૂર દૂર સુધી ફેલાઇ ગયા હતા. હજારો સ્ત્રીપુરુષો ભગવાનનાં દર્શન માટે આવવા લાગ્યાં. તે દિવસે ભગવાનના દર્શને જે પણ આવતું, તેને પેટ ભરીને પ્રસાદ મળતો હતો. રાત સુધી હજારો માણસો આવતા જતા રહ્યાં, પરંતુ છેવટ સુધી બધાને પૂરતો પ્રસાદ મળતોજ રહ્યો. કોઇ પણ પ્રસાદ વિનાનું ગયુ નહિ. આમ તે દિવસનો અન્નકૂટોત્સવ ઘણો અદ્ભુત થયો હતો.

આ પછી બીજા ગામોના માણસો પણ વારી પ્રમાણે

ભગવાનને અન્નકૂટ ધરવા લાગ્યા. આ પ્રકારે રોજજ પુરીજીની ઝૂંપડીમાં અન્નકૂટની ધમાચકડી રહેવા લાગી. આ સમાચાર દૂર દૂર સુધી ફેલાઈ ગયા. મથુરાના મોટા મોટા શેઠો શ્રીગોપાળ ભગવાનનાં દર્શન કરવા આવવા લાગ્યા અને તેઓ સોનું, ચાંદી, હીરા, ઝવેરાત તથા જાતજાતનાં વસ્ત્રાભૂષણ ભગવાનને ભેટ કરવા લાગ્યા. કોઇ પુણ્યવાન્ પુરુષે શ્રીગોપાલ ભગવાનનું એક ઘણું મોટું વિશાળ મંદિર બંધાવી આપ્યુ. બધા વ્રજવાસીઓએ એક એક બે બે ગાયો મંદિરમાં ભેટ આપી. આથી હજારો ગાયો મંદિરની થઇ ગઈ. પુરી મહારાજ ઘણાજ ભક્તિભાવથી ભગવાનની સેવા–પૂજા કરવા લાગ્યા. તેમનું શરીર કંઇક ક્ષીણ થઇ ગયુ હતું, તેઓ સેવા–પૂજાને માટે કોઇ યોગ્ય શિષ્ય ઇચ્છતા હતા, તે સમયે ગૌડ દેશથી બે સુંદર યુવકો આવીને પુરીજીને શરણે આવ્યા. પુરીએ તેમને લાયક સમજીને દીક્ષા આપી અને તેમને શ્રીગોપાલ ભગવાનની પૂજાનું કામ સોંપ્યુ. આ પ્રકારે બે વરસો સુધી પુરીજી શ્રીગોપાલ ભગવાનની પૂજા કરતા રહ્યા.

એક દિવસ સ્વપ્નમાં ભગવાને પુરીજીને કહ્યુંઃ "માધવેન્દ્ર ! ઘણા દિવસ સુધી જમીનની અંદર રહેવાથી મારા આખા શરીરમાં બળતરા થાય છે. જો તું જગન્નાથપુરીથી મલયાગિરિ ચંદન લાવીને મારા શરીરપર તેનો લેપ કરે તો મારી આ ગરમી શાંત થાય." ભગવાનની આજ્ઞા શિરોધાર્ય કરીને બીજે દિવસે શિષ્યોને પૂજાનું બધું કામ સોંપીને અને ભગવાનની રજા લઇને પુરીજીએ નીલાચલ તરફ પ્રસ્થાન કર્યું. આ યાત્રામાં તેઓ નવદ્વીપ પધાર્યા અને અદ્વૈતાચાર્યને ઘેર ઉતર્યા. આચાર્ય તેમનો અદ્ભુત ભક્તિભાવ જોઇને તેમના ભગવત્પ્રેમ ઉપર આસક્ત થઈ ગયા અને તેમણે પુરી મહારાજ પાસે મંત્રદીક્ષા લઇને તેમને પોતાના ગુરુ બનાવ્યા.

થોડા દિવસ શાંતિપુરમાં રહીને અને અદ્વૈતાચાર્યને

દીક્ષા આપીને પુરીજી નીલાચલ તરફ ચાલ્યા. ચાલતાં ચાલતાં તેઓ રેમુણાયમાં આવ્યા અને તેમણે શ્રીગોપીનાથજીનાં દર્શન કર્યાં. ગોપીનાથ ભગવાનનાં દર્શનથી પુરીજીને ઘણો આનંદ થયો. ત્યાં ભગવાનના સાજ–શણુગાર તથા ભોગ–રાગ ઘણીજ ભાવમય પદ્ધતિથી કરવામાં આવતા હતા. પુરીજી ત્યાંની પૂજા–પદ્ધતિને ખૂબ ધ્યાનપૂર્વક જોતા રહ્યા. અંતે તેમણે પૂજારીઓને પૂછયુંઃ "અહીં ભગવાનને મુખ્ય ભોગ કઇ વસ્તુનો ધરાવાય છે ?" પૂજારીઓએ જવાબ આપ્યોઃ "અહીં શ્રીગોપીનાથ ભગવાનનો ક્ષીર–ભોગ એજ સર્વોત્તમ મુખ્ય ભોગ છે. ગોપીનાથજીની ખીરને 'અમૃતકેલિ' કહે છે. ગોપીનાથજીની પ્રસાદી–ખીર સર્વત્ર પ્રસિદ્ધ છે. બાર વાસણોમાં સાંજે ખીરનો ભોગ ધરાવાય છે."

પુરી મહારાજની ઇચ્છા હતી કે મેં પૂજાની પદ્ધતિ તો સમજી લીધી, પરંતુ ખીર કેવી થાય છે, તે હું બરાબર નથી સમજી શકયો. જો ભગવાનની પ્રસાદીરૂપ થોડી ખીર મળી જાય તો તેનો સ્વાદ જોઇને હું પણ મારા શ્રીગોપાળને એવીજ ખીર અર્પણ કરૂં. આ વિચાર મનમાં આવતાંજ તેમને ડર લાગવા લાગ્યો કે, આ મારી જીભની લોલુપતા તો નથી ને? આવા ભાવો જીભના સ્વાદમાટે તો મારા હૃદયમાં ઉત્પન્ન થયા નથી ને ? વળી તેમણે વિચાર્યું કે "ભગવાનના પ્રસાદમાં શું ઇંદ્રિયલોલુપતા ? હું જીભના સ્વાદને માટે ઇચ્છા કરતોજ નથી, મારા ભગવાનને પણ આવીજ ખીર ખવડાવવાની મારી ઈચ્છા હતી." આવા વિચારોથી તેમને કંઇક કંઈક સંતોષ થયો, પરંતુ તેઓ કોઈની પાસે પ્રસાદ માગી શકતા તો હતાજ નહિ; કેમકે તેમને અયાચક વ્રત હતું. માગ્યા વિના જે પણ કોઇ કંઇ આપતું, તેના વડે તેઓ જીવનનિર્વાહ કરતા, તેથી પ્રસાદ ચાખવાની તેમની ઇચ્છા તેમના મનમાં ને મનમાંજ રહી ગઈ. તેમણે કોઈની આગળ પોતાની ઇચ્છા જણાવી નહિ. સંધ્યાકાળે ભોગ થયા પછી શયન–આરતી થઇ ગઈ. ભગ-

વાનનાં બારણાં બંધ કરી દેવામાં આવ્યાં. બધા લોકો પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. પુરીજી પણ ગામથી થોડે દૂર એક ઝૂંપડીમાં જઇને પડી રહ્યા.

અર્ધી રાત થઇ ત્યારે પૂજારીએ સ્વપ્ન જોયું કે જાણે સાક્ષાત્ ગોપીનાથ ભગવાન તેમની આગળ ઉભા રહીને કહે છેઃ—"પૂજારી ! પૂજારી ! ! તું હમણાં ઉઠીને મારૂં એક જરૂરી કામ કર. મારા એક પરમ ભક્ત માધવેન્દ્રપુરી નામના મહાભાગવત સંન્યાસી ગામ બહાર ઉતરેલા છે, તેમની ઇચ્છા મારો 'ક્ષીર–પ્રસાદ' આરોગવાની છે. મારા ભક્તની મનોવાંચ્છના પૂર્ણ કરવાને માટે મેં મારા ભોગનાં બાર વાસણોમાંથી એક ચોરી લઇને મારા વસ્ત્રમાં સંતાડી દીધું છે, તું તેને લઈ જઇને હમણાં માધવેન્દ્રપુરીને આપી આવ." આટલું સાંભળતાંજ પૂજારી ચમકી ઉઠયો. તેણે ભગવાનનો પડદો ખોલીને તેમનાં વસ્ત્રો જોયાં. સાચેજ, તેમાં એક ખીરથી ભરેલું વાસણ છુપાવેલું છે. પૂજારી તે પાત્ર લઇને ગામની ચારે બાજુ બૂમ પાડતો ફરતો હતો— "માધવેન્દ્રપુરી કોનું નામ છે ? જે માધવેન્દ્રપુરી નામના સાધુ હોય, તેઓ આ ખીરનું વાસણ લઈ લે. ભગવાને તેમને માટે ખીરની ચોરી કરી છે."

આ પ્રમાણે બૂમો પાડતો પાડતો પૂજારી જ્યાં પુરીજી ઉતર્યા હતા તે સ્થાને જઈ પહોંચ્યો. ભગવાનના પૂજારીના મુખદ્વારા પોતાનું નામ સાંભળીને પુરીજી બહાર નીકળી આવ્યા અને કહેવા લાગ્યા કે "મહારાજ ! મારૂંજ નામ માધવેન્દ્ર પુરી છે. કહો, શી આજ્ઞા છે ?"

પુરીજીનો પરિચય પામીને પૂજારી તેમનાં ચરણકમળોમાં પડયો અને ઘણુંજ વિનમ્ર વચનોથી કહેવા લાગ્યો કે "મહાભાગ ! આપ ધન્ય છો ! આપની આ અલૌકિક ભક્તિને પણ કોટિ કોટિ ધન્યવાદ છે ! ! આજ હું આપનાં દર્શનોથી કૃતાર્થ થયો. આટલા દિવસની ભગવાનની પૂજાનું ફળ આજે મળ્યું. મારા જેવા પૈસાના ગુલામોને ભગ-

વાનનાં સાક્ષાત્ દર્શન તો થઇજ શી રીતે શકે ? પરંતુ હું મારું અહોભાગ્ય માનું છું કે ભગવાનની પૂજા કરવાના પ્રભાવથી આપ જેવા ભગવાનના પરમપ્રિય ભક્તનાં દર્શન થઈ ગયાં. હું તો આપને સાક્ષાત્ ભગવાનજ માનું છું. જેમની મનોવાંચ્છના પૂર્ણ કરવા માટે ચરાચર વિશ્વના એકમાત્ર અધિપતિ ભગવાને પણ ખીરની ચોરી કરી–તેઓ પણ ચોર બન્યા, એ મહાભાગવત તો ભગવાનથી પણ વધારે છે. આ લ્યો, ભગવાને આ ખીર આપને માટે ચોરી લીધી હતી. તેમની આજ્ઞાથી હું તે આપની પાસે લાવ્યો છું.” પૂજારીના મુખેથી પોતાની પ્રશંસા સાંભળીને પુરીજી કંઇક શરમાયા. તેઓ ભગવાનની કૃપાળુતા, ભક્તવત્સલતા અને પોતાના ભક્તોપ્રત્યે અપાર મમતાના ભાવોનું સ્મરણ કરીને પ્રેમમાં લવલીન થઇ જઈ રુદન કરવા લાગ્યા. રડતાં રડતાં તેમણે ભગવાનનો આપેલો તે મહાપ્રસાદ બન્ને હાથ લંબાવીને ઘણાજ દીનભાવે ભિખારીની પેઠે લીધો. એકાન્તમાં પ્રેમમાં ગાંડા ગાંડા થઇ તેઓ તે મહાપ્રસાદને આરોગવા લાગ્યા. તે સમયના તેમના અનિર્વચનીય આનંદનું અનુમાન કરીજ કોણ શકે ? એક તો ભગવાનનો મહાપ્રસાદ અને બીજું સાક્ષાત્ ભગવાને પોતાના હાથે ચોરી કરીને આપ્યો. પુરી રડતા જતા હતા અને તે પ્રસાદ જમતા જતા હતા. ચારે બાજુથી વાસણને બહુ ચાટી ચાટીને પુરીએ પ્રસાદ ખાધો. પછી પાણી નાખીને તેને ધોઇને પી ગયા અને તે માટીના વાસણના ટુકડા કરીને તેને પોતાના વસ્ત્રમાં બાંધી લીધા. ભલા, ભગવાનના આપેલા પાત્રને તેઓ કેમ કરીને ફેંકી દઈ શકે ? તે ટુકડાઓને રોજ નિયમપૂર્વક એક એક કરીને ખાતા હતા.

જ્યારે રેમુણાયના લોકોએ ભગવાનની ખીરચોરીની વાત જાણી, ત્યારે હજારો નરનારીઓ પુરીજીનાં દર્શન કરવા આવવા લાગ્યાં. ચારે તરફ પુરી મહારાજના પ્રભુ-પ્રેમની પ્રશંસા થવા લાગી. બધાંના મુખમાં તે પુરી મહારાજની અલૌકિક ભક્તિની વાત હતી, બધાં તેમના

ભગવત્પ્રેમની ઘણી ઘણી પ્રશંસા કરતાં હતાં. પ્રતિષ્ઠાને શૂકરી વિષ્ઠા અને ગૌરવને રૈરવ નરક સમાન દુઃખદાયી સમજનારા પુરીજી હવે વધારે સમય સુધી ત્યાં રહી શકયા નહિ. તેઓ શ્રીગોપીનાથ ભગવાનનાં ચરણોમાં વંદન કરીને જગન્નાથપુરી તરફ ચાલ્યા ગયા.

જગન્નાથપુરીમાં પહોંચતાંજ પુરીજીના આગમનના સમાચાર ચારે તરફ ફેલાઇ ગયા, દૂર દૂરથી લોકો પુરીજીનાં દર્શન કરવા આવવા લાગ્યા. સાચેજ, માન–પ્રતિષ્ઠા તથા કીર્તિની ગતિ પોતાના શરીરની છાયા સમાનજ છે. તમે જો પોતે છાયાને પકડવા જશો, તો તે તમારાથી આગળ ને આગળ દોડતી જશે. તમે ગમે તેટલો પ્રયત્ન કરો, પણ તે તમારે હાથ આવશે નહિ. પણ તમે તેની ઉપેક્ષા કરીને તેનો પીછો છોડીને બીજી બાજુ દોડશો, તમે તેનાથી તમારો પીછો ગમે તેટલો છોડાવવા ઇચ્છશો, તો પણ તે તમારો પીછો નહિ છોડે. તમે જ્યાં પણ જશો, ત્યાં તે તમારી પાછળ પાછળ દોડશે. જે લોકો પ્રતિષ્ઠા ઈચ્છે છે, પ્રતિષ્ઠાને માટે સર્વ કંઈ કરવા તૈયાર છે, તેમને પ્રતિષ્ઠા નથી મળતી અને જે સંસારથી અલગ થઇને તદ્દન પ્રતિષ્ઠાથી દૂર ભાગે છે, તેને સંસાર પ્રતિષ્ઠા આપે છે. તેથી તો સંસારની ગતિને ઉલટી કહે છે. ગોપીનાથ ભગવાનના દરબારમાંથી પુરી મહારાજ પ્રતિષ્ઠાના ભયથીજ ભાગી આવ્યા હતા. તેણે અહીં પણ તેમનો પીછો છોડ્યો નહિ. અસ્તુ. થોડો સમય જગન્નાથપુરીમાં રહીને બ્રાહ્મણો સમક્ષ પોતાના શ્રી ગોપાલની ઇચ્છા કહી સંભળાવી. ભગવાનની ઈચ્છા સમજીને પુરીનિવાસી બ્રાહ્મણો પરમ પ્રસન્ન થયા અને તેમણે પુરી મહારાજમાટે મલયાગિરિ ચંદન માટે વ્યવસ્થા કરી આપી. રાજાને કહીને તેમણે ચંદનને માટે પૂરતું કપૂર તથા કેસર–કસ્તૂરીનો પણ પ્રબંધ કરી દીધો. તેમને વ્રજ સુધી પહોંચાડવા માટે બે સેવક પણ પુરી મહારાજ સાથે મોકલ્યા અને રાજાની રજા અપાવીને તેમને પ્રેમપૂર્વક વિદાય કરી દીધા.

ચંદન, કપૂર વગેરે લઇને પુરીજી પાછા રેમુણાયમાં પધાર્યા અને શ્રી ગોપીનાથ ભગવાનનાં દર્શનને નિમિત્તે ત્યાં બે–ચાર દિવસ રોકાઇ ગયા.

ભગવાન તો ભાવના ભૂખ્યા છે, તેમને કોઈ સંસારી ભોગની ઇચ્છા નથી. તેઓ તો ભક્તનો ભક્તિભાવજ જોવા ઇચ્છે છે. પુરીજીની અલૌકિક શ્રદ્ધા તો જુઓ! ભગવાનની આજ્ઞા થતાંજ ચંદન લેવા માટે ભારતના એક છેડાથી સમુદ્રને કિનારે બીજે છેડે આપત્તિ–વિપત્તિઓની કંઈ પણ પરવા નહિ કરતાં તેઓ પ્રેમપૂર્વક ચાલી નીકળ્યા. હવે ભક્તની અગ્નિપરીક્ષા થઇ ચૂકી, તેઓ તેમાં સાચા સોનાની પેઠે નિર્મળ થઇને જેમના તેમ ચળકતાજ નીકળી આવ્યા. હવે ભગવાને ભક્તને વધારે દુઃખ દેવાનું યોગ્ય માન્યું નહિ. તે સમયે મુસલમાની રાજ્યમાં આટલે દૂર સુધી ચંદન–સૂખડ વગેરે લેવા જવું ઘણું મુશ્કેલ હતું. વળી સ્થળે સ્થળે ભયંકર યુદ્ધ ચાલતાં હતાં, કયાંય પણ નિર્વિઘ્ન માર્ગ નહોતો. તેથી ભગવાને પુરી મહારાજને સ્વપ્નમાં આજ્ઞા આપીઃ–"શ્રી ગોપીનાથ અને હું એકજ છીએ. તમે મારી બન્ને મૂર્તિઓમાં કંઇ પણ ભેદભાવ રાખશો નહિ. તમે આ ચંદનનો લેપ શ્રી ગોપીનાથજી-નીજ મૂર્તિને કરો. એથી મારૂં દુઃખ દૂર થઇ જશે. મારાં વચનોપર વિશ્વાસ રાખી તમે નિઃસંકોચ આ ચંદનને અહીં ઘસાવીને મારી અભિન્ન મૂર્તિને તેનું અર્ચન કરો."

પુરીજીને પહેલાં સ્વપ્નમાં જે આદેશ થયો હતો, તે માટે તો તેઓ જગન્નાથજી ચંદન લેવા દોડયા આવ્યા હતા. હવે ભગવાને જે આજ્ઞા આપી તેને તેઓ કેવી રીતે ઉથાપી શકે? તેથી ભગવાનની આજ્ઞા શિરોધાર્ય કરીને તેઓ ત્યાં રોકાઈ ગયા અને ચંદન ઘસાવવા માટે બે નોકર બીજા રાખ્યા. ગ્રીષ્મકાળના ચારે મહિના સુધી ત્યાં રહીને પુરીજી ભગવાનનાં અંગ ઉપર કપૂર–ચંદન વગેરેનો લેપ કરાવતા રહ્યા અને જ્યારે ભગવાનની બળતરા દૂર થઈ

ગઇ, ત્યારે તેઓ ચાતુર્માસ ગાળવા પુરી ચાલ્યા ગયા અને ત્યાં ચાર મહિના રહીને પોતાના શ્રીગોપાલ પાસે આવ્યા.

આ પ્રકારે બધા ભક્તોને શ્રીમન્માધવેન્દ્રપુરીની ઉત્કટ ભક્તિ અને અલૌકિક પ્રેમની કહાણી કહેતાં કહેતાં પ્રભુનું ગળું ભરાઇ આવ્યું. તેમનાં બન્ને નેત્રોમાંથી અશ્રુધારા વહી વહીને તેમના વક્ષ:સ્થળને ભીંજવવા લાગી. પુરીના માહાત્મ્યનું વર્ણન કરતાં કરતાં અંતે તેમને આ શ્લોકનું સ્મરણ થઇ આવ્યું અને તે બોલતાં બોલતાં પુરીજીએ આ પંચભૌતિક શરીરનો પરિત્યાગ કર્યો હતો. તેઓ રૂંધાયેલા કંઠથી એ શ્લોકને વારંવાર બોલવા લાગ્યા. શ્લોક બોલતાં બોલતાં તેઓ બેહોશ થઇને નિત્યાનંદજીના ખોળામાં પડી ગયા. બીજા હાજર રહેલા ભક્તો પણ તેમને રુદન કરતા જોઇને જોરથી રુદન કરવા લાગ્યા. તે સમયે ભગવાનને ભોગ ધરાવાયો ને શયન–આરતી થઈ. પ્રભુએ બધા ભક્તો સાથે શયન–આરતીનાં દર્શન કર્યાં અને પછી ત્યાં મંદિરની પાસેજ એક સ્થાનમાં રાત્રિ ગાળવાનો નિશ્ચય કર્યો. પૂજારીઓએ ભગવાનના ખીર–ભોગનાં બાર વાસણો લાવીને તેમની આગળ હાજર કરી દીધાં. તેઓ ભગવાનના આ મહાપ્રસાદનાં દર્શન કરીનેજ પરમ પ્રસન્ન થયા. પ્રસન્નતા દર્શાવતાં તેમણે કહ્યું: "આજ મારો જન્મ સફળ થયો છે, કે હું ગોપીનાથ ભગવાનની ખીરનો અધિકારી ગણાયો. ભગવાનના પ્રસાદ સંબંધમાં લોભવૃત્તિ કરવી ઠીક નથી. અમે પાંચજ માણસ છીએ, તેથી આપ અમને પાંચ વાસણ આપીને સાત પાત્રો પાછાં ઉઠાવી જાવ. ભગવાનના પ્રસાદના અધિકારી બધા છે; તેને એકલા એકલાજ જગી જવો એ બરાબર નથી." એમ કહીને પ્રભુએ પાંચ વાસણોનો સ્વીકાર કરીને બાકીનાં સાત પાત્રો પાછાં આપ્યાં.

ભગવાનના આ અદ્ભુત મહાપ્રસાદને તેમણે પોતાના ભક્તો સાથે શ્રદ્ધાપૂર્વક આરોગ્યો અને તે રાત્રિ તેમણે ભગવાનનાં ચરણો પાસે વીતાવી.



# श्रीसाक्षिगोपाल

पद्भ्यां चलन् यः प्रतिमास्वरूपो ब्रह्मण्यदेवो हि शताहगम्यम्।
देशं ययौ विप्रकृतेऽद्भुतोऽयं तं साक्षिगोपालमहं नतोऽस्मि॥

(ચૈ. ચ. મ. લી. ૫-૧)

અર્થાત્ જે બ્રહ્મણ્યદેવ પ્રતિમાસ્વરૂપે પગે ચાલીને સેંકડો દિવસોમાં જવા યોગ્ય હોવા છતાં પણ બ્રાહ્મણ ઉપર કૃપા કરીને તરતજ આ (વિદ્યાનગર નામના) દેશમાં પધાર્યા; એવા અદ્ભુત સાક્ષીનું કામ કરનારા, એ સાક્ષીગોપાલ ભગવાનનાં ચરણોમાં હું વારવાર વંદન કરૂં છું.

પ્રાતઃકાળે ઉઠીને પ્રભુ નિત્યકર્મથી નિવૃત્ત થયા અને ભગવાન શ્રીગોપીનાથજીની મંગળ આરતીનાં દર્શન કરીને તેમણે ભક્તો સાથે આગળ ચાલવા માંડ્યું. રસ્તામાં વૈતરણી નદી આવી. તેમાં સ્નાન કરીને તેઓ રાજપુર પહોચ્યા. ત્યાં વરાહ ભગવાનનું સ્થાન છે. વરાહ ભગવાનનાં દર્શન કર્યા પછી યાજપુર થઇ શિવલિંગ, વિરજાદર્શન તથા બ્રહ્મકુંડમાં સ્નાન કરતા નાભિગયામાં પહોચ્યા. ત્યાં દશાશ્વમેધ-ઘાટ ઉપર સ્નાન કરીને કંટકનગરમાં પહોંચી ભગવાન સાક્ષિગોપાલનાં દર્શન કર્યાં. સાક્ષિગોપાલજીના મંદિરમાં ઘણી વારસુધી કૃષ્ણકીર્તન કર્યા કર્યું. નગરનાં ઘણાં નરનારીઓ તેમનાં કીર્તન અને નૃત્ય જોવા માટે એકઠાં થઇ ગયાં. તેમના નૃત્યને જોઇને ગ્રામવાસી સ્ત્રી-પુરુષો પણ આનંદમાં ઉન્મત્ત થઇને લાકડાનાં પૂતળાંની પેઠે નાચવા-કૂદવા લાગ્યાં. ઘણી વાર સુધી સંકીર્તનનો આનંદ ચાલ્યા કર્યો. પછી પ્રભુએ પોતાના ભક્તો સાથે

સાક્ષિગોપાલના મંદિરમાં વિશ્રામ કર્યો.

રાત્રે ભક્તો સાથે વાર્તાલાપ કરતાં કરતાં પ્રભુએ નિત્યાનંદજીને પૂછ્યુંઃ "શ્રીપાદ ! આપે તો ભારતવર્ષનાં લગભગ બધાં મુખ્ય મુખ્ય તીર્થોમાં ભ્રમણ કર્યું છે. સંભવ છે કે આપે કોઈ પણ પ્રસિદ્ધ તીર્થ બાકી રાખ્યું નહિ હોય, કે જ્યાં જઇને દર્શન–સ્નાન વગેરે ન કર્યાં હોય ?"

કંઇક ધીરેથી નિત્યાનંદજીએ કહ્યુંઃ "હા, પ્રભો ! મારાં બાર વર્ષ આ પ્રમાણે તીર્થાટનમાં જ ગયાં છે."

પ્રભુએ પૂછ્યુંઃ "અહીં પણ પહેલાં આવ્યા હતા ?"

નિત્યાનંદજીએ જવાબ આપ્યોઃ "પુરીથી પાછા ફરતાં મેં સાક્ષિગોપાલ ભગવાનનાં દર્શન કર્યાં હતાં."

પ્રભુએ કહ્યુંઃ "તીર્થમાં જઇને તે તીર્થનું માહાત્મ્ય અવશ્ય સાંભળવું જોઇએ. માહાત્મ્ય સાંભળ્યા વિના તીર્થનું ફળ અધું જ થાય છે. આપ મને સાક્ષિગોપાલનું માહાત્મ્ય સંભળાવો. આ તીર્થનું નામ સાક્ષિગોપાલ શા કારણથી પડ્યું ? અને એમણે કોની સાક્ષી આપી હતી ?"

પ્રભુની આ આજ્ઞા સાંભળીને ધીરે ધીરે નિત્યાનંદજી કહેવા લાગ્યાઃ–"મેં કોઇ પુરાણમાં તો સાક્ષિગોપાલ ભગવાનની કથા સાંભળી નથી, કેમકે એ બહુ પ્રાચીન તીર્થ નથી. હજી થોડાજ દિવસોથી સાક્ષિગોપાલ ભગવાન વિદ્યાનગરથી અહીં પધાર્યા છે. લોકોના મુખેથી મેં જે પ્રકારે સાક્ષિગોપાલની કથા સાંભળી છે, તે આપને કહી સંભળાવું છું."

તૈલંગ દેશમાં ગોદાવરી નદીના તટ ઉપર 'વિદ્યાનગર' નામે કોટદેશની પ્રાચીન રાજધાની હતી. તે નગર ઘણું જ સમૃદ્ધિશાળી તથા સમુદ્રની પાસે હોવાને લીધે વાણિજ્ય–વ્યાપારનું કેંદ્ર હતું. તે નગરમાં એક સમૃદ્ધિશાળી કુલીન બ્રાહ્મણ રહેતો હતો. બ્રાહ્મણ ભગવદ્ભક્ત હતો. તે ગાય, બ્રાહ્મણ તથા દેવની પ્રતિમાઓમાં ભક્તિ

રાખતો હતો. ઘરમાં ખાવા–પીવાની કમી નહોતી. છોકરા મોટા થઇ ગયા હતા, તેથી ઘરનાં સમસ્ત કાર્યો તેઓજ કરતા હતા. આ વૃદ્ધ બ્રાહ્મણ તો માળા લઇને ભજન કર્યા કરતો હતો. ઘરમાં પુત્ર, પુત્રવધૂ, સ્ત્રી તથા એક અવિવાહિત નાની કન્યા હતી. બ્રાહ્મણની ઇચ્છા તીર્થયાત્રા કરવાની થઈ. તે વૃદ્ધ બ્રાહ્મણની પાસેજ એક ગરીબ બ્રાહ્મણનો છોકરો રહેતો હતો. તેનાં માતાપિતા તેને નાનોજ મૂકીને પરલોકવાસી થઇ ગયાં હતાં. કોઈ પણ પ્રકારે મહેનત–મજૂરી કરીને તે પોતાનું ગુજરાન ચલાવતો હતો. પરંતુ તેના હૃદયમાં ભગવાન પ્રત્યે પૂરી શ્રદ્ધા હતી. તે એકાંતમાં સદા ભગવાનનું ભજન કર્યા કરતો હતો. આથી તેના ઉપર ભગવાનની કૃપા હતી. ભગવાનની કૃપાની સૌથી મોટી ઓળખ એ છે કે, જેને બ્રાહ્મણોમાં, તીર્થોમાં, ભગવચ્ચરિત્રોમાં, દેવસ્થાનોમાં, ભગવત્પ્રતિમાઓમાં, ગાયોમાં અને તુલસી, પીપળો વગેરે પવિત્ર વૃક્ષોમાં શ્રદ્ધા હોય, એ બધાના પ્રત્યે હાર્દિક પ્રેમ–અનુરાગ હોય, તેને જ ભગવાનનો કૃપાપાત્ર સમજવો જોઇએ. તે બ્રાહ્મણકુમારને આ બધા પ્રત્યે પ્રેમ હતો. તેથી તે વૃદ્ધ બ્રાહ્મણ આ છોકરા ઉપર વહાલ રાખતા હતા.

એક દિવસ તે વૃદ્ધ બ્રાહ્મણે આ યુવકને કહ્યું:– "ભાઇ! જો તારી ઇચ્છા હોય, તો ચાલ તીર્થયાત્રા કરી આવીએ. ગૃહસ્થાશ્રમની જંજાળથી થોડા દિવસ માટે તો છૂટી જઇએ."

પ્રસન્નતા દર્શાવતાં તે યુવકે કહ્યું: "આનાથી વિશેષ ઉત્તમ વાત બીજી હોઇજ શી શકે? તીર્થયાત્રાનો સુયોગ તો કોઈ ભાગ્યવાન પુરુષને જ પ્રાપ્ત થઈ શકે છે. હું આપની સાથે આવવા તૈયાર છું."

પોતાના મનને અનુકૂળ સાથી મળતાં વૃદ્ધ બ્રાહ્મણ ઘણા જ પ્રસન્ન થયા અને તે યુવકને લઇને તીર્થયાત્રા કરવા ઘેરથી ચાલી નીકળ્યા. બન્ને જણ ગયા, કાશી,

પ્રયાગ, અયોધ્યા, નૈમિષારણ્ય, બ્રહ્માવર્ત વગેરે તીર્થસ્થાનોનાં દર્શન કરતા કરતા વ્રજમંડળમાં પહોંચ્યા. ત્યાં તેમણે ભદ્રવન, બિલ્વવન, લોહવન, ભાણ્ડીરવન, મહાવન, મધુવન, તાલવન, કુમુદવન, બહુલાવન, કામ્યવન, ખદિરવન અને શ્રીવૃંદાવન વગેરે બાર વનો તથા ઉપવનોની યાત્રા કરી. વ્રજનાં નંદગામ, બરસાના, ગોવર્ધન વગેરે બધાં તીર્થોનાં દર્શન કરતાં કરતાં આ લોકોએ વૃંદાવનમાં આવીને થોડાક દિવસ વિશ્રામ કર્યો. એ નાના બ્રાહ્મણકુમારે સમસ્ત યાત્રામાં તે વૃદ્ધ બ્રાહ્મણની ઘણાજ નિઃસ્વાર્થભાવે સર્વ પ્રકારે સેવા–શુશ્રૂષા કરી. તે વૃદ્ધ બ્રાહ્મણ આ યુવકની સેવા–શુશ્રૂષાથી ઘણા જ સંતુષ્ટ થયા. તેમણે ગોપાલજીના મંદિરમાં કૃતજ્ઞતા દર્શાવતાં તે બ્રાહ્મણકુમારને કહ્યું:–" ભાઈ! તેં મારી એવી અદ્ભુત સેવા કરી છે કે એવી સેવા પુત્ર પોતાના પિતાની પણ કરી શકતો નથી. હું આ કૃતજ્ઞતાના ભારથી દબાઈ જવા લાગ્યો છું. હું વિચારૂં છું કે, આના બદલામાં હું તારૂં શું ભલું કરૂં ?"

બ્રાહ્મણકુમારે કહ્યું:–" આપ તો મારે સામાન્ય રીતે પણ પૂજ્ય છો, વળી વૃદ્ધ છો, ભગવદ્ભક્ત છો, પાડોશી છો, મારા પિતાતુલ્ય છો. અને હાલ તો તીર્થયાત્રી છો; આપની સેવા કરવી, એ તો મારો દરેક પ્રકારે ધર્મ છે. આમાં મેં પ્રશંસાપાત્ર કયું કામ કર્યું છે ? આ તો મેં મારૂં મનુષ્યોચિત કર્તવ્યનું પાલનજ કર્યું છે. મેં કોઇ ઈચ્છાથી આપની સેવા નથી કરી, આથી આનો બદલો ચૂકવવાની શી જરૂર છે ?"

વૃદ્ધ બ્રાહ્મણે કહ્યું: " તું તો બદલો નથી ઇચ્છતો, પરંતુ મારૂં પણ કંઈક કર્તવ્ય છે. જ્યાં સુધી હું તારા આ મહાન્ ઉપકારનો કંઈક થોડો ઘણો બદલો વાળી શકીશ નહિ, ત્યાં સુધી મને શાંતિ થશે નહિ. મારી ઈચ્છા છે કે હું મારી પુત્રીનો વિવાહ તારી સાથે કરી આપું."

આશ્ચર્ય પ્રગટ કરતાં તે યુવકે કહ્યું કે " આ આપ

કેવી વાત કરો છો? ક્યાં આપ આટલા બધા કુલીન, ધનવાન, આબરૂદાર, મોટા પરિવારવાળા ગૃહસ્થ અને ક્યાં હું માતા–પિતા વિનાનો, અકુલીન અનાથ બ્રાહ્મણકુમાર! મારો ને આપનો સંબંધ કેવો? સંબંધ તો સદા સમાન શીલગુણવાળા પુરુષોમાં હોય છે.”

વૃદ્ધે કહ્યું: “પિતાનું કર્તવ્ય છે કે તે કન્યાને માટે યોગ્ય પતિની શોધ કરે. તેના ધન, પરિવાર અને વૈભવ તરફ વિશેષ ધ્યાન ન આપે. તારા જેવા શીલ–સ્વભાવવાળો વર મારી કન્યા માટે મને બીજે ક્યાં મળશે? તેથી હું તને જ મારી કન્યા આપીશ. તારે મારી પ્રાર્થના સ્વીકારવીજ પડશે.”

તે યુવકે કહ્યું: “આપ તો ઠીક, ખુશી પણ થશો, પરંતુ આપની સ્ત્રી, આપનો પુત્ર તથા જાતિ–કુટુંબવાળાં આ સંબંધ કેમ સ્વીકારશે? તેઓ તો આ વાત સાંભળતાંજ ગુસ્સે ભરાઈ જશે.”

વૃદ્ધ બ્રાહ્મણે દૃઢતાપૂર્વક કહ્યું:–“ભલેને તેઓ ગુસ્સે થાય. કોઇને આમાં શું લાગે વળગે છે? પુત્રી મારી છે, મને ફાવશે તેને આપીશ. કોઈ આમાં કહી જ શું શકે! તમે સ્વીકાર કરી લ્યો.”

યુવકે કહ્યું:–“મને સ્વીકાર કરવામાં કોઈ આપત્તિ નથી, પરંતુ આપ ઘેર જઇને અહીંની બધી વાતો ભૂલી જશો. સ્ત્રી, પુત્ર તથા કુટુંબીઓના આગ્રહ આગળ ત્યાં આપનુ કંઇ પણ ચાલી શકશે નહિ.”

વૃદ્ધ બ્રાહ્મણે જોસમાં આવીને કહ્યું:–“હું ગોપાલ ભગવાનને સાક્ષી રાખીને કહું છું કે હું તમારી સાથે મારી પુત્રીનાં લગ્ન અવશ્ય કરીશ. બસ, હવે તો વિશ્વાસ કરશો ને?”

કંઈક ધીરેથી બ્રાહ્મણકુમારે કહ્યું:–“સારી વાત છે, ત્યાં ગયા પછી બધી ખબર પડી જશે.” આ પ્રકારે

ગોપાલ-ભગવાનની સમક્ષ પુત્રી આપવાની પ્રતિજ્ઞા કરીને તે વૃદ્ધ બ્રાહ્મણ થોડા દિવસો પછી તે યુવકની સાથે જ પાછો ફરીને વિદ્યાનગરમાં આવી પહોંચ્યો.

ત્યાં આવેશમાં આવીને તે બ્રાહ્મણ કન્યાદાનનું વચન આપી આવ્યો, પરંતુ સ્ત્રી, પુત્ર વગેરે સમક્ષ તેની આ વાત કહેવાની હિંમત ચાલી નહિ. એક દિવસ તેણે એકાંતમાં પોતાના પુત્રને આ વાત કહી. આ વાત સાંભળતાંજ આખા ઘરમાં ટંટો થયો. છોકરો પોતાની જાતનું ભાન ભૂલી ગયો, સ્ત્રી ઝેર ખાવા તૈયાર થઇ ગઇ. કુટુંબવાળાં ભેગાં મળીને નાતબહાર મૂકવાની ધમકી આપવા લાગ્યાં. વૃદ્ધ બ્રાહ્મણ મુંઝાઇ ગયો. તેને કંઇ સૂઝતુંજ નહોતું કે આવી સ્થિતિમાં શું કરવું ? હવે તે પેલા યુવકને મળતાં પણ ડરતો હતો.

પેલા યુવકે થોડા સમય સુધી તો રાહ જોઈ કે બ્રાહ્મણ પોતેજ પોતાના વચન પ્રમાણે કાર્ય કરશે; પરંતુ જ્યારે ઘણા દિવસો થઇ ગયા, ત્યારે તે યુવકે વિચાર કર્યો:- "સંભવ છે કે વૃદ્ધ ડોસો પોતાનું વચન ભૂલી ગયો હશે, તેથી તેને એક વાર યાદ તો કરાવવું જોઇએ. પછી તે પ્રમાણે વર્તવું ન વર્તવું તેને અધીન છે."

આમ વિચારીને તે યુવક પેલા વૃદ્ધ બ્રાહ્મણને ત્યાં ગયો. તે યુવકને જોતાંજ વૃદ્ધ બ્રાહ્મણનો ચહેરો ઉતરી ગયો. તેણે સૂકાયેલા મોંએ કહ્યું:-"આવ, ભાઇ ! આજે તો ઘણા દિવસે દેખાયો."

થોડીક વાર આડીઅવળી વાતો થયા પછી તે યુવકે કહ્યું:-"બાપા ! આપે વૃંદાવનમાં ગોપાલજી સમક્ષ મને આપની કન્યા આપવાનું વચન આપ્યું હતું, તે યાદ છે ?"

વૃદ્ધ બ્રાહ્મણ આ વાતનો કંઇ ઉત્તર આપી શક્યો નહોતો, એટલામાં તેનો પુત્ર દંડો લઇને તેના ઉપર ધસ્યો અને કહેવા લાગ્યો:-"કેમ રે નીચ ! તારામાં આટલી

બધી હિંમત ? મારો બનેવી બનવા ઇચ્છે છે, કેમ ? હમણાં ને હમણાંજ મારા ઘરમાંથી નીકળી જા, નહિ તો એવો લઠ્ઠ મારીશ કે તારી ખોપરીના બે ટુકડા થઈ જશે.”

આ વાત સાંભળીને તે યુવકને ઘણું દુઃખ થયું. તેને વિવાહ ન થવાનું દુઃખ નહોતું, પણ તે પોતાના અપમાનને લીધે બળવા લાગ્યો. તેને પોતાની સ્થિતિ ઉપર ઘણું દુઃખ થવા લાગ્યું. તે વિચારવા લાગ્યોઃ–“આજે મારાં માતપિતા હોત અને મારી પાસે ચાર પૈસા પણ હોત તો આની શું હિમ્મત હતી કે મારું આ પ્રમાણે અપમાન કરી શકે ? ઠીક, ગમે તેમ ભલેને હોય, આ અપમાનનો બદલો તો હું અવશ્ય લઇશ. કાં તો હું તેની બહેન સાથે પરણીશ અથવા જીવતોજ નહિ રહું.” આમ વિચારી તેણે પંચ એકઠું કર્યું. પંચ એકઠું થતાં તેણે આદિથી અંત સુધીની બધી વાત કહી સંભળાવી અને અંતે કહ્યું:–“હું બીજું કંઈ નથી ઇચ્છતો. આ વૃદ્ધ પિતાજ પોતાના ધર્મપૂર્વક પંચ સામે કહી દે કે તેમણે ગોપાલજીના મંદિરમાં તેમનીજ સાક્ષી આપીને મને કન્યાદાન દેવાનું વચન આપેલું નહોતું ?”

બ્રાહ્મણને તો તેના પુત્રે પહેલેથીજ શીખવી–સમજાવીને તૈયાર કરી રાખ્યો હતો. તેણે પિતાને સમજાવી રાખ્યું હતું કે, આપ સાચું–જૂઠું કંઇ પણ કહેતા નહિ. માત્ર એટલું કહેજો કે “મને તે સમયની કંઇ ખબર નથી. એમાં જૂઠું પણ નથી. આપજ કહો કે કયા દિવસની એ વાત છે ?” દુઃખપૂર્વક પુત્રસ્નેહને કારણે પિતાએ પંચ સમક્ષ એ પ્રમાણે કહેવાનો સ્વીકાર કર્યો. પંચના પૂછવાથી બ્રાહ્મણે ધીરે રહીને કહ્યું કેઃ–“મને બરાબર યાદ નથી કે, આ કયારની વાત છે.” બસ, એટલામાંજ તેના પુત્રે વચમાંજ કહ્યું:–“આ અકુલીન બ્રાહ્મણ જૂઠો છે. મારા પિતા સાથે કોઇ બીજો પુરુષ તો હતોજ નહિ, એજ એકલો હતો. તેણે મારા પિતા પાસેથી ધન લેવા માટે ધંતૂરો

ખવડાવી દીધો અને બધું ધન લઇ લીધું છે. હવે આવી વાતો બનાવે છે. ભલા, મારા પિતા આવા અકુલીન, ઘરબાર વિનાના અને કંગાળને પોતાની પુત્રી દેવાનું વચન કદી આપે પણ ખરા ?"

પંચોએ તે યુવકને કહ્યુ:–"કેમ ભાઇ ! આ શું કહે છે ? વૃદ્ધે જ્યારે તને પુત્રી આપવાનુ વચન આપ્યું, તે સમયે ત્યાં બીજો કોઇ પણ પુરુષ હતો ? તું કોઇની પણ સાક્ષી આપી શકે છે ?"

યુવકે ગંભીરતાપૂર્વક કહ્યું:–"ગોપાલજીની સામેજ એમણે કહ્યું હતું, અને ગોપાળજી સિવાય મારો બીજો કોઇ સાક્ષી નથી."

એક વૃદ્ધ જેવા પંચે આ વાત સાંભળીને હસતાં હસતાં કહ્યું કે "તો શું તું ગોપાલને અહીં સાક્ષી દેવા માટે લાવી શકે છે ?"

આવેશમાં આવીને જોરથી તે યુવકે કહ્યું: "હા, લાવી શકું છું."

આ વાત સાંભળતાંજ બધા સ્તબ્ધ થઇ ગયા અને આશ્ચર્ય દર્શાવતા એકેઅવાજે તેઓ કહેવા લાગ્યા: "હા, હા, જો તું સાક્ષીતરીકે ગોપાલજીને લઈ આવે અને બધા પંચો સમક્ષ ગોપાલજી તારી સાક્ષી આપે તો અમે તેને ફરજ પાડીને પણ છોકરીનો વિવાહ તારી સાથે કરાવી આપવા તૈયાર છીએ."

આ વાતથી પ્રસન્નતા દર્શાવતાં વૃદ્ધ બ્રાહ્મણે કહ્યું:– "હા, એ બરાબર છે. જો એ સાક્ષી તરીકે ગોપાળજીને લઇ આવે તો હું મારી કન્યાનો વિવાહ તેની સાથે જરૂર કરીશ." વૃદ્ધને વિશ્વાસ હતો, કે ભક્તવત્સલ ભગવાન મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે અને આ બ્રાહ્મણકુમારની લાજ રાખવામાટે અવશ્યજ સાક્ષી આપવા આવશે. પરંતુ તેના તે ઉદ્ધત પુત્રને આ વાતનો વિશ્વાસ કયાંથી હોય કે

પથ્થરની મૂર્તિ પણ સાક્ષી દેવામાટે કોઈ વાર આવી શકે છે? તેણે વિચાર્યું:"આ તો આપોઆપજ બહુ સારો ઉપાય નીકળી આવ્યો. ન તો પથ્થરની પ્રતિમા અહીં સાક્ષી દેવા આવી શકશે અને ન તો મારે મારી બહેનનો વિવાહ આની સાથે કરવો પડશે." એમ વિચારીને તે જલદીથી બોલી ઉઠ્યો:- "આ વાત મને પણ મંજુર છે. જો ગોપાલજી આવીને બધાની સમક્ષ આ વાતની સાક્ષી આપી જાય, તો હું જરૂર આને મારો બનેવી બનાવીશ."

શ્રદ્ધાળુ યુવકે બધા પંચો પાસે આ બાબતમાં હસ્તાક્ષર કરાવી લીધા તથા પુત્રસહિત તે બ્રાહ્મણની પણ સહી કરાવી લીધી કે, જો ગોપાલજી સાક્ષી દેવા આવશે, તો અમે અવશ્ય આનો વિવાહ કરી દઇશું. બધા પાસે લખાવીને તે સીધો વૃંદાવન પહોંચ્યો, અને ત્યાં જઇને તેણે ઘણીજ દીનતાથી ગળગળા થઇને ગોપાલજીને પ્રાર્થના કરી. ભક્તના આર્ત્તનાદને સાંભળીને ભગવાન પ્રગટ થયા અને તેને કહ્યું: "તું જા, હું ત્યાં પ્રગટ થઇને તારી સાક્ષી આપીશ."

યુવકે કહ્યું: "ભગવન્! એમ નહિ ચાલે. ખબર નથી કે આપ કયા રૂપથી પ્રગટ થાઓ અને એ લોકોને તેના ઉપર વિશ્વાસ આવે કે ન આવે! તેથી આપ આજ પ્રતિમાના રૂપમાં મારી સાથે ચાલો."

ભગવાને હસીને કહ્યું: "કંઈ પથ્થરની પ્રતિમા તે ચાલી શકે? એ તો તદ્દન અસંભવિત વાત છે."

યુવક ભક્તે કહ્યું:-"પ્રભો! આપને માટે કંઈ પણ અસંભવિત નથી! આપે આજ રૂપમાં મારી સાથે આવવું પડશે."

ભગવાન તો ભક્તોને અધીન છે. તેમણે સ્વીકારી લીધું ને કહેવા લાગ્યાઃ-"તું આગળ આગળ ચાલ, હું તારી પાછળ પાછળ ચાલીશ. તું પાછો ફરીને મારા તરફ

જોતો નહિ. જ્યાં તું પાછો ફરીને જોશે, ત્યાંજ હું સ્થિર થઈ જઈશ."

ભક્તે કંઈક જોર દઈને કહ્યું:–"તો મને કેમ ખબર પડશે કે આપ મારી પાછળ આવો છો કે નહિ ? ક્યાંક વચમાંથીજ પાછા ફરી જાઓ તો ?"

ભગવાને હસીને કહ્યું:–"તને પાછળથી મારા પગનાં ઝાંઝરની ઘૂઘરીઓનો અવાજ સંભળાયા કરશે, તેથી તું સમજજે કે હું તારી સાથે આવું છું."

ભક્તે આ વાત સ્વીકારી અને તે આગળ આગળ ચાલવા લાગ્યો અને પાછળથી તેને ભગવાનના ચરણોમાં વાગતાં નૂપુરોનો ધ્વનિ સંભાળતો હતો. તેનાથી તેને ખબર પડતી હતી કે ભગવાન મારી પાછળ પાછળ આવે છે. રસ્તામાં વિવધ પ્રકારનાં ભોજન બનાવીને ભગવાનને ભોગ ધરાવતો ધરાવતો તે વિદ્યાનગર પાસે આવી પહોંચ્યો. નગરની પાસે આવતાં તેનાથી રહેવાયું નહિ. તેણે વિચાર્યું કે, એક વાર જોઇ તો લઉં કે ભગવાન મારી પાછળ છે કે નહિ ?" આમ વિચરીને તેણે પાછળ દૃષ્ટિ ફેરવી. તો ત્યાંજ ભગવાન હસીને ઉભા રહી ગયા અને પ્રસન્નતા દર્શાવતાં બોલ્યાઃ–"હવે હું અહીંજ રહીશ, અહીંથી તારી સાક્ષી આપીશ. તું એ લોકોને અહીં બોલાવી લાવ."

ભગવાનની આવી આજ્ઞા થતાં તે બ્રાહ્મણપુત્ર ગામમાં ગયો અને લોકોને તેણે ગોપાળ ભગવાનના આવ્યાની હકીકત કહી સંભળાવી. આ સાંભળતાંજ ગામનાં બધાં નરનારીઓ, બાળક–વૃદ્ધ તથા યુવાન પુરુષો ભગવાનનાં દર્શન માટે દોડી આવ્યા. બધા જમીન ઉપર આળોટીને ભગવાનની આગળ સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યાં. કોઇ મેવો લાવીને ભગવાન ઉપર ચઢાવતા, કોઇ ફળ–ફૂલોથીજ ગોપાળ ભગવાનની પૂજા કરતા. આ પ્રકારે ભગવાનની આગળ વિવિધ પ્રકારની ભેટો ચઢવા લાગી અને હરસમય તેમની પૂજા થવા લાગી. પછી ભગવાનની સાક્ષી લેવાની

કોઇની હિમ્મત ચાલી નહિ. બ્રાહ્મણના છોકરાએ ઘણીજ પ્રસન્નતાથી પોતાની બહેનનો વિવાહ તે યુવક સાથે કરી દીધો અને તે વૃદ્ધ બ્રાહ્મણ તથા યુવક બન્ને મળીને હમેશાં ભગવાનની સેવા-પૂજામાંજ રહેવા લાગ્યા. દૂર દૂર સુધી ભગવાનના આવ્યાના સમાચાર ફેલાઈ ગયા. હમેશાં હજારો માણસો ગોપાલ ભગવાનનાં દર્શન માટે આવવા લાગ્યાં. જ્યારે આ સમાચાર તે દેશના રાજાએ જાણ્યા, ત્યારે તેણે એક ઘણું મોટું મંદિર ગોપાળ ભગવાન માટે બનાવરાવ્યું અને ત્યારથી તેઓ સાક્ષીગોપાલના નામથી પ્રસિદ્ધ થયા.

નિત્યાનંદજી ભક્તો સાથે બેઠા બેઠા મહાપ્રભુને આ કથા કહેતા હતા. પ્રભુ એકાગ્ર ચિત્તે આ પરમ પાવન ઉપાખ્યાન સાંભળતા હતા. નિત્યાનંદજી ચૂપ થઈ ગયા. પછી પ્રભુએ પૂછયું:-"પછી વિદ્યાનગરથી સાક્ષિગોપાલ અહીં કેમ પધાર્યા ? એ વાત મને સંભળાવો."

નિત્યાનંદજી ક્ષણવાર ચૂપ રહ્યા પછી કહેવા લાગ્યા:- "તે સમયે ઓરિસ્સા દેશમાં પરમભાગવત મહારાજા પુરુષોત્તમદેવ રાજ્ય કરતા હતા. તેમણે વિદ્યાનગરના રાજાની રાજકુમારી સાથે વિવાહ કરવાની ઈચ્છા દર્શાવી. પણ વિદ્યાનગરના રાજાએ પોતાની કન્યા મહારાજ પુરુષોત્તમદેવને ન આપી અને અસ્વીકાર કરતાં કહ્યું કે:-"હું મારી કન્યાને મંદિરનો કચરો કાઢનારને નહિ આપું."

આથી ક્રોધાયમાન થઇને મહારાજ પુરુષોત્તમદેવે વિદ્યાનગર ઉપર ચઢાઇ કરી અને ભગવાન જગન્નાથજીની કૃપાથી વિજયનગરને જીતીને તેને પોતાના રાજ્યમાં મેળવી લીધું અને રાજકન્યાનો વિવાહ પોતાની સાથે કર્યો. ત્યારે મહારાજે સાક્ષિગોપાલને પુરી પધારવાની પ્રાર્થના કરી. મહારાજના ભક્તિભાવથી પ્રસન્ન થઇને સાક્ષિગોપાલ ભગવાન પુરી પધાર્યા અને થોડો સમય જગન્નાથજીના મંદિરમાંજ માણિક્ય-સિંહાસન ઉપર વિરાજ્યા. જગન્નાથજી જૂના હતા, આ બિચારા નવાજ આવ્યા હતા; તેથી બન્ને-

માં કંઇક પ્રેમ-કલહ ઉભો થયો. મહારાજ પુરુષોત્તમદેવે બન્નેને એક સ્થાને રાખવાનું યોગ્ય ન સમજીને અંતે પુરીથી ત્રણ કોસ (નવ-દશ માઇલ) દૂર સત્યવાદી નામના ગામની પાસે સાક્ષિગોપાલ ભગવાનનું મંદિર બનાવરાવ્યું. ત્યારથી તેઓ અહીં વિરાજમાન છે.

એમનો મહિમા ઘણોજ છે. એક વાર ઓરિસાદેશની મહારાણી તેમનાં દર્શને આવી હતી. તેમની મનોમોહિની મૂર્તિનાં દર્શન કરીને મહારાણી મુગ્ધ થઇ ગઇ. તેને ઇચ્છા થઇ આવી કે "જો ભગવાનનું નાક વિંધાવેલું હોત તો હું મારા નાકનુ કિંમતી મોતી ભગવાનને પહેરાવત."

બીજેજ દિવસે મહારાણીને સ્વપ્ન આવ્યું કે જાણે સાક્ષિગોપાલ ભગવાન સામે ઉભા ઉભા કહે છે કે "મહારાણી ! હું તમારી મનોકામના પૂરી કરીશ. પૂજારીઓને ખબર નથી કે મારૂં નાક વિંધાવેલું છે. કાલે તમે ધ્યાનપૂર્વક જોવરાવજો, મારા નાકમાં કાણું છે. તમે સહર્ષ તમારૂં મોતી પહેરાવીને તમારી ઇચ્છા પૂરી કરી શકશો."

પ્રાતઃકાળે ઉઠતાંજ મહારાણીએ આ વૃત્તાંત મહારાજને કહ્યો. મહારાજે તેજ સમયે પૂજારીઓ પાસે ભગવાનનું નાક જોવડાવ્યું. સાચેજ તે વિંધાવેલું હતું. એટલે મહારાણીએ ઘણાજ પ્રેમથી પોતાનું કિંમતી મોતી ભગવાનના નાકમાં પહેરાવ્યું.

આટલું કહીને નિત્યાનંદજી ચૂપ થઇ ગયા. આ કથા સાંભળીને પ્રભુ પ્રેમમાં ગદ્દગદ્દ થઇ ગયા અને સાક્ષિગોપાલની મનોમોહિની મૂર્તિનું ધ્યાન ધરતાં ધરતાંજ તે રાત્રિ તેમણે ત્યાંજ ગાળી.



# श्रीभुवनेश्वर महादेव

यौ तौ शङ्खकपालभूषितकरौ मालास्थिमालाधरौ
देवौ द्वारवतीश्मशाननिलयौ नागारिगोवाहनौ ।
द्विग्यक्षौ बलिदक्षयज्ञमथनौ श्रीशैलजावल्लभौ
पापं वो हरतां सदा हरिहरौ श्रीवत्सगङ्गाधरौ ॥

( સુ. ર. ભા. ૧૪-૮ )

અર્થાત્ ભગવાન હરિ અને ભગવાન ભોળેશ્વર હમેશાં અમારાં પાપોનું હરણ કરતા રહો. તેઓ હરિ-હર ભગવાન કેવા છે? એકે તો હાથમાં શંખ ધારણ કરેલો છે, બીજાએ ખોપરીજ લીધેલી છે. એકે ગળામાં સુંદર વૈજયંતી માળા ધારણ કરેલી છે, તો બીજાએ નરમુંડોનીજ માળા પહેરેલી છે. એક દ્વારકામાં નિવાસ કરે છે, તો બીજા શ્મશાનમાંજ પડ્યા રહે છે. એક ગરુડ ઉપર સ્વારી કરે છે, તો બીજા વૃદ્ધ બળદ ઉપરજ સ્વારી કરીને ફરે છે. એકને બે નેત્ર છે, તો બીજાને ત્રણ છે; એકે બલિના યજ્ઞનો નાશ કર્યો છે, તો બીજાએ પોતાના ગણો પાસે દક્ષ પ્રજાપતિનો યજ્ઞમંડપજ સફાચટ કરાવ્યો છે. એકની પ્રાણપ્રિયા સમુદ્રતનયા લક્ષ્મી છે, તો બીજા શૈલસુતા પાર્વતીનેજ પ્રાણોથી પણ વિશેષ ચાહે છે.

પ્રાતઃકાળે સાક્ષિગોપાલ ભગવાનની મંગળ આરતીનાં દર્શન કરીને મહાપ્રભુ આગળ ચાલવા લાગ્યા. મહાપ્રભુના હૃદયમાં જગન્નાથજીનાં દર્શનની ઇચ્છા વધારે ને વધારે ઉત્કટ થતી જતી હતી. જેમ જેમ તેઓ આગળ વધતા હતા, તેમ તેમ તેમની ભગવાનનાં દર્શનની ઇચ્છા

પહેલાં કરતાં પ્રબળ થતી જતી હતી. રસ્તામાં ચાલતાં ચાલતાંજ મુકુંદ દત્તે પોતાના કોકિલકૂજિત સુંદર કંઠથી સંકીર્તનનું આ પદ શરૂ કર્યું:

राम राघव राम राघव राम राघव रक्ष माम् ।
कृष्ण केशव कृष्ण केशव कृष्ण केशव पाहि माम् ॥

બધાએ મુકુંદ દત્તના સ્વરમાં સ્વર મેળવ્યો. સંકીર્તનના સૂરીલા રાગથી તે જનશૂન્ય શાંત માર્ગમાં ચારે તરફ એજ સંકીર્તન–પદનો ગુંજારવ સંભળાવા લાગ્યો. મહાપ્રભુ ભાવાવેશમાં આવીને નૃત્ય કરવા લાગ્યા. કોઇને કંઇજ ખબર નહોતી કે તેઓ ક્યાં ચાલે છે, કોઈ મંત્રવશ થયેલા મનુષ્યની પેઠે એ બધાનાં શરીર આપોઆપજ આગળ જતાં હતાં. રસ્તો ક્યાં છે અને અમે ક્યાં પહોંચીશું, એ વાતનું કોઇને ધ્યાનજ નહોતું.

આ પ્રકારે પ્રેમમાં તરબોળ થઇને આનંદનૃત્ય કરતા કરતા તેઓ પોતાના સાથીઓ સાથે ભુવનેશ્વર નામે તીર્થમાં પહોંચ્યા. ત્યાં બિંદુસર નામનું એક પવિત્ર સરોવર છે. આ સરોવરના સંબંધમાં એવી કથા છે કે, શિવજીએ સમસ્ત તીર્થોનું ટીપું ટીપું પાણી લાવીને આ સરોવરની સ્થાપના કરી હતી; તેથી તેનું નામ 'બિંદુસર' અથવા 'બિંદુસાગર' પડ્યું. મહાપ્રભુએ બધા ભક્તો સાથે બિંદુસાગર–તીર્થમાં સ્નાન કર્યું અને સ્નાન પછી તેઓ ભુવનેશ્વર મહાદેવજીના મંદિરમાં ગયા. ભગવાન ભુવનેશ્વરની ભુવનમોહિની મંજુલ મૂર્તિનાં દર્શન કરીને પ્રભુ મૂર્છિત થઇ ગયા. થોડી વાર પછી બાહ્યજ્ઞાન થતાં તેઓ સંકીર્તન કરવા લાગ્યા. ભક્તો સાથે તેઓ બન્ને હાથ ઉંચા કરી કરીને 'શિવ–શિવ શંભો, હર હર મહાદેવ' વાળું પદ ગાઈ ગાઇને જોરથી નૃત્ય કરતા હતા. સેંકડો મનુષ્યો તેમને ચારે બાજુથી ઘેરીને ઉભા હતા.

ભુવનેશ્વર મહાદેવજીનું મંદિર ઘણું પ્રાચીન છે અને એ શિવજી ઘણા જૂના છે. ભુવનેશ્વરને ગુપ્ત–કાશી પણ

કહે છે. હજારો યાત્રાળુઓ દૂર દૂરથી ભગવાન ભુવનેશ્વરનાં દર્શન માટે આવે છે અને તેમના મંદિરમાં હમેશાં પૂજા થયા જ કરે છે. મહાપ્રભુ ચારે બાજુ પ્રગટાવેલા દીવાઓને જોઇ પ્રેમમાં ઉન્મત્ત બની ગયા. ચારે તરફ મૂકેલી પૂજન-સામગ્રીથી તે સ્થાન ઘણું જ મનોહર લાગતું હતું. મહાપ્રભુ ઘણી વાર સુધી મંદિરમાં કીર્તન કરતા રહ્યા અને તે દિવસે ત્યાંજ તેમણે વિશ્રામ કર્યો.

રાત્રે જ્યારે તેઓ બધાં કાર્યોથી નિવૃત્ત થઇને ભક્તો સાથે વાર્તાલાપ કરવા લાગ્યા, ત્યારે મુકુંદ દત્તે તેમનાં ચરણકમળોને ધીરે ધીરે દબાવતાં દબાવતાં કહ્યું: "પ્રભો! આપેજ કહ્યું હતું કે જે તીર્થમાં જઇએ, તે તીર્થનું માહાત્મ્ય અવશ્ય સાંભળવું જોઇએ. માહાત્મ્ય સાંભળ્યા વિના તીર્થનું ફળ અધું થાય છે. એટલે અમે ભગવાન ભુવનેશ્વરનું માહાત્મ્ય સાંભળવા ઇચ્છીએ છીએ. એકાંતપ્રિય અને વન-પર્વતોમાં વિહાર કરનારા ભોળા શંભુ આ ઉત્કલ-ઓરિસ્સા દેશમાં આવીને કેમ બિરાજ્યા? કાશી છોડીને તેમણે અહીં આ નવી ગુપ્ત-કાશી કેમ બનાવી? એ વાત જાણવાની અમને ઘણી ઈચ્છા છે. કૃપા કરીને અમને ભુવનેશ્વર ભગવાનની પાપહારિણી કથા સંભળાવીને અમારા કાન પવિત્ર કરો. ભગવાન સંબંધી કથાઓના શ્રવણમાત્રથી જ અંતઃકરણની મલિનતા દૂર થઈ જાય છે અને હૃદયમાં પવિત્રતાનો સંચાર થવા લાગે છે."

મુકુંદ દત્તના આવા પ્રશ્નને સાંભળીને કંઈક હસતાં હસતાં તેમણે કહ્યું: "મુકુંદ! તમે આ ઘણો જ ઉત્તમ પ્રશ્ન પૂછ્યો છે. એ ભગવાન ભૂતનાથની અહીં પધારવાની ઘણી જ અદ્ભુત કથા છે. સ્કંદ પુરાણમાં આનું વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યુ છે, તેજ હું તમને સંક્ષેપમાં સંભળાવું છું. આ હરિ-હરના મહિમાવાળી પુણ્ય કથાને તમે ધ્યાનપૂર્વક સાંભળો.

પહેલાંના સમયમાં શિવજી કાશીવાસીનાજ નામથી

પ્રસિદ્ધ હતા. વારાણસીને જ તેમણે પોતાનું લીલાસ્થાન બનાવ્યું હતું. શિવજીનાં બધાં કામ વિચિત્ર જ હોય છે, તેથી લોકો તેમને મનમોજી અવધૂત કહે છે. અવધૂત શંભુને કાશીજીમાં પણ કંઇક ગરમી જણાવા લાગી; તેથી તેઓ કાશી છોડીને કૈલાસ પર્વતના શિખર ઉપર જઇને રહેવા લાગ્યા. આ તરફ કાશી નગરી સૂની થઈ ગઇ. ત્યાં એક રાજાએ પોતાની રાજધાની બનાવી અને ઘણાજ ભક્તિ-ભાવથી ભગવાન ભૂતનાથની પૂજા કરવા લાગ્યો. રાજાએ હજારો વર્ષો સુધી શિવજીની ઘોર આરાધના કરી. તેના ઉગ્ર તપથી પ્રસન્ન થઇને આશુતોષ શંકર ભગવાન પ્રસન્ન થયા અને તેની આગળ પ્રગટ થઇને તેમણે તેને વરદાન માગવા કહ્યું.

રાજાએ બન્ને હાથવડે અંજલિ બનાવીને વિનમ્રભાવે કરુણ સ્વરે કહ્યું:–" પ્રભો ! હું આપની પાસે શું માગું ? આપના અનુગ્રહથી મારી પાસે ધન–ધાન્ય, રાજ–પાટ, પુત્ર–પરિવાર વગેરે બધી સંસારની ઉત્તમ ગણાતી વસ્તુઓ મોજુદ છે. મારી એકજ અતિ ઉત્કટ ઇચ્છા છે અને તે, સંભવ છે કે આપ પૂરી નહિ કરી શકો. "

શિવજીએ પ્રસન્નતાના વેગમાં કહ્યું: " રાજન્ ! મારે માટે પ્રસન્ન થયા પછી ત્રણે લોકમાં એવી કોઇ પણ વસ્તુ નથી કે જે હું ન આપી શકું. તમારી જે ઇચ્છા હોય, તે નિઃસંકોચપણે માગી લ્યો. "

રાજાએ ઘણી જ દીનતા દર્શાવતાં સરળતાથી કહ્યું: " હે વરદાન આપનારા ! જો આપ પ્રસન્ન થઇને મને વર જ આપવા ઇચ્છતા હો, તો મને એ વરદાન આપો કે હું યુદ્ધમાં શ્રીકૃષ્ણચંદ્રજીને હરાવી શકું. "

હમેશાં આકડા–ધંતૂરાના નશામાં મસ્ત રહેનારા મનમોજી દાનેશ્વર સદાશિવ વરદાન આપવામાં આગળ–પાછળનું જોવા બેસતા નથી. કોઇ ભલેને ગમે તેવું વરદાન માગે, તેથી ગમે તો તેમને પોતાને પણ ભલેને દુઃખ

ભોગવવું પડે,-તેઓ વરદાન આપતી વખતે 'ના' કહેવાનું તો શીખ્યા જ નથી. રાજાની વાત સાંભળીને તેઓ કહેવા લાગ્યાઃ "રાજન્! તમે ગભરાઓ નહિ, હું તમને અવશ્યજ યુદ્ધમાં શ્રીકૃષ્ણ ભગવાન ઉપર વિજય પ્રાપ્ત કરાવીશ. તમે તમારી સેના સજીને રણક્ષેત્રમાં જાઓ. તમારી પાછળ પાછળ મારા બધા ભૂત, પિશાચ, વૈતાલ વગેરે ગણો સાથે તમારા રક્ષણ માટે હું યુદ્ધક્ષેત્રમાં આવીશ. આ લ્યો, મારૂં પાશુપતાસ્ત્ર, તેના વડે તમે શ્રીકૃષ્ણ ભગવાનની સમસ્ત સેનાનો નાશ કરી શકશો." એમ કહીને શિવજીએ અત્યંત હર્ષપૂર્વક રાજાને પાશુપતાસ્ત્ર આપ્યું. શિવજી પાસેથી દિવ્ય અસ્ત્ર પામીને રાજા પરમ પ્રસન્ન થયો અને તેણે ભગવાન ઉપર ચઢાઈ કરી.

અંતર્યામી ભગવાન તો ઘટ ઘટની વાતો જાણનારા છે. તેમને બધી વાતની ખબર પડી ગઈ. તેમણે વિચાર્યું કે "શિવજી મારા ભક્ત છે, તપસ્યાના અભિમાની એ રાજાની સાથે તેમને પણ અભિમાન આવી ગયું છે. તેથી મારે બન્નેના અભિમાનના ચૂરા કરવા જોઇએ. શિવજીને જે પ્રિય છે, તે મારો પણ પ્રિય છે; તેથી બન્ને જ મારા ભક્ત છે. એ બન્નેના મદને નષ્ટ કરવો એ મારૂં કર્તવ્ય છે, અને ત્યારેજ મારૂં 'મદહારી' નામ સાર્થક થઈ શકશે." એમ વિચારીને ભગવાને રાજાની સેના ઉપર સુદર્શન ચક્ર છોડયું. તે સુદર્શન ચક્રે સૌથી પહેલું તો રાજાનું મસ્તકજ ધડથી અલગ કરીને તેને ભગવાનની વિષ્ણુપુરીમાં મોકલી દીધો; કેમકે ભગવાનનો ક્રોધ પણ વરદાન સમાન હોય છે.*

આ પછી રાજાની સમસ્ત સેનાને છિન્ન ભિન્ન કરીને સુદર્શન ચક્ર શિવજી તરફ વળ્યું. શિવજી પોતાનાં અસ્ત્ર-શસ્ત્ર છોડીને મૂઠીઓ વાળીને નાઠા; પરંતુ જગતની બહાર

* ये ये हताश्चक्रधरेण राजन् त्रैलोक्यनाथेन जनार्दनेन ।
ते ते मृता विष्णुपुरीं प्रयाता क्रोधोऽपि देवस्य वरेण तुल्यः॥

જઇ જ કયાં શકે ? જ્યાં કંઈ તેઓ નાસી જતા, ત્યાં સુદર્શન ચક્ર તેમની પાછળ પહોંચી જતું. ત્રણે લોકમાં ક્યાંયે પોતાના બચાવનો આધાર નહિ જોતાં શિવજી વળી પાછા ફરીને ભગવાનને જ શરણે આવ્યા અને દંડવત્ પ્રણામ કરીને કરુણ સ્વરે સ્તુતિ કરવા લાગ્યા—

"હે જગત્પતે ! આ અમોઘ અસ્ત્રથી આપ મારું રક્ષણ કરો. પ્રભો ! આપની માયાને વશ થઇને હું આપના પ્રભાવને ભૂલી જાઉં છું. પ્રભો ! આ ઘોર અપરાધ મેં અજ્ઞાનને લીધે જ કર્યો છે. આપ જ સમસ્ત જગતના એકમાત્ર આધાર છો. બ્રહ્મા, વિષ્ણુ અને હું તો આપની એક કલાના કરોડમા ભાગ બરાબર પણ થઈ શકીએ તેમ નથી. હે વિશ્વપતે ! આપના એક એક રૂંવામાં કરોડો બ્રહ્માંડ સમાઈ શકે છે. નાથ ! અમે તો માયાને અધીન છીએ. માયા આપની દાસી છે. તે અમને જેમ નચાવે છે, તેમજ નાચીએ છીએ. એમાં અમારો અપરાધજ શો છે ? અમે સ્વાધીન તો છીએ જ નહિ."

શિવજીની આવી ગભરાયેલી વાણી સાંભળીને ભગવાને પોતાના ચક્રનું તેજ સંકેલી લીધું અને હસતાં હસતાં કહેવા લાગ્યાઃ–"હે હાથમાં ત્રિશૂળ ધારણ કરનાર શંકર ! મેં માત્ર આપના અભિમાનના ચૂરા કરવા માટેજ સુદર્શન ચક્રનો ઉપયોગ કર્યો હતો, કે જેથી આપને મારા પ્રભાવનું સ્મરણ થાય. મારી ઇચ્છા આપના ઉપર પ્રહાર કરવાની નહોતી. આપ તો સાક્ષાત્ મારું સ્વરૂપજ છો. જે આપનો પ્રિય છે, તે મારો પણ પ્રિય છે. જે આપની ભક્તિ કરે છે તેના ઉપર હું સંતુષ્ટ થાઉં છું. જે મૂર્ખ મારી પૂજા કરે છે અને આપની ઉપેક્ષા કરે છે, તેના ઉપર હું કદી પ્રસન્ન થતો નથી. આપની સેવા કર્યા સિવાય કોઈ મારો કૃપાપાત્ર બનીજ શકતો નથી. હવે હું આપના ઉપર પ્રસન્ન છું. આપ કોઈ પણ વરદાન માગો."

શિવજીએ વિનમ્રભાવે કહ્યુંઃ–"સ્વામિન્ ! અપરાધી-

એ ઉપર પણ દયાભાવ દર્શાવ્યા કરવો એ તો આપનો સનાતન સ્વભાવજ છે. પ્રભો ! હું આપનાં શ્રીચરણોમાં હવે શું નિવેદન કરૂં ? મારી એજ પ્રાર્થના છે કે, આપ મને આપનાં ચરણોને શરણેજ રાખો. આપનાં ચરણોનું સદા ચિંતન રહ્યા કરે અને આપના અમાપ પ્રભાવની કદી વિસ્મૃતિ થાય નહિ, એવો આશીર્વાદ આપો."

શિવજીનાં આવાં વચનો સાંભળીને ભગવાને પ્રસન્નતા દર્શાવતાં કહ્યું:–"વૃષભધ્વજ ! હું આપના ઉપર ઘણોજ પ્રસન્ન છું. આપ તો સદા મારાજ રહ્યા છો અને સદા મારાજ રહેશો. આપને મારા એક ઘણાજ ગુપ્ત અને પરમપાવન જગન્નાથ ક્ષેત્રની તો ખબરજ હશે. તે ક્ષેત્ર મને ઘણુંજ પ્રિય છે. તેની ચારે તરફની વીસ યોજન સુધીની જમીન ઘણીજ પવિત્ર છે. તેમાં જે પણ જીવ રહે છે, તે મારો સૌથી શ્રેષ્ઠ ભક્ત છે. તે ગમે તે યોનિમાં ભલેને હોય, અતે તે મારાજ ધામને પ્રાપ્ત થાય છે. આપ ત્યાં જઇને રહો. આપનું ક્ષેત્ર ગુપ્ત–કાશીના નામથી પ્રસિદ્ધ થશે અને તે ક્ષેત્રમાં જઇને જે આપનાં દર્શન કરશે, તેનાં જન્મ–જન્માંતરોનાં પાપ નાશ પામી જશે."

ભગવાનની આવી આજ્ઞા થતાં તે દિવસથી શિવજી અહીં આવીને રહેવા લાગ્યા છે. જે આ ક્ષેત્રમાં આવીને ભક્તિભાવથી સ્થિર ચિત્તે ભુવનેશ્વર મહાદેવજીનાં દર્શન કરે છે અને એકાગ્રચિત્તે આ પુણ્યાખ્યાનનું શ્રવણ કરે છે, તે નક્કીજ પાપોથી મુક્ત થઇને અક્ષય સુખનો ભાગી બને છે.

પ્રભુના મુખેથી શિવજીના આ પવિત્ર આખ્યાનને સાંભળીને બધા ભક્તો પ્રસન્ન થયા અને તેમની આજ્ઞા લઈને તે રાત્રિ તેમણે ત્યાંજ સુખપૂર્વક ગાળી.

પ્રાતઃકાળે નિત્યકર્મોથી પરવારી અને ભુવનેશ્વર ભગવાનનાં દર્શન કરીને તેઓ પોતાના ભક્તો સાથે કમલપુર પહોંચ્યા અને ત્યાં જઇને પુણ્યસલીલા ભાર્ગી નદીમાં

બધાએ સુખપૂર્વક સ્નાન કર્યું. ત્યાં કપોતેશ્વર ભગવાનના મંદિરમાં જઇને શિવજીની સ્તુતિ કરી અને ભક્તો સાથે તેઓ દક્ષિણ દિશા તરફ જોવા લાગ્યા. અહીંથી શ્રીજગન્નાથ પુરી ત્રણજ કોસ દૂર રહે છે. ભગવાન જગન્નાથજીના મંદિરની વિશાળ ધ્વજા અને ચક્ર આ સ્થળેથી સ્પષ્ટ જણાવા લાગે છે.

પ્રભુએ દૂરથીજ જગન્નાથજીના મંદિરની ફરફરતી વિશાળ ધ્વજા જોઈ. એ ધ્વજાનાં દર્શનમાત્રથીજ તેઓ પછાડ ખાઇને જમીન ઉપર પડી ગયા. તેઓ પ્રેમમાં ઉન્મત્ત થઇને કોઈ વાર તો હસતા હતા, કોઇ વાર રડતા હતા, કોઇ વાર આગળ દોડતા હતા, અને કોઈ વાર બેભાન થઇને પડી જતા હતા. ભાન આવતાં પાછા ઉઠતા અને પાછા પડી જતા હતા. કોઈ વાર લાંબા સૂઇ જઇને ધજા પ્રત્યે સાષ્ટાંગ પ્રણામ કરતા અને પાછા પ્રણામ કરતા કરતાજ આગળ ચાલતા હતા. એક વાર જમીન ઉપર આળોટીને પ્રણામ કરતા, પાછા ઉભા થઈ જતા અને પાછા પ્રણામ કરતા. આ પ્રકારે આંખોમાંથી અશ્રુ વહાવતા વહાવતા, ધૂળમાં રોળાતા રોળાતા દર્શનની તીવ્ર ઈચ્છાથી પડતા-આખડતા ત્રીજે પહોરે અઢારનાળા પાસે પહોંચ્યા. ભક્તો પણ સંકીર્તન કરતા કરતા આવતા હતા.

અઢારનાળા પુરીની પાસેનો એક પૂલ છે. આ પૂલ પર થઇને જગન્નાથપુરીમાં દાખલ થવાય છે. પ્રભુ તે સ્થાને જઇને બેભાન થતાંજ પડી ગયા. પાછળથી ભક્તો પણ ત્યાં પહોંચી ગયા.





# श्रीजगन्नाथजीनां दर्शनथी मूर्च्छा

तवास्मीति वदन् वाचा तथैव मनसा विदन् ।
तत्स्थानमाश्रितस्तन्वा मोदते शरणागतः ॥

(वैष्णवतंत्र)

અર્થાત્ શરણાગત ભક્ત વાણીથી તો આર્ત્ત સ્વરે કહેતો જાય છે કે "પ્રભો ! હું તમારો છું." અને મનમાં ભગવાનની ભક્તવત્સલતાનો વિશ્વાસ રાખે છે તથા ભગવાનના પૂજાસ્થાનમાં પોતાના શરીરને લોટપોટ કરીને ત્યાંજ પડયો રહે છે. આ પ્રકારનાં કાર્યો દ્વારા તે આનંદ પ્રાપ્ત કરે છે.

અઢારનાળા પહોંચ્યા પછી પ્રભુને કંઇક કંઇક બાહ્યજ્ઞાન થયું. તેઓ ત્યાંજ કંઇક વિચારમગ્ન થઇને બેસી ગયા. બન્ને આંખો રડતાં રડતાં લાલ થઇ ગઇ હતી, ભમર ચઢી ગઇ હતી. શરીરમાં બધા સાત્વિક ભાવોનો ઉદય થતો હતો. કંઇક પ્રકૃતિસ્થ હતા, ને કંઇક ભાવાવેશમાં બેભાન જેવા હતા. એવી વચલી સ્થિતિમાં તેમણે ભક્તોને ઘણીજ નમ્રતાપૂર્વક કહ્યું:–"ભાઇઓ ! આપ લોકોએ મારા ઉપર ઘણો મોટો ઉપકાર કર્યો છે. આથી વધારે બીજો ઉપકાર થઈજ શો શકે છે ? આપે મને રસ્તાની જાત જાતની વિપત્તિઓથી બચાવીને આટલેસુધી પહોંચાડયો છે. આપ મારી સાથે ન હોત તો કોણ જાણે હું કયાં કયાં ભટકતો ફરત. એ વાતની પણ ખાતરી નહોતી કે હું અહીં આવી શકત કે નહિ. આપ લોકોએ મને

કૃપા કરીને શ્રીજગન્નાથપુરીનાં દર્શન કરાવી દીધાં. હું કૃતાર્થ થઇ ગયો છું. મેં આપને અહીં સુધી સાથે રાખવાનો વિચાર કર્યો હતો. હવે આપની જ્યાં મરજી હોય ત્યાં જાઓ. હવે હું આપની સાથે નહિ રહું."

નિત્યાનંદજીએ પોતાના હાસ્યને રોકતાં રોકતાં કહ્યું: "ના રાખશો, ના રાખશો; અમે તમને કહીએ છીએ પણ ક્યાં? જ્યારે અહીં સુધી આવ્યા છીએ, ત્યારે જગન્નાથજીનાં દર્શન કરવા તો જવા દેશો ને?"

પ્રભુએ મસ્તક હલાવતાં ગંભીર સ્વરે કહ્યું:-"એ નહિ બની શકે. તમે મારી સાથે આવતા નહિ. જો તમને દર્શન કરવાની ઇચ્છા હોય તો કાં તો મારી પાછળ ચાલો અથવા આગળ ચાલ્યા જાઓ. મારી સાથે આવી શકશો નહિ. બોલો, આગળ જાઓ છો કે પાછળ રહો છો?"

કંઇક મંદ મંદ હસતાં મુકુંદ દત્તે કહ્યું:-"પ્રભો! આપજ આગળ ચાલો, અમે તો આપની પાછળજ આવ્યા છીએ અને બધી જગ્યાએ આપની પાછળજ ચાલીશું."

બસ, આટલું સાંભળતાંજ મહાપ્રભુ શ્રીજગન્નાથજીના મંદિર તરફ ઘણાજ વેગપૂર્વક દોડયા. જાણે કોઈ અરણ્યના મત્ત ગજેન્દ્રે પોતાની ઉન્માદ અવસ્થામાં કોઇ ગામમાં પ્રવેશ કર્યો હોય અને તેને જોઇને ભયને લીધે ગ્રામ્ય પશુઓ આમતેમ ભાગવા લાગ્યાં હોય તેજ પ્રમાણે તેમને આ પ્રકારે ઉન્મત્ત અવસ્થામાં મંદિર તરફ જતા જોઇને રસ્તામાં ચાલનારા વટેમાર્ગુઓ આમતેમ દોડવા લાગ્યા. ઘણા તો ગભરાઇને એક બાજુપર ખસી ગયા; ઘણા રસ્તો છોડીને બીજી બાજુ દોડી ગયા અને ઘણાને બુદ્ધિભ્રમ થઇ જવાથી તેઓ પાછળજ દોડવા લાગ્યા.

મહાપ્રભુ કોઈની પણ કંઈ પરવા કર્યા સિવાય સીધા મંદિર તરફ દોડતા ગયા. મંદિરના સિંહદ્વારમાં પ્રવેશ કરીને તેઓ સીધા જગમોહનમાં ચાલ્યા ગયા અને એક-

દમ છલંગ મારીને વાતની વાતમાં બરાબર ભગવાનની સામે પહોંચી ગયા. સુભદ્રા અને બલરામની સાથે શ્રી-જગન્નાથજીનાં દર્શન કરતાંજ તેમનો ઉન્માદ પરાકાષ્ઠાને પણ વટાવી ગયો. તેઓ મહાન્ આવેશમાં આવીને ભગવાન-ની મૂર્તિને આલિંગન કરવામાટે અંદર મંદિર તરફ દોડ્યા; એટલામાંજ મંદિરના પહેરેગીરોએ તેમને વચમાંજ રોકી દીધા. ચોકીદારો વચ્ચે આવી પડવાથી તેઓ મૂર્છિત થઇને જમીન, ઉપર પડી ગયા. તેમને પોતાના શરીરનું કંઇ પણ ભાન નહોતું. ચેતનાશૂન્ય મનુષ્યની પેઠે તેઓ નિર્જીવ જેવા થઇને જગમોહનમાં પડ્યા હતા. હજારો દર્શનાર્થીઓ જગન્નાથજીનાં દર્શન ભૂલીને એમનાં દર્શન કરવા લાગ્યા. મંદિરના ઘણા યાત્રાળુ તથા અધિકારીઓ તેમને ચોતરફથી ઘેરીને ઉભા રહ્યા. તેઓ તેની તેજ અવસ્થામાં બેભાન પડયા રહ્યા.

તે સમયે ઓરિસ્સાના મહારાજાની પાઠશાળાના મુખ્ય અધ્યાપક આચાર્ય વાસુદેવ સાર્વભૌમ ભગવાનનાં દર્શન માટે મંદિરમાં આવ્યા હતા. ભગવાનનાં દર્શન કરતાં કરતાંજ તેમની દૃષ્ટિ મહાપ્રભુના ઉપર પડી. તેઓ મહાપ્રભુના અદ્ભુત રૂપલાવણ્યયુક્ત તેજસ્વી સ્વરૂપનાં દર્શનમાત્રથીજ તેમના તરફ આપોઆપ આકર્ષિત થઇ ગયા. તેમની આવી ઉચ્ચ અવસ્થા જોઇને તેઓ જલદીથી મહાપ્રભુ પાસે જઇને ઉભા રહી ગયા. ઘણી વાર સુધી તેઓ તેમને એકીટશે જોઇ રહ્યા. સાર્વભૌમ મહાશય ન્યાય તથા વેદાંતશાસ્ત્રના તો સમર્થ પંડિત હતાજ, અલંકારગ્રંથોનું પણ તેમને સારૂં જ્ઞાન હતું. તેઓ વિકાર, ભાવ, અનુભાવ તથા નાયિકા વગેરેના ભેદ–પ્રભેદોથી પણ પરિચિત હતા. તેઓ શાસ્ત્રદૃષ્ટિથી પ્રભુની સ્થિતિનો મેળ મેળવવા લાગ્યા.

તેઓ ઉભા ઉભાજ મનમાં વિચારતા હતાઃ "'પ્રણય' ના આટલા બધા ઉચ્ચ ભાવો મનુષ્યશરીરમાં પ્રગટ થવા

સંભવિત નથી. આમનામાં બધા સાત્વિક ભાવો એક-સાથેજ પેદા થયેલા જણાય છે અને તેનું સંવરણ કરવા પણ તેઓ સમર્થ નથી; તેથી તેમના આ સમયના આ સુપ્રકાશવાળા સાત્વિક ભાવો તદ્દન અલૌકિક છે. પ્રેમના ઉદ્રેકમાં જે અવસ્થા શ્રી રાધિકાજીની થઇ જતી હતી અને શાસ્ત્રોમાં જે 'અધિરૂઢ મહાભાવ' ના નામથી વર્ણવેલી છે, બરાબર તેવીજ દશા આ વખતે આ સંન્યાસી યુવકની છે. ભગવાન પ્રત્યે આટલા બધા ઉંડા પ્રેમના ભાવ તો મેં આજ સુધી શાસ્ત્રોમાં માત્ર વાંચ્યાજ હતા, હજુ સુધી તેમને કોઇ પણ પુરુષના શરીરમાં ઉદય થયેલા જોયા નહોતા. આજે પ્રત્યક્ષ મેં એ મહાભાવનાં દર્શન કરી લીધાં છે. અવશ્યજ, આ સંન્યાસી–વેશધારી યુવક કોઈ અલૌકિક દિવ્ય મહાપુરુષ છે. જોતાં તો તેઓ ગૌડ દેશનાજ જણાય છે."

સાર્વભૌમ મહાશય ઉભા ઉભા આ પ્રકારે વિચાર રતા હતા, તેવામાંજ મધ્યાહ્નના ભોગનો સમય નજીક આવી પહોંચ્યો. તેમની મૂર્છા હજુ સુધી વળી નહોતી, તેથી ભટ્ટાચાર્યજી મંદિરના સેવકોની મદદથી તેમને એજ બેભાન અવસ્થામાં ઉપડાવીને પોતાને ઘેર લઇ ગયા અને તેમને એક સ્વચ્છ, સુંદર લીંપેલા સ્થાનમાં લઇ જઇને સુવાડી દીધા. સાર્વભૌમ મહાશયનું ઘર શ્રીજગન્નાથજીના મંદિરની દક્ષિણે રેતાળ ભાગમાં માર્કંડેય સરોવરની પાસે હતું. આજે તો તે 'ગંગા માતાના મઠ' ના નામથી પ્રસિદ્ધ છે. તે પોતાના સુંદર ઘરમાં પ્રભુને રાખીને તેઓ તેમના શરીરની દેખરેખ રાખવા લાગ્યા. તેમણે પોતાનો હાથ પ્રભુના નાક આગળ રાખ્યો. બહુજ ધીરે ધીરે પ્રાણોની ગતિ ચાલતી જણાઇ. આથી ભટ્ટાચાર્ય સાર્વભૌમ મહાશયને પ્રસન્નતા થઇ અને તેઓ પોતાના પરિવાર સાથે તેમની સેવા–શુશ્રૂષા કરવા લાગ્યા.

આ તરફ પ્રભુના સાથી ચારે ભકતો પાછળ પાછળ

આવતા હતા. મંદિરને દરવાજેજ તેમણે પહેરાવાળાને પૂછ્યું કે "ભાઈ! તમને ખબર છે કે એક ગોરા સરખા ગૌડદેશના યુવક સંન્યાસી હમણાં થોડી વાર પહેલાં અહીં દર્શન કરવા આવ્યા હતા?"

પહેરાવાળાએ જલદીથી કહ્યું "હા, હા, એ સંન્યાસી મહારાજનાં તો અમે દર્શન કર્યા હતાં. ઘણાજ સુંદર છે, કોણ જાણે તેમને શું થઈ ગયું કે તેઓ ભગવાનનાં દર્શન કરતાંજ એકદમ બેભાન થઇને જગમોહનમાં પડી ગયા હતા. હમણાં થોડી વાર પહેલાં આચાર્ય સાર્વભૌમ તેમને પોતાને ઘેર લઈ ગયા છે. શું આપ તેમના સાથી છો?"

નિત્યાનંદજીએ કહ્યું: "હા, અમે બધા તેમનાજ સેવક છીએ. તમે અમને ભટ્ટાચાર્ય સાર્વભૌમ પંડિતના ઘરનો રસ્તો બતાવી શકશો?"

પહેરાવાળાઓએ કહ્યું. "હજી હમણાંજ ગયા છે, જલદીથી જશો તો સંભવ છે કે તમને તેઓ રસ્તામાંજ મળશે. આ તરફ સામા જઇને દક્ષિણ તરફ ચાલ્યા જજો. ત્યાં માર્કંડેય સરોવરની પાસે સાર્વભૌમ પંડિતનું ઉંચું મકાન છે. જેને પૂછશો તે બતાવશે. સંભવ છે કે તેઓ તમને રસ્તામાંજ મળી જશે."

પહેરાવાળાઓના મોંએ આવી વાત સાંભળીને તેઓ બધા એ તરફજ ચાલવા લાગ્યા. તે સમયે રસ્તામાં ભટ્ટાચાર્ય સાર્વભૌમના બનેવી ગોપીનાથાચાર્ય આ લોકોને મંદિરમાથી નીકળતા મળી ગયા. આચાર્ય ગોપીનાથ નવદ્વીપવાસીજ હતા, મુકુંદ દત્ત સાથે તેમને જૂનો પરિચય હતો અને તેઓ મહાપ્રભુ પ્રત્યે શ્રદ્ધાભાવ રાખતા હતા. મુકુંદ દત્તને જોતાંજ આચાર્યને નમીને પ્રણામ કર્યા. આચાર્યે મુકુંદ દત્તને ઘણા જોરથી આલિંગન કરતાં કરતાં પ્રસન્નતાપૂર્વક કહ્યુઃ–"અહો! ગાયનાચાર્યજી! અહીં ક્યાંથી? આપ અહી ક્યારે આવ્યા? મહાપ્રભુના સમાચાર કહો. મહાપ્રભુ તથા એમના બધા ભક્તો કુશળ તો છે ને?"

મુકુંદ દત્તે કહ્યું: "અમે હમણાંજ ચાલ્યા આવીએ છીએ. મહાપ્રભુએ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને સંન્યાસ ગ્રહણ કરી લીધો છે અને અમે તેમની સાથે સાથે અહીં આવ્યા છીએ. અઠારનાળાથી તેઓ અમારાથી છૂટા પડીને એકલાજ ભગવાનનાં દર્શનમાટે દોડી આવ્યા હતા. અહીં આવ્યા ત્યાં ખબર પડી કે તેઓને સાર્વભૌમ મહાશય પોતાને ઘેર લઈ ગયા છે. અમે સાર્વભૌમના ઘર તરફજ જતા હતા. સદ્ભાગ્યે આપનાંજ દર્શન થઇ ગયાં. અમારી યાત્રા સફળ થઇ."

આચાર્ય ગોપીનાથે કહ્યુઃ "ઠીક છે, હું આપ સૌને સાર્વભૌમને ઘેર લઇ જઇશ. ચાલો, પહેલા ભગવાનનાં દર્શન તો કરી આવો."

મુકુંદ દત્તે કહ્યું: "પહેલાં અમે મહાપ્રભુના પૂરેપુરા સમાચાર જાણી લઇએ, પછી સ્વસ્થ થઇને નિશ્ચિંતપણે દર્શન કરીશું. પહેલાં તો આપ અમને સાર્વભૌમ મહાશય-ને ત્યાંજ લઇ ચાલો."

મુકુંદ દત્તના મુખે આવી વાત સાંભળીને આચાર્ય ગોપીનાથજી ઘણા પ્રસન્ન થયા અને તેમની સાથે સાર્વ-ભૌમના ઘર તરફ ચાલવા લાગ્યા. નિત્યાનંદજીનો પરિ-ચય થતાં આચાર્યે અવધૂત સમજીને તેમનાં ચરણોમાં પ્રણામ કર્યાં અને પ્રભુસંબધીજ વાતો કરતાં કરતાં તેઓ પાંચેય સાર્વભૌમને ઘેર પહોંચ્યા.

આ બધા લોકોએ જઇને પ્રભુને ચેતનાશૂન્ય અવ-સ્થામાંજ જોયા. ભક્તોએ ચારે બાજુથી તેમને ઘેરી લઇને સંકીર્તન શરૂ કરી દીધું. સંકીર્તનનો મધુર ધ્વનિ કાનોમાં પડતાંજ પ્રભુ હુંકાર કરીને બેઠા થઈ ગયા. ભક્તિભાવથી પુત્ર તથા સ્ત્રી સાથે પાસે બેસીને શુશ્રૂષા કરનારા સાર્વ-ભૌમ તથા બીજા બધા હાજર રહેલા પુરુષોને તેમના ઉઠવાથી ઘણો આનંદ થયો. બધાના કરમાઇ ગયેલા ચહેરા

ઉપર પ્રસન્નતાની આછી લાલાશ દેખાવા લાગી. સંકીર્તનના ધ્વનિથી સાર્વભૌમનું તે ભવ્ય ભવન ગુંજવા લાગ્યું. તેઓ કંઈક કંઈક પ્રકૃતિસ્થ થયા. પછી સાર્વભૌમની સંમતિથી તેમના પુત્ર ચંદનેશ્વર સાથે નિત્યાનંદ વગેરે બધા ભક્તો શ્રી જગન્નાથજીનાં દર્શને ચાલ્યા ગયા. ત્યાં જઈને તેમણે ભક્તિભાવપૂર્વક શ્રી સુભદ્રા તથા બળદેવજી સાથે જગન્નાથ ભગવાનનાં દર્શન કર્યાં. પૂજારીએ પ્રસાદી, ચંદન તથા માળા, આ બધા ભક્તોને આપ્યાં. તે ગ્રહણ કરીને આ લોકો પોતાના ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યા.

વાચકોએ સાર્વભૌમ ભટ્ટાચાર્યનું નામ તો પહેલેથી સાંભળી લીધું છે. હવે તેમનો સંક્ષિપ્ત પરિચય આપી દેવો આવશ્યક લાગે છે. સાર્વભૌમ મહાશય પોતાના સમયના તે પ્રાંતમાં અદ્વિતીય વિદ્વાન્ તથા નૈયાયિક ગણાતા હતા. તેમના શાસ્ત્રજ્ઞાનની ચારે તરફ ખ્યાતિ હતી. આ બધું હોવા છતાં પ્રભુના સમાગમ પહેલાં તેમનું જીવન ભક્તિવિહીનજ હતું. તેમની અંદર છુપાયેલી મહાન ભાવિકતા ત્યાંસુધી પ્રગટ થઈજ નહોતી; તે ચંદ્રકાંતમણિમાં છુપાયેલા જળની પેઠે અવ્યક્તભાવેજ રહેલી હતી. ગૌરચંદ્રનાં સુખદ શીતળ કિરણોનો સંસર્ગ થતાંજ તે એકાએક દ્રવિત થઈને બહાર ટપકવા લાગી અને તેજ કારણે ભટ્ટાચાર્ય સાર્વભૌમનુ નીરસ જીવન સરસ–રસિક બની ગયુ અને તેઓ મહાનંદસાગરમાં સદા કિલ્લોલ કરતા કરતા અલૌકિક રસનો સુખાસ્વાદ લેતા પોતાનું જીવન વીતાવવા લાગ્યા.



બન્નેજ ઉદ્યોગ કરે છે અને બન્નેનેજ જે કંઈ પ્રાપ્ત થાય છે તેમાં પોતપોતાની સ્થિતિ અનુસાર બન્નેજ અસંતોષી રહ્યા કરે છે. ત્યારે માત્ર શાસ્ત્રોની વાતો ભણાવીને પૈસા પેદા કરનાર પંડિતમાં અને લાકડાં વેચી જીવનનિર્વાહ કરનારા સામાન્ય મનુષ્યમાં અંતરજ શું રહ્યું ? એટલે તો તુલસીદાસજીએ કહ્યું છે કેઃ—

કામ, ક્રોધ, મદ, લોભકી, જબ લગ મનમેં ખાન;
તબ લગ પંડિત મૂરખા, દોનોં એક સમાન.

જેમનો ઉલ્લેખ પહેલાં થઈ ચૂકયો છે, તે સર્વ-વિદ્યાવિશારદ, પોતાના સમયના અદ્વિતીય નૈયાયિક પંડિત-પ્રવર આચાર્ય વાસુદેવ સાર્વભૌમ પ્રભુનાં દર્શન પહેલાં એજ પ્રકારના પોથીપંડિતોમાંના એક હતા. તેમની બુદ્ધિ જ્યાં સુધી પરમાર્થ–પંથમાં વિચરનારી થઇ નહોતી, ત્યાં સુધી તેમની સમસ્ત શક્તિ પુસ્તકિયા વિદ્યાનોજ પર્યાલોચનામાં નાશ પામતી હતી.

આચાર્ય વાસુદેવ સર્વભૌમનું ઘર નવદ્વીપના 'વિદ્યા-નગર' નામના સ્થાનમાં હતું. તેમના પિતાનું નામ મહેશ્વર વિશારદ હતું. વિશારદ મહાશય શાસ્ત્રજ્ઞ અને કર્મ-નિષ્ઠ બ્રાહ્મણ હતા. મહાપ્રભુના માતામહ (આજા–દાદા) શ્રી નીલાંબર ચક્રવર્તી સાથે ભણ્યા હતા. સાર્વભૌમ બે ભાઇ હતા. તેમના બીજા ભાઈ શ્રી મધુસૂદન વાચસ્પતિ ઘણા પ્રસિદ્ધ વિદ્વાન તથા પ્રખ્યાત પડિત હતા. તેમને એક બહેન હતી અને તેનો વિવાહ શ્રી ગોપીનાથ આચાર્યની સાથે થયો હતો.

સાર્વભૌમ મહાશયની બુદ્ધિ બાલ્યકાળથીજ ઘણી તીવ્ર હતી. પાઠશાળામાં તેઓ જે પાઠ એક વાર સાંભળી લેતા, તેને ફરીથી તેમને બીજી વાર યાદ કરવાની આવશ્યકતાજ રહેતી નહોતી. ભણવામાં આળસ કરવાનું તો તે જાણતાજ નહોતા. કોઇ વાત ભૂલી જવાનું તો તેઓ શીખ્યાજ નહોતા. એક વાર તેમને જે પણ સૂત્ર યા શ્લોક

# આચાર્ય વાસુદેવ સાર્વભૌમ

वाग्वैखरी शब्दझरी शास्त्रव्याख्यानकौशलम् ।
वैदुष्यं विदुषां तद्वद्भुक्तये न तु मुक्तये ॥
(વિવેકચૂડામણિ)

અર્થાત્ બહુ બોલવું, એટલેસુધી કે બોલતાં બોલતાં શબ્દોની ઝપટ બોલાવી દેવી તથા જાતજાતનાં વ્યાખ્યાન આપવાની કુશળતા અને તેજ પ્રકારે વિદ્વાનોની અનેક શાસ્ત્રોની વિદ્વત્તા–એ સર્વ સંસારી પદાર્થોનેજ આપનારી છે, પરંતુ મુક્તિ આપનાર નથી.

શાસ્ત્રોમાં બુદ્ધિ બે પ્રકારની દર્શાવેલી છે. એક તો લૌકિક બુદ્ધિ અને બીજી પારમાર્થિક બુદ્ધિ. લૌકિક બુદ્ધિથી પરમાર્થના માર્ગમાં કામ નહિ ચાલે. ગમે તો આપ ગમે તેટલા મોટા વિદ્વાન ભલેને હો, અને આપને ગમે તેટલી ઉંચી ઉંચી બાબતો સમજાતી હોય, પરંતુ તે એટલી ઉંચી પ્રખર બુદ્ધિનું અંતિમ ફળ સાંસારિક સુખોની પ્રાપ્તિજ છે. જ્યાં સુધી તે બુદ્ધિને આપ પરમાર્થ તરફ નથી વાળતા, ત્યાં સુધી આપમાં અને લાકડાં વેચીને પેટ ભરનારા જડ પુરુષમાં કંઈ પણ અંતરજ નથી. તે આખો દિવસ મહેનત કરીને દરરોજ ચાર પૈસાજ પેદા કરે છે અને તેનાવડે જેમ તેમ પોતાના પરિવારનું ભરણપોષણ કરે છે, જ્યારે આપ આપની પ્રખર પ્રતિભાના પ્રભાવથી હજારો–લાખો રૂપિયા રોજ પેદા કરો છો. તેનાથી પણ આપને પૂરેપુરો સંતોષ નથી થતો અને વધારે ને વધારે ધન મેળવવાની ઇચ્છા રહ્યાજ કરે છે. ધનની પ્રાપ્તિ માટે

બન્નેજ ઉદ્યોગ કરે છે અને બન્નેનેજ જે કંઈ પ્રાપ્ત થાય છે તેમાં પોતપોતાની સ્થિતિ અનુસાર બન્નેજ અસંતોષી રહ્યા કરે છે. ત્યારે માત્ર શાસ્ત્રોની વાતો ભણાવીને પૈસા પેદા કરનાર પંડિતમાં અને લાકડાં વેચી જીવનનિર્વાહ કરનારા સામાન્ય મનુષ્યમાં અંતરજ શું રહ્યું? એટલે તો તુલસીદાસજીએ કહ્યું છે કેઃ—

કામ, ક્રોધ, મદ, લોભકી, જબ લગ મનમેં ખાન;
તબ લગ પંડિત મૂરખા, દોનોં એક સમાન.

જેમનો ઉલ્લેખ પહેલાં થઈ ચૂક્યો છે, તે સર્વ-વિદ્યાવિશારદ, પોતાના સમયના અદ્વિતીય નૈયાયિક પંડિત-પ્રવર આચાર્ય વાસુદેવ સાર્વભૌમ પ્રભુનાં દર્શન પહેલાં એજ પ્રકારના પોથીપંડિતોમાંના એક હતા. તેમની બુદ્ધિ જ્યાં સુધી પરમાર્થ-પંથમાં વિચરનારી થઇ નહોતી, ત્યાં સુધી તેમની સમસ્ત શક્તિ પુસ્તકિયા વિદ્યાનોજ પર્યાલોચનામાં નાશ પામતી હતી.

આચાર્ય વાસુદેવ સર્વભૌમનું ઘર નવદ્વીપના 'વિદ્યા-નગર' નામના સ્થાનમાં હતું. તેમના પિતાનું નામ મહેશ્વર વિશારદ હતું. વિશારદ મહાશય શાસ્ત્રજ્ઞ અને કર્મનિષ્ઠ બ્રાહ્મણ હતા. મહાપ્રભુના માતામહ (આજા-દાદા) શ્રી નીલાંબર ચક્રવર્તી સાથે ભણ્યા હતા. સાર્વભૌમ બે ભાઇ હતા. તેમના બીજા ભાઈ શ્રી મધુસૂદન વાચસ્પતિ ઘણા પ્રસિદ્ધ વિદ્વાન તથા પ્રખ્યાત પંડિત હતા. તેમને એક બહેન હતી અને તેનો વિવાહ શ્રી ગોપીનાથ આચાર્યની સાથે થયો હતો.

સાર્વભૌમ મહાશયની બુદ્ધિ બાલ્યકાળથીજ ઘણી તીવ્ર હતી. પાઠશાળામાં તેઓ જે પાઠ એક વાર સાંભળી લેતા, તેને ફરીથી તેમને બીજી વાર યાદ કરવાની આવશ્યકતાજ રહેતી નહોતી. ભણવામાં આળસ કરવાનું તો તે જાણતાજ નહોતા. કોઇ વાત ભૂલી જવાનું તો તેઓ શીખ્યાજ નહોતા. એક વાર તેમને જે પણ સૂત્ર યા શ્લોક

કંઠસ્થ થઇ ગયો, તે તેમને સદાકાળ માટે યાદ રહેતો હતો.

જે સમયે તેઓ નવદ્વીપમાં વિદ્યાર્થી તરીકે વિદ્યાધ્યયન કરતા હતા, તે સમયે નવદ્વીપ સંસ્કૃત વિદ્યાનું એક મુખ્ય ધામ બનેલું હતું. ગૌડ, ઉત્કલ અને બિહાર વગેરે બધા દેશોના વિદ્યાર્થીઓ ત્યાં આવી આવીને સંસ્કૃત વિદ્યાનું અધ્યયન કરતા હતા. નવદ્વીપમાં વ્યાકરણ, કાવ્ય, અલંકાર, જ્યોતિષ, દર્શન તથા વેદાન્ત વગેરે શાસ્ત્રોનું સારી રીતે શિક્ષણ આપવામાં આવતું હતું; પરંતુ ત્યાં સુધી નવ્ય ન્યાયનો એટલો બધો પ્રચાર નહોતો; અથવા એમ કહી શકાય કે, ત્યાંસુધી ગૌડ દેશમાં નવ્ય–ન્યાયનું નામનિશાનજ નહોતું. ગૌડ દેશના બધા વિદ્યાર્થીઓ ન્યાય ભણવાને માટે મિથિલા જતા હતા. તે દિવસોમાં મિથિલાજ ન્યાયના મુખ્ય કેન્દ્રરૂપ ગણાતી હતી. મૈથિલ પંડિત આમ તો જે કોઇ તેમની પાસે ન્યાય ભણવા આવતું, તેને પ્રેમપૂર્વક ન્યાયનું શિક્ષણ આપતા; પરંતુ તેઓ ન્યાયનાં પુસ્તકોને સાથે લઈ જવા દેતા નહોતા. ખાસ કરીને તેઓ બંગાળી વિદ્યાર્થીઓની તો ખાસ દેખરેખ રાખતા. તે સમયે આજની પેઠે છાપવાનાં છાપખાનાં તો હતાંજ નહિ. પંડિતોની પાસેજ હાથે લખેલાં પુસ્તકો રહેતાં અને તેજ તેમનું સર્વસ્વ હતું. તેની નકલ પણ તેઓ સામાન્ય માણસોને કરવા દેતા નહિ. જ્યારે કોઇની વર્ષો સુધી પરીક્ષા કરીને તેને યોગ્ય અધિકારી માનતા, ત્યારે ઘણી મહેનતે પુસ્તકની નકલ કરવા દેતા. પુસ્તકોના અભાવથી નવદ્વીપમાં ન્યાયની કોઇ શાળાજ સ્થાપી શકાઇ નહોતી. સર્વપ્રથમ રામચંદ્ર ભટ્ટાચાર્યે ન્યાયની એક નાનકડી પાઠશાળા ઉઘાડી. તેઓ પણ મિથિલાથી ન્યાય ભણી આવ્યા હતા, પરંતુ પુસ્તકના અભાવથી તેઓ વિદ્યાર્થીઓની શંકાઓનું બરાબર સમાધાન કરી શકતા નહોતા.

વિદ્યાર્થી વાસુદેવ પણ પોતાના ભાઇ મધુસૂદન સાથે રામચંદ્ર ભટ્ટાચાર્યની પાઠશાળામાં ન્યાય ભણવા લાગ્યા.

કુશાગ્રબુદ્ધિ વાસુદેવ પોતાના ન્યાયના અધ્યાપક આગળ જે શંકા ઉઠાવતા, તેનો બરાબર ઉત્તર ન મળવાથી તેઓ અસંતોષ પામતા. તેમના અધ્યાપક તેમની અસાધારણ પ્રખર બુદ્ધિને ઓળખી ગયા અને તેમને એક દિવસ એકાંતમાં કહ્યું: "ભાઈ! તમે સાચેજ નૈયાયિક થવા યોગ્ય છો, તમારી બુદ્ધિ ઘણીજ કુશાગ્ર–તીવ્ર છે. હું તમારી શંકાઓનું બરાબર સમાધાન કરી શકતો નથી તેનું મુખ્ય કારણ એ છે કે, આપણે ત્યાં તો કોઇ ન્યાયનો પંડિત છેજ નહિ. આપણે બધાને ન્યાય શીખવા માટે મિથિલા જવું પડે છે. મિથિલાજ હાલમાં ભારતવર્ષમાં ન્યાયનું મુખ્ય કેન્દ્ર ગણાય છે. મૈથિલ પંડિત ભણાવવાની તો કોઇને ના પાડતા નથી, જે પણ તેમની પાસે ભણવાની ઇચ્છાથી જાય છે તેને પ્રેમપૂર્વક ભણાવે છે; પરંતુ તેઓ કોઈને પુસ્તક સાથે લઈ જવા દેતા નથી. આવી સ્થિતિમાં પુસ્તક વિના હું જેટલું ભણાવી શકું છું, તેટલુંજ ભણાવું છું."

પોતાના ન્યાયના અધ્યાપકના મુખેથી આવી વાત સાંભળી આત્માભિમાની વિદ્યાર્થી વાસુદેવને આથી ઘણુંજ દુઃખ થયું. તેને અધ્યાપકની પરવશતા ઉપર દયા આવી. તેજ સમયે તેણે નિશ્ચય કરી લીધો કે, બંગાળ દેશમાં ન્યાયનાં પુસ્તકોના અભાવને હું દૂર કરીશ. તેમને પોતાની બુદ્ધિ, સ્મરણશક્તિ અને અદ્ભુત ધારણાશક્તિ ઉપર વિશ્વાસ હતો. તે દૃઢ વિશ્વાસને આધારે તેઓ મિથિલા પહોંચ્યા અને ત્યાં જઇને તેમણે વિધિપૂર્વક ન્યાયનો પાઠ સમાપ્ત કર્યો. પોતાના જૂના અધ્યાપકના મુખેથી તેમણે જે વાત સાંભળી હતી, તે તદ્દન સાચી નીકળી. તેમને આ વાતનો સ્વયં અનુભવ થયો કે, અહીંથી ન્યાયનાં પુસ્તકો લઈ જવાં એ સામાન્ય કામ નથી. તેથી તેમણે ન્યાયના એક મોટા પ્રમાણભૂત ગ્રંથને આદિથી અંત સુધી કંઠસ્થ કરી લીધો. આ પ્રકારે તેઓ કાગળનું પુસ્તક તો સાથે લાવી શક્યા નહિ; પરંતુ પોતાના હૃદયનાં

ઉઠાવીને પોતાને ઘેર લઇ આવ્યા. પાછળથી નિત્યાનંદ વગેરે પ્રભુના ચારે સાથીઓ પણ ત્યાં આવી પહોંચ્યા. ત્રીજે પહોરે જ્યારે પ્રભુને બાહ્યજ્ઞાન થયું, ત્યારે તેઓ સમુદ્રસ્નાન કરવા ગયા અને સાર્વભૌમના આગ્રહથી ભોજન કરવા બેઠા. સાર્વભૌમ મહાપ્રભુના અદ્ભુત રૂપલાવણ્ય-યુક્ત તેજસ્વી મુખમંડળને જોઇ પોતાની મેળેજ તેમના તરફ ખેંચાતા જતા હતા. પ્રભુનાં દર્શનથીજ તેઓ આટલા મોટા શાસ્ત્રાભિમાનને ભૂલી ગયા અને મનોમન તેમનાં ચરણોમાં ભક્તિ કરવા લાગ્યા. મહાપ્રભુને સંન્યાસી સમજીનેજ સાર્વભૌમ મહાશયે પૂર્ણ ભક્તિભાવપૂર્વક તેમને ભોજન કરાવ્યું હતું. અંતે તેમણે મહાપ્રભુનાં ચરણોમાં ગૃહસ્થધર્મ અનુસાર સંન્યાસીને પૂજ્ય સમજીને પ્રણામ કર્યો. સંન્યાસી જગતને નારાયણનુંજ રૂપ દેખે છે. તેની દૃષ્ટિમાં 'નારાયણ'થી અલગ કોઇ બીજા પદાર્થની સત્તાજ નથી. તેથી સંસારી લોક સંન્યાસીને 'ૐ નમો નારાયણાય' કહીનેજ પ્રણામ કરે છે. સંન્યાસી તેના ઉત્તરમાં 'નારાયણ' કહે છે–અર્થાત્ તે તેને નારાયણ સમજીને પ્રણામ કરે છે, તેમની દૃષ્ટિમાં પણ પ્રણામ કરનાર નારાયણથી ભિન્ન નથી. આથી તેઓ પણ કહે છે કે 'નારાયણ' અર્થાત્ તમે પણ નારાયણસ્વરૂપ છો.

ભટ્ટાચાર્ય સાર્વભૌમે પણ ૐ નમો નારાયણાય'જ કહીને તેમને પ્રણામ કર્યો. તેમણે તેના ઉત્તરમાં કહ્યું:– "આપની શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરણકમળોમાં પુષ્કળ પ્રીતિ થાઓ."

આ આશીર્વાદ સાંભળીને સાર્વભૌમ મહાશયને પ્રસન્નતા થઇ અને તેઓ મનોમનજ વિચારવા લાગ્યા કે, આ કોઇ ભગવદ્ભક્ત વૈષ્ણવ સંન્યાસી છે. આથી ભટ્ટાચાર્યના મનમાં તેમનો પરિચય પ્રાપ્ત કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. પ્રભુને તો તેઓ આ વાત પૂછેજ શી રીતે ? શાસ્ત્રજ્ઞ હોઇને તેઓ સંન્યાસીને તેમના પૂર્વાશ્રમનું નામ–ઠામ

સ્વચ્છ પૃષ્ઠો ઉપર સ્મરણશક્તિની સહાય વડે બુદ્ધિ દ્વારા લખીને તેઓ ન્યાયના સંપૂર્ણ પુસ્તકને પોતાની સાથે લઇ આવ્યા. આવતાંજ તેમણે નવદ્વીપમાં પોતાની ન્યાયની પાઠશાળા સ્થાપી. ભલા, જે આવડા મોટા પ્રમાણભૂત ગ્રંથને વિધિપૂર્વક અક્ષરશઃ કંઠસ્થ કરીને પોતાના દેશના વિદ્યાર્થીઓના કલ્યાણ માટે લાવી શકે છે, તે પુરુષ કેટલો ભારે બુદ્ધિમાન, કેટલો મોટો દેશભક્ત, કેટલો ઉંચી કક્ષાનો વિદ્યાવ્યાસંગી તથા શાસ્ત્રપ્રેમી હશે, તેનું વાચક પોતાની મેળેજ અનુમાન કરી શકશે.

સાર્વભૌમની વિદ્વત્તા, વિદ્યાર્થી પ્રત્યેનો પ્રેમ, ગંભીરતા તથા ભણાવવાની સુંદર અને સરળ શૈલીની થોડાજ દિવસોમાં દૂર દૂર સુધી તેમની ખ્યાતિ ફેલાઇ ગઈ. ભિન્ન ભિન્ન પ્રાંતોમાંથી ન્યાય ભણનારા ઘણા વિદ્યાર્થીઓ તેમની પાસે આવી આવીને પોતાની ન્યાયશાસ્ત્રની પિપાસાને તેમના સુંદર, સરળ અને પ્રેમપૂર્વક ભણાવેલા પાઠ દ્વારા શાંત કરવા લાગ્યા. તેમના વિદ્યાર્થીઓ લોકપ્રસિદ્ધ નૈયાયિકો થયા. તેમના રચેલા ગ્રંથો નવ્ય–ન્યાયમાં ઘણાજ પ્રમાણભૂત ગ્રંથો મનાય છે. 'દીધિતિ'ના રચનાર રઘુનાથ પંડિત આજ સાર્વભૌમ મહાશયના શિષ્ય હતા.

ઉત્કલ (ઓરિસ્સા) પ્રાંતના મહારાજા પ્રતાપરુદ્રજી સંસ્કૃત વિદ્યાના ઘણાજ પ્રેમી હતા. તેમણે સાર્વભૌમ ભટ્ટાચાર્યની વિદ્વત્તાની પ્રશંસા સાંભળીને તેમને પોતાની પાઠશાળામાં ભણાવવા માટે બોલાવી લીધા. સાર્વભૌમ આચાર્ય રાજાના સન્માનપૂર્વકના આમંત્રણની અવગણના કરી શકયા નહિ, તેઓ પોતાની છાત્રમંડળી સાથે જગન્નાથપુરીમાં મહારાજાની પાઠશાળામાં પહોંચી ગયા અને ત્યાં તેઓ વિદ્યાર્થીઓને વિવિધ શાસ્ત્રોનું શિક્ષણદાન આપવા લાગ્યા.

એ અરસામાં તેમને એક દિવસ અકસ્માત્ મહાપ્રભુનાં દર્શન થઇ ગયાં અને તેમને મૂર્છિત દશામાંજ

ઉઠાવીને પોતાને ઘેર લઇ આવ્યા. પાછળથી નિત્યાનંદ વગેરે પ્રભુના ચારે સાથીઓ પણ ત્યાં આવી પહોંચ્યા. ત્રીજે પહોરે જ્યારે પ્રભુને બાહ્યજ્ઞાન થયું, ત્યારે તેઓ સમુદ્રસ્નાન કરવા ગયા અને સાર્વભૌમના આગ્રહથી ભોજન કરવા બેઠા. સાર્વભૌમ મહાપ્રભુના અદ્ભુત રૂપલાવણ્ય-યુક્ત તેજસ્વી મુખમંડળને જોઇ પોતાની મેળેજ તેમના તરફ ખેંચાતા જતા હતા. પ્રભુનાં દર્શનથીજ તેઓ આટલા મોટા શાસ્ત્રાભિમાનને ભૂલી ગયા અને મનોમન તેમનાં ચરણોમાં ભક્તિ કરવા લાગ્યા. મહાપ્રભુને સંન્યાસી સમજીનેજ સાર્વભૌમ મહાશયે પૂર્ણ ભક્તિભાવપૂર્વક તેમને ભોજન કરાવ્યું હતું. અંતે તેમણે મહાપ્રભુનાં ચરણોમાં ગૃહસ્થધર્મ અનુસાર સંન્યાસીને પૂજ્ય સમજીને પ્રણામ કર્યો. સંન્યાસી જગતને નારાયણનુંજ રૂપ દેખે છે. તેની દૃષ્ટિમાં 'નારાયણ'થી અલગ કોઇ બીજા પદાર્થની સત્તાજ નથી. તેથી સંસારી લોક સંન્યાસીને 'ૐ નમો નારાયણાય' કહીનેજ પ્રણામ કરે છે. સંન્યાસી તેના ઉત્તરમાં 'નારાયણ' કહે છે—અર્થાત્ તે તેને નારાયણ સમજીને પ્રણામ કરે છે, તેમની દૃષ્ટિમાં પણ પ્રણામ કરનાર નારાયણથી ભિન્ન નથી. આથી તેઓ પણ કહે છે કે 'નારાયણ' અર્થાત્ તમે પણ નારાયણસ્વરૂપ છો.

ભટ્ટાચાર્ય સાર્વભૌમે પણ ૐ નમો નારાયણાય'જ કહીને તેમને પ્રણામ કર્યા. તેમણે તેના ઉત્તરમાં કહ્યું:— "આપની શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરણકમળોમાં પુષ્કળ પ્રીતિ થાઓ."

આ આશીર્વાદ સાંભળીને સાર્વભૌમ મહાશયને પ્રસન્નતા થઇ અને તેઓ મનોમનજ વિચારવા લાગ્યા કે, આ કોઇ ભગવદ્ભક્ત વૈષ્ણવ સંન્યાસી છે. આથી ભટ્ટાચાર્યના મનમાં તેમનો પરિચય પ્રાપ્ત કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. પ્રભુને તો તેઓ આ વાત પૂછેજ શી રીતે? શાસ્ત્રજ્ઞ હોઇને તેઓ સંન્યાસીને તેમના પૂર્વાશ્રમનું નામ-ઠામ

પૂછેજ કેમ ? સંન્યાસી સાથે તેમના પૂર્વાશ્રમની વાતો કરવાનું નિષિદ્ધ ગણાય છે, તેથી તેમને ન પૂછતાં પોતાના બનેવી ગોપીનાથાચાર્યને પૂછયુંઃ-"આચાર્ય ! આપ આ સંન્યાસી મહાત્માના પૂર્વાશ્રમના વિષે કંઈ જાણો છો ?"

કંઇક હસીને આચાર્યે કહ્યુંઃ-"આપ એમને ના ઓળખી શકયા ? નવદ્વીપ તો તેમની જન્મભૂમિ છે. તેઓ પંડિત જગન્નાથ મિશ્ર પુરંદરના પુત્ર અને શ્રી નીલાંબર ચક્રવર્તીના દૌહિત્ર છે.

સાર્વભૌમને તેમનો પરિચય પામીને ઘણો આનંદ થયો. નીલાંબર ચક્રવર્તી તેમના પિતાના સહાધ્યાયી હતા અને પુરંદર પંડિત તેમની સાથે થોડા દિવસ ભણ્યા હતા. સાર્વભૌમના પિતા અને નીલાંબર ચક્રવર્તીને ઘણો ઘનિષ્ટ સંબંધ હતો. આ સંબંધથી સાર્વભૌમના પિતા પંડિત જગન્નાથ મિશ્રને પોતાના વડીલ સમજતા હતા. હજીસુધી સાર્વભૌમ મહાશય તેમને એક કૃષ્ણપ્રેમી વૈરાગી સંન્યાસી સમજીનેજ મનોમન ભક્તિ કરતા હતા. ગોપીનાથજી પાસેથી તેમનો પરિચય પામતાંજ તેમનો ભાવ બદલાઇ ગયો. અત્યાર સુધી તેઓ તટસ્થ ભાવથી એક સદ્ગૃહસ્થની પેઠે સંન્યાસી પ્રત્યે જેવા શિષ્ટાચારથી વર્તવું જોઇએ તેમ વર્તતા હતા. હવે પ્રભુના પ્રત્યે તેમને કંઇક મમત્વ જેવું બંધાઇ ગયું અને તેમની એ ભક્તિ પણ વાત્સલ્યભાવમાં બદલાઇ ગઈ. કંઇક પોતાપણું દર્શાવતાં સાર્વભૌમ કહેવા લાગ્યાઃ-"મને શું ખબર કે એ આપણા ઘરનાજ છે ? નીલાંબર ચક્રવર્તીના સંબંધથી એક રીતે તો તેઓ મારા આ રીતે પણ માનપાત્ર તથા પૂજ્ય છે, તેમ છતાંયે વળી તેઓ સંન્યાસી છે. તેથી મારા તો તેઓ પૂજ્ય, સંબંધી અને ઘણાજ આદરપાત્ર છે."

પ્રભુએ અત્યંત નમ્રતા દર્શાવતાં શરમાઇને કહ્યું:- "આપ આ બધી કેવી વાતો કરો છો ? હું તો આપના પુત્ર સમાન છું. આપ જ્ઞાનવૃદ્ધ, વયોવૃદ્ધ, વિદ્યાવૃદ્ધ તેમજ

અધિકારવૃદ્ધ છો. મોટામોટા સંન્યાસીઓને આપ શાસ્ત્રોનું શિક્ષણ આપો છો. આપની સમક્ષ હું કહીજ શું શકું ? હું તો આપના શિષ્યોનો પણ શિષ્ય થવાને યોગ્ય છું. હજી મારી ઉંમર પણ નાની છે અને મને સંસારનું કંઇ પણ જ્ઞાન નથી."

સાર્વભૌમે કહ્યું: "આ વચનો તો આપના સારા સ્વભાવને દર્શાવે છે. અમારે માટે તો આપ સંન્યાસી હોવાને લીધે પૂજ્યજ છો."

પ્રભુએ ફરીથી તેજ પ્રમાણે શરમાતાં શરમાતાં ધીરે ધીરે નીચી દૃષ્ટિ કરીને કહ્યું:-"હું તો હજુ બાળક છું, સંન્યાસના મર્મને શું જાણું ? આ તો મોજમાં આવી જઇને મેં રંગીન કપડાં પહેરી લીધાં છે. સંન્યાસીનું શું કર્તવ્ય છે, તે વાતની મને કંઇ પણ ખબર નથી. આપ લોકશિક્ષક છો, એટલે ગુરુ માનીને મેં આપનાંજ ચરણોનો આશ્રય લીધો છે. આપ મારો ઉદ્ધાર કરો અને મને સંન્યાસીને કરવા યોગ્ય કાર્યોનું શિક્ષણ આપો. આજે પણ આપે મને આટલી ઘોર વિપત્તિમાંથી બચાવી લીધો. એજ પ્રકારે આગળ પણ આપ મારી રક્ષા કરતા રહેજો."

સાર્વભૌમે પ્રેમ દર્શાવતાં કહ્યું:-"જોજો, હવે કોઈ વાર એકલા દર્શન કરવા માટે ન જતા. જ્યારે પણ દર્શન કરવા જાઓ, ત્યારે કાં તો ચંદનેશ્વરને સાથે લઇ જજો અથવા કોઇ બીજા માણસને; તમારે એકલાએ મંદિરમાં જવું બરાબર નથી."

પ્રભુએ વિનમ્ર ભાવે કહ્યું: "હવે હું કદી મંદિરની અંદર દર્શન કરવા જઇશજ નહિ. ગરુડ ભગવાનની આગળથીજ દર્શન કરી લીધા કરીશ."

સાર્વભૌમે કહ્યું: "ના, ગરુડની પાસેથીજ શા માટે દર્શન કરવાં ? મંદિરના બધા માણસો આપણાજ છે, જ્યાંથી ઇચ્છા હોય ત્યાંથી દર્શન કરજો. મેં તો માત્ર

સાવચેતી રાખવા પૂરતીજ આ વાત કરી છે."

આટલી વાતો કર્યા પછી સાર્વભૌમે પોતાના બનેવી ગોપીનાથાચાર્યને કહ્યું: "આચાર્ય મહાશય! આપે આમની સાથે મારો પરિચય કરાવીને ઘણુંજ ઉત્તમ કાર્ય કર્યું છે. આપનીજ કૃપાથી હું તેમને ઓળખી શકયો છું. હવે તેમને ઉતરવાનો કયાંક એકાંત સ્થાનમાં પ્રબંધ કરવો જોઇએ! મારી માસીનું પેલું બીજું ઘર ખાલી પણ છે અને એકાંત પણ છે, તે એમને માટે કેવું લાગે છે?"

આચાર્યે કહ્યું: "સ્થાન તો ઘણું સુંદર છે. આ લોકો તે જરૂર પસંદ કરશે. તેમાં બધાનાં આસન કરાવીએ."

સાર્વભૌમે કહ્યું:-"હા, હા, એજ ઠીક પડશે. આપ આ બધાને ત્યાં લઈ જાઓ."

સાર્વભૌમની સંમતિથી ગોપીનાથ આચાર્ય પ્રભુને તેમના સાથીઓ સાથે સાર્વભૌમના માસાને ઘેર લઇ ગયા. તેમણે તે એકાંત સ્થાનને બહુજ પસંદ કર્યું અને તેઓ પોતાના સાથીઓની સાથે તેમાંજ રહેવા લાગ્યા.



# सार्वभौम अने गोपीनाथाचार्य

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुः गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥
( બૃહત્સ્તોત્ર રત્નાકર )

અર્થાત્ ગુરુજ બ્રહ્મા છે, ગુરુજ વિષ્ણુ છે, ગુરુજ મહેશ્વર છે અને ગુરુજ સાક્ષાત્ પરબ્રહ્મ છે. એવા ગુરુદેવને વારંવાર પ્રણામ છે.

આ સંસારમાં ડૂબેલા નિરાશ્રિત જીવોને ગુરુદેવજ એકમાત્ર આશ્રય છે. ગુરુદેવજ તણાઇ જતા, ડૂબી જતા, રુદન કરતા, આકુળ-વ્યાકુળ થતા, તરફડતા અને બેભાન થયેલા જીવોને ભવસાગરમાંથી બાંય પકડીને બહાર કાઢવા સમર્થ થઇ શકે છે. ત્રૈલોકયપાવન ગુરુદેવની કૃપા વિના જીવ આ અપાર દુર્ગમ સમુદ્રની પાર જઇ શકતો નથી. એ અખિલ વિશ્વબ્રહ્માંડોના વિધાતા વિશ્વંભરજ જાત જાતનાં રૂપ ધારણ કરીને ગુરુરૂપે જીવોને પ્રાપ્ત થાય છે અને તેમનાંજ ચરણકમળોનો આશ્રય લઇને મુમુક્ષુ જીવ વાતની વાતમાં આ અપાર સમુદ્રને તરી જાય છે. કોઈ મનુષ્યમાં સામર્થ્યજ શું છે કે તે એક પણ જીવનો ઉદ્ધાર કરી શકે ? જીવોનું કલ્યાણ તો તેઓજ-પરમગુરુ શ્રીહરિજ કરી શકે છે. તેથી મનુષ્ય ગુરુ થઇજ શકતો નથી. જગદ્ગુરુ તો એજ શ્રીમન્નારાયણ છે. તેઓજ જે જીવને સંસાર-બંધનથી છોડાવવા ઇચ્છે છે, તેને ગુરુરૂપે પ્રાપ્ત થાય છે; બીજા સામાન્ય બદ્ધ જીવોની દૃષ્ટિમાં તો તે રૂપ સામાન્ય જીવોની પેઠેજ જણાય છે. પરંતુ જેઓ અનુ-

ગ્રહ-સૃષ્ટિના જીવ છે, જેમને તેઓ-શ્રીહરિ પોતેજ કૃપાપૂર્વક પસંદ કરવા ઇચ્છે છે, તેમને તે રૂપમાં સાક્ષાત્ શ્રી સનાતન પૂર્ણબ્રહ્મનાં દર્શન થાય છે. તેથી ગુરુ, ભક્ત અને ભગવાન, એ મૂળમાં તો એકજ પદાર્થનાં ત્રણ નામ લોકભાવના અનુસાર રાખવામાં આવ્યાં છે. બાકી, ખરી રીતે જોતાં એ ત્રણેમાં કંઇજ અંતર નથી. આ ભાવને અનુગ્રહ-સૃષ્ટિનાજ જીવો સમજી શકે છે, બીજા જીવો એ સમજી શકે તેમ નથી.

ગોપીનાથ આચાર્ય હૃદયપ્રધાન પુરુષ હતા. તેમના પર ભગવાનની અત્યંત કૃપા હતી. તેમનું હૃદય ઘણુંજ કોમળ હતું, ભાવિકતા પણ તેમનામાં કંઇક વધારે હતી, મહાપ્રભુનાં ચરણકમળોમાં તેમને નિષ્કામ પ્રેમ હતો. તેઓ મહાપ્રભુના સ્વરૂપમાં પોતાના શ્રીમન્નારાયણનાં દર્શન કરતા હતા. તેમને માટે પ્રભુનું પંચભૌતિક નશ્વર શરીર નહિ જેવુંજ હતું. તેઓ તેમાં સનાતન સત્ય અને સગુણ પરબ્રહ્મનો અવિનાશી પ્રકાશ જોતા હતા અને તે ભાવથી તેમની પૂજા-અર્ચા પણ કરતા હતા. તેઓ અનુગ્રહ-સૃષ્ટિના જીવ હતા, ભગવાનના પોતાના માણસ હતા અને તેમના નિત્યના સેવક હતા.

એક દિવસ ગોપીનાથ આચાર્ય તેમને જગન્નાથજીના શયન-ઉત્થાપનનાં દર્શન કરાવીને પાછા આવ્યા. પાછા ફરતી વખતે તેઓ મુકુંદ દત્તની સાથે સાર્વભૌમ મહાશયને ઘેર ચાલ્યા ગયા. સાર્વભૌમ ભટ્ટાચાર્યે પોતાના બનેવીનો યથાયોગ્ય સત્કાર કર્યો અને મુકુંદ દત્ત સાથે તેમને બેસવા માટે આસન આપ્યું. આચાર્યના બેઠા પછી અહીં તહીંની વાતો ચાલ્યા કરી. અંતે મહાપ્રભુની વાતનો પ્રસંગ નીકળ્યો.

સાર્વભૌમે પૂછ્યું:-" આ નિમાઇ પંડિતે કોની પાસે સંન્યાસ લીધો છે અને તેમનું સંન્યાસનું નામ શું છે ? "

ગોપીનાથે કહ્યું:- તેમનું નામ "કૃષ્ણ-ચૈતન્ય" છે.

કટવા પાસે કેશવ ભારતી મહારાજ રહે છે, તેઓજ મહાભાગ સંન્યાસીપ્રવર સંન્યાસીચૂડામણિ મહાપુરુષ તેમના સંન્યાસાશ્રમના ગુરુ છે.”

સાર્વભૌમ સમજી ગયા કે કેશવભારતી કોઈ વિદ્વાન અને પ્રસિદ્ધ સંન્યાસી તો છે નહિ. એવાજ કોઇક સામાન્ય સંન્યાસી હશે. વળી દંડી સંન્યાસીઓમાં ભારતીઓ કંઇક હલકા ગણાય છે. આશ્રમ, તીર્થ અને સરસ્વતી, એ ત્રણ દંડી સંન્યાસીઓમાં ભારતીઓની ગણત્રી નથી. તેમને દંડ ધારણ કરવાનું વિધાન તો છે, પરંતુ તેમનો દંડ અધો ગણવામાં આવે છે. આ બધું વિચારીને તેઓ આચાર્યને કંઇક મોં ચઢાવીને કહેવા લાગ્યાઃ “નામ તો ઘણું સુંદર છે, એમનું રૂપ-લાવણ્ય પણ અદ્વિતીય છે, કંઇક શાસ્ત્રજ્ઞ પણ જણાય છે. ઉચ્ચ બ્રાહ્મણકુળમાં તેમનો જન્મ થયેલો છે, તો પછી તેમણે આ પ્રકારે નીચા ગણાતા સંપ્રદાયવાળા સંન્યાસી પાસે દીક્ષા કેમ લીધી ? મને લાગે છે કે કંઈ સમજ્યાવિચાર્યા વિનાજ આવેશમાં આવી જઇ તેમણે માથું મુંડાવી લીધું હશે. જો આપ સૌની ઇચ્છા હોય તો આપણે કોઈ યોગ્ય સુપ્રસિદ્ધ દંડી સ્વામીને બોલાવી ફરીથી તેમના સંસ્કાર કરાવી દઇએ.”

આ વાત સાંભળીને કંઇક દુઃખ દર્શાવતાં આચાર્યે કહ્યું:–“આપની બુદ્ધિ તો હમેશાં શાસ્ત્રોમાં શંકા કરતાં કરતાં શંકાશીલજ બની ગઇ છે. આપની દૃષ્ટિમાં ઘટ, પટ વગેરે બાહ્ય વસ્તુઓ સિવાય કોઇ બીજી વસ્તુ છેજ નહિ. આ તો સાક્ષાત્ ભગવાન છે, તેમને બાહ્ય સાધનોની શી પરવા ? તેઓ તો સ્વયંસિદ્ધ ત્યાગી, સંન્યાસી, વૈરાગી અને પ્રેમી છે. તેમને આપની લાગવગ—સિફારશની જરૂર પડશેજ નહિ.”

સાર્વભૌમે કહ્યું:–“આપની આવી નરી ભાવનાવાળી વાતો તો બરાબર લાગતી નથી. હું તો એ બિચારાના

હિતની વાત કરૂં છું. હજુ તેમની અવસ્થા નાની છે, સંસારી સુખોથી તદ્દન વંચિત જેવાજ રહ્યા છે, એવી અવસ્થામાં તેઓ સંન્યાસધર્મના કઠોર નિયમોનું પાલન શી રીતે કરી શકશે ?"

આચાર્યે કહ્યું:-"તેઓ નિયમોના પણ નિયામક છે. તેમને વળી સંન્યાસ કેવો ? આ તો તેમણે લોકશિક્ષણ માટે આ પ્રમાણે કર્યું છે."

હસતાં હસતાં સર્વભૌમે કહ્યું:-"આ તો ભારે કરી! યુવાવસ્થામાં તેમને આ લોકશિક્ષણની વાત ઠીક સૂઝી. મહારાજ ! આપ કયાંક લોકશિક્ષણના નિમિત્તે આવું ના કરી બેસતા."

આચાર્યે કહ્યું:-"લોકશિક્ષણ મનુષ્ય આપીજ શું શકે છે ? એ તો ભગવાનનુંજ કાર્ય છે અને તેઓજ વિવિધ વેશ ધારણ કરીને લોકશિક્ષણનું કાર્ય કર્યા કરે છે."

જોરથી હસતાં હસતાં સર્વભૌમે કહ્યું:-"બાપલા ! દયા કરો, તે બિચારા સંન્યાસીને આકાશમાં ચઢાવીને તેના સર્વનાશની વાતો શામાટે વિચારો છો ? જૂના લોકોએ ઠીકજ કહ્યું છે કે "આચાર્યમાં ઉડવાની શક્તિ હોતી નથી, પાછળથી શિષ્યોજ તેમને પાંખો લગાવીને તેમને આકાશમાં ઉડાવી દે છે." જણાય છે કે, આપ આ યુવક સંન્યાસીને હમણાંથીજ પાંખો લગાવવા ઇચ્છો છો. આપની દૃષ્ટિમાં તેઓ ઈશ્વર છે ?"

આવેશપૂર્વક આચાર્યે કહ્યું:-"હા, હા, ઈશ્વર છે, ઈશ્વર છે, ઈશ્વર છે. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, તેઓ સામાન્ય જીવ નથી."

આચાર્યની આવેશપૂર્ણ વાતો સાંભળીને સાર્વભૌમની આસપાસમાં બેઠેલા બધા શિષ્યો એકદમ આશ્ચર્યચકિત થઇ ગયા. સાર્વભૌમ પણ કંઇક વિસ્મય પામીને આચાર્યના મુખ તરફ જોવા લાગ્યા. થોડી વાર પછી હસતાં

હસતાં સાર્વભૌમે કહ્યું:–" મોં આપના ઘરનું છે, જીભ ઉધાર લેવા કોઇ પાસે જવું પડતું નથી. 'આપના મનમાં જે આવે તે ગમે તેમ બકી નાખ્યું; પરંતુ આપે તો શાસ્ત્રોનું અધ્યયન કર્યું છે. ભગવાનના અવતાર ત્રણે યુગમાં થાય છે. કળિયુગમાં આ પ્રકારના અવતારોની વાત ક્યાંય પણ સાંભળી નથી. વળી અવતાર તો બધા ગણાવેલાજ છે. તેમાં તો મેં આવા અવતાર કોઈ સાંભળ્યા નથી; એમ તો જીવમાત્રને ભગવાનનો અંશ હોવાથી અવતાર કહી શકાય. અથવાઃ—

अवतारा ह्यसंख्येया हरेः सत्त्वनिधेर्द्विजाः ।
यथाऽविनाशिनः कुल्याः सरसः स्युः सहस्रशः ॥
( શ્રીમદ્‌ભાગવત ૧-૩-૨૬ )

સૂતજી શૌનક વગેરે ઋષિઓને કહે છે કેઃ–" હે બ્રાહ્મણો ! જે પ્રમાણે અક્ષય સરોવરમાંથી હજારો નાની નાની નદીઓ નીકળે છે, તે પ્રકારે સત્ત્વગુણના સમુદ્ર શ્રીહરિમાંથી પણ અસંખ્ય અવતારો થાય છે.

શ્રીમદ્‌ભાગવતના આ શ્લોક અનુસાર અસંખ્ય અવતાર પણ ગણી શકાય છે, અને તેઓ આવશ્યકતા જણાતાં બધા યુગોમાં ઉત્પન્ન થઇ શકે છે. પરંતુ તેમની ગણના અંશાંશ–અવતારોમાં કરવામાં આવી છે. જેમકે–શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહ્યું છે કેઃ—

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसम्भवम् ॥
( ૧૦–૪૧ )

અર્થાત્ કાંતિ, લક્ષ્મી અને પ્રભાવ વગેરેવાળાં જે પણ વિભૂતિમાન પ્રાણી દૃષ્ટિગોચર થાય, તે બધાને મારા તેજના અંશાવતારજ સમજ.

આ દૃષ્ટિથી આપ આ સંન્યાસીને અવતાર કહેતા હો તો મને કંઇ અડચણ નથી; પરંતુ એજ સાક્ષાત્

પરબ્રહ્મ છે, એ કેમ બની શકે ? ભગવાન્ શ્રીકૃષ્ણજ સનાતન પૂર્ણબ્રહ્મ છે, તેમનો અવતાર યુગોમાં નથી થતો, કલ્પોમાં નથી થતો, કોઇ વાર સેંકડો-હજારો યુગો પછી તેઓ અવતાર ધારણ કરે છે. તેથી આપ માત્ર મનમાં આવી તે વાત કરતા લાગો છો.

આચાર્યે કહ્યું: "જણાય છે કે, ઘણાં શાસ્ત્રોની આલોચના કરવાથી શાસ્ત્રોનાં વાક્યોને પણ આપ ભૂલી ગયા છો. આપ જાણો છો કે, નિત્ય અવતારને માટે કોઇ નિયમ નથી. તેનું રહસ્ય શાસ્ત્ર શું સમજી શકે ? આ તો શાસ્ત્રાતીત વિષય છે. નિત્ય અવતારનો કદી તિરોભાવ થતો નથી; તે તો એકરસ થઇને સદા સંસારમાં વ્યાપ્ત રહે છે. કોઈ ભાગ્યવાનનેજ તે ગુરુરૂપે પ્રાપ્ત થાય છે અને જેના ઉપર તેમનો અનુગ્રહ થાય છે, તેજ તેમનો કૃપાપાત્ર બની શકે છે."

હસતાં હસતાં સાર્વભૌમે કહ્યું: "આ નિત્યાવતાર કઇ નવી વસ્તુ નીકળી આવી ?"

આચાર્યે કંઇક અચકાતાં અચકાતાં કહ્યું: "આપને સમજાવવા એ તો ખારી જમીનમાં બી વાવવા જેવું છે. મહેનત તો નકામી જાય છે અને વળી સાથે સાથે બીનો પણ નાશ થાય છે."

કંઇક વિનોદના સ્વરમાં સાર્વભૌમે કહ્યું:-"ઉપજાઉ ભૂમિનાં ચરણોમાં હું પ્રણામ કરું છું અને તેને પ્રાર્થના કરું છું કે, મારા ઉપર પણ કૃપા કરે. આપ આપની જાતનુ ભાન કેમ ભૂલી જાઓ છો ? મને સમજાવો, આપ એમને કઈ રીતે સાક્ષાત્ ઈશ્વર કહો છો ?"

આચાર્યે કહ્યું: "ઊંઘતાને તો જગાડી પણ શકાય છે, પરંતુ જે જાગતો હોવા છતાં ઊંઘવાનો ઢોંગ કરે છે, તેને ભલા કોણ જગાડી શકે ? આપ જાણી સમજીને પણ અજાણ્યા જેવી વાતો કરો છો. હવે આપની બુદ્ધિને શું

કહેવું ? આપ જાણતા નથી કે **गुरुः साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥** " આમાં ગુરુને સાક્ષાત્ પરબ્રહ્મ દર્શાવવામાં આવ્યા છે. જેમના સમાગમથી શ્રીકૃષ્ણનાં ચરણકમળોમાં પ્રેમ થાય, તે ગુરુ શું સાક્ષાત્ પરબ્રહ્મ નથી ? હું તેમનામાં અને શ્રીકૃષ્ણમાં કંઈપણ ભેદ માનતો નથી. જે કંઇ પણ ભેદ જણાય છે, તે વ્યવહાર ચલાવવા માટે છે. વાસ્તવમાં તો ગુરુ અને શ્રીકૃષ્ણ એકજ છે. તેઓ આપોઆપજ કૃપા કરીને પોતાનાં ચરણોમાં પ્રેમ ઉપત્ન્ન કરે છે. તેઓ જ્યાં સુધી કોઇ રૂપે કૃપા કરતા નથી, ત્યાં સુધી તેમનાં ચરણોમાં પ્રેમ થવો અસંભવિત છે."

વાસુદેવ સાર્વભૌમે કહ્યું:–" આચાર્ય મહાશય ! આ તો કંઈપણ વાત ના થઈ. આનો સંબંધ તો ભાવના સાથે છે. અને પોતપોતાની ભાવના જુદી જુદી હોય છે. આ વાત તો સાચેજ શાસ્ત્રોથી પરની છે. દૃઢ અને શુદ્ધ ભાવનાની આગળ તો કોઇ પણ વાત અસંભવિત નથી, પરંતુ આપ તેનો પ્રચાર કરી શકો નહિ. બીજાને આપ આપની ભાવના પ્રમાણે માનવાને ફરજ પાડી શકતા નથી. આપને તે સંન્યાસી યુવકમાં ગુરુ-ભાવના યા પરબ્રહ્મની ભાવના છે તો ભલે. પરંતુ હું આપની વાતો સાથે સહમત થાઉં, એ વાતનો આગ્રહ કરવો એ આપની અનધિકારચેષ્ટા છે. હું તેમને એક સામાન્ય સંન્યાસીજ માનું છું. આમ તો તેઓ બિચારા ઘણા સરળ છે, ભગવાનની તેમના ઉપર કૃપા છે, આટલી નાની ઉંમરમાં ભગવાનનાં ચરણકમળોમાં આટલો પ્રેમ, આવો અલૌકિક ત્યાગ, આટલો અદ્ભુત વૈરાગ્ય બધા સાધુઓમાં દુર્લભ છે. હું તેમના ત્યાગ, વૈરાગ્ય અને ભગવત્પ્રેમને જાણું છું, પરંતુ તેમને ઈશ્વર માનીને લોકોમાં અવતારપણાનો પ્રચાર કરવો, એ મારી શક્તિબહારની વાત છે."

આચાર્યે કંઇક દૃઢતાપૂર્વક કહ્યું: " ખરી વાત છે, જોયું જશે કે ક્યાં સુધી આપનો આ ભાવ રહે છે."

આ પ્રસંગને સમાપ્ત કરવાની ઇચ્છાથી વાતના પ્રવાહને બદલતાં સાર્વભૌમે કહ્યું: " આપ તો મારા જે કંઇ છો તે છોજ, મારી કોઈ વાતથી ખોટું લગાડશો નહિ. મારો-તમારો તો સંબંધજ એવો છે, કોઈ અનુચિત વાત મોંમાંથી નીકળી ગઇ હોય તો ક્ષમા કરજો."

આચાર્યે કંઈક ઉપેક્ષા કરતાં કહ્યું: " ક્ષમાની આમાં શી વાત છે! હું ભગવાનને પ્રાર્થના કરીશ કે, તેઓ આપના નાસ્તિકોના જેવા વિચારોમાં પરિવર્તન કરે અને આપને તેમના કૃપાપાત્ર બનાવે."

હસતાં હસતાં સાર્વભૌમે કહ્યું: "આપના પરજ ભગવાનની અનંત કૃપા છે. તેમાંથી થોડો ભાગ મને પણ આપી દેજો. હા, એ સંન્યાસી મહારાજને કાલે મારા તરફથી ભોજનનું નિમંત્રણ આપજો. કાલે મારી ઇચ્છા તેમને અહીં મારે ઘેરજ ભિક્ષા કરાવવાની છે."

આ પછી થોડી બીજી અહીં તહીંની બે-ચાર વાતો થઈ અને અંતે મુકુંદ દત્ત સાથે ગોપીનાથ આચાર્ય પ્રભુને સ્થાને ચાલ્યા ગયા. સાર્વભૌમના શુષ્ક તર્કોથી મુકુંદ દત્તને મનોમન ઘણુંજ દુઃખ થતું હતું અને આચાર્ય પણ કંઈક ઉદાસ હતા.

પ્રભુની પાસે જઇને ગોપીનાથ આચાર્યે સાર્વભૌમ સાથે જે જે વાતો થઇ હતી તે સંક્ષેપમાં સંભળાવતાં કહ્યું:-"પ્રભો! મને બીજી કશી વાતનું દુઃખ નથી. દુઃખનું મુખ્ય કારણ એ છે કે, સાર્વભૌમ મારા માણસ હોવા છતાં પણ આવા વિચાર રાખે છે. પ્રભો! તેમના ઉપર કૃપા થવી જોઇએ. તેમના જીવનમાંથી નીરસતાને કાઢી નાખીને સરસતાનો સંચાર કરો. એજ મારી શ્રીચરણોમાં વિનમ્ર પ્રાર્થના છે."

પ્રભુએ કંઇક સંકોચપૂર્વક પોતાની લાચારી દર્શાવતાં કહ્યું:-"આચાર્યજી! આપ આ કેવી ભ્રમોત્પાદક વાત

કરો છો? સાર્વભૌમ તો મારા પૂજ્ય છે-માન્ય છે. તેઓ મારા ઉપર પુત્રની પેઠે સ્નેહ રાખે છે, તેમનાથી વધારે પુરીમાં મારા શુભચિંતક બીજા કોણ હશે? તેમનાં ચરણ-કમળોનો આશ્રય લઈને તો હું અહીં પડયો છું. તેઓ મારે માટે જે પણ વિચારશે તેમાં મારૂ કલ્યાણ થશે. જે વાતથી તેમને મારા અમંગળનો સંભવ જણાતો હશે, તે તેઓ અવશ્યજ કહેશે. આ વાતમાં તો મારૂ કલ્યાણ છે. જો ગુરુજન થઈને તેઓ મારી પ્રશંસાજ કરતા રહે, તો હું આ કાચી ઉમરમાં સંન્યાસ-ધર્મનું પાલન કેવી રીતે કરી શકું? આપ તેમની કોઈપણ વાતનું ખોટું લગાડતા નહિ અને સદા તેમના પ્રત્યે પૂજ્યભાવ રાખજો. તેઓ મારા-તમારા-સૌના પૂજ્ય છે. તેઓ શિક્ષક, ઉપદેશક, આચાર્ય તથા મારા હિતચિંતક છે.” આ પ્રકારે નમ્રતા-પૂર્વક આચાર્યને સમજાવીને પ્રભુએ તેમને વિદાય કર્યા અને પોતે ભક્તો સાથે શ્રીકૃષ્ણકીર્તન કરવા લાગ્યા.



# सार्वभौम भक्त कथा।

भवापवर्गो भ्रमतो यदा भवेज्जनस्य तर्ह्यच्युत सत्समागमः ।
सत्संगमो यर्हि तदैव सद्गतौ परावरेशे त्वयि जायते मतिः ॥
(શ્રીમદ્ભાગવત ૧૦-૫૧-૫૪)

અર્થાત્ હે અચ્યુત ! સંસારની વિવિધ યેનિઓમાં ફરનારા પુરુષના બંધનને જ્યારે તમારા અનુગ્રહથી નાશ થવાનો સમય આવે છે, ત્યારેજ તેને સત્સંગ પ્રાપ્ત થાય છે. અને જ્યારે સાધુ-સમાગમ થાય છે, ત્યારે સાધુઓને શરણે જવા યોગ્ય, કાર્ય-કારણોના નિયંતા આપ પરમેશ્વરમાં બુદ્ધિ સ્થિર થાય છે.

પૂર્વજન્મોનાં પાપોને સંચય વધારે ન હોય, ભગવત્કૃપા હોય અને કોઈપણ પ્રકારે ભલેને, હૃદયમાં શ્રદ્ધાભાવ હોય તો એવા પુરુષના ઉદ્ધારમાં વાર લાગતી નથી. સાધુ-સમાગમ થતાંજ મોટા મોટા દુરાચારીઓ દુષ્કર્મોને પરિત્યાગ કરીને પરમ ભાગવત બની ગયા છે. સત્સંગને મહિમાજ એવો અપાર છે. ત્યારે તો ભર્તૃહરિજીએ કહ્યું છે કેઃ—

'सत्सगंतिः कथय किं न करोति पुंसाम्'

અર્થાત્ "સત્સંગથી મનુષ્યનું કયું ભલું થઈ શકતું નથી ?" સારાંશ એ છે કે, સત્સંગથી સર્વ પ્રકારનાં બંધન છિન્નભિન્ન થઈ જાય છે, પરંતુ બધાને સત્સંગ પ્રાપ્ત કરવાનું સદ્ભાગ્ય હોતું નથી. જેનાં સંસારી બંધનો છૂટવાનો સમય નજીક આવી પહોંચ્યો છે, જેના ઉપર આદિપુરુષ

અચ્યુતનો પૂરેપુરો અનુગ્રહ છે, તેનેજ સાધુ પુરુષોનો સત્સંગ પ્રાપ્ત થઇ શકે છે.

સાર્વભૌમ ભટ્ટાચાર્ય વિદ્વાન હતા, પંડિત હતા, શાસ્ત્રજ્ઞ હતા અને વર્ણાશ્રમ ધર્મમાં શ્રદ્ધા રાખતા હતા. શાસ્ત્રોક્ત વૈદિક કર્મોને પણ તેઓ યથાશક્તિ કરતા હતા તથા અંદર ને અંદર પ્રભુપ્રાપ્તિ માટે તરફડતા પણ હતા. આવી દશામાં તેઓ ભગવત્કૃપાને સર્વથા યોગ્ય હતા. તેમને સાધુસમાગમ મળવોજ જોઇએ. તેથી જાણે સાર્વભૌમનાજ ઉદ્ધારમાટે પ્રભુ વૃંદાવન નહિ જતાં પુરી પધાર્યા અને સૌથી પહેલાં સાર્વભૌમના ઘરનેજ પોતાની પદ-રજથી પરમપાવન બનાવ્યું; તે ભક્તાગ્રગણ્ય સાર્વભૌમ મહાશયનાં ચરણોમાં અમારા કોટિ કોટિ નમસ્કાર છે.

સાર્વભૌમના નિમંત્રણને સ્વીકારીને પ્રભુ તેમને ઘેર ભિક્ષા કરવા પધાર્યા. સાર્વભૌમે તેમને શ્રદ્ધાપૂર્વક ભિક્ષા કરાવી, અને તેમનો સંન્યાસીને યોગ્ય સત્કાર કર્યો. અંતમાં વાત્સલ્યભાવ દર્શાવતાં તેમણે ઘણાજ સ્નેહપૂર્વક કહ્યું:–"સ્વામીજી ! મારી એક પ્રાર્થના છે કે હજુ આપની ઉંમર ઘણી નાની છે, આ અવસ્થાનો વૈરાગ્ય ઘણે ભાગે સ્થાયી નથી હોતો. મોટા ભાગના આ ઉંમરવાળા ત્યાગીઓનો વૈરાગ્ય થોડા સમયમાં મંદ પડી જાય છે અને વૈરાગ્ય વિના ત્યાગ ટકી શકતો નથી. તેથી નાની ઉંમરના મોટા ભાગના સાધુઓ પોતાના ધર્મથી પતિત થઈ જાય છે. તેથી આપે નિરંતર એવાં કાર્યોમાં યોજાઈ રહેવું જોઇએ કે જેથી સંસારી વિષયો પ્રત્યે અધિકાધિક વૈરાગ્યના ભાવ ઉત્પન્ન થતા રહે. અમારે ત્યાં વેદાંત–દર્શનના કેટલાયે પાઠ થાય છે, આપની ઇચ્છા હોય તો અહીં આવીને સાંભળ્યા કરજો. નવરા રહેવાથીજ મનમાં ખરાબ ખરાબ વિચારો ઉત્પન્ન થાય છે. જે નિરંતર શુભ કર્મોમાં આત્મશુદ્ધિની ઇચ્છાથી જોડાઇ રહે છે, તેના મનમાં ખરાબ વિચારો ઉપજી શકતાજ નથી. તેથી આપ પાઠશાળામાં

આવીને વેદાંત-સૂત્રોની વ્યાખ્યા સાંભળ્યા કરો. એજ સાધક-સંન્યાસીઓનો પરમ ધર્મ છે."

હાથ જોડીને વિનીતભાવે મહાપ્રભુએ કહ્યું:-"મારૂં સદ્ભાગ્ય છે કે આપ જેવા ગુરુજન પોતેજ મારા કલ્યાણની વાતો વિચાર્યા કરે છે. જેના ભલા માટે ગુરુજનોનાં હૃદયોમાં ચિંતા છે, તે કદી પતિત થઇજ શકતો નથી. મારી પણ ઇચ્છા હતી કે, આપનાં ચરણોમાં કંઇક ઉપદેશ સંભળાવવા માટે પ્રાર્થના કરૂં, પરંતુ સંકોચવશ હું મારા મનના ભાવો વ્યક્ત કરી શકયો નહિ. આપે મારા મનની વાત કહ્યા વિનાજ જાણી લીધી. હું અવશ્યજ આવતી કાલથી વેદાંત-સૂત્રોની વ્યાખ્યા સાંભળ્યા કરીશ."

પ્રભુની આ વાતથી સાર્વભૌમ મહાશયને ઘણો આનંદ થયો. યોગ્ય અધ્યાપકને જો સમજુ અને અધિકારી વિદ્યાર્થી ભણાવવા માટે મળી જાય તો તેથી વધારે પ્રસન્નતા તેમને બીજી કોઇ પણ વસ્તુથી થતી નથી. ગુરુનું હૃદય નિરંતર યોગ્ય શિષ્યની શોધ કર્યા કરે છે, અને પોતાના યોગ્ય શિષ્યને પામીને તે તેને સર્વસ્વ સમર્પણ કરવાને માટે તત્પર રહ્યા કરે છે.

બીજે દિવસથી મહાપ્રભુ વેદાન્ત-સૂત્રોનું શારીરક ભાષ્ય સાંભળવા લાગ્યા. સાર્વભૌમ મહાશય ઘણાજ ઉત્સાહથી ઉલ્લાસપૂર્વક શારીરક ભાષ્યનું પ્રવચન કરવા લાગ્યા. પાઠ ભણાવતાં ભણાવતાં આનંદને લીધે તેમનો ચહેરો ચમકવા લાગતો અને તેઓ પોતાના સમસ્ત પાંડિત્યને દર્શાવતા વિસ્તારપૂર્વક પાઠ સંભળાવતા હતા. મહાપ્રભુ ચુપચાપ એકાગ્ર દષ્ટિથી મસ્તક નીચું રાખીને પાઠ સાંભળ્યા કરતા. વચમાં તેઓ એક પણ શબ્દ બોલતા નહિ. આ પ્રકારે સતત સાત દિવસ સુધી તેઓ બરાબર પાઠ સાંભળતા રહ્યા. જ્યારે ભટ્ટાચાર્યે જોયું કે, આ તો બોલતાજ નથી, કોણ જાણે એમના સમજ્યામાં આ વ્યાખ્યા આવે છે કે નહિ, વિષય ઘણોજ ગૂઢ છે, અને સંભવ છે કે

તેઓ તે ન પણ સમજી શકતા હોય તેથી તેમણે પૂછયું:-
"સ્વામીજી! આપ તો ચૂપચાપ બેસીને સાંભળ્યાજ કરો છો; પાઠ સારો થયો કે ખરાબ-એ આપ કંઇ કહેતા નથી!"

મહાપ્રભુએ વિનીત ભાવે કહ્યું:-"આપે મને પાઠ સાંભળવાનીજ આજ્ઞા આપી હતી, તેથી આપની આજ્ઞા શિરોધાર્ય કરીને પાઠ સાંભળ્યા કરૂં છું."

કંઇક હસીને પ્રેમપૂર્વક સાર્વભૌમ ભટ્ટાચાર્યે કહ્યું:-
"સાંભળવાનો અર્થ એવો થોડો છે કે પથ્થરની મૂર્તિની પેઠે મૂંગા બનીને સાંભળ્યાજ કરવું? જ્યાં જે વાત સમજવામાં ન આવે, તે ફરીથી પૂછવી જોઇએ. કોઇ શંકા ઉત્પન્ન થાય તો તે પૂછીને તેનું સમાધાન પણ કરાવી લેવું જોઇએ. પાઠ સાંભળવાનો અર્થ એ છે કે તે વિષયમાં નિઃશંક થઇ જવું. પાઠનો વિષય એવો હૃદયંગમ થઇ જાય કે પછી કોઇ શંકાજ ઉઠી શકે નહિ. કહો, બધું આપના સમજ્યામાં તો આવે છે ને?"

કંઇક શરમાઇને પ્રભુએ કહ્યું:-"ભલા, હું મૂર્ખ આ ગહન વિષયને સમજીજ શું શકું અને થોડો ઘણો સમજી પણ લઉં તો આપની આગળ શંકા પૂછવાનું સાહસજ કેમ કરીને કરી શકું?"

સરળતાપૂર્વક ભટ્ટાચાર્યે કહ્યું: "એવી વાત નથી. જે સમજ્યામાં ન આવે તે પૂછવું જોઇએ. સંકોચ કરવાથી કામ કેમ ચાલશે?"

પ્રભુએ કંઇક શરમાઇને સંકોચાતાં સંકોચાતાં ધીરેથી કહ્યું: "ભગવાન વ્યાસદેવનાં સરળ સૂત્રોનો શબ્દાર્થ તો ઘણી સહેલાઇથી મારા સમજ્યામાં આવી જાય છે, પરંતુ ભાષ્ય સાંભળતાંજ બધો મામલો બગડી જાય છે. મને એમ લાગે છે કે, ભગવાન્ ભાષ્યકારે પોતાના એકદેશીય અર્થને માટે શબ્દોની ખૂબ ખેંચતાણુ કરી છે અને જે અર્થ સૂત્રમાંથી લક્ષિતજ થતો નથી, તે જબરદસ્તીથી

ઉપજાવી કાઢવામાં આવ્યો છે."

મહાપ્રભુની આ વાત સાંભળતાંજ ભટ્ટાચાર્ય તથા પાઠ સાંભળનારા બધા વિદ્યાર્થીઓના કાન ઉભા થઇ ગયા. તેઓ આશ્ચર્યની દૃષ્ટિથી પ્રભુના મુખ તરફ જોવા લાગ્યા. ભટ્ટાચાર્યે કંઇક આશ્ચર્ય દર્શાવતાં કહ્યું:–"આપ આ કેવી વાત કરો છો? શ્રુતિનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય નિર્ગુણ નિરાકાર અદ્વિતીય બ્રહ્મની સિદ્ધિ કરવાનોજ છે. શારીરક ભાષ્યમાં તેજ નામ–રૂપથી રહિત અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે."

પ્રભુએ ધીરેથી કહ્યું:–"હું નિરાકાર નિર્ગુણ રૂપનું વર્ણન સ્વીકારૂં છું. હું એમ કયાં કહું છું કે, શ્રુતિઓમાં નિરાકાર બ્રહ્મનું વર્ણન છેજ નહિ. પરંતુ ભાષ્યકારે સગુણ સાકાર રૂપને જે એકદમ ગૌણ અને ઉપેક્ષણીય ઠરાવી દીધું છે, તેને હું નથી માનતો. આ તો એકપક્ષી સિદ્ધાંત થયો. ભગવાનનાં તો સગુણ–નિર્ગુણ સાકાર–નિરાકાર બન્નેજ રૂપો મુખ્ય અને આદરણીય છે. શ્રુતિ જ્યાં 'एकमेवाद्वितीयम्' અર્થાત્ તે બ્રહ્મ એક અદ્વિતીયજ છે. 'नेह नानास्ति किञ्चन' અર્થાત્ સંસારમાં આ જે વિવિધતા દેખાય છે તે કંઇજ નથી. 'सर्वं खल्विदं ब्रह्म' અર્થાત્ આ જે બધું દેખાય છે, તે બધું બ્રહ્મજ છે; વગેરે કહી કહીને સર્વવ્યાપી નિર્ગુણ–નિરાકાર રૂપનું વર્ણન કરે છે ત્યાં—

अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ।
स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता तमाहुरग्र्यं पुरुषं महान्तम् ॥
(શ્વેતા. ઉપ. ૩–૧૯)

અર્થાત્ તેના કુદરતી હાથપગ નથી, પરંતુ તે ગ્રહણ કરે છે અને જોરથી ચાલે છે. આંખ ન હોવા છતાં જુએ છે. કાનો વિના પણ શબ્દોને સાંભળે છે. તે સમસ્ત જાણવા યોગ્ય વિષયોને સારી રીતે જાણે છે, પરંતુ તેને કોઇ જાણતું નથી. તેનેજ આદિ મહાન્ પુરુષ કહે છે.

'बहु स्याम्' અર્થાત્ હું એકમાંથી બહુ થાઉં છું, 'स ईक्षते' અર્થાત્ તે જુએ છે; વગેરે શ્રુતિઓમાં પ્રત્યક્ષ રીતે ભગવાનના સગુણ સાકાર રૂપનું વર્ણન છે તથા તેમની દિવ્ય લીલા અને કર્મોનું પણ વર્ણન છે. તેને ગૌણ કહીને છોડી દેવી એ કેવળ બુદ્ધિની વિલક્ષણતાજ દર્શાવે છે. મારી સમજ પ્રમાણે તો ભગવાન ભાષ્યકારે માત્ર બુદ્ધિને તીક્ષ્ણ કરવાના ઉદ્દેશથીજ એવી વ્યાખ્યા કરી હશે. જે કેવળ બુદ્ધિપ્રધાન છે, તેઓને માટે વિચારની પરાકાષ્ઠા કરવામાં આવી હશે. સાચેજ, ભાષ્યકારે પોતાની પ્રતિભાશાળી બુદ્ધિનો ઘણોજ અદ્ભુત પરિચય આપ્યો છે. જેઓ વિચારનેજ મુખ્ય માને છે, તેઓ આથી વધારે વિચાર કરીજ શકે નહિ. પરંતુ હૃદયપ્રધાન શ્રેષ્ઠ ભાવિક ભક્તોને આ ખેંચી તાણીને કરેલી વ્યાખ્યાથી સંતોષ થશે નહિ."

સાર્વભૌમ ભટ્ટાચાર્યે કહ્યું:–" ભાઈ ! આ આપણા ઘરની વાત થોડીજ છે. ભગવાન વ્યાસદેવજીના અભિપ્રાયનેજ ભાષ્યકારે સ્પષ્ટ કર્યો છે; તેમણે પોતાના તરફથી થોડુંજ કંઇ કહ્યું છે ! "

કંઇક મંદમંદ હસતાં પ્રભુએ કહ્યું: "આપની આગળ વધારે બોલવું એ ધૃષ્ટતા ગણાય, પરંતુ પ્રસંગવશ કહેવુંજ પડે છે. ભગવાન વ્યાસદેવના અભિપ્રાયને ઠીક ઠીક તેમણેજ વ્યક્ત કર્યો છે, એમ આપણે કેમ કરીને કહી શકીએ ? એજ સૂત્રોનું ભાષ્ય ભગવાન રામાનુજે વિશિષ્ટાદ્વૈતપર કર્યું છે અને ભગવાન મધ્વાચાર્યે શારીરક ભાષ્યથી બરાબર વિરુદ્ધ એજ સૂત્રો વડે દ્વૈત મતનું પ્રતિપાદન કર્યું છે. એ બધાજ પૂજ્ય, માન્ય અને આદરણીય મહાપુરુષો છે. એમાંથી કોની વાતને ખોટી માનવી ? તેથી કહેવું પડે છે કે, એ ત્રણેયે પોતપોતાના દૃષ્ટિકોણથી ઠીકજ વ્યાખ્યા કરી છે. એ બધાએ કોઈ એક વિષયનું પ્રતિપાદન કર્યું છે. એમાંથી આજ વ્યાખ્યા સર્વમાન્ય હોઇ શકે એમ હું નથી માનતો. આ બધી વ્યાખ્યાઓ એક-

દેશી છે. આપજ વિચારો કે જેમણે છ શાસ્ત્ર અને અઢાર પુરાણ તથા પંચમ વેદ મહાભારત બનાવીને પણ શાંતિ પ્રાપ્ત કરી નહિ, અને પૂર્ણ શાંતિ પ્રાપ્ત કરવા માટે જેમણે બધા વેદ-શાસ્ત્રોનો સાર સંગ્રહ કરીને શ્રીમદ્ ભાગવતની રચના કરી અને તે રચીનેજ અનંત શાંતિ પ્રાપ્ત કરી, તેઓજ ભગવાન્ વ્યાસદેવ શ્રીમદ્‌ભાગવતમાં શું કહે છે?

अहो भाग्यमहो भाग्यं नन्दगोपव्रजौकसाम्।
यन्मित्रं परमानंदं पूर्णं ब्रह्म सनातनम् ॥

(૧૦-૧૪-૩૨)

અર્થાત્ વ્રજમાં રહેનારા નંદ વગેરે ગોપબાળોના ભાગ્યની પ્રશંસા કોણ કરી શકે કે જેમના મિત્ર પરમ આનંદસ્વરૂપ સાક્ષાત્ સનાતન પૂર્ણબ્રહ્મ છે?' આ પ્રકારના ઉદ્‌ગારોને વ્યક્ત કરનારા વ્યાસદેવ એવો આગ્રહ કરે કે 'ના, બ્રહ્મનું નિર્ગુણ-નિરાકાર રૂપજ યથાર્થ છે, બાકી બધું કલ્પિત અને મિથ્યા છે.' તો એ વાત કંઇ સમજવામાં આવતી નથી. જેઓ શ્રીકૃષ્ણને સનાતન પૂર્ણબ્રહ્મ બનાવીને ગામના ગમાર ગોપબાલોના ભાગ્યની અતિશય પ્રશંસા કરે છે, તેઓ આ પ્રકારનો આગ્રહ કરે એ કંઈક વિચાર કરવાયોગ્ય બાબત છે."

કંઇક નિરુત્તર જેવા થઇને સાર્વભૌમે ક્ષણવાર વિચાર કરીને કહ્યુંઃ– "ત્યારે તો ભગવાન શંકરના પૂરા સિદ્ધાંતનું ખંડન થઇ જાય છે. તેમણે તો પોતાના બધા ગ્રંથોમાં નિર્વિશેષ બ્રહ્મનુંજ વિવિધ પ્રકારે પ્રતિપાદન કર્યું છે અને આ નામ-રૂપાત્મક દશ્યજગતને મિથ્યા બતાવીને પોતાનેજ પરબ્રહ્મ માનવાનું કહ્યું છે."

પ્રભુએ કંઇક જલદીથી કહ્યુંઃ–" આમાં ખંડનમંડનની શી વાત છે? બુદ્ધિ પણ ભગવાનની આપેલીજ છે ને! આ બધા બુદ્ધિના ચમત્કાર છે. ભગવાન્ શંકરે–અદ્વૈતસિદ્ધાંતનું પ્રતિપાદન કરીને સાથેજ વિચારોનો અંત-

જ આણીને દર્શાવી આપ્યો છે! તર્કશક્તિ અને વિચાર-શક્તિને તેમણે પરાકાષ્ઠાએ પહોંચાડી દીધી છે. જીવજ બ્રહ્મ છે, એ તેમના મગજના સર્વોચ્ચ વિચારોનો સર્વોત્કૃષ્ટ એક ભાવજ છે. તેમના હૃદયને તો પૂછો કે, યથાર્થ વાત શું છે? જે જીદગીભર 'अहं ब्रह्मास्मि' 'હું બ્રહ્મ છું, હું બ્રહ્મ છું' એ સિદ્ધાંતનો પ્રચાર કરતા કરતા અભેદભાવનો પ્રચાર કરતા રહ્યા, તેમનાજ મુખેથી એકાંતમાં ગંગાજીના કિનારા ઉપર અશ્રુ વહાવતાં વહાવતાં જે ઉદ્ગાર આપોઆપ નીકળી પડયા છે, તેના તરફ તો ધ્યાન આપો. જુઓ, તેઓ કેટલા કરુણ સ્વરથી અશ્રુ વહાવતાં ગદ્ગદ્ કંઠથી પ્રભુ સમક્ષ પ્રાર્થના કરે છે કે–

सत्यपि भेदापगमे नाथ! तवाहं न मामकीनस्त्वम्।
सामुद्रो हि तरङ्गः क्वचन समुद्रो न तारङ्गः॥

(ભ. શંકરાચાર્યની ષ. પ.)

"હે નાથ! ગમે તો તમારામાં અને જગતમાં ભેદ ન હોય તોપણ મારા સ્વામી! હું તમારો છું, તમે મારા નથી. જો સમુદ્ર તથા મોજા—તરંગમાં ભેદ ન હોય તો પણ લોકો 'સમુદ્રનાં મોજાં' એમજ કહે છે; 'મોજાનો સમુદ્ર' એવું કોઇ કહેતું નથી." આ એ મહાપુરુષનું વાક્ય છે કે જે જગતને ત્રણે કાળમાં કંઇજ માનતા નહોતા, જેમની દૃષ્ટિમાં હું–મારૂં તથા જન્મ–મૃત્યુ બધું ખાલી કલ્પનાજ છે, પરંતુ આ વાતો તેમના મગજની હતી. એ તેમના શ્રેષ્ઠ અને નિષ્કપટ શુદ્ધ હૃદયના ઉદ્ગાર છે. ત્યારે તો ભગવાન વ્યાસદેવે કહ્યું છે કે–

आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे।
कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः॥

(શ્રીમદ્ભાગવત ૧-૭-૧૦)

અર્થાત્ જેઓ શાસ્ત્રીય જ્ઞાનથી પર થઇ ગયેલા છે, જેમની અહંતા–મમતારૂપી હૃદય–ગ્રંથિઓ છૂટી ગઇ છે

અને જે મૌન રહીને સદા આત્મામાંજ રમણ કર્યા કરે છે, એવા જ્ઞાની પુરુષો પણ ભગવાનસ્વરૂપમાં—ઉરૂક્રમમાં નિષ્કામ ભક્તિ રાખે છે; કેમકે તે શ્રીહરિના ગુણજ એવા અદ્ભુત છે કે સમજુ માણસ તેમની ભક્તિ કર્યા સિવાય રહીજ શકતો નથી.

પ્રભુના મુખેથી આ વાત સાંભળીને પોતાની શરમ દૂર કરવા માટે સાર્વભૌમે કહ્યું:–" હા, હા; આ શ્લોક-નો આપ શું અર્થ કરો છો? તે તો મને સંભળાવો."

પ્રભુએ ઘણીજ નમ્રતાથી કહ્યું:–" ભલા, હું આપની આગળ શ્લોકની વ્યાખ્યા કરવા યોગ્ય છું? એ કામ તો આપનુંજ છે. આપ મને તેની વ્યાખ્યા કરીને સંભળાવો. જ્યાં મારા સમજ્યામાં નહિ આવે ત્યાં પૂછી લઇશ."

હજુસુધી તો સાર્વભૌમ કંઈ ઉત્તર આપવા અસમર્થ હતા, તેથી તેઓ એકીટસે તેમના મુખ તરફ જોતા જોતા તેમની વાતો સાંભળી રહ્યા હતા. હવે તેમને પોતાનું પાંડિત્ય દર્શાવવાનો કંઇક પ્રસંગ મળ્યો. તેથી ઘણા હર્ષપૂર્વક વિવિધ પ્રકારની શંકાઓ ઉઠાવીને અને શાસ્ત્રીય પ્રમાણ આપીને તેમણે આ એકજ નાનકડા શ્લોકની નવ પ્રકારે વ્યાખ્યા કરી અને જુદા જુદા નવ પ્રકારના અર્થ કરી બતાવ્યા. પોતાની વ્યાખ્યા સમાપ્ત કરતાં પોતાના પાંડિત્યની પ્રશંસા સાંભળવાની ઉત્સુકતાથી તેઓ તેમના તરફ જોવા લાગ્યા.

પ્રભુએ તેમની અત્યંત પ્રશંસા કરતાં કરતાં કહ્યું:– "ધન્ય છે, આપના પાંડિત્યની મેં જેવી પ્રશંસા સાંભળી હતી, તેનો પરિચય મેં અહીં આવીને પ્રત્યક્ષજ મેળવી લીધો છે. આટલી પાંડિત્યપૂર્ણ વ્યાખ્યા આપજ કરી શકો છો, બીજા પંડિતનું એ કામ નહિ કે આટલી સરળતાથી નવ પ્રકારના અર્થો ખેંચતાણ વિના સરળતાથી કહી શકે; પરંતુ આ નવ અર્થો સિવાય બીજા પણ કેટલાયે પ્રકારે આ શ્લોકના અર્થ થઇ શકે છે."

અત્યંત આશ્ચર્ય દર્શાવતાં આદરપૂર્વક ભટ્ટાચાર્ય સાર્વભૌમ કહેવા લાગ્યાઃ–"શું કહો છો! મારા અર્થોસિવાય બીજા પણ એના અર્થ થઇ શકે છે? જો આપ કરી શકતા હો તો તે સંભળાવો."

પ્રભુએ સરળતાપૂર્વક વિનમ્ર સ્વરે કહ્યું: "હું શું કરી શકું! આ પ્રકારેજ આપ ગુરુજનોને મુખેથી મેં કંઇક થોડી ઘણી વ્યાખ્યા સાંભળી છે, તેમાંથી જે કંઈ થોડીઘણી યાદ છે, તે આપની આજ્ઞાથી સંભળાવું છું." એમ કહીને મહાપ્રભુએ અઢાર રીતે આ શ્લોકની વ્યાખ્યા કરી બતાવી.

મહાપ્રભુના મુખદ્વારા આવી પાંડિત્યપૂર્ણ વ્યાખ્યા સાંભળીને સાર્વભૌમ ભટ્ટાચાર્યના આશ્ચર્યનું ઠેકાણુંજ રહ્યું નહિ; તેઓ પોતાની જાતનું ભાન ભૂલી ગયા અને જેમ સ્વપ્નમાં કોઇ અદ્ભુત ઘટના જોઇને આશ્ચર્યપૂર્વક તેની તરફ જોતા રહે, તેજ પ્રકારે તેઓ તેમના તરફ જોતા રહ્યા. હવે તેમને તેમના મહિમાની ખબર પડી. હવે તેમના હૃદયમાં છુપાયેલી ભક્તિ જાગ્રત થઇ. જાણે આ શ્લોકની વ્યાખ્યાએજ તેમની અવ્યક્ત ભક્તિને વ્યક્ત કરી દીધી. તેઓ પોતાનું પદ, માન, પ્રતિષ્ઠા અને સન્માન વગેરેના અભિમાનને ભૂલી જઈ એક નાના બાળકની પેઠે સરળતાપૂર્વક પ્રભુનાં ચરણકમળોમાં પડ્યા. તેમણે પોતાના હાથોની લાલ રંગવાળી મોટી મોટી આંગળીઓથી તેમના બન્ને અરુણ–રતાશવાળા ચરણ પકડી લીધા અને રડતાં રડતાં 'पाहि माम्' 'रक्ष माम्' કહીને સ્તુતિ કરવા લાગ્યા—

संसारकूपे पतितो ह्यगाधे मोहान्धपूर्णे विषयातिसक्तः ।
करावलम्बं मम देहि नाथ गोविन्द दामोदर माधवेति ॥

આ સંસારરૂપી અગાધ સમુદ્રમાં ડૂબેલા વિષયાસક્ત મુજ અધમને આપના હાથોનો આશ્રય આપીને હે

નાથ! આપ ઉગારી લો. હે ગોવિંદ! હે દામોદર! હે માધવ! હું આપને શરણે છું.

આ પ્રકારે તેઓ તેમની વિવિધ પ્રકારે સ્તુતિ કરવા લાગ્યા. તે સમયે તેમને પ્રભુના શરીરમાં અદ્ભુત છ હાથવાળી મૂર્તિનાં દર્શન થયાં. તે દર્શનોથી તેમનાં બધાં જૂનાં પાપ નાશ પામી ગયાં અને તેઓ સમર્થ તાર્કિક પંડિતમાંથી આજે પરમભાગવત વૈષ્ણવ બની ગયા.

પ્રભુએ તેમને પ્રેમપૂર્વક ઉઠાડીને આલિંગન કર્યું. તેમનું આલિંગન થતાંજ તેઓ ફરીથી મૂર્છિત થઈને ઢળી પડ્યા. ઘણી વાર સુધી આ કરુણાપૂર્ણ દૃશ્ય જેમનું તેમજ રહ્યું. બધા વિદ્યાર્થીઓ મહાન આશ્ચર્ય અને કુતૂહલપૂર્વક આ દૃશ્ય જેતા રહ્યા!





# सार्वभौमनो दृढ विश्वास

महाप्रसादे गोविन्दे नाम्नि ब्रह्मणि वैष्णवे।
स्वल्पपुण्यवतां राजन् विश्वासो नैव जायते॥
(વ્યાસ. વા.)

શુકદેવજી રાજા પરીક્ષિતને કહે છે કેઃ—

ભગવાનના મહાપ્રસાદમાં, ભગવાનમાં, ભગવન્નામમાં બ્રહ્મ અથવા બ્રહ્મવેત્તામાં અને વૈષ્ણવ પુરુષોમાં અલ્પ પુણ્યવાળાઓને વિશ્વાસ નથી થતો.

અવિશ્વાસનું મુખ્ય કારણ અપ્રેમ છે. કેમકે જ્યાં પ્રેમ નથી ત્યાં વિશ્વાસ પણ નથી અને જ્યાં પ્રેમ છે ત્યાં વિશ્વાસ પણ છે. અદ્વૈત વેદાંત અનુસાર આ સમસ્ત દૃશ્ય-જગતનું અસ્તિત્વ આપણા મનના વિશ્વાસ ઉપરજ છે. જે સમયે આપણા મનમાથી આ જગતની સત્યતા ઉપરનો વિશ્વાસ ઉઠી જશે, તે દિવસે આ જગત રહેશેજ નહિ. તેથી વેદાંતી કહે છે કેઃ "તમે એ વાતનો વિશ્વાસ રાખો કેઃ-'सोऽहं' 'चिदानन्दरूपः शिवोऽहं शिवोऽम्' અર્થાત્ 'હું તેજ છું' 'હું ચિદાનંદરૂપી શિવજ છું', શિવજ છું'."

આપણી વૃત્તિ બહિર્મુખ છે; કેમકે આપણી ઇંદ્રિયો-નાં દ્વાર બહારની તરફજ છે. એથી તો આપણે બહાર-ની વસ્તુઓ ઉપરજ વિશ્વાસ રાખીએ છીએ, પરંતુ તેની અંદર જે ગુપ્ત રહસ્ય છે, તેને આપણે સમજી શકતા નથી. જેણે તે અંદર છુપાઈ રહેલા રહસ્યને જાણી લીધું છે, તે સાચેજ બધાં બંધનોથી મુક્ત થઈ ગયા છે. ભગ-વાનના પ્રસાદને બહાને કેટલા લોકો પોતાની વિષય-વાસનાઓ પૂરી કરે છે! નામનો આશ્રય ગ્રહણ કરીને લોકો આ પ્રકારનાં પાપકર્મોમાં પ્રવૃત્ત થાય છે. વાસ્તવમાં

તેઓ પ્રસાદનું અને ભગવન્નામનું માહાત્મ્ય જાણતા નથી, ત્યારે તો તેઓ ચળકતા કાચના બદલામાં હીરો આપી દે છે. જે ભગવન્નામ સર્વ પ્રકારનાં પાપોનો નાશ કરવા સમર્થ છે, તેને સોનાચાંદીનાં ઠીંકરાંના બદલે વેચનારાઓના હાથમાં એ ઠીંકરાંજ રહી જાય છે. ભગવન્નામના સાચા સુસ્વાદિષ્ટ મધુરાતિમધુર ફળથી તેઓ વંચિત રહી જાય છે. વિશ્વાસથી જેણે એક વાર મહાપ્રસાદ પ્રાપ્ત કરી લીધો, પછી તેની જીભ ખાટા–મીઠાના ભેદભાવને ભૂલી જશે. જેણે શ્રદ્ધા-વિશ્વાસપૂર્વક એક વાર ભગવન્નામનો ઉચ્ચાર કર્યો, પછી તેને સંસારી કોઇ પદાર્થની ઇચ્છા રહી શકતી નથી. એક મોટા સમર્થ મહાત્માએ અમને એક વાત સંભળાવી હતી—

એક સરળ હૃદયવાળી સ્ત્રી હતી. તેણે કદી પણ ભગવાનનું નામ લીધું નહોતું; છતાં જીવનમાં કદી કોઈ ખોટું કામ પણ કર્યું નહોતું. તેના તરફથી કોઇ પણ પ્રાણીને દુઃખ થતું નહિ. એક દિવસ તેણે એક ઘણા મોટા ભક્તના મુખેથી આ શ્લોક સાંભળ્યો—

एकोऽपि कृष्णस्य कृतः प्रणामो दशाश्वमेधावभृथेन तुल्यः ।
दशाश्वमेधी पुनरेति जन्म कृष्णप्रणामी न पुनर्भवाय ॥

(મહાભારત)

અર્થાત્ જેણે એક વાર પણ કૃષ્ણનાં ચરણકમળોમાં શ્રદ્ધાભક્તિપૂર્વક પ્રણામ કર્યા તેને દશ અશ્વમેધાદિ યજ્ઞ કરનારા પુરુષ જેટલુંજ ફળ પ્રાપ્ત થાય છે. પરંતુ એ બન્ને ફળમાં એક ઘણો મોટો ભેદ હોય છે. અશ્વમેધ યજ્ઞ કરનાર તો પાછો ફરીને ફરીથી સંસારમાં આવે છે, પરંતુ શ્રીકૃષ્ણને શ્રદ્ધાપૂર્વક પ્રણામ કરનાર ફરીથી સંસારચક્રમાં પડતો નથી. તે તો આ ચક્રથી મુક્ત થઇને હમેશાં પ્રભુનાં ચરણકમળોમાં આળોટ્યા કરે છે. આ શ્લોકના ભાવને સાંભળતાંજ તે સરળ હૃદયવાળી સ્ત્રી આકુળવ્યાકુળ થઇ ઉઠી. તેને સમસ્ત શરીરમાં રોમાંચ થઈ આવ્યાં. આંખોમાંથી આંસુઓની ધારા વહેવા લાગી. 'ગદ્ગદ્ કંઠે ભાંગી

તૂટી વાણીમાં તેણે ઘણાજ પશ્ચાત્તાપના સ્વરમાં કહ્યું:– "હાય! મેં હજુ સુધી એક દિવસ પણ ભગવાનનાં ચરણ-કમળોમાં પ્રણામ કર્યા નથી." એટલું કહીને જેવી તે પ્રણામ કરવા જાય છે, તેવીજ તે આ નશ્વર શરીરનો ત્યાગ કરીને શ્રીહરિના અનંત ધામમાં ચાલી ગઇ. આનું નામ શ્રદ્ધા–વિશ્વાસ છે. આવાજ વિશ્વાસથી પ્રભુનાં ચરણ-કમળોની પ્રાપ્તિ થઇ શકે છે. કબીરદાસજીએ કહ્યું છે કે:—

ગાયા તિન પાયા નહીં, અનગાયે તે દૂર;
જિન ગાયા વિશ્વાસ ગ્રહિ, તિનકે સદા હુજૂર.

સાર્વભૌમ ભટ્ટાચાર્યને પ્રભુનાં ચરણકમળોમાં પૂર્ણ શ્રદ્ધા બેસી ગઈ હતી. શાસ્ત્રનું વચન છે કે, હૃદયમાં ભગવાનની ભક્તિ ઉત્પન્ન થવાથી બધા સદ્‌ગુણ આપો-આપજ બોલાવ્યા વિના હૃદયમાં આવીને નિવાસ કરવા લાગે છે. સદ્‌ગુણ તે ભગવદ્‌ભક્તિની છાયા છે. છાયા–પડછાયો શરીરને છોડીને બીજી જગ્યાએ રહીજ શકતો નથી. કોઇ એકમાં વિશ્વાસ થતાં બધાં સત્કર્મોમાં આપો-આપજ શ્રદ્ધા થઇ શકે છે.

એક દિવસ મહાપ્રભુ અરુણોદયસમયે શ્રીજગન્નાથ-જીનાં શયનોત્થાન–ઉથાપનનાં દર્શન કરવા ગયા. તેમણે દર્શન કરી લીધા પછી પૂજારીએ તેમને પ્રસાદી માળા અને પ્રસાદી અન્ન આપ્યું. તેમણે તે મહાપ્રસાદને ખૂબ આદરપૂર્વક હાથ લંબાવીને લીધો અને પોતાના વસ્ત્રમાં બાંધીને તેઓ સાર્વભૌમ ભટ્ટાચાર્યના ઘર તરફ ચાલ્યા. તેઓ સૂચના આપ્યા સિવાયજ અંદર ચાલ્યા ગયા. સાર્વ-ભૌમ તે સમયે નિદ્રામાંથી જાગીને ભગવન્નામોનું ઉચ્ચા-રણ કરતા કરતા પથારીમાંથી ઉઠતાજ હતા, એટલામાં મહાપ્રભુ ત્યાં પહોંચી ગયા. તેમને જોતાંજ સાર્વભૌમ જલદી જલદી પથારીમાંથી ઉઠયા અને તેમનાં ચરણ-કમળોમાં સાક્ષાત્ દંડવત્ પ્રણામ કર્યા તથા તેમને બેસ-વાને માટે સુંદર આસન આપ્યું. આસન ઉપર બેસતાં-જ તેમણે પોતાનાં વસ્ત્રોમાંથી ભગવાનનો પ્રસાદ કાઢીને

સાર્વભૌમને આપ્યો. મહાપ્રભુ આજે કૃપા કરીને પોતાના હાથ વડે પ્રસાદ આપે છે. એ વિચારીને સાર્વભૌમના આનંદનું કંઇ ઠેકાણુંજ ન રહ્યું. તેમણે દીન–હીન અભ્યાગતની પેઠે તે મહાપ્રસાદ ગ્રહણ કર્યો અને હાથમાં આવતાંજ–શૌચાદિથી નિવૃત્ત થયા વિનાજ—એમ ને એમજ વાસી મુખે તેઓ એ પ્રસાદ ખાવા લાગ્યા. પ્રસાદ ખાતા જતા હતા અને આનંદપૂર્વક પદ્મ પુરાણના આ શ્લોકને બોલતા જતા હતા—

शुष्कं पर्युषितं वाऽपि नीतं वा दूरदेशतः।
प्राप्तिमात्रेण भोक्तव्यं नात्र कालविचारणा॥
न देश नियमस्तत्र न काल नियमस्तथा।
प्राप्तमन्नं द्रुतं शिष्टैर्भोक्तव्यं हरिरब्रवीत्॥

અર્થાત્ મહાપ્રસાદ ગમે તો સૂકો હોય, વાસી હોય અથવા દૂર દેશથી આણેલો હોય, તે મળતાંજ ખાઇ લેવો જોઇએ. તેમાં કાળનો વિચાર કરવાની આવશ્યકતા નથી. મહાપ્રસાદમાં દેશકાળનો નિયમ નથી. શિષ્ટ જનોએ જ્યાં પણ ને જે સમયે પણ મહાપ્રસાદ મળી જાય, તે ત્યાંજ અને તેજ સમયે જલદીથી ખાઇ લેવો, એમ ભગવાને સાક્ષાત્ પોતાના શ્રીમુખે કહ્યું છે.

આ પ્રકારે સાર્વભૌમને વિશ્વાસપૂર્વક આનંદથી પ્રસાદ ખાતા જોઇને મહાપ્રભુના આનંદની સીમા રહી નહિ. તેઓ ભટ્ટાચાર્ય સર્વભૌમનો હાથ પકડીને નૃત્ય કરવા લાગ્યા. ભટ્ટાચાર્ય પણ બેભાન થઇને પ્રભુની સાથે પાગલ–ગાંડાની પેઠે નાચતા હતા. સાર્વભૌમની સ્ત્રી તથા શિષ્યો અને પુત્ર આ અપૂર્વ દૃશ્ય જોઇને તેનું કંઇ પણ કારણ સમજી શક્યા નહિ. મહાપ્રભુ વારંવાર સાર્વભૌમને આલિંગન આપતા અને ગદ્ગદ્ કંઠે વારે વારે કહેતાઃ– "આજે સાર્વભૌમ કૃતાર્થ થઇ ગયા, આજે વાસુદેવ સાર્વભૌમને ભગવાન વાસુદેવે પોતાને શરણે લઇ લીધા છે. આજે ભટ્ટાચાર્ય મહાશયનાં સર્વ સંસારી બંધનો છિન્નભિન્ન થઇ ગયાં છે, આજે મને સાર્વભૌમે ખરીદી લીધો

છે. આટલા મોટા શાસ્ત્રજ્ઞ અને શૌચાચાર જાણનારા સાર્વભૌમ મહાશયને જ્યારે મહાપ્રસાદ પ્રત્યે આટલો બધો દૃઢ વિશ્વાસ થઇ ગયો, તો હું માનું છું કે એમનાથી વિશેષ સંસારમાં બીજા કોઇ ભક્ત હશેજ નહિ. ભટ્ટાચાર્ય મહોદયે આજે મને કૃતકૃત્ય કરી દીધો. આજે મારૂં પુરીમાં આવવું સફળ થયું.” પ્રભુના મુખેથી આવી વાતો સાંભળીને ભટ્ટાચાર્ય સાર્વભૌમ કંઇક શરમિંદા થઇ ગયા અને વારંવાર પ્રભુનાં ચરણોની રજને પોતાના સમસ્ત શરીર ઉપર ચોળતા ચોળતા કહેવા લાગ્યાઃ-“ આ બધી આપનાં ચરણોની કૃપા છે, મુજ અધમ ઉપર કૃપા કરીનેજ આપે સંસાર-સાગરમાં ડૂબતાનો હાથ પકડીને ઉગાર્યો છે. હવે તો હું આપનો દાસાનુદાસ છું. જ્યારે જેવી પણ આજ્ઞા હશે, તેનું પાલન કરીશ.” ભટ્ટાચાર્યના મુખમાંથી આવી વાતો સાંભળીને પ્રભુ કંઇક લજ્જાના ભાવ દર્શાવતા દર્શાવતા ત્યાંથી ચાલ્યા ગયા. જ્યારે ગોપીનાથ આચાર્યે આ સમાચાર સાંભળ્યા ત્યારે તેઓ ઘણાજ પ્રસન્ન થયા.

સાંજના ભટ્ટાચાર્ય સાર્વભૌમ પ્રભુનાં દર્શન કરવા આવ્યા તે સમયે ગોપીનાથ આચાર્ય પણ ત્યાં આવી પહોંચ્યા. પ્રભુને પ્રણામ કરીને હસતાં હસતાં ગોપીનાથ આચાર્યે કહ્યુંઃ-“ કહો ભટ્ટાચાર્ય મહાશય ! મારી વાત બરાબર નીકળીને ? હવે બોલો, ક્યાં ભાગી જવાના છો ?”

જમીન ઉપર મસ્તક ટેકવીને ગોપીનાથ આચાર્યને પ્રણામ કરતાં કરતાં સાર્વભૌમે કહ્યુંઃ-“આ બધી આપનાં ચરણોની કૃપા છે, નહિ તો મારા જેવા સંસારી મનુષ્ય ઉપર પ્રભુ કૃપા કેમ કરી શકે ? આપનાજ અનુગ્રહથી મને પ્રભુનાં ચરણકમળોની પ્રાપ્તિ થઈ શકી છે.” આ પ્રકારે શિષ્ટાચારની ઘણી ઘણી વાતો ચાલ્યા પછી સાર્વભૌમ પોતાને ઘેર ચાલ્યા ગયા.



# सार्वभौमको भक्तिभाव

नौमि तं गौरचन्द्रं यः कुतर्ककर्कशाशयम् ।
सार्वभौमं सर्वभूमा भक्तिभूमानमाचरत् ॥
(ચૈતન્યચરિતામૃત મ. લી. ૬-૧)

અર્થાત્ જેમણે સાર્વભૌમ ભટ્ટાચાર્યના કુતર્ક-કર્કશ હૃદયને ભક્તિભાવપૂર્ણ બનાવી દીધું, તે સર્વશ્રેષ્ઠ શ્રીગૌરચંદ્રને હું પ્રણામ કરૂં છું.

એક દિવસ ભટ્ટાચાર્યજી મહાપ્રભુના નિવાસસ્થાને તેમનાં દર્શન માટે ગયા. તેમણે ઘણાજ પ્રેમથી તેમને બેસવા માટે આસન આપ્યું. મહાપ્રભુની આજ્ઞાથી આસન ઉપર બેઠા પછી હાથ જોડીને સાર્વભૌમે કહ્યું:–"પ્રભો! એક વાતનું સ્મરણ આવવાથી મને મારા ઉપર ઘણો તિરસ્કાર આવે છે. મેં મારા શાસ્ત્રીય જ્ઞાનના અભિમાનમાં આપને સામાન્ય સંન્યાસી માનીને ઉપદેશ આપવાનું મિથ્યાભિમાન કર્યું હતું. એથી મને ઘણું દુઃખ થાય છે. આચાર્ય ગોપીનાથજી આગળ આપની સખત ઝાટકણી પણ કાઢી હતી, તેથી હવે મને મારાં એ જૂનાં કૃત્યો ઉપર ઘણીજ શરમ આવે છે."

મહાપ્રભુએ ઘણોજ સ્નેહ દર્શાવતા કહ્યું: "આચાર્ય! આ આપ કેવી ભ્રમભરેલી વાત કરો છો? હાલ તો હું જાણું છું ત્યાં સુધી આપે મારા સંબંધમાં નથી તો કોઈ અનુચિત વાત કરી કે નથી તો કોઇ અશિષ્ટ વ્યવહાર પણ કર્યો. આપ જેવા શ્રદ્ધાળુ, શાસ્ત્રજ્ઞ વિદ્વાન પાસે કોઈ

પણ આ પ્રકારના વર્તનની આશા રાખી શકે નહિ. થોડી વાર માટે માની પણ લઇએ કે, આપે કોઇ અનુચિત વર્તન કર્યું પણ હોય તો તે ત્યાં સુધીજ હતું કે જ્યાં-સુધી મારો કે આપનો ગાઢ પ્રેમસંબંધ બંધાયો નહોતો. પ્રેમ-સંબંધ બંધાઇ ગયા પછી તો જૂની બધી વાતો ભૂલી જવામાં આવે છે. પ્રેમ થયા પછી તો એક પ્રકાર-ના નૂતન જીવનનો આરંભ થાય છે. જે પ્રકારે જન્મ થયા પછી પાછલા બધા જન્મોની વાત ભૂલાઇ જાય છે, તેજ પ્રમાણે પ્રેમ થઈ ગયા પછી તો પાછલી વાતોનું ધ્યાનજ રહેતું નથી. પ્રેમમાં શરમ, ભય, સંકોચ, શિષ્ટા-ચાર, ક્ષમા, અપરાધ વગેરે દ્વિધા ભાવ પ્રકટ કરનારી વૃત્તિઓ રહેતીજ નથી. ત્યાં તો નિત્ય નૂતન રસનો આ-સ્વાદ લીધા કરવાનુંજ બાકી રહે છે. કેમ ઠીક છે ને?"

સાર્વભૌમે આનો કંઇ પણ ઉત્તર આપ્યો નહિ. તેઓ ક્ષણવાર છાનામાનાજ બેસી રહ્યા. થોડી વાર પછી તેમણે પૂછયું:-"પ્રભો! ભગવાનનાં ચરણકમળોમાં નિષ્કામ અન-ન્ય ભક્તિ ઉત્પન્ન થઈ શકે, એવું સર્વોત્તમ સાધન કયું?"

મહાપ્રભુએ કહ્યું:-"બધાને માટે એકજ રોગમાં એકજ ઔષધિ અપાતી નથી. બુદ્ધિમાન્ વૈદ્ય પ્રકૃતિ જોઇને ઔષધિ તથા અનુપાનમાં આવશ્યકતા પ્રમાણે ફેરફાર કરી દે છે. ભોજનથી શરીરની પુષ્ટિ, ચિત્તની તુષ્ટિ અને ભૂખની નિવૃત્તિ-એ ત્રણે કામ થાય છે, પરંતુ પુષ્ટિ, તુષ્ટિ અને ક્ષુધાનિવૃત્તિ માટે બધાને એકસરખુંજ ભોજન આપ-વામાં નથી આવતું. જેને જે અનુકૂળ પડે, તેનું સેવન કરવું તેને માટે ફાયદાકારક છે. શાસ્ત્રોમાં ભગવત્પ્રાપ્તિનાં અનેક સાધન તથા ઉપાય બતાવ્યાં છે, પરંતુ આ કાળમાં તો હરિનામ-સ્મરણ સિવાય કોઇપણ બીજું સાધન સુગમ-તાથી થઇ શકતું નથી. વર્તમાન સમયમાં તો ભગવન્નામજ સર્વોત્તમ સાધન છે."

સાર્વભૌમે પૂછ્યું: "પ્રભો ! ભગવન્નામસ્મરણની પદ્ધતિ શું છે ?"

પ્રભુએ કહ્યું: "પદ્ધતિ કેવી ? ભગવન્નામની કંઇ પણ પદ્ધતિજ નથી. જ્યારે પણ સમય મળે, જ્યાં પણ બને, જે દશામાં પણ હો, ભગવન્નામોનો મુખેથી ઉચ્ચાર કરતા રહેવું જોઇએ. ભગવન્નામનો નક્કી કરેલી સંખ્યામાં જપ કરો, જે પણ પોતાને પ્રિય હોય એવા ભગવાનના રૂપનું ધ્યાન ધરો, ભગવન્નામોનું સંકીર્તન કરો, ભગવાનના ગુણાનુવાદોનું ગાયન કરો, ભગવાનની લીલાઓનું પરસ્પરમાં કથન અને શ્રવણ કરો. સારાંશ એ છે કે, જે કોઇ પણ પ્રકારે થઇ શકે તે પ્રકારે પોતાના શરીર, મન, પ્રાણ તથા ઇંદ્રિયોને ભગવત્પરાયણજ રાખ્યા કરવાનો પ્રયત્ન કરો."

સાર્વભૌમે પૂછ્યું: "પ્રભો ! ધ્યાન શી રીતે કરવું ?"

પ્રભુએ કહ્યું: "પોતાની વૃત્તિઓને બહારના વિષયોમાં જવા ન દો. કામ કરતાં કરતાં જ્યારે પણ ભગવાનનું રૂપ આપણી દૃષ્ટિથી ખસી જાય તો ઊર્ધ્વ દૃષ્ટિ કરીને (આંખોની કીકીઓને ઉપર ચઢાવીને) તે મનમોહિની મૂર્તિનું ધ્યાન કરી લેવું જોઇએ."

આ પ્રકારે ભગવન્નામના સંબંધમાં બીજી પણ ઘણી વાતો ચાલ્યા કરી. અંતે જગદાનંદ અને દામોદર પંડિતને સાથે લઇને સાર્વભૌમ પોતાને ઘેર ચાલ્યા ગયા. ઘેર જઇને તેમણે જગન્નાથજીના પ્રસાદના ભાત ભાતના ઘણા સુંદર સુંદર પદાર્થો શણગારીને એ બન્ને પંડિતો દ્વારા પ્રભુને માટે મોકલ્યા અને સાથેસાથજ પોતાની શ્રદ્ધાંજલિસ્વરૂપ નીચેના બે શ્લોક પણ બનાવીને પ્રભુની સેવામાં સમર્પણ કરવા આપ્યા. તે શ્લોકો આ પ્રમાણે છેઃ—

वैराग्यविद्यानिजभक्तियोगशिक्षार्थमेकः पुरुषः पुराणः।
श्रीकृष्णचैतन्यशरीरधारी कृपाम्बुधिर्यस्तमहं प्रपद्ये ॥
कालान्नष्टं भक्तियोगं निजं यः प्रादुष्कर्तुं कृष्णचैतन्यनामा।

आविर्भूतस्य पादारविंदे गाढं गाढं लीयतां चित्तभृङ्गः ।।
( ચૈતન્ય ચન્દ્રોદય નાટક અંક ૬-૪૩, ૪૪ )

અર્થાત્ જે દયાસાગર પુરાણ પુરુષ પોતાના જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિયોગનું શિક્ષણ આપવા માટે શ્રીકૃષ્ણ ચૈતન્ય નામવાળા શરીરને ધારણ કરીને પ્રગટ થયા છે, હું તેમને શરણે જાઉં છું. ૪૩

સમયના બદલાવાથી નષ્ટ થયેલા પોતાના ભક્તિયોગનો ફરીથી પ્રચાર કરવા માટે શ્રીકૃષ્ણ ચૈતન્ય નામથી જેઓ પૃથ્વી ઉપર અવતર્યા છે, તે શ્રીચૈતન્યનાં ચરણકમળોમાં મારૂં ભ્રમર જેવું ચિત્ત ઘણુંજ લીન થઇ જાઓ.૪૪

જગદાનંદ અને દામોદર પંડિત પ્રભુના સ્વભાવથી પૂરેપુરા પરિચિત હતા. તેઓ જાણતા હતા કે, મહાપ્રભુ પોતાની પ્રશંસા સાંભળીજ શકતા નથી. પ્રશંસા સાંભળીને પ્રસન્નતા પ્રગટ કરવાનું તો દૂર રહ્યું પરંતુ તેઓ ઉલટા પ્રશંસા કરનારા ઉપર નારાજ થાય છે, તેથી તેમણે આ બન્ને સુંદર શ્લોકોને બહાર દિવાલ ઉપર પહેલા લખી લીધા. ત્યાર પછી જઇને ભોજનસામગ્રી સાથે તે પત્ર પ્રભુના હાથમાં આપ્યો. તેમણે તે વાંચતાંજ તેના એકદમ ટુકડે ટુકડા કરીને બહાર ફેંકી દીધા. પરંતુ ભક્તોએ તો પહેલેથીજ તે લખી લીધા હતા. તેજ સમયે મુકુંદ તે કંઠસ્થ કરીને ઘણાજ સુંદર સ્વરે ગાવા લાગ્યા. બધા ભક્તોને ઘણો આનંદ થયો. થોડાજ દિવસોમાં આ શ્લોકો બધા ગૌરભક્તોની વાણીના કિંમતી શણગાર બની ગયા.

એક દિવસ સાર્વભૌમ તેમની પાસે બેસીને કંઇક ભક્તિવિષયક વાતો કરતા હતા. વાતોમાં ને વાતોમાં સાર્વભૌમ શ્રીમદ્ભાગવતનો આ શ્લોક બોલવા લાગ્યા—

तत्तेनुकम्पां सुसमीक्षमाणो भुञ्जान एवात्मकृतं विपाकम् ।
हृद्वाग्वपुर्भिर्विदधन्नमस्ते जीवेत यो मुक्तिपदे स दायभाक् ।।
( ૧૦-૧૪-૮ )

બ્રહ્માજી ભગવાનની સ્તુતિ કરતાં કરતાં કહે છે કે– "હે ભગવન્ ! જે પુરુષ તમારી કૃપાની વાટ જોતો અનાસક્ત ભાવે પોતાનાં કર્મોનું જેવું પણ પ્રાપ્ત થાય તેવું ફળ ભોગવતો તથા શરીર, વાણી અને મનથી તમારી વંદનાદિ ભક્તિ કરતો કરતો જીવન ગાળે છે; અંતે (જે પ્રકારે પિતાની કૃપાથી પુત્ર તેના ધનનો સ્વામી થાય છે, તેજ પ્રકારે) તે પુરુષ મુક્તિરૂપી ફળને પામે છે.

સાર્વભૌમ ભટ્ટાચાર્યે આ શ્લોકના અંતિમ ચરણમાં મુક્તિને બદલે 'ભક્તિ' બોલીને એવો અર્થ કર્યો કે તે ભક્તિનો અધિકારી થાય છે.

મહાપ્રભુએ હસતાં હસતાં કહ્યું: "ભટ્ટાચાર્ય મહાશય ! આપને આપના મનને અનુકૂળ અર્થ કરવામાં ભગવાન વ્યાસદેવના શ્લોકમાં પાઠ-પરિવર્તન કરવાની જરૂર નહિ પડે આપ સમજતા હશો કે, આ શ્લોકથી મુક્તિનેજ સર્વશ્રેષ્ઠતા પ્રાપ્ત થાય છે એવી વાત નથી. ભગવાન વ્યાસદેવ પોતેજ ભગવત્પાદસેવનને મુક્તિથી પણ વિશેષ વર્ણવે છે. જેમકે આ શ્લોકમાં કહ્યું છે કે—

सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत ।
दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ॥
(શ્રીમદ્‌ભાગવત ૩-૨૯-૧૩)

અર્થાત્ ભગવાનમાં ભક્તિ કરનારા ભક્તો સાલોક્ય (મારી સાથે મારા લોકમાં રહેવું), સાર્ષ્ટિ (મારા જેવું ઐશ્વર્ય ભોગવવું), સામીપ્ય (મારી પાસે રહેવું), સારૂપ્ય (મારા સમાન રૂપે થવું) અને એકત્વ (મારામાંજ મળી જવું), એ પાંચ પ્રકારની મુક્તિ હું તેમને આપું, તો પણ મારી સેવાને છોડીને તે એની ઈચ્છાજ કરતા નથી.

એટલે કે ભક્ત તો ભગવત્-સેવા આગળ મુક્તિની પણ ઉપેક્ષા કરે છે. આ સિદ્ધાંતનું પ્રતિપાદન કરનારા ભગવાન વ્યાસદેવ સમસ્ત સાધકોની સ્થિતિનું નામ 'મુક્તિ'

કેમ કરીને કહી શકે ?

આ શ્લોકમાં 'મુક્તિ' પદ એવો પાઠ છે. તેનો અર્થ તો मुक्तिः पदे यस्य स मुक्तिपदः અર્થાત્ મુક્તિ જેના ચરણમાં છે એવા શ્રીકૃષ્ણ ભગવાનને પ્રાપ્ત થાય છે–અર્થાત્ મુક્તિ છે જેના પૂર્વપદમાં એવા નવમા પદાર્થથી આગળ દશમા પદાર્થ અર્થાત્ શ્રીકૃષ્ણને પામે છે. શ્રીમદ્‌ભાગવતમાં દસ પદાર્થોનું વર્ણન છે. જેમકે નીચેના શ્લોકોમાં વર્ણન છે કે–

अत्र सर्गो विसर्गश्च स्थानं पोषणमूतयः ।
मन्वन्तरेशानुकथा निरोधो मुक्तिराश्रयः ॥१॥
दशमस्य विशुद्धार्थं नवानामिह लक्षणम् ।
वर्णयन्ति महात्मानः श्रुतेनार्थेन चाञ्जसा ॥२॥
(२–१०–१,२)

અર્થાત્ શ્રીમદ્‌ભાગવતમાં સર્ગ, વિસર્ગ, સ્થિતિ, પોષણ, ઉતિ, મન્વંતર, ઈશ–કથા, નિરોધ, મુક્તિ અને આશ્રય, એ દશેનું વર્ણન છે. આમાં દશમો વિષય જે સર્વના આશ્રયસ્વરૂપ શ્રીકૃષ્ણ છે તેમનાજ તત્ત્વજ્ઞાન માટે મહાત્મા પુરુષ અહીં એ સર્ગાદિ નવ લક્ષણોનું સ્વરૂપ વર્ણવે છે. જેમાં શ્રુતિ દ્વારા સ્તુતિ વગેરેથી પ્રત્યક્ષ વર્ણન કરે છે અને વિધવિધ આખ્યાન કહીને અંતમાં તાત્પર્ય-રૂપે પણ તેનુંજ વર્ણન કરે છે. સારાંશ એજ છે કે, દેવતા વગેરે દ્વારા 'તુંજ સૌનો આશ્રયસ્થાન છે' એમ કહીને તેનું વર્ણન કર્યું હોય અથવા અંબરીષ વગેરેની કથા કહીને અંતે એ તાત્પર્ય કાઢો કે, ભગવાનનું શરણ પ્રાપ્ત કર્યા વિના કલ્યાણ નથી—ગમે તેમ કહો, સર્વત્ર એ દશમા 'આશ્રયભૂત' શ્રીકૃષ્ણનાં ચરણોમાં પ્રીતિ થવાનેજ માટે શ્રીમદ્‌ભાગવતની રચના થઈ છે. તેથી 'મુક્તિપદ' તેઓ-જ શ્રીકૃષ્ણ ભગવાન હોઇ શકે છે. અહીં સાર્ષ્ટિ, સામી-પ્યાદિ મુક્તિ સાથે સંબંધ નથી.

સાર્વભૌમે કહ્યું:–"પ્રભો ! મને તો આપની

વ્યાખ્યાથી સંતોષ થઇ ગયો અને અહીં એજ મુક્તિપદ શબ્દનો ભાવ હશે. પરંતુ બધા લોકો તો પ્રચલિત અર્થમાંજ મુક્તિપદનો અર્થ કરશે. તેથી મને ભક્તિપાઠજ સુંદર લાગે છે.

પ્રભુએ હસીને કહ્યું: "આ તો મેં એમજ વાણીના વિનોદ ખાતર પદોની ખેંચતાણી કરીને આવો અર્થ કર્યો છે; બાકી તો મુક્તિપદનો અર્થ બધાં સંસારી બંધનોથી મુક્ત થવું એજ છે. સંસારનાં બંધનોથી મુક્ત થયા પછી પ્રભુપદ સિવાય તેને બીજો આશ્રયજ નથી. બંધન છૂટવું જોઇએ; પછી ગમે તો તેના બનીને તેનાં ચરણોમાં આળોટયા કરો કે તેનામાં ભળી જાઓ–બધી એકજ વાત છે. તેમનાં ચરણોનો આશ્રય પકડવો એજ મુખ્ય છે. આ પ્રકારની શબ્દોની ખેંચતાણમાં શું છે? આવી ખેંચાતાણી તો પક્ષપાતી મનુષ્ય પોતાના પક્ષને સિદ્ધ કરવા માટે કર્યાં કરે છે. જેને શ્રીકૃષ્ણનાં ચરણોમાંજ પ્રેમ કરવો છે, તેને પક્ષપાતનું શું પ્રયોજન?"

પ્રભુના આવા ઉપદેશને સાંભળીને સાર્વભૌમ ભટ્ટાચાર્યને ખૂબ અત્યંત થઈ અને તેઓ પ્રભુને પ્રણામ કરીને પોતાને ઘેર ચાલ્યા ગયા.





# दक्षिणयात्रानो विचार

कति न विहितं स्तोत्रं काकुः कतीह न कल्पिता
कति न रचितं प्राणत्यागादिकं भयदर्शनम् ।
कति न रुदितं धृत्वा पादौ तथापि स जग्मिवान्
प्रकृतिमहतां तुल्यौ स्यातामनुग्रहनिग्रहौ ॥

(ચૈતન્યચંદ્રોદય નાટક અંક ૭-૨)

મહારાજ પ્રતાપરુદ્રને સાર્વભૌમ ભટ્ટાચાર્ય કહે છે-

મેં કેટકેટલી સ્તુતિ કરી, કેટલીયે વાર વ્યાકુળતા બતાવી, કેટલીયે વાર પ્રાણ છોડવાની ધમકી આપી અને તેમનાં ચરણો પકડીને કેટકેટલો રોયો; પરંતુ તેઓ ચાલ્યાજ ગયા. તેથી મહારાજ! મને તો સમજાઇ ગયું છે કે, જે સ્વભાવથીજ મહાન્ પુરુષ છે તેમને રોકવા અને ન રોકવા એ બધું સરખુંજ છે.

સાચેજ, મહાપુરુષોનો સ્વભાવ ઘણોજ વિલક્ષણ હોય છે. તેમનાં બધાં કામ, બધી ક્રિયાઓ, બધા વ્યવહારો લોકોત્તર—અસામાન્યજ હોય છે. તેમનામાં બધા અસમાન ગુણોનો સમાવેશ જોવામાં આવે છે. તેમનું હૃદય ઘણુંજ પ્રેમમય હોય છે. એક વાર જેના પર તેમની કૃપા થઇ ગઇ, જેણે એક ક્ષણ વાર પણ તેમની પ્રસન્નતા પ્રાપ્ત કરી લીધી, બસ, સમજી લ્યો કે સમસ્ત જીવનપર્યંત તેને માટે એ મહાપુરુષોના હૃદયમાં સ્થાન થઈ ગયું. તેમનો પ્રેમ સ્થાયી હોય છે અને કોઇ વાર કોઇના ઉપર દૈવવશાત્ તેમને ક્રોધ પણ આવી જાય તો તે પાણીની રેખાના સરખો હોય છે. જે સમયે આવ્યો તે

સમયે નાબુદ થઇ જાય છે. તેમ છતાં પણ તેઓ પોતાના જીવનને સંગરહિત રાખ્યા કરે છે અને તેમનામાં ત્યાગનું પ્રમાણ એટલુ બધું હોય છે કે, વહાલામાં વહાલાનો પણ ક્ષણવારમાં તેઓ શરીરથી પરિત્યાગ કરી શકે છે.×

આ બધી વાતો જોઇને તો મહાકવિ ભવભૂતિએ કહ્યું છે કેઃ–' वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ' અર્થાત્ તેઓ પુષ્પથી પણ વધારે કોમળ હોય છે. ભક્તોની જરાક જેટલી પ્રાર્થનાથી તેઓ પીગળી જાય છે અને વખત આવતાં કઠોર પણ એટલાજ થઇ જાય છે, કે વજ્ર પણ તેમની આગળ પોતાની કઠોરતામાં પાછું પડી જાય છે. આવા મહાપુરુષોનું જે અનુકરણ કરવા ઇચ્છે છે તે પુરુષો ધન્યવાદને પાત્ર તો અવશ્ય છે, પણ એવા તો કોઇ વિરલાજ હોય છે. એ સ્વેચ્છાચારી, સ્વચ્છંદપણે વર્તનારા મહાનુભાવોનુ અનુકરણ યા અનુસરણ કરવું એ રમત વાત નથી. તેઓ પોતાના નિશ્ચય આગળ કોઈના આગ્રહની, કોઇની પ્રાર્થના–વિનંતિની કે કોઈની વિનવણીઓની પરવાજ કરતા નથી. જે નિશ્ચય થઇ ચૂકયો તે થઇ ચૂકયો. સામાન્ય લોકોના સ્વભાવમાં અને મહાપુરુષોના સ્વભાવમાં એ તો અંતર છે. એ તો તેમની મહાનતા છે. આથી તો તેઓ જગત્-વંદ્ય બની શકે છે.

મહાપ્રભુનું હૃદય જેટલુ વધારે કોમળ અને પ્રેમપૂર્ણ હતું, તેટલોજ તેમનો નિશ્ચય વધારે દૃઢ, અટલ અને અસંદિગ્ધ હતો. તેઓ પોતાના સત્ય સંકલ્પ આગળ કોઈની પરવા કરતા નહોતા. મહા મહિનાના શુકલપક્ષમાં કટવાથી સંન્યાસ દીક્ષા લઇને મહાપ્રભુ શ્રી અદ્વૈતાચાર્યને ઘેર શાંતિપુર આવ્યા હતા. ત્યાં આઠ અથવા દસ દિવસ રહીને પછી તેમણે પુરી માટે પ્રસ્થાન કર્યું અને માર્ગમાં

---

× आमरणान्ताः प्रणयाः कोपास्तत्क्षणभङ्गुराः ।
परित्यागाश्च निसङ्गा भवन्ति हि महात्मनाम् ॥
( સુભાષિત રત્નભાંડાગાર ૪૮–૪૫ )

બધાં પુણ્ય-તીર્થોને પાવન બનાવતા બનાવતા ફાગણ મહિનામાં શ્રી નીલાચલ જઇ પહોંચ્યા. ત્યાં ફાગણ અને ચૈત્ર માસ સાર્વભૌમ ભટ્ટાચાર્યનાં માસીના ઘરમાં ભક્તો સાથે તેમણે નિવાસ કર્યો. તે સમયસુધી પુરીમાં તેમની વધારે ખ્યાતિ થઈ નહોતી. નીલાચલ મોટું તીર્થક્ષેત્ર છે, હમેશાં સેંકડો સાધુ-મહાત્માઓ ત્યાં આવે-જાય છે. ત્યાં કોણ કોની પરવા કરે! જ્યારે સાર્વભૌમ ભટ્ટાચાર્ય જેવા સમર્થ પંડિત તેમના શરણમાં આવ્યા ત્યારે તો લોકોનું વલણ કંઇક કંઈક તેમના તરફ થયુ. તેઓ પરસ્પરમાં એકબીજા સાથે પ્રભુના સંબંધમાં વાતચીત કરવા લાગ્યા. અને સંસારી લોકોનો સ્વભાવ એવો હોય છે કે, તેઓ બની શકે ત્યાં સુધી કોઇને આગળ વધવા દેતા નથી; તેની નિંદા કરીને, તેને ચિઢવીને અથવા સંસારી પ્રલોભનો આપીને જેટલું જોર હોય ત્યાં સુધી નીચે પાડવાનો પ્રયત્ન કરે છે. તેઓ જ્યાંસુધી પૂરેપુરા વિવશ થતા નથી, ત્યાં સુધી કોઇની માન-પ્રતિષ્ઠા અથવા પૂજા-અર્ચા કરતા નથી. જ્યારે તેમના અસહ્ય તેજને સહન કરવા અસમર્થ થઇ જાય છે, ત્યારે અંતે તેમને તેમને માન આપવાની ફરજ પડે છે અને પછી તેઓ તેમની પૂજા-પ્રતિષ્ઠા અને પ્રશંસા કર્યા સિવાય રહીજ શકતા નથી. મહાપ્રભુ લોકોથી અલગ, એકાન્તમાં, કોઈ પણ પ્રકારના દેખાવ સિવાય ગુપ્તપણે ભક્તો સાથે રહેતા હતા. પરંતુ ઘાસપાનના કચરાની અંદર છુપાયેલો અગ્નિ ક્યાં સુધી અપ્રગટ રહી શકે? ધીરે ધીરે લોકો મહાપ્રભુનાં દર્શન માટે આવવા લાગ્યા. ત્યારે તેમણે દક્ષિણ દેશનાં તીર્થોમાં યાત્રા કરી આવવાનો વિચાર કર્યો. તેમની ઇચ્છા હતી કે, તેમણે થોડા સમય સુધી દેશ-વિદેશોમાં સંન્યાસી ધર્મ પ્રમાણે ભ્રમણ કરવુ જોઇએ. એજ પ્રાચીન ઋષિ-મહર્ષિઓનો સનાતન આચાર છે. એમ વિચારીને તેમણે પોતાની ઇચ્છા ભક્તો આગળ દર્શાવી. બધા તેમનો આ નિશ્ચય સાંભળીને સ્તબ્ધ થઇ ગયા. તેમનામાંથી

નિત્યાનંદજી બોલી ઉઠ્યાઃ–"પ્રભો ! આપ તો નિશ્ચય કરીનેજ આવ્યા હતા કે, આપ નીલાચલમાંજ રહેશો. બધા ભક્તોને પણ આપ એજ પ્રકારનું આશ્વાસન આપતા આવ્યા હતા; પરંતુ હવે આપ આ કેવી વાતો કરો છો? આપનાં બધાં કાર્યો અલૌકિક હોય છે. આપ શું કરવા ઇચ્છો છો, તે કોઇ જાણી શકતું નથી ! આપના મનોગત ભાવો સમજવા એ માનવી બુદ્ધિના પારની વાત છે. આપ સર્વસમર્થ છો, જે ફાવે તે કરો; પરંતુ પુરી જેવા પરમ-પાવન ક્ષેત્રનો પરિત્યાગ કરીને આપ દક્ષિણ તરફ કેમ જવા ઇચ્છો છો ?"

મહાપ્રભુએ કંઈક વિચાર કરીને કહ્યું: "મારા મોટા-ભાઈ પૂજ્ય વિશ્વરૂપજી દક્ષિણ દેશ તરફજ ગયા હતા. હું ત્યાં જઇને તેમની શોધ કરીશ. સંન્યાસ લઇને તેમની શોધ કરવી એ મારૂં સૌથી પહેલું કર્તવ્ય છે."

કંઇક દુઃખભર્યું શુષ્ક હાસ્ય કરતાં કરતાં દામોદર પંડિતે કહ્યું: "ભાઇને શોધવા જાઓ છો, તે તો હું બરાબર જાણું છું; એ તો એક બહાનુંજ છે, યથાર્થ વાત તો કંઇક જુદીજ છે. જણાય છે કે, દક્ષિણ દેશને પાવન કરવાની ઇચ્છા છે. તે માટે હું મના ઓછો કરૂં છું ! વળી મના કરૂં તોપણ આપ તો સ્વતંત્ર ઈશ્વર છો, કોઇનું થોડાજ માનવાના છો !"

દામોદર પંડિતની વાત બરાબરજ હતી. મહાપ્રભુના મોટા ભાઈ વિશ્વરૂપે સંન્યાસ ગ્રહણ કર્યા પછી બે વર્ષ બાદ પૂનાની પાસે પંઢરપુરમાં સ્થૂલ શરીરનો ત્યાગ કરી દીધો હતો. એ વાત ભક્તો જાણતા હતા. પ્રસિદ્ધ પદ-કર્તા વાસુદેવ ઘોષ તે સમયે ત્યાં પંઢરપુરમાંજ હાજર હતા. તેમણે આવીને ભક્તોને આ સમાચાર સંભળાવ્યા પણ હતા. મહાપ્રભુએ આજ સુધીમાં આ સમાચાર ન સાંભળ્યા હોય, એ બનવા જોગ નથી. ગમે તેમ હો, વિશ્વરૂપને શોધવાનું કારણ દર્શાવીને તેઓ દક્ષિણ દેશને

પોતાની પદધૂલિથી પાવન કરવા ઇચ્છતા હતા તેથી તેમણે એવો નિશ્ચય કર્યો. નિત્યાનંદજીએ કંઈક રૂંધાયેલા કંઠથી કહ્યું: "પ્રભો ! અમે આપની ઇચ્છા વિરુદ્ધ કોઇ પણ કાર્ય કરી શકતા નથી. પરંતુ અમારી પ્રાર્થના છે કે, અમને આપની સાથેજ લઈ જાઓ. અમારો ત્યાગ ના કરશો."

તેમણે ગંભીરતાપૂર્વક કહ્યું: "મારી સાથે કોઇ આવી શકશો નહિ. હું ટોળામાં યાત્રાએ નહિ જઇ શકું. એકલોજ તીર્થ-યાત્રા કરીશ."

ઘણાજ દીનભાવથી નિત્યાનંદજીએ કહ્યું: "પ્રભો ! અમે આપના કોઈ પણ કાર્યમાં માથું મારતા નથી. અમે સાથે રહેવાથી આપને શી અગવડ થશે ? જો બધાને સાથે લઇ જવાનું આપ ઉચિત માનતા ન હો તો મને તો સાથે લઇજ જાઓ. મેં દક્ષિણનાં બધાં તીર્થોની યાત્રા કરી છે. બધાં સ્થાન, બધા રસ્તા, બધાં તીર્થો અને દેવાલય મારાં જોયેલાં છે. મારા સાથે રહેવાથી આપને કોઈપણ પ્રકારનો વિક્ષેપ નહિ થાય."

મહાપ્રભુએ કંઇક બનાવટી ઉદાસીનતા દર્શાવતાં વ્યંગપૂર્વક કહ્યું:–"શ્રીપાદ ! આપ મારા ઉપર આવીજ કૃપા કર્યા કરજો. આપને સાથે લઇને તો હું યાત્રા કરી ચૂકયો. આપનો ગાઢ સ્નેહ મને આગળ વધવાજ નહિ દે. આપ મને જેવો સમજો છો, તેવો હું વાસ્તવમાં નથી. તેથી મારી અને તમારી વચ્ચે ઘણો ભારે મતભેદ છે. શાંતિપુરથી અહીં આવતાં સુધીમાં તો આપે મને હેરાન હેરાન કરી દીધો. મારા દંડને આપે ભાંગીને ફેંકી દીધો, મને ધર્મભ્રષ્ટ કરવામાંજ આપને મઝા આવે છે. તેથી આપને સાથે લઈ જવા એ મારી શક્તિ બહારની વાત છે.

એટલામાંજ દામોદર પંડિત બોલી ઉઠ્યા:–"ઠીક, પ્રભો ! હું તો કંઇ કહેતો નથી. મનેજ સાથે લઈ જાઓ, બાકીના આ ત્રણેને પાછા મોકલી દો."

તેમણે હસતાં હસતાં કહ્યું: "ગુરુ મહારાજ ! આ-

પને તો દૂરથીજ પગે લાગવું જોઇએ. અત્યાર સુધી હું આપના કઠોર નિયમવાળા સ્વભાવથી તદ્દન અપરિચિત હતો. આમ કહેવા માટે તો મેં સંન્યાસ ધારણ કરી લીધો છે; પરંતુ ભગવદ્ભક્ત પ્રેમીઓની ઉપેક્ષા હજુ પણ કરી શકાતી નથી. તેમના પ્રેમની પાછળ હું નિયમ-ઉપનિયમોને આપોઆપજ ભૂલી જાઉં છું. એથી આપ માનો છો કે, હું ધર્મ વિરુદ્ધ કામ કરૂં છું. આપ કઠોર નિયમોના બંધનમાંજ મને જકડાઈ રહેવાનો ઉપદેશ આપ્યા કરો છો. મને શરીરનું તો ભાન રહેતું નથી. પછી આપના કર્કશ અને કઠોર નિયમોનું પાલન હું કેમ કરીને કરી શકીશ? તેથી આપ મારા સ્વતંત્ર વર્તનને જોઇને સદા મને ટોકતા રહેશો—એ મારે માટે અસહ્ય થઈ પડશે અને તેથી હું એકલોજ જઈશ."

ધીરેથી ડરતાં ડરતાં જગદાનંદજીએ પૂછ્યું: "પ્રભો! એ તો અમે આપની વાતોની રીતથીજ સમજી ગયા છીએ કે, આપ કોઇને પણ સાથે લઈ જવાના નથી; પરંતુ જ્યારે પ્રસંગ નીકળ્યો છે, ત્યારે હું પણ જાણવા ઇચ્છું છું કે, મારો પરિત્યાગ કયા દોષને લીધે કરવામાં આવે છે?"

પ્રભુએ જોરથી હસતાં હસતાં કહ્યું: "બીજા કોઇને તો સાથે લઇ પણ જઇ શકું, પરંતુ જગદાનંદજીને સાથે લઈ જવાનું તો હું કદી પણ પસંદ કરીશ નહિ. જ્યાંસુધી તેમની ઇચ્છાનુસાર હું વર્તન કરૂં છું, ત્યાંસુધી તો તેઓ પ્રસન્ન રહે છે; જ્યાં તેમના મનોભાવોમાં સહેજ પણ ઠોકર લાગી કે તેઓ આડા ફરીને રીસાઇ બેસે છે. તેમની મનોવાંચ્છનાઓને પૂરી કરવી એ મારી શક્તિ બહારની વાત છે. તેમના મનને અનુકૂળપણે વર્તવાથી તો હું સંન્યાસધર્મનું પાલન કરીજ શકીશ નહિ. તેઓ મને ઉત્તમ પદાર્થો જમતો જોઇને ખૂબ સુખી થાય છે, મને સારાં વસ્ત્રોમાં જોવા ઇચ્છે છે. હું અતિ સુંદર પથારી ઉપર સૂઈ જાઉં, ત્યારે તેઓ પ્રસન્ન થાય છે. હું સંન્યાસ ધર્મથી વિરુદ્ધ સંસારી વિષયોનો ઉપભોગ કદી પણ કરી શકીશ નહિ. એટલે

તેમના સાથ કરતાં તો હું એકલોજ સારો છું."

આટલું કહીને પ્રભુ મુકુંદના મુખ તરફ જોવા લાગ્યા. મુકુંદ છાનામાના બેઠા હતા, તેમની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી પરંતુ તે બહાર નીકળતાં નહોતાં. પ્રભુની મમતાભરી દૃષ્ટિથી તે જળ આપોઆપજ આંખોના ખૂણાઓ દ્વારા વહેવા લાગ્યું. પ્રભુએ મમત્વ દર્શાવતાં કહ્યું: "કહો, તમે પણ તમારો દોષ સાંભળવા ઈચ્છો છો?"

મહાપ્રભુના પૂછવા છતાં પણ મુકુંદ છાનામાના આંસુ વહાવતા રહ્યા. તેમણે તેમની વાતનો કંઈ પણ જવાબ આપ્યો નહિ. એટલે નિત્યાનંદજી તરફ જોતાં જોતાં પ્રભુ કહેવા લાગ્યા: "મુકુંદનો સ્વભાવ ઘણોજ કોમળ છે, પોતે તો ઘણાજ કષ્ટસહિષ્ણુ છે, પરંતુ બીજાઓનાં દુઃખ જોઈ શકતા નથી; ખાસ કરીને મારા શરીરના દુઃખથી તો તેઓ આકુળ વ્યાકુળ થઈ જાય છે. તેમને મારા સંન્યાસના નિયમોની કઠોરતા અસહ્ય લાગે છે. તેઓ મારૂં પગે ચાલવું, થોડાં વસ્ત્રોમાં નિર્વાહ કરવો, ત્રણ સમયનું સ્નાન, ભિક્ષાન્નથી ઉદરનિર્વાહ અને જ્યાં જગા મળી ગઈ ત્યાં પડી રહેવાના નિયમોથી મનોમન દુઃખી રહે છે. જો કે તેઓ મુખેથી કંઇ પણ કહેતા નથી, પરંતુ તેમના મનના ભાવો મારાથી છુપા રહેતા નથી. તેમના માનસિક દુઃખથી મને પણ કલેશ થાય છે. હું મારા નિયમો છોડી શકીશ નહિ, અને તેઓ પોતાના કોમળ સ્વભાવને કઠોર બનાવી શકશે નહિ; તેથી તેમને સાથે લઇ જવા એ મારે માટે અસંભવિત છે."

આ બધી વાતો સાંભળીને નિત્યાનંદજીએ કંઇક ખિન્ન મને કહ્યું: "પ્રભો! આપની ઈચ્છા વિરુદ્ધ વર્તવાનું સામર્થ્યજ કોનામાં છે? પરંતુ મારી અંતિમ પ્રાર્થના છે, અને તેને માટે હું વારંવાર આપનાં ચરણોમાં પ્રાર્થના કરૂં છું તે આપ અવશ્ય સ્વીકારશો."

પ્રભુએ ઘણીજ મમતા દર્શાવતાં કહ્યું: "શ્રીપાદ! આપ

આ શું કહો છો? આપ તો મારા પૂજ્ય અને ગુરુતુલ્ય છો. આપની આજ્ઞાનું હું કદી ઉલ્લંઘન કરી શકું છું ? આપ સૂત્રધાર છો, હું તો આપનો નૃત્ય કરનારો છું. જેમ નચાવવા ઈચ્છશો તેમજ નાચીશ. કહો, શું કહો છો ?"

નિત્યાનંદજીએ ઘણાજ કરુણ સ્વરમાં કહ્યું: "આપ યાત્રામાં એકલાજ જશો, તેથી અમને ઘણુંજ દુઃખ થશે. અમારામાંથી કોઇને આપ સાથે લઇ જવા ન ઇચ્છતા હો તો આ કૃષ્ણદાસ નામનો બ્રાહ્મણ છે, કટવાની પાસેજ તેનું જન્મસ્થાન છે, એ સ્વભાવનો ઘણોજ સરળ છે, સેવા કરવામાં બહુ કુશળ છે ને આપનાં ચરણકમળોમાં એનો દૃઢ અનુરાગ છે. એ સાથે રહીને આપની સર્વ પ્રકારની સેવા કરશે. આપ જ્યારે ભાવાવેશમાં આવીને નૃત્ય કરવા લાગશો, ત્યારે વસ્ત્રો કોણ સંભાળશે? જ્યારે બન્ને હાથવડે તાળી વગાડીને આપ રસ્તામાં કીર્તન કરતા ચાલશો, ત્યારે જળપાત્ર, કંથા અને લંગોટીઓને કોણ સંભાળશે? તેથી અમારી પ્રાર્થના છે કે, કૃષ્ણદાસને સાથે રાખો."

નિત્યાનંદજીના આ છેલ્લા આગ્રહને તેઓ ટાળી શકયા નહિ; તેમણે કૃષ્ણદાસને સાથે જવાની અનુમતિ આપી દીધી. આથી ભક્તોને કંઈક કંઈક સંતોષ થયો. બધાની ઇચ્છા હતી કે, પ્રભુ થોડો સમય પુરીમાં વિશેષ રહે. પરંતુ તેમને આગ્રહ કરવાની હિમ્મત કોઇનામાં પણ નહોતી. બધાએ વિચાર કર્યો: "જો સાર્વભૌમ પ્રભુના પગ પકડીને પ્રાર્થના કરશે, તો અવશ્યજ થોડા દિવસ વધારે રહેશે. તેથી પ્રભુને સાર્વભૌમ પાસે લઈ જવા જોઇએ." એમ વિચારીને નિત્યાનંદજીએ કહ્યું: "પ્રભો ! ભટ્ટાચાર્ય સાર્વભૌમ સાથે તો આ બાબતમાં વાતચીત કરી લેવી જોઇએ. જોઇએ તો ખરા, તેઓ શું કહે છે?" આ સાંભળીને પ્રસન્નતા દર્શાવતાં પ્રભુએ કહ્યું: "સારી વાત છે; ચાલો, સાર્વભૌમને પણ આ સંબંધી પૂછી લઇએ." એમ કહીને પ્રભુ ભક્તો સાથે સાર્વભૌમના ઘર તરફ ગયા.



# દક્ષિણની યાત્રા

कथं ममाभून्न हि पुत्रशोकः कथं ममाभून्न हि देहपातः ।
विलोक्य युष्मच्चरणाब्जयुग्मं सोढुं न शक्तोऽस्मि भवद्वियोगम् ॥

( ચૈતન્યચરિતામૃત )

પ્રભુના વિયોગદુઃખનું સ્મરણ કરીને સાર્વભૌમ ભટ્ટાચાર્ય કહે છે કેઃ–

હાય! મને પુત્રશોક પ્રાપ્ત કેમ ન થયો ?, મારૂં આ શરીર કેમ નાશ પામ્યુ નહિ ? પ્રભુનાં યુગલ ચરણકમળોનું દર્શન કરીને હવે તેમના વિયોગજન્ય દુઃખને સહન કરવાની મારામાં શક્તિ નથી.

પ્રભુએ દક્ષિણયાત્રાનો નિશ્ચય કરી લીધો છે અને આ નિશ્ચયમાં કોઈ પણ પ્રકારનો ફેરફાર થશે નહિ, એ વાત વિચારતાં વિચારતાં ભક્તો તેમની સાથે સાથે સાર્વભૌમ ભટ્ટાચાર્યને ઘેર પહોંચ્યા. ભકતો સાથે પ્રભુને આવતા જોઇ જલદીથી ઉઠીને ભટ્ટાચાર્યે પ્રભુનાં ચરણોમાં પ્રણામ કર્યા. સર્વ ભકતોને પ્રેમપૂર્વક નમન કર્યું અને બધાને બેસવા માટે યથાયોગ્ય આસન આપી ધૂપ, દીપ, નૈવેદ્ય વગેરે પૂજનની સામગ્રી વડે તેમણે પ્રભુની પૂજા કરી.

થોડીક વાર સુધી તો ભગવત્સંબંધી કથા–વાર્તા ચાલ્યા કરી. અંતે પ્રભુએ કહ્યું: " ભટ્ટાચાર્ય મહાશય ! મારા આ ધર્મબંધુઓ મને શાંતિપુરથી અહીં સુધી લઈ આવ્યા છે, અને તેમની કૃપાથી મને પુરુષોત્તમ ભગવાનનાં દર્શન થયાં છે. સાંભળ્યું છે કે, તીર્થોનું ફળ કેટલાયે

કાળ પછી મળે છે; પરંતુ મને તો જગન્નાથજીનાં દર્શનનું ફળ દર્શન કરતાં વેંતજ પ્રાપ્ત થઇ ગયું. આપ જેવા મહાનુભાવો સાથે પ્રેમ થવો એ કોટિ તીર્થોના ફળસ્વરૂપજ છે. આપને મળવું એ હું ભગવાન પુરુષોત્તમનાં દર્શનનુંજ મહાફળ માનું છું. આપના સત્સંગથી મને ઘણી પ્રસન્નતા થઈ છે અને મારો આટલો સમય અતિ આનંદપૂર્વક વ્યતીત થયો છે. સંભવ છે કે, આપને ખબર હશે કે મારા એક મોટા ભાઇ વિશ્વરૂપ ૧૬ વર્ષનીજ ઉંમરમાં ઘરનો ત્યાગ કરીને સંન્યાસી થઈ ગયા હતા. એવું સાંભળ્યુ છે કે, તેઓ દક્ષિણ તરફ ચાલ્યા ગયા હતા. મારી ઇચ્છા છે કે, હું પણ તેમનાં પગલાંનું અનુસરણ કરીને દક્ષિણની યાત્રા કરૂં. એથી એક પંથ અને બે કાજ થશે. આ બહાને દક્ષિણનાં બધાં તીર્થોનાં દર્શન થઇ જશે અને સંભવ છે કે, વિશ્વરૂપજીને પણ કોઇ ને કોઈ તીર્થમાં મળી શકાશે. હવે મને દક્ષિણમાં જવાની રજા આપો."

આટલું સાંભળતાંજ ભટ્ટાચાર્ય સાર્વભૌમ તો મર્માહત થઇને કપાયેલા વૃક્ષની પેઠે બેહોશ થઇને જમીન ઉપર પડી ગયા. તેમની બન્ને આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. થોડી વાર પછી ભાનમાં આવીને તેઓ ઘણાજ કરુણ સ્વરે કહેવા લાગ્યાઃ–"પ્રભો ! હું મહાભાગ્યશાળી થઈ ચૂક્યો છું. હવે મને આપની સોબતનું નિરંતર સદ્ભાગ્ય પ્રાપ્ત થયા કરશે; પરંતુ હૃદયને વિંધનારી આ વિચિત્ર વાત સાંભળીને તો મારા દુઃખનો પાર રહ્યો નથી. અત્યંત દરિદ્રાવસ્થામાંથી જાણે કોઇ રાજા થઇ ગયો હોય અને થોડાજ દિવસોમાં તેને રાજ્યસિંહાસન ઉપરથી ઉઠાડી મૂકીને ફરીથી દીનહીન કંગાળ બનાવી દેવામાં આવે, બરાબર એવીજ દશા આજે મારી થઇ ગઇ છે. પ્રભો ! આપ મને છોડીને બીજે ક્યોંય ના જશો. જો કયાંય જવુંજ હોય તો મને પણ સાથેજ લેતા જાઓ. હું આપની પાછળ મારૂં કુટુંબ, પરિવાર તથા માન અને આબરૂ બધું છોડી દેવાને તૈયાર છું."

પ્રભુએ સાર્વભૌમને ધીરજ આપતાં કહ્યું: "ભટ્ટાચાર્યજી! જ્યારે આપ આટલા વિદ્વાન અને સમજુ હોવા છતાં પણ આ પ્રકારની ભૂલભરેલી વાતો કરશો, તો પછી બીજા લોકોની તો વાતજ શી? આપ ધીરજ રાખો, હું તરતજ યાત્રા સમાપ્ત કરીને અહીં પાછો આવી જઇશ."

ભટ્ટાચાર્યે કહ્યું: "પ્રભો! આપના પાછા આવતા સુધીમાં શું થાય, તે કોણ જાણે છે! આ જીવન ક્ષણભંગુર છે. આપ મને નિરાશ્રિત છોડીને એકલા ના જાઓ."

પ્રભુએ પ્રેમપૂર્વક કહ્યું: "આ ભક્તો મારી ગેરહાજરીમાં અહીંજ રહેશે. આપ સૌ મળીને કૃષ્ણકીર્તન કરતા રહેજો. હું બહુજ જલદી પાછો ફરીશ. આપ પ્રસન્ન થઇને મને રજા આપો."

કંઈક વિવશતા પ્રગટ કરતાં શોકપૂર્વક ભટ્ટાચાર્યે કહ્યું: "આપ સ્વતંત્ર ઈશ્વર છો, આપની ઇચ્છા વિરુદ્ધ વર્તવાની શક્તિજ કોનામાં છે? આપ દક્ષિણ દેશનાં તીર્થોની યાત્રા કરવાને અવશ્યજ જજો, પરંતુ મારી હાર્દિક ઇચ્છા છે કે, થોડા વધારે સમય અહીં રહીને મારી સેવાનો સ્વીકાર કરો."

ભક્તવત્સલ પ્રભુ ગૌરાંગ પોતાના પરમપ્રિય કૃપાપાત્ર સાર્વભૌમ ભટ્ટાચાર્યના આ અનુરોધની ઉપેક્ષા કરી શક્યા નહિ. તેઓ પાંચ દિવસ સુધી ભટ્ટાચાર્યની સેવાનો સ્વીકાર કરીને પુરીમાંજ રહ્યા અને હમેશાં ભટ્ટાચાર્યને ઘેરજ તેમની પ્રસન્નતા માટે ભિક્ષા કરતા રહ્યા. ભટ્ટાચાર્યની પત્ની ભાત ભાતના સ્વાદિષ્ટ પદાર્થો બનાવી-બનાવીને પ્રભુને ભિક્ષા કરાવતાં હતાં. આ પ્રકારે પાંચ દિવસો સુધી ભટ્ટાચાર્યને ઘેર ભિક્ષા કરીને અને તેમના ચિત્તને સંતુષ્ટ કરીને તેમણે દક્ષિણયાત્રાની તૈયારીઓ કરી.

પ્રાતઃકાળે તેઓ ભકતો સાથે ઉઠીને નિત્યકર્મથી નિવૃત્ત થયા. તે સમયે પોતાના બે ચાર મુખ્ય શિષ્યો

સાથે સાર્વભૌમ ભટ્ટાચાર્ય પ્રભુની જગામાં આવી પહોંચ્યા. પ્રભુ પોતાના તે બધા ભક્તો સાથે શ્રીજગન્નાથજીનાં દર્શન કરવા ગયા. મંદિરમાં જઇને તેમણે શ્રદ્ધાભક્તિપૂર્વક ભગવાનનાં ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા અને તેમની પાસે દક્ષિણયાત્રાની રજા માગી. તેજ સમયે પૂજારીએ ભગવાનની પ્રસાદીમાળા અને પ્રસાદ લાવીને પ્રભુને આપ્યાં. પ્રભુએ એનેજ ભગવદાજ્ઞા સમજીને પ્રસાદને મસ્તકે ચઢાવ્યો, અને મંદિરની પ્રદક્ષિણા કરતાં કરતાં પ્રભુ બધા ભક્તો સાથે સમુદ્રતટે પહોંચ્યા. પ્રભુ ભટ્ટાચાર્યને વારંવાર પાછા ફરવાનો આગ્રહ કરતા હતા. પરંતુ ભટ્ટાચાર્ય પાછા ફરતાજ નહોતા. એટલે તો પ્રભુ ઘણાજ દુઃખી થઇને ત્યાં બેસી ગયા અને સાર્વભૌમને વિવિધ પ્રકારે સમજાવવા લાગ્યા. સાર્વભૌમ ચૂપચાપ બેઠા બેઠા પ્રભુની વાતો સાંભળતા હતા.

રડતાં રડતાં ભટ્ટાચાર્યે કહ્યુંઃ “ પ્રભો ! આપ દક્ષિણ તરફ તો જાઓ છોજ. રસ્તામાં ગોદાવરીતટે વિદ્યાનગર નામની એક મોટી રાજધાની આવશે. તે રાજ્ય ઉત્કલ રાજ્યનાજ તાબાનું છે. ત્યાંનું રાજ્યશાસન અહીંનાજ રાજા રામાનંદ રાય ચલાવે છે. તેઓ આમ તો જાતિના કાયસ્થ છે, પરંતુ ભારે ભગવદ્ભક્ત છે. તેમની વૈષ્ણવતા પ્રશંસાપાત્રજ નહિ, પરંતુ સામાન્ય લોકોને માટે અનુકરણીય પણ છે. તેમને આપ આપનાં દર્શન દઇને અવશ્ય કૃતાર્થ કરતા જજો. સાંસારિક વિષયી પુરુષ સમજીને તેમની ઉપેક્ષા ના કરશો. ”

પ્રભુએ ગદ્‌ગદ્ કંઠે પ્રેમાળ સ્વરે કહ્યુંઃ “ ભટ્ટાચાર્ય મહોદય ! ભલા, જેમને માટે આપના હૃદયમાં આટલું સ્થાન છે, તેઓ મહાભાગ ગમે તો ચાંડાળ પણ ભલેને હોય, પરંતુ મારે માટે તેઓ વંદનીય છે. જેમના ઉપર આપની આટલી કૃપા છે, તેઓ અવશ્યજ કોઈ પરમ ભાગવત ભગવદ્ભક્ત વૈષ્ણવ હશે. હું તેમનાં દર્શન કરીને મારી

જાતને અવશ્યજ કૃતાર્થ કરીશ. હવે આપ આપને ઘેર પાછા ફરો.”

પાછા ફરવાનું નામ સાંભળતાંજ ભટ્ટાચાર્ય ફરીથી આકુળવ્યાકુળ થઈ ગયા, તેમણે રડતાં રડતાં પ્રભુના પગ પકડી લીધા અને પોતાનું મસ્તક તેમાં ઘસતાં ઘસતાં કહેવા લાગ્યા:–“ખબર નથી કે હવે આ ચરણોનાં દર્શન કયારે થશે?” પ્રભુએ દુઃખી મનથી ભટ્ટાચાર્યને આલિંગન કર્યું. તેમનાં કમળનયનો પણ આંસુથી ભરાઈ ગયાં હતાં. પ્રભુનું આલિંગન પામતાંજ ભટ્ટાચાર્ય મૂર્છિત થઇ ગયા, પ્રભુ તેમને એવીજ હાલતમાં છોડીને જલદીથી આગળ ચાલ્યા ગયા અને ભટ્ટાચાર્ય દુઃખી મને સર્વસ્વ ગુમાવેલા વેપારીની પેઠે પોતાને ઘેર પાછા ફર્યા.

આ તરફ પ્રભુ જલદી જલદી સમુદ્રને કિનારે કિનારે આગળ વધતા હતા, તેઓ ભક્તોને વારંવાર પાછા ફરવાનો આગ્રહ કરતા હતા; પરંતુ ભક્તો પાછા ફરતાજ નહોતા. આ પ્રમાણે ‘હમણાં પાછા ફરીશું, હમણાં પાછા ફરીશું’ કહેતાં કહેતાં નિત્યાનંદ વગેરે ભક્તો સાથે તેઓ અલાલનાથ પહોંચ્યા.

અલાલનાથ પહોંચતાં ઘણા લોકો તેમનાં દર્શનને માટે ત્યાં આવીને એકઠા થઇ ગયા. એટલામાંજ ગોપીનાથ પ્રભુને માટે ચાર કૌપિન, એક કાષાય રંગની ચાદર–ઉપવસ્ત્ર (ઓઢવાનું વસ્ત્ર) અને ભગવાનનો મહાપ્રસાદ લઇને અલાલનાથમાં આવી પહોંચ્યા. નિત્યાનંદજી લોકોને દૂર હઠાવી પ્રભુને સમુદ્રકિનારે લઇ ગયા અને ત્યાંથી સ્નાન કરાવીને મંદિરમાં લઈ આવ્યા. મંદિરમાં આવીને ભક્તોએ પ્રભુને પ્રસાદના અન્નનું ભોજન કરાવ્યું. તેમણે અત્યંત સ્નેહથી ગોપીનાથ આચાર્યના આણેલા મહાપ્રસાદનું ભોજન કર્યું. તેમણે ભોજન કરી લીધા પછી બધા ભક્તોએ પણ ભોજન કર્યું અને તે રાત્રિ તેમણે ત્યાં કથા–કીર્તન અને ભગવચ્ચિંતન કરતાં કરતાં ભક્તો સાથે ગાળી.

પ્રાતઃકાળે નિત્યકર્મથી પરવારીને તેમણે આગળ ચાલવાનો વિચાર કર્યો. ભકતોને હવે તેમણે આગ્રહપૂર્વક પાછા ફરવાનું કહ્યું. પ્રભુના વિયોગનું સ્મરણ કરીને બધાનાં હૃદય ફાટવા લાગ્યાં. બધા પ્રેમમાં બેભાન થઇને રુદન કરવા લાગ્યા. તેમણે તે રુદન કરતા ભકતોને એકે એકે આલિંગન આપ્યું. બધા મૂર્ચ્છિત થઇને તેમનાં ચરણોમાં આળોટવા લાગ્યા. તેઓ એ બધાને રડતાજ મૂકીને આગળ ચાલ્યા ગયા. પાછળ પાછળ કાળો કૃષ્ણદાસ પ્રભુનું કમંડલુ તથા વસ્ત્રો લઇને ચાલતો હતો. આગળ આગળ ભક્ત *ગજેન્દ્રની પેઠે શ્રીકૃષ્ણપ્રેમમાં મસ્ત થયેલા* ચૈતન્યદેવ ચાલ્યા જતા હતા. રસ્તામાં તેઓ ભગવાનનાં આ નામોનું કીર્તન કરતા જતા હતાઃ—

कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण ! हे ।
कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण ! हे ॥
कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण ! रक्ष माम् ।
कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण ! पाहि माम् ॥
राम राघव ! राम राघव ! राम राघव ! रक्ष माम् ।
कृष्ण केशव ! कृष्ण केशव ! कृष्ण केशव ! पाहि माम् ॥





# वासुदेव कोढीनो उद्धार

धन्यं तं नौमि चैतन्यं वासुदेवं दयार्द्रधीः ।
नष्टकुष्ठं रूपपुष्टं भक्तितुष्टं चकार यः ॥
(શ્રી ચૈ. ચ. મ. લી. ૭-૧)

અર્થાત્ જેમણે દયાર્દ્ર થઇને વાસુદેવ નામના ભક્તના ગળતા કોઢને નાબુદ કરીને તેને સુંદર રૂપ આપ્યું અને ભગવદ્ભક્તિથી ભરપૂર બનાવી દીધો એવા સ્વનામધન્ય શ્રીચૈતન્યદેવને હું પ્રણામ કરૂં છું.

જીવનમાં મસ્તી હોય, સંસારી લોકોના માન–અપમાનની પરવા ન હોય, કોઈ નક્કી કરેલા સ્થાનમાં નક્કી કરેલે કાળે પહોંચવાનો દૃઢ સંકલ્પ ના હોય અને કોઇ ખાસ સ્થાનમાં મમત્વ ના હોય; બસ, ત્યારે તો યાત્રામાં મઝા આવે છે. એવા યાત્રીનું જીવન સ્વાભાવિકજ તપોમય જીવન હશે અને પ્રાણીમાત્રને માટે તેના હૃદયમાં પ્રેમ અને મમતાના ભાવો હશે. ખરી રીતે આવા લોકોનીજ યાત્રા એ સફળ યાત્રા કહેવાય છે. આવા યાત્રીઓ નરદેહધારી નારાયણ છે, તેમની ચરણધૂલિથી દેશ પાવન થઇ જાય છે, પૃથ્વી પવિત્ર થઇ જાય છે, તીર્થોની ભ્રષ્ટતા નાબુદ થાય છે, રસ્તાની બાજુનાં નગરવાસી સ્ત્રીપુરુષો કૃતાર્થ થઇ જાય છે. માતા વસુંધરે ! તને આ સર્વસમર્થ ઈશ્વરના પદાઘાતથી જેટલુ સુખ મળતું હશે, તેટલુ સુખ અનેક રત્નોને દબાવી રાખવામાં કદી પણ નહિ મળતું હોય. તીર્થોનું તીર્થપણું હજુસુધી જેમનું તેમ ચાલુ રહ્યું છે, તેનું સર્વપ્રધાન કારણ એજ છે કે, આવા મહાનુભાવો

તીર્થોમાં આવીને પોતાના ચરણસ્પર્શથી તીર્થોમાં એકઠાં થયેલાં પાપોને ભસ્મ કરી દે છે, કે જેથી તીર્થો પાછાં જેમનાં તેમ નિર્મળ થઈ જાય છે.

મહાપ્રભુ ચૈતન્યદેવ દક્ષિણ તરફ યાત્રા કરતા હતા. તેઓ જે ગામમાં થઇને જતા, તે ગામમાં ઉચ્ચ સ્વરે વડે ભગવન્નામોનો ઘોષ કરતા. એ હૃદયગ્રાહી સુમધુર ભગવન્નામોને પ્રભુની ચિત્તાકર્ષક મનોહર વાણીદ્વારા સાંભળીને ગામોનાં સ્ત્રીપુરુષોનાં ટોળેટોળાં આવી આવીને તેમને ઘેરી લેતાં. તેઓ વચ્ચે ઉભા રહીને કહેતાઃ—

હરિ હરિ બોલ, બોલ હરિ બોલ; મુકુંદ માધવ ગોવિંદ બોલ.

તેમના સ્વરમાં સ્વર મેળવીને નાનાં નાનાં બાળકો તાળી પાડી પાડીને જોરથી નાચતાં નાચતાં કહેવા લાગતાં:—

હરિ હરિ બોલ, બોલ હરિ બોલ, મુકુંદ માધવ ગોવિંદ બોલ.

બાળકો સાથે મોટાઓ પણ ગાવા લાગતા ને ઘણા તો ગાંડાઓની પેઠે નૃત્યજ કરવા લાગતા. આ પ્રકારે તેઓ જ્યાં થઇને જતા ત્યાં શ્રીહરિનામનો ગુંજારવ થવા લાગતો. આ પ્રકારે માર્ગનાં અસંખ્ય સ્ત્રી–પુરુષોને પાવન કરતા કરતા તેઓ કૂર્માચલ અથવા કૂર્મમ્ નામના સ્થાને પહોંચ્યા. આ તીર્થસ્થાન આંધ્ર દેશની અંદરના ગંજામ જીલ્લામાં આવેલું છે. કહે છે કે, પહેલાંના સમયમાં જગન્નાથજી જતાં જતાં ભગવાન રામાનુજાચાર્ય અહીં રોકાયા હતા. પહેલાં તો તેમને કૂર્મ ભગવાનની મૂર્તિ શિવરૂપે દેખાઈ અને પાછળથી તેમણે વિષ્ણુરૂપ માનીને કૂર્મ ભગવાનની સેવા કરી. પાછળથી આ સ્થાન માધ્વ સંપ્રદાયવાળા મહાત્માઓના અધિકારમાં આવી ગયું. દક્ષિણ દેશમાં આ તીર્થની ઘણી ભારે પ્રતિષ્ઠા છે. તેમણે મંદિરમાં પહોંચીને કૂર્મ ભગવાનનાં દર્શન કર્યાં અને તેઓ આનંદમાં વિહ્વળ થઇને નૃત્ય કરવા લાગ્યા. તેમના અલૌકિક નૃત્યને જોઇને કૂર્મનિવાસી ઘણાં નરનારીઓ ત્યાં એકઠાં થઇ ગયાં અને

પ્રભુનાં દેવદુર્લભ દર્શનોથી પોતાનાં નેત્રોને સાર્થક કરવા લાગ્યાં. પ્રભુ ઘણી વાર સુધી ભાવાવેશમાં આવીને નૃત્ય અને કીર્તન કરતા રહ્યા.

જ્યારે ઘણી વાર પછી તેઓ નૃત્ય કરતા કરતા ત્યાંજ બેસી ગયા, ત્યારે તે પ્રેક્ષકોમાંથી 'કૂર્મ' નામનો એક સદાચારી વૈષ્ણવ બ્રાહ્મણ તેમની પાસે આવ્યો અને તેમને પ્રણામ કરીને તેણે બન્ને હાથ જોડીને નિવેદન કર્યું કેઃ-"ભગવન્! આપનાં દર્શનોથી આજે અમે બધાં નાગરિકો કૃતાર્થ થયાં છીએ. આપ જેવા મહાપુરુષ કોઇ કોઇકજ વાર આવાં તીર્થોને પોતાની ચરણધૂલિથી પાવન કરવા માટે પધારે છે. લોકોના કલ્યાણ માટેજ આપ જેવા સંત મહાત્માઓ દેશાટન કરે છે. ગૃહસ્થોનાં ઘરોને પાવન કરવાનોજ આપની યાત્રાનો મુખ્ય ઉદ્દેશ્ય છે હું ઘણોજ નિર્ધન, દીન-હીન કંગાલ બ્રાહ્મણ બંધુ છું. ભગવન્! જો આપની ચરણરજથી મારા ઘરને પાવન બનાવી શકો તો મારા ઉપર ઘણોજ અનુગ્રહ થશે! નાથ! હું આપનાં ચરણોમાં મસ્તક મૂકીને પ્રાર્થના કરું છું કે, આપ મારી આ પ્રાર્થનાનો અવશ્યજ સ્વીકાર કરો."

તેજ સમયે તે અસ્તવ્યસ્ત ભાવે પોતાને ઘેર ગયો અને પોતાની પત્નીને કહીને તેણે મહાપ્રભુ માટે ભાત ભાતના ઉત્તમોત્તમ પદાર્થો બનાવરાવ્યા. પતિપ્રાણા સતી–સાધ્વી સ્ત્રીએ વાતની વાતમાં વિવિધ પ્રકારના ઉત્તમોત્તમ પદાર્થો બનાવી પ્રભુને બોલાવી લાવવા પતિને વિનતિ કરી. ભોજન તૈયાર જોઇને બ્રાહ્મણ જલદીથી પ્રભુને બોલાવી લાવ્યો. ઘેર આવતાંજ તેણે પોતાના હાથે પ્રભુનાં ચરણકમળો ધોયાં અને તે પાદોદકને પોતે પીધું તથા પોતાનાં કુટુંબીઓને પાયુ. ત્યારપછી સુંદર આસન ઉપર તેમને બેસાડીને ધીરે ધીરે ભગવાનનો પ્રસાદ લાવી લાવીને પ્રભુના આગળ મૂકવા લાગ્યો. તે પ્રેમથી તૈયાર કરવામાં આવેલા, ભાત ભાતના સુંદર સ્વાદિષ્ટ પદાર્થો જોઇને અને તેમના ઉપર સુંદર તુલસીમંજરીનું અવલોકન કરીને પ્રભુ ઘણાજ પ્રસન્ન થયા અને શ્રીહરિનું સ્મરણ કરતાં કરતાં તેમણે પ્રસાદ આરોગ્યો.

તેઓ પ્રસાદ લઇ રહ્યા તે પછી બ્રાહ્મણે બીજી બાજુ તેમના વિશ્રામની વ્યવસ્થા કરી દીધી અને તેમના વધેલા અન્નને પ્રસાદ સમજીને બ્રાહ્મણે પોતાના સમસ્ત પરિવાર-સહિત ગ્રહણ કર્યું. મહાપ્રભુ એક બાજુ વિશ્રામ કરતા હતા ત્યારે કૂર્મ બ્રાહ્મણ ધીમે ધીમે પ્રભુના ચરણો દબાવવા લાગ્યો. પગ દબાવતાં દબાવતાં તેણે કહ્યું: "પ્રભો! આ ગૃહસ્થાશ્રમની જંજાળ તો ઘણીજ ખરાબ છે. તેમાં રહીને ભગવચ્ચિંતન તો થઇજ શકતું નથી. હવે તો હું આ માયાજાળથી ઘણોજ કંટાળી ગયો છું. હવે મારો જેમ યોગ્ય માનો તે રીતે ઉદ્ધાર કરો, અને આપનાં ચરણોનું શરણ આપો, એજ આપના શ્રીચરણોમાં વિનમ્ર પ્રાર્થના છે."

તેમણે બ્રાહ્મણ પ્રત્યે પ્રેમ દર્શાવતાં કહ્યું: "વિપ્રવર! ભગવત્સેવા સમજીનેજ તમે ઘરનાં બધાં કામ કરતા રહો. ઘરમાં રહીને કૃષ્ણકીર્તન કરો અને બીજા લોકોને પણ તેનો ઉપદેશ આપો. હું દક્ષિણની યાત્રા સમાપ્ત કરીને

જ્યાં સુધી પુરી તરફ પાછો ફરૂં નહિ, ત્યાં સુધી તમે અહીંજ રહીને ભગવન્નામસંકીર્તનનો પ્રચાર કરતા રહો."

પ્રભુની આ વાતોથી બ્રાહ્મણને કંઈક કંઈક સંતોષ થયો અને તેણે તેજ સમયે ભગવન્નામસંકીર્તન કરવાનો નિશ્ચય કરી લીધો. તે રાત્રિ પ્રભુએ તે મહાભાગ્યશાળી કૂર્મ બ્રાહ્મણના ઘરમાંજ ગાળી. પ્રાતઃકાળે નિત્યકર્મથી પરવારી તેમણે આગળ પ્રયાણ કર્યું. કૂર્મ ઘણે દૂરસુધી તેમને પહોંચાડવા માટે તેમની સાથો સાથેજ ગામ બહાર સુધી ગયો. જ્યારે પ્રભુએ તેને પાછા ફરવાનો વારંવાર આગ્રહ કર્યો, ત્યારે તે ઘણાજ દુઃખી ચિત્તે રુદન કરતો કરતો ગામ તરફ પાછો ફર્યો.

તેજ ગામમાં વાસુદેવ નામનો એક પરમ વૈષ્ણવ બ્રાહ્મણ રહેતો હતો. તેની સાધુ-મહાત્માઓનાં ચરણોમાં અત્યંત પ્રીતિ હતી. જ્યાં પણ તેને કોઈ સાધુ-મહાત્માના આગમનના સમાચાર મળતા, ત્યાં જઇને તે તેમને દૂરથી ચરણોમાં પ્રણામ કરતો. પ્રારબ્ધ કર્મે કરીને તે પરમ ભાગવત વૈષ્ણવનાં સમસ્ત અંગોમાં ગળતા કોઢ નીકળ્યા હતા. આથી તેને સહેજ પણ દુઃખ થતું નહોતું. તે આને પ્રારબ્ધકર્મોનું પરિણામ સમજીને પ્રસન્નતાપૂર્વક સહન કરતો હતો. તેનાં સર્વ અંગોમાં ઘારાં થયાં હતાં અને તેમાં કીડા પડ્યા હતા. વાસુદેવ તે કીડાઓને કાઢવાની કોશિષ કરતો નહોતો; એટલુંજ નહિ, પરંતુ જે કીડા આપોઆપજ નીકળીને જમીન ઉપર પડતા, તેને ઉપાડીને તે પાછો જેમના તેમજ પોતાના શરીરના ઘામાં મૂકી દેતો અને પ્રેમપૂર્વક કહેતોઃ–"ભાઈ! તમે પૃથ્વી ઉપર ક્યાં જશો? કોઇના પગ નીચે ચગદાઇ જશો, તેથી અહીંજ રહો, અહીં ખાવાનો આહાર પણ મળતો રહેશે." સંસારી લોકો તેના આ વર્તનને જોઇને હસતા અને તેને ગાંડો કહેતા, પરંતુ તેને સંસારીઓની પરવાજ નહોતી. તે તો પોતાના વહાલાને પ્રસન્ન કરવા ઇચ્છતો હતો.

સંસાર જે બકે છે તો તેને બકવા દો. તેની દૃષ્ટિમાં સંસાર પાગલ છે અને સંસારની દૃષ્ટિમાં તે પાગલ છે.

તેણે પ્રાતઃકાળે સાંભળ્યું કે "કૂર્મદેવ બ્રાહ્મણને ઘેર પરમ તેજસ્વી અદ્ભુત રૂપલાવણ્યવાળા અને નૂતન અવસ્થાવાળા એક ભગવદ્ભક્ત વિરક્ત સંન્યાસી આવ્યા છે. તેમનાં દર્શનમાત્રથીજ હૃદયમાં પવિત્ર ભાવોનો સંચાર થવા લાગે છે અને જીભ આપોઆપજ 'હરિ હરિ' બોલવા લાગે છે." આટલું સાંભળતાંજ વાસુદેવ તેજ સમયે મહાપ્રભુનાં દર્શન માટે કૂર્મ બ્રાહ્મણને ઘેર દોડી આવ્યો. ત્યાં આવીને તેને ખબર પડી કે તેઓ તો થોડી વાર પહેલાંજ અહીંથી આગળ જવા ઉપડી ગયા છે. આટલું સાંભળતાંજ તે કોઢી બ્રાહ્મણ ભક્ત મૂર્છિત થઇને જમીન ઉપર પડી ગયો અને કરુણ સ્વરે રુદન કરતાં કરતાં વિલાપ કરવા લાગ્યોઃ–"હાય! હું એવો હતભાગી કે પ્રભુનાં દર્શનથી પણ વંચિત રહ્યો. હે જગત્પતે! મારી રક્ષા કરો. હે અશરણશરણ! આ લોકનિંદિત દીન-હીન કંગાળ ઉપર કૃપા કરીને આપનાં દર્શનોથી આ અધમને કૃતાર્થ કરો. હે અંતર્યામિન્! આપ તો ઘટ ઘટની વાત જાણનારા છો. આપજ સાધુ, સંત, ભક્ત અને સંન્યાસી વગેરે વેશોમાં પૃથ્વીપર પર્યટન કરતા કરતા સંસારી કીચડમાં ખરડાયેલા નિરાધાર જીવોનો ઉદ્ધાર કરતા ફરો છો. ભગવન્! મારે તો અન્ય કોઇ આધારજ નથી. કુટુંબ-પરિવારવાળાઓએ મારો ત્યાગ કરી દીધેલો છે, સમાજમાં હું અસ્પૃશ્ય ગણાઉં છું, કોઇ પણ મારી સાથે વાત કરતું નથી. બસ, કેવળ આપજ મારા આશ્રયસ્થાન છો.-મને દર્શનથી વંચિત રાખીને આપ આગળ કેમ ચાલ્યા ગયા?"

જાણે વાસુદેવનો કરુણ ધ્વનિ દૂરથીજ પ્રભુએ સાંભળ્યો. તેઓ અચાનકજ તે રસ્તેથી પાછા ફર્યા. અને કૂર્મને ઘેર આવીને રડતાં રડતાં વાસુદેવને ઘણાજ પ્રેમથી તેમણે હૃદય સરસો ચાંપ્યો. ભયને લીધે ધ્રૂજતો ધ્રૂજતો અને

જોરથી પાછળ ખસતો વાસુદેવ કહેવા લાગ્યોઃ—" ભગવન્ ! આપ મારો સ્પર્શ ન કરશો. મારા શરીરમાં ગળતા કોઢ છે. નાથ ! આપના સુવર્ણ જેવા સુંદર શરીરમાં આ અપવિત્ર પરૂ લાગી જશે. પ્રભો ! આ પાપીનો સ્પર્શ ના કરો." પરંતુ પ્રભુ કયાં સાંભળે તેમ હતા ? તેઓ તો ભક્તવત્સલ છે. તેમણે વાસુદેવને દૃઢ આલિંગન આપતાં આપતાં કહ્યુંઃ " વાસુદેવ ! તમારા જેવા ભગવદ્ભક્તોનો સ્પર્શ કરીને હું પોતે મારી જાતને પાવન કરવા ઇચ્છું છું."

પ્રભુનું આલિંગન પામતાંજ ખબર નથી કે, વાસુદેવના સમસ્ત શરીરના કોઢ કયાં ચાલ્યા ગયા ? તે વાતની વાતમાં એકદમ સ્વસ્થ થઈ ગયો અને તેનું સમસ્ત શરીર સુંદર સુવર્ણની પેઠે ચમકવા લાગ્યું ! પ્રભુની આવી કૃપાળુતા જોઇને આંખોમાંથી પ્રેમાશ્રુ વહાવતો વહાવતો વાસુદેવ ગદ્ગદ્ કંઠે કહેવા લાગ્યો કેઃ—" પ્રભો ! મારા જેવા પાપીનો ઉદ્ધાર કરીને આપે આપના પતિતપાવન નામને સાર્થક કર્યું છે. પતિતોને પાવન કરવાનો તો આપનો સ્વભાવજ છે. હું મોહમાયામાં ફસાયેલો અલ્પજ્ઞ પ્રાણી આપની સ્તુતિ કરીજ કેમ શકું ? આપનાં ઉજ્જવળ પ્રશંસાપાત્ર કાર્યોનાં વખાણ કરવાં એ મનુષ્યની શક્તિ બહારની વાત છે. આપ નરરૂપ સાક્ષાત્ નારાયણ છો, આપ ગુપ્તવેશધારી શ્રીહરિ છો. આપનો મહિમા અપાર છે, શેષનાગ હજારો ફેણો દ્વારા સૃષ્ટિના અંતસુધીમાં પણ આપનાં ગુણોનાં વખાણ કરી શકશે નહિ." એટલું કહેતાં કહેતાં તેનું ગળું ભરાઇ આવ્યું, આગળ તે કંઇ પણ બોલી શકયો નહિ અને મૂર્ચ્છિત થઈને પ્રભુનાં ચરણો નજીક પડી ગયો. પ્રભુએ તેને પોતાના હાથે ઉઠાડયો અને ભગવન્નામનો ઉપદેશ કરતાં કરતાં હમેશાં કૃષ્ણકીર્તન કરતા રહેવાની આજ્ઞા આપી. આ પ્રમાણે બન્ને બ્રાહ્મણોને પ્રેમથી આલિંગન આપીને તેઓ ત્યાંથી આગળ ચાલી નીકળ્યા.

થઇને ‘ જિયડ નૃસિંહ ’ નામના તીર્થમાં પહોંચ્યા. ત્યાં નૃસિંહ ભગવાનની સ્તુતિપ્રાર્થના કરીને ઘણી વાર સુધી સંકીર્તન કરતા રહ્યા અને પહેલાંની પેઠેજ રસ્તાના બધા લોકોને ભગવન્નામનો ઉપદેશ આપતા આપતા મહાપ્રભુ, પુણ્યતોયા ગોદાવરી નદીના તટે પહોંચ્યા. તે સ્થાનની પ્રાકૃતિ–કુદરતી છટા–સૌંદર્ય જોઇને તેમનું મન નૃત્ય કરવા લાગ્યું. તેમને એકદમ વૃંદાવનનું ભાન થવા લાગ્યું. તેઓ વિચારવા લાગ્યા કે, સાર્વભૌમ ભટ્ટાચાર્યે અહીંજ રામાનંદ રાયને મળવાનુ કહ્યું હતું. તેઓ અહીંના શાસનકર્તા રાજા છે. તેમને શી રીતે મળી શકાશે ? એમ વિચારતાં વિચારતાં તેઓ ગોદાવરીના તદ્દન કિનારા ઉપર પહોંચી ગયા અને ત્યાં આવીને એક સ્થાને બેસી ગયા.





# राजा रामानंद राय

वाञ्छा सज्जनसङ्गमे परगुणे प्रीतिर्गुरौ नम्रता
विद्यायां व्यसनं स्वयोषिति रतिर्लोकापवादाद्भयम् ।
भक्तिः शूलिनि शक्तिरात्मदमने संसर्गमुक्तिः खले-
ष्वेते येषु-वसन्ति निर्मलगुणास्तेभ्यो नरेभ्यो नमः ॥
(શ્રી ભર્તૃ. ની. શ. ૬૨)

અર્થાત્ હૃદયમાં સજ્જનના સમાગમની સતત ઇચ્છા, બીજાના ગુણોમાં પ્રેમ–અનુરાગ થવો, પોતાનાથી મોટા પુરુષો સમક્ષ નમ્રતા, વિદ્યાનું વ્યસન, પોતાની જ પત્ની ઉપર પ્રેમ હોવો, લોકનિંદાથી હમેશાં સાવચેત રહીને–ડરીને ચાલવું, દેવોના પણ દેવ મહાદેવનાં ચરણોમાં ભક્તિ થવી, પોતાના અંતઃકરણનું દમન કરવાની શક્તિ હોવી અને દુષ્ટોના સંસર્ગથી હમેશાં દૂર જ રહેવું–એ નિર્મળ ગુણો જે મહાપુરુષોમાં હોય છે, તેમને મારા પ્રણામ છે.

યૌવન, ધન, સંપત્તિ અને પ્રભુત્વ–એ ચારેને નીતિકારોએ અવિવેકના સંસર્ગથી નાશના કારણરૂપ કહેલાં છે. સાચેજ, એ ચારેને પામીને માણસ ગાંડા જેવો થઇ જાય છે. ધનમદ, જનમદ, તપમદ, વિદ્યામદ, અધિકારમદ અને યૌવનમદ વગેર અનેક પ્રકારના મદોમાં અધિકારમદ અને ધનમદ એ બન્નેજ સર્વશ્રેષ્ઠ મદ માનવામાં આવ્યા છે. જે અધિકાર પામીને પ્રમાદ–આળસ નથી કરતો અને ધન પામીને જેને અભિમાન થતું નથી, તે સામાન્ય મનુષ્ય નથી. તે તો કોઇ અલૌકિક મહાપુરુષજ છે. એવા મહાપુરુષનાં ચરણોમાં વંદન કરવાથી અક્ષય સુખની પ્રાપ્તિ થઇ શકે છે. મહાભાગવત રાય રામાનંદજી એવાજ વંદનીય મહાનુભાવોમાંના હતા.

રાય રામાનંદજીના પિતાનું નામ રાજા ભવાનંદજી હતું. રાજા ભવાનંદજી જગન્નાથ પુરીથી ત્રણ કોસ દૂર અલાલનાથની પાસે રહેતા હતા. તેઓ જાતે કરણવંશી કાયસ્થ હતા. તેમને રાય રામાનંદ, ગોપીનાથ પટ્ટનાયક, કલાનિધિ, સુધાનિધિ અને વાણીનાથનાયક-એ પાંચ પુત્ર હતા. તેઓ ઓરિસ્સાના મહારાજ પ્રતાપરુદ્રના દરબારમાં એક મુખ્ય અધિકારી હતા. તેમના ત્રણ પુત્રો પણ મહારાજના દરબારમાં જ મોટા મોટા અધિકારી હતા, અને રાજકાજ કરતા હતા. ગોપીનાથ કટકદરબાર તરફથી માલજેઠા પ્રદેશના શાસક હતા. વાણીનાથ દરબારમાં જ કોઈ ઉચ્ચ પદે હતા અને રાય રામાનંદ ઉત્કલ દેશના તાબાના વિદ્યાનગર રાજ્યના રાજ્યકર્તા હતા.

અમે અગાઉ કહી ગયા છીએ કે, તે સમયે ભારતવર્ષમાં નાનાં નાનાં સેંકડો સ્વતંત્ર રાજ્યો હતાં. તે પોતાના નાનકડા પ્રદેશના શાસક નૃપતિઓ સનાતન પદ્ધતિ પ્રમાણે ધર્મને મુખ્ય માનીને પ્રજાનું પાલન કરતા હતા અને ક્ષત્રિય ધર્મ અનુસાર યુદ્ધ પણ કરતા હતા. તૈલંગ દેશમાં પણ ઘણાં નાનાં નાનાં રાજ્યો હતાં. તેમાંથી ‘ કોટ–દેશ ’ નામનું એક નાનકડું રાજ્ય હતું, ને તેની રાજધાની વિદ્યાનગરમાં હતી. વર્તમાન સમયમાં ગોદાવરીના ઉત્તરતટે આવેલી રાજમહેન્દ્રીને જ તે પ્રદેશનું મુખ્ય નગર માનવું જોઈએ; પરંતુ જૂનું વિદ્યાનગર તો ગોદાવરીના દક્ષિણકિનારા ઉપર આવેલું હતું અને તે હાલના રાજમહેન્દ્રીથી દસ બાર કોસ દૂર હતું. ઘણા લોકો વિજયનગરને જ વિદ્યાનગર માને છે, પરંતુ નામનું સરખાપણું હોવાને લીધે તે કેવળ ભ્રમજ છે.

વાચકો પહેલાં વાંચી જ ચૂકયા છે કે, ઉત્કલ દેશના તે સમયના મહારાજ પુરુષોત્તમદેવે વિદ્યાનગરના રાજાને યુદ્ધમાં હરાવીને તેના દેશને પોતાના રાજ્યમાં મેળવી દીધો હતો. રામાનંદ રાય ઉત્કલ રાજ્ય તરફથીજ તે રાજ્ય-

ના શાસક થઇને ત્યાં રહેતા હતા. મહારાજા તરફથીજ તેમને 'રાજા' અને 'રાય'ની પદવીઓ મળી હતી.

રાય મહાશય રાજકાજમાં પ્રવીણ, દેશકાળને જાણનારા, વિનયી, શૂરવીર તથા સદાચારી પુરુષ હતા. ફારસીના પંડિત હોવા સાથે સાથે તેમને સંસ્કૃતનું પણ સારૂં જ્ઞાન હતું. સંસ્કૃત સાહિત્યનું તેમણે ખૂબ અનુશીલન કર્યું હતું, બધાં શાસ્ત્રોમાં તેમણે પ્રગતિ કરી હતી. વિદ્યાવ્યાસંગી હોવાને લીધે તેમને સાર્વભૌમ ભટ્ટાચાર્ય ઉપર ઘણો જ સ્નેહ હતો. તેઓ જ્યારે પણ રાજકાર્ય માટે ઉડીસા—ઓરિસ્સા જતા ત્યારે પુરીમાં જઇને સાર્વભૌમને મળતા અને તેમની સાથે શાસ્ત્રચર્ચા કર્યાં કરતા હતા. સાર્વભૌમ પણ તેમને હૃદયપૂર્વક ચાહતા હતા. બન્નેનું હૃદય કવિતાપ્રિય હતું. બન્નેય સરસ, સરલ, વિદ્વાન અને શાસ્ત્રાભ્યાસી હતા, તેથી એ બન્નેને પરસ્પર ખૂબ બનતું હતું. મહારાજ પ્રતાપરુદ્રજી પણ કાવ્યરસિક હતા, તેથી તેઓ પણ સાર્વભૌમ ભટ્ટાચાર્ય તથા રામાનંદ રાય—એ બન્નેને ઘણું ઘણું માન આપતા હતા. રાય મહાશયે પોતાના 'જગન્નાથવલ્લભ' નામના નાટકમાં મહારાજ પ્રતાપરુદ્રની ઘણી ઘણી પ્રશંસા કરી છે.

રાય રામાનંદ કરણવંશી કાયસ્થ હતા, તેમ છતાં પણ તેમના આચાર—વિચાર ઘણા જ શુદ્ધ તથા પવિત્ર હતા. તેઓ દેવતા અને બ્રાહ્મણોનાં ચરણોમાં ઘણી વધારે શ્રદ્ધા રાખતા હતા. વૈદિક શ્રૌત—સ્માર્ત વગેરે કાર્યોનું તેઓ વિધિપૂર્વક અનુષ્ઠાન કરતા હતા અને ધર્મપૂર્વક શાસનકાર્ય કરતા કરતા હમેશાં શ્રીકૃષ્ણનાં ચરણકમળોમાં પોતાના મનને યોજી રાખતા હતા.

એક દિવસ તેઓ પ્રાતઃકાળે ઘણા બ્રાહ્મણો સાથે હમેશની પેઠે પતિતપાવની પુણ્યતોયા ગોદાવરીમાં સ્નાન કરવાને માટે ગયા. તે સમયે વેદવેત્તા બ્રાહ્મણો તેમની સાથે સ્તોત્રપાઠ કરતા કરતા ચાલતા હતા. આગળ આગળ

વાજીંત્ર વગાડનારા ઘણા માણુસો જાતજાતનાં વાદ્યો વગાડતા વગાડતા ચાલતા હતા. આ રીતે અનેક માણસોથી વીંટાયેલા તેઓ ગોદાવરીતટે જઈ પહોંચ્યા. કિનારાપર પહોંચતાં જ વાજીંત્રવાળાઓએ પોતપોતાનાં વાજીંત્રો બંધ કરી દીધાં. બ્રાહ્મણો વસ્ત્ર ઉતારી ઉતારીને ગોદાવરીના સ્વચ્છ, શીતળ જળમાં સ્નાન કરવા લાગ્યા. સ્નાનને સમયે બોલાતાં ઘણાં સ્તોત્રો બોલીને રાય રામાનંદજીએ સ્નાન કર્યું અને પછી દેવતા, ઋષિ તથા પિતૃઓને જળથી સંતુષ્ટ કરીને તેમણે બ્રાહ્મણોને યથેષ્ટ દક્ષિણા આપી અને પછી તેઓ પોતાની રાજધાની તરફ ચાલવા લાગ્યા.

તે સમયે દૂરથી જ તેમણે એકલા, વૃક્ષની નીચે બેઠેલા અને નવીન અવસ્થાવાળા એક કાષાયવસ્ત્રધારી પરમરૂપલાવણ્યયુક્ત યુવક સંન્યાસીને જોયા. તેઓ જાણતા નહોતા કે તે યુવક સંન્યાસીની દૃષ્ટિમાં કેવો જાદુ ભરેલો હતો ! તેમને જોતાં જ રાય રામાનંદ મંત્રમુગ્ધ જેવા બની ગયા. તેમણે જોયું કે, સંન્યાસીના અંગ–પ્રત્યંગમાંથી મધુરતા નીકળી નીકળીને તે નિર્જન પ્રદેશને મધુમય, આનંદમય અને ઉલ્લાસમય બનાવી રહી છે. ગોદાવરીનું તે શાંત, એકાંત સ્થાન તે નવીન સંન્યાસીની તેજસ્વિતાથી પ્રકાશમાન થઇ રહ્યું છે, સંન્યાસી પોતાના એક પગ ઉપર બીજો પગ રાખીને એકીટસે રામાનંદ રાય તરફ જ જોઈ રહ્યા છે; તેમના ચહેરા ઉપર પ્રસન્નતા છે. ઉત્સુકતા છે, ઉન્મત્તતા છે અને કોઇની સાથે તન્મયતા પ્રાપ્ત કરવાની ઉત્કટ ઇચ્છા છે. સંન્યાસી કંઇક હસી રહ્યા છે, અને તેમના બિંબાફળ જેવા બન્ને રાતા હોઠ આપોઆપ જ હાલે છે. ખબર નથી કે, તેઓ મનોમન શું કહી રહ્યા છે ! રાય મહાશય પોતાની જાતને કાબુમાં રાખી શકયા નહિ. તે સંન્યાસીએ દૂરથી જ એવો કોઇ મોહિની મંત્ર ભણી દીધો કે તેના પ્રભાવથી તેઓ રાજાપણાના અભિમાનને છોડીને પાલખી તરફ જતાં જતાં જ સીધા તે સંન્યાસી તરફ જવા લાગ્યા. પોતાના રાજાને સંન્યાસી તરફ જતા જોઇને

સેવકો પણ તેમની પાછળ પાછળ ચાલ્યા.

- વાચકો સમજીજ ગયા હશે કે, આ નવીન સંન્યાસી આપણા પ્રેમપારસમણિ શ્રીચૈતન્ય મહાપ્રભુજ છે. મહાપ્રભુ ગોદાવરીને કિનારે એકાન્તમાં સ્નાનાદિથી પરવારીને વિચારતાજ હતા કે, રાય રામાનંદને કેવી રીતે મળવું ? તેજ સમયે તેમને વાગતાં વાજાંનો અવાજ સંભળાયો. મહાપ્રભુ તે વાજાંવાળાઓ તરફજ જોવા લાગ્યા. તેમણે જોયું કે, વાજાંવાળાઓની પાછળ એક સુંદર પાલખીમાં બેસીને એક પરમ તેજસ્વી પુરુષ આવે છે. તેની ચારે તરફ ઘણા માણસોનું ટોળું ચાલે છે. બસ, તેમને જોતાંજ મહાપ્રભુ સમજી ગયા કે, ગમે તેમ હો પણ એજ રાજા રામાનંદ રાય છે. જ્યારે તેમણે જોયું કે, તે ઐશ્વર્યવાન મહાપુરુષ પાલખીમાં નહિ બેસતાં મારા તરફજ આવે છે, ત્યારે તો તેમના હૃદયસાગરમાં પ્રેમની લહેરો ઉઠવા લાગી. તેમને ખાત્રી થઇ ગઈ કે, એજ રાય રામાનંદ છે. તેમનું હૃદય રાય મહાશયને આલિંગન આપવા તરફડવા લાગ્યું. તેમને વારંવાર મન થતું હતું કે, જલદીથી દોડીને આ મહાપુરુષને ભેટી લઉં; પરંતુ કેટલાંક કારણોથી તેમણે પોતાના આ ભાવને સંકેલી લીધો. એટલામાંજ તે સમૃદ્ધિશાળી પુરુષે જમીન ઉપર પડીને મહાપ્રભુનાં ચરણોમાં પ્રણામ કર્યા. તે મહાપુરુષને પ્રણામ કરતા જોઈને પ્રભુએ ઘણાજ સ્નેહથી એક અપરિચિત પુરુષની પેઠે પૂછયું:-" શું આપનુંજ નામ રાજા રામાનંદ રાય છે ? "

બન્ને હાથ જોડીને ઘણાજ વિનમ્રભાવે રાય મહાશયે જવાબ આપ્યો:-" ભગવન્ ! આ દીનહીન, ભક્તિવિહીન શૂદ્રાધમનેજ રામાનંદ કહે છે."

માત્ર આપનાંજ દર્શનની ઇચ્છાથી હું વિદ્યાનગરમાં આવ્યો છું. હું વિચારતો હતો કે, આપને કેવી રીતે મળાશે, પણ કૃપાસાગર પ્રભુની કૃપા તો જુઓ! અકસ્માતજ આપનાં દર્શન થઇ ગયાં. આજે આપનાં દર્શનથી હું કૃતાર્થ થઇ ગયો. મારી સમસ્ત યાત્રા સફળ થઈ ગઇ. મારો સંન્યાસ લીધેલો સાર્થક થઇ ગયો કે આપ જેવા પરમ ભાગવત ભક્તનાં મને આપોઆપજ દર્શન થઈ ગયાં."

હાથ જોડીને દીનતાપૂર્વક રામાનંદજીએ કહ્યું: "ભગવન્! મને તો એમ લાગે છે કે, આજે મારા અનંત જન્મોનાં પુણ્ય ઉગી નીકળ્યાં છે કે આપ સાક્ષાત્ નારાયણસ્વરૂપ સંન્યાસીનો વેશ ધારણ કરીને મને પાવન કરવા માટે અત્રે પધાર્યા છો. ભટ્ટાચાર્ય સાર્વભૌમની મારા ઉપર સદાથી નિષ્કામ કૃપા રહ્યા કરી છે; તેઓ પુત્રની પેઠે, શિષ્યની પેઠે, સેવક અને સંબંધીની પેઠે સદા મારા ઉપર કૃપા કર્યા કરે છે. જણાય છે કે, તેમના ઉપર આપની અસીમ કૃપા છે, ત્યારે તો તેમના આગ્રહનો સ્વીકાર કરીને આપે મને આપનાં દર્શનોથી કૃતાર્થ કર્યો. તેઓ એકાંતમાં પણ મારા કલ્યાણનીજ વાતો વિચાર્યા કરે છે. તેના ફળરૂપે આપનાં અપૂર્વ દર્શનનો લાભ મારા જેવા અધમને પણ મળી શક્યો. મારો જન્મ નાનકડી જાતિમાં થયો છે, હું રાતદહાડો લોકનિંદિત રાજ-કાજમાં યોજાઈ રહું છું, વિષયોના સેવનમાંજ મારો સમય વ્યતીત થાય છે, એવા વિષયી અને પરમાર્થ-માર્ગથી વિમુખ અધમને પણ આપે આલિંગન આપ્યું છે, એ આપની દીનવત્સલતાજ છે. એમાં મારો પોતાનો કંઇ પણ પુરુષાર્થ નથી. મારાથી વિશેષ ભાગ્યશાળી આજે સંસારમાં બીજો કોણ હશે? હવે હું મારા ભાગ્યની શી પ્રશંસા કરૂં? આપે આ અધમને એટલો યાદ રાખ્યો, તેને હું કયાં પુણ્યોનું ફળ માનું?"

મહાપ્રભુએ કહ્યું: "રાય મહાશય! હું આપના મુખે શ્રીકૃષ્ણકથા સાંભળવા અર્થેજ અહીં આવ્યો છું. કૃપા કરી-

ને મને શ્રીકૃષ્ણકથા સંભળાવી કૃતાર્થ કરો."

રામાનંદજીએ કહ્યું: "ભગવન્ ! સંસારી કીચડમાં ફસાયેલો હું માયાબદ્ધ જીવ ભલા શ્રીકૃષ્ણકથાનું આપની સમક્ષ કથનજ શું કરી શકું ? આપ તો સાક્ષાત્ શ્રીહરિના સ્વરૂપ છો."

પ્રભુએ કહ્યું: "સંન્યાસી સમજીને આપ મને છેતરો નહિ. સાર્વભૌમ મહાશયે મારા શુષ્ક હૃદયને રસાળ બનાવવા માટેજ અહીં મોકલ્યો છે. આપ મને ભક્તિતત્ત્વ દર્શાવીને મારા મલિન મનને વિશુદ્ધ બનાવો."

મહાપ્રભુ અને રામાનંદની વચમાં આ પ્રકારની વાતો થતીજ હતી તેટલામાં એક વૈદિક બ્રાહ્મણે આવીને પ્રભુને ભોજન માટે નિમંત્રણ આપ્યું. રાય મહાશય પણ સમજ્યા કે, અહીં આટલી બધી ભીડમાં આ મહાપુરુષ સાથે આંતરિક વાતો કરવી ઠીક નથી. તેથી 'ફરીથી આવીને દર્શન કરીશ' એમ કહીને રામાનંદજીએ તેમની પાસે પોતાને સ્થાને જવાની રજા માગી. પ્રભુએ ઘણાજ સ્નેહથી કહ્યું: "ભૂલતા નહિ, અવશ્ય પધારશો. આપને મળીને મને ઘણો આનંદ થયો છે. આપના મુખેથી શ્રીકૃષ્ણકથા સાંભળવાની ઘણી ઉત્કટ ઇચ્છા છે. કેમ આવશો ને ?"

રામાનંદજીએ મસ્તક નીચું નમાવીને ધીરેથી કહ્યું: "અવશ્ય આવીશ, જલદીથીજ શ્રીચરણોનાં દર્શન કરીને મારી જાતને કૃતાર્થ કરીશ. પ્રભો ! જ્યારે આપે આ અધમ ઉપર આટલો બધો અપાર અનુગ્રહ કર્યો છે, તો થોડો સમય તો અહીં નિવાસ કરીને મને સત્સંગનું સુખ આપજોજ. હું એટલો બધો પાપી છું કે આપનાં માત્ર દર્શનથીજ મારો ઉદ્ધાર થઇ શકશે નહિ." આટલું કહીને રાય મહાશયે પ્રભુનાં ચરણકમળોમાં પ્રણામ કર્યાં અને તેઓ પોતાના સેવકો સાથે રાજધાની તરફ ચાલ્યા ગયા. આ તરફ મહાપ્રભુ પણ તે બ્રાહ્મણની સાથે તેને ઘેર ભિક્ષા કરવા માટે ગયા.



# साध्य तत्त्व पर प्रकाश

उदयन्नेव सविता पद्मेष्वर्पयति श्रियम् ।
विभावयन् समृद्धीनां फलं सुहृदनुग्रहम् ॥
(રઘુ. ? ભા. ૯૨-૧૫)

અર્થાત્ પોતાના મિત્રજનો ઉપર કૃપા કરવી, એજ સમૃદ્ધિનું ફળ છે–આ ભાવને વ્યક્ત કરતાં ભગવાન ભુવન-ભાસ્કર ઉદય પામતાંજ પોતાની સમૃદ્ધિ કમળને માટે અર્પણ કરી દે છે.

સંધ્યાનો સુશોભિત સમય છે, ભગવાન સૂર્યદેવ પોતાનાં સમસ્ત કિરણો સાથે અસ્તાચલની લાલ ગુફામાં ભરાઇ ગયા છે. ભગવાન અંશુમાલીનું અનુસરણ કરતાં પક્ષીવૃંદો પણ પોતપોતાના માળાઓમાં ભરાઇ જઇ છાનાંમાનાં સૂઇ ગયાં છે મધુર પ્રેમના ઉપાસકો પોતાની વહાલી વસ્તુના મિલન માટે ઉત્કંઠિત થઇને ભગવતી નિશાદેવી સાથે આરાધનામાં ચોજાયેલા છે. સંસારી લોકો સૂવા લાગ્યા છે, વિષયી લોકો વિષયચિંતનમાં નિમગ્ન છે અને સંયમીઓ જાગરણ કરીને તે અખંડ જ્યોતિનું ધ્યાન ધરે છે. મહાપ્રભુ પણ એકાન્તમાં બેઠા બેઠા રાય મહાશયની રાહ જુએ છે.

પ્રેમમાં કેટલું બધું આકર્ષણ છે ! તે પ્રેમપાત્રથી દૂર હોવા છતાં પણ તેને પાસે લઇ આવે છે, બહાર રહેવા છતાં પણ અંદર ખેંચી લાવે છે અને વચમાં આવેલા અંતરાયોને તોડી ફોડીને રસ્તાને સાફ પણ કરી મૂકે છે. રાય મહાયશ શરીરથી તો ચાલ્યા આવ્યા છે, પરંતુ

તેમનું મન પ્રભુનાં ચરણકમળોમાંજ જોડાઈ રહેલું છે. તેઓ શરીરથી તો યંત્રની પેઠે મન વિનાજ રાજકાજ કરતા રહ્યા. સાયંકાળ થતાંજ તેમનું શરીર પોતાના મનની શોધમાં આપોઆપજ એ તરફ ચાલવા લાગ્યું. તેઓ રાજપાટ, માન-આબરૂ તથા અધિકાર વગેરે કશાની પણ પરવા કર્યા સિવાય એક સાધારણ સેવકને સાથે લઇને દીનભાવે પ્રભુના નિવાસસ્થાન તરફ ચાલ્યા. દૂરથી જોઇનેજ તેમણે પ્રભુનાં બન્ને ચરણોમાં પ્રણામ કર્યાં. પ્રભુએ પણ તેમને ઉઠાડીને ગળે લગાવ્યા. ત્યાર પછી થોડી વાર સુધી બન્નેય મૌન રહ્યા. થોડા સમય પછી તેમણે કહ્યું: "રાય મહાશય! હું આપના મુખેથી થોડી શ્રીકૃષ્ણકથા સાંભળવા ઇચ્છું છું. આપ મને કહો કે, આ સંસારમાં મનુષ્યનું મુખ્ય કર્તવ્ય શું છે? આપ જ્ઞાની છો, ભગવદ્‌ભક્ત છો, તેથી મને સાધ્ય-સાધનનું તત્ત્વ સમજાવો."

રામાનંદજીએ વિનમ્રભાવે કહ્યું: "આપ મારા દ્વારા આપના મનોગત ભાવોને પ્રગટ કરાવવા ઇચ્છો છો; સારી વાત છે. મારા અંતઃકરણમાં જે પ્રેરણા થાય છે તે હું આપનીજ કૃપાથી આપની આગળ પ્રગટ કરૂં છું. પહેલાં શું કહું તે કહો."

પ્રભુએ કહ્યું: "મનુષ્યનું જે કર્તવ્ય છે, તેજ કહો."

રાય મહાશયે કહ્યું: "પ્રભો! હું સમજું છું કે

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः।

(ગીતા ૧૮-૪૫)

અર્થાત્ પોતપોતાના વર્ણાશ્રમધર્મને અનુકૂળ કર્મ કરતા રહેવાથી મનુષ્ય પરમસિદ્ધિને પ્રાપ્ત થાય છે. તેથી જે જે વર્ણમાં હોય, તે તેનાં કર્મો કરતો કરતો તેનાજ દ્વારા વિષ્ણુ ભગવાનની આરાધના કરી શકે છે. વર્ણાશ્રમ ધર્મ છોડીને ભગવાનને પ્રસન્ન કરવાનો મને તો બીજો

કોઈ સરળ, સુગમ અને સહેલો ઉપાય સૂઝતો નથી.×
,શાસ્ત્રોમાં પણ સ્થળે સ્થળે વર્ણાશ્રમ ધર્મ ઉપરજ વધારે
ભાર મૂકવામાં આવ્યો છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં તો સ્થળે
સ્થળે ભારપૂર્વક વર્ણાશ્રમ ધર્મ અનુસાર કર્મ કરવાનેજ
માટે આગ્રહ કરવામાં આવ્યો છે. અને તેના દ્વારા સિદ્ધિ
માનવામાં આવી છે. (ગીતા ૧૮-૪૬)

મહાપ્રભુ રાય મહાશયના મુખેથી વર્ણાશ્રમ ધર્મની
વાત સાંભળીને ઘણા પ્રસન્ન થયા. તેમણે હસતાં હસતાં
કહ્યું: "રાય મહાશય ! આ આપે ઘણીજ સુંદર વાત કહી.
સાચેજ, સંસારમાં બધા મનુષ્યો માટે વર્ણાશ્રમ ધર્મનું
પાલન કરવું ઘણુંજ શ્રેયસ્કર છે. તેથી બધાં શાસ્ત્રો મોટેથી
પોકારી પોકારીને વર્ણાશ્રમ ધર્મનાં યશોગાન ગાય છે.
જીવ પાપ-પુણ્ય બન્નેના મિશ્રણથી મનુષ્યશરીરને પામે
છે, તેથી જેની વાસનાઓ વિષયભોગોમાં ફસાયેલી છે,
તેમને માટે ધર્મ, અર્થ અને કામરૂપી ત્રણ પુરુષાર્થયુક્ત
ધર્મનું વિધાન છે. જો મનુષ્ય સ્વેચ્છાથી વિષયભોગોમાં
પ્રવૃત્ત થઇ જાય તો તે પતિત થઇ જાય, તેથી ધર્મની
મર્યાદાની આવશ્યકતા છે. ધર્મપૂર્વક વર્તન કરવાથી મનુ-
ષ્યને સ્વર્ગસુખની પ્રાપ્તિ થાય છે. પરંતુ સ્વર્ગસુખ અસ્થાયી
હોવાથી પુણ્યનો ક્ષય થતાં ફરીથી તેને પડવું પડે છે, તેથી
કોઇ એવો ઉપાય બતાવો કે કદી પડવુંજ ન પડે."

પ્રભુની આવી વાત સાંભળીને રામાનંદજીએ કહ્યું:
"પ્રભો ! એનો ઉપાય તો એ છે કે, કર્મોમાં આસક્તિ
ન રાખવામાં આવે, નિષ્કામ-ભાવથી કર્મ કરવામાં આવે.
સકામ કર્મ કરવાથી તો તેઓ ફળ આપનારાં થાય છે,
પરંતુ ભગવત્પ્રીત્યર્થે કર્મ કરવાથી તેઓ કોઇ પ્રકારના
પણ ફળને ઉત્પન્ન કરતાં નથી."

---

× वर्णाश्रमाचारवता पुरुषेण परः पुमान् ।
विष्णुराराध्यते पन्था नान्यत्तत्तोषकारणम् ॥
(વિષ્ણુ પુરાણ)

મહાપ્રભુએ કહ્યું: "આ આપે ઘણી સુંદર વાત કહી. સાચેજ, જો નિષ્કામ ભાવથી કર્મ કરવામાં આવે તો તેઓ ત્રણે લોકના સુખથી ઉપર લઇ જાય છે; પરંતુ તેમના દ્વારા તો આત્મશુદ્ધિજ થાય છે, તે મુક્તિમાં મુખ્ય હેતુ નહિ હોઇને ગૌણ હેતુ છે. તેનું ફળ જ્ઞાન નહિ હોઇને આત્મશુદ્ધિજ છે.+ આથી પણ વિશેષ કંઇક કહો."

રામાનંદજીએ કહ્યું: "પ્રભો! જ્યારે આપ નિષ્કામ કર્મને પણ શ્રેષ્ઠ માનતા નથી, તો બધા પ્રકારનાં કર્મોનો પૂરેપુરો ત્યાગ કરીને નિરંતર શ્રીભગવાનનું ભજનજ કરતા રહેવું જોઇએ. સાચેજ, કર્મ ગમે તે રીતે કરવામાં આવે, પરંતુ તેનાથી ત્રણે તાપોની નિવૃત્તિ થતી નથી; તેથી ત્રિવિધ તાપોથી સંતપ્ત પ્રાણીઓને માટે સઘળા ધર્મોનો પરિત્યાગ કરીને પ્રભુનાં ચરણકમળોને શરણે જવું, એજ હું મનુષ્યનું મુખ્ય કર્તવ્ય સમજું છું. ભગવાને પણ ગીતામાં અર્જુનને એજ ઉપદેશ આપ્યો છે કે "હે અર્જુન! તું સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને મારેજ શરણે આવ. હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ, તું શોક ન કર."×

પ્રભુએ હસતાં હસતાં કહ્યું: "રાય મહાશય! જણાય છે કે, આપનાથી કોઇ પણ શાસ્ત્ર બાકી રહ્યું નથી. આપે શાસ્ત્રોનું વિધિપૂર્વક અધ્યયન કર્યું છે. આ શરણાપત્તિ ધર્મ જે આપે બતાવ્યો છે, તે સર્વશ્રેષ્ઠ ધર્મ છે; પરંતુ એ તો સંસારી તાપોથી તપેલા સાધકોને માટે છે, કે જેઓ તાપોથી તદ્દનજ છૂટી જવાનીજ ઇચ્છા રાખે છે. જે સાધકો એમનાથી પણ ઉચ્ચ કોટીના છે, અને જેમને સંસારી તાપોનું કંઇ ભાનજ રહેતું નથી, તેમને

---

\+ योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वात्मशुद्धये ।
(ગીતા ૫-૧૧)

× सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥
(ગીતા ૧૮-૬૬)

માટે કોઇ બીજો ઉપાય બતાવો."

ત્યારે તો રામાનંદજી કંઇક વિચારવા લાગ્યા અને થોડી વાર પછી કહેવા લાગ્યાઃ-" પ્રભો ! હું સમજું છું કે, સમભાવમાં રહીને અને સત્-અસત્‌નો વિચાર કરતાં કરતાં ભગવાનની ભક્તિ કરતા રહેવું એજ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે."

પ્રભુએ કહ્યું: "એ તો બહુ સુંદર છે, પરંતુ જેમને અસલી સાચા આનંદની ઇચ્છા હોય, તેમનાથી બે ચીજો‌નો વિચાર કેમ કરીને થઇ શકે ? દ્વિધાભાવ એજ ભયનું કારણ છે. સત્-અસત્‌નો વિચાર ઘણો ઉત્તમ છે, પરંતુ તેમાં મને સરસતા જણાતી નથી; કોઈ ઉપાય બતાવો."

ત્યારે ભક્તાગ્રગણ્ય રામાનંદજીએ ગર્જના કરીને કહ્યું: " પ્રભો ! ભગવાનની વિશુદ્ધ ભક્તિ એજ સર્વશ્રેષ્ઠ અને મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે." જેમકે બ્રહ્માજીએ શ્રીમદ્‌ભાગવતમાં ભગવાનની સ્તુતિ કરતાં કહ્યું છે કે—

ज्ञाने प्रयासमुदपास्य नमन्त एव
जीवन्ति सन्मुखरितां भवदीयवार्ताम् ।
स्थाने स्थिताः श्रुतिगतां तनुवाङ्मनोभि-
र्ये प्रायशोऽजित जितोऽप्यसि तैस्त्रिलोक्याम् ॥
(૧૦-૧૪-૩)

અર્થાત્ હે અજિત ! જે મનુષ્યો જ્ઞાન વિષે કંઇ પણ પ્રયત્ન નહિ કરતાં કેવળ સાધુસંતોનાં સ્થાનોમાંજ રહીને તેમના મુખેથી આપનાં ગુણગાનોજ સાંભળ્યા કરે છે અને મન, વચન તથા કર્મથી આપને નમસ્કાર કરતાં કરતાં જીવન ગાળે છે, તેઓજ ત્રણે લોકમાં આપને પ્રાપ્ત કરી શકે છે."

રામાનંદજીના મુખેથી આ શ્લોક સાંભળીને પ્રભુ ઘણાજ પ્રસન્ન થયા. તેમણે પ્રસન્નતા પ્રગટ કરતાં કરતાં કહ્યું: " સાચેજ, ભટ્ટાચાર્ય સાર્વભૌમે આપના શાસ્ત્રજ્ઞાન-

ની જેવી પ્રશંસા કરી હતી, તેવાજ મેં આપને અહીં આવીને જોયા છે. મનુષ્યનો પરમ પુરુષાર્થ અને સર્વશ્રેષ્ઠ ધર્મ, ભગવાન મધુસૂદનની નિષ્કામ ભક્તિ કરવાનોજ છે. તેથી એ તો હું સ્વીકારૂં છું; પરંતુ ભક્તિ કેવી રીતે કરવી જોઈએ એ તો બતાવો."

રામાનંદજીએ કહ્યું: "પ્રભો ! હું માનું છું કે, પ્રેમ-પૂર્વક ભક્તિ કરવાથીજ ઇષ્ટસિદ્ધિ પ્રાપ્ત થઈ શકે છે. ભગવાન પ્રેમમય છે, પ્રેમ એજ તેમનું સ્વરૂપ છે, તેઓ રસરાજ છે. તેથી ગમે તે પ્રકારે તે રસસમુદ્રમાં પ્રવેશ કરીને ઊંડે ડુબકીઓ મારવી જોઇએ; કેમકે—

कृष्णभक्तिरसभाविता मतिः क्रियतां यदि कुतोऽपि लभ्यते ।
तत्र लौल्यमपि मूल्यकेवलं जन्मकोटिसुकृतैर्न लभ्यते ॥

(રામાનંદ રાય)

અર્થાત્ મનુષ્યે શ્રીકૃષ્ણભક્તિમાં રસવાળી બુદ્ધિ-વાળા થઇને તે ગમે તે પ્રકારે પ્રાપ્ત કરવી જોઇએ. તેને પ્રાપ્ત કરવાનું મૂલ્ય શું છે ? તેના પ્રત્યે લોલુપતા, લોભી ભાવ, સદા હૃદયમાં તેનીજ ઈચ્છા રહ્યા કરવી; મનુષ્ય કોટિ જન્મોનાં સુકૃત્યોથી પણ એ પ્રાપ્ત કરી શકતો નથી."

મહાપ્રભુએ કહ્યું: "ધન્ય છે, સાચી વાત તો એ છે કે 'रसो वै सः । रसं ह्येवायं लब्ध्वानंदी भवति' (તૈતિ૦ ઉ૦) અર્થાત્ તેઓ ભગવાન્ સ્વયં રસસ્વરૂપ છે. તે રસને પ્રાપ્ત કરીને જીવ આનંદમય થઈ જાય છે; પરંતુ એક વાત હજુ બાકી રહી ગઇ છે. તે રસનો આસ્વાદ કોઇ ને કોઇ પ્રકારના સંબંધથીજ લઈ શકાય છે, તેથી ભગવાન-ની સાથે કયા સંબંધથી તે રસનું આસ્વાદન કરી શકાય, તે જાણવાની મને ઘણી ઈચ્છા છે. કૃપા કરીને એ જરા વધારે દર્શાવો."

આ સાંભળીને રાય મહાશય કહેવા લાગ્યા: "પ્રભો ! હું સમજું છું કે, ભગવાનના પ્રત્યે દાસ્યભાવ રાખવો એજ

સર્વશ્રેષ્ઠ સંબંધ છે; કેમકે દાસ્યભાવ પ્રાપ્ત થયા વિના પ્રેમ થઈજ શકતો નથી. શાંત, સખ્ય, વાત્સલ્ય અને મધુર, એ બધા રસોમાં દાસ્યભાવ અવશ્ય છુપાયેલો રહે છે. તે અત્યંત પીડાના સમયે વ્યક્ત પણ થઈ જાય છે. નંદજીને ભગવાનપ્રત્યે વાત્સલ્ય સ્નેહ હતો, પરંતુ મથુરાથી જઈને જ્યારે ભગવાનનો સંદેશ ઉદ્ધવજીએ નંદજી વગેરે ગોપોને સંભળાવ્યો, અને વ્રજમાં રહીને જ્યારે તેઓ પાછા ફરવા લાગ્યા, ત્યારે ઘણાજ ભયભીત ભાવે દુઃખી થઈને નંદજીએ કહ્યું હતું કેઃ–

'मनसो वृत्तयो न स्युः कृष्णपादाम्बुजाश्रयाः ।

અર્થાત્ હે કૃષ્ણ ! અમારા મનની વૃત્તિ સદા શ્રીકૃષ્ણનાં ચરણોનો આશ્રય કરનારી થાઓ.' પુત્રની પેઠે સ્નેહ કરનારા પિતાનો દાસ્યભાવ ભયંકર દુઃખને વખતે આપોઆપજ ઉભરાઈ આવ્યો. આ પ્રકારે જ્યારે બ્રહ્માજી ગાયોનાં વાછરડાં ચોરાવી ગયા અને ભગવાને એવાંજ વાછરડાં બનાવી વ્રજમાં મૂકી દીધાં અને એક વર્ષ પછી જ્યારે તે વાછરડાં બ્રહ્માજીએ છોડયાં, ત્યારે બળરામજીને ખબર પડી અને નાના ભાઈ પ્રત્યે વિસ્મયને લીધે તેમનો દાસ્યભાવ વ્યક્ત થઇ ગયો. તેઓ ભગવાનના મહિમાનું સ્મરણ કરીને કહેવા લાગ્યા–

प्रायो मायास्तु मे भर्तुर्नान्या मेऽपि विमोहिनी ।

(શ્રીમદ્‌ભાગવત ૧૦–૧૩–૩૭)

અર્થાત્ આ બધી મારા પ્રભુની લીલા છે.

રાધિકાજીનો ભગવાન પ્રત્યે કાન્તભાવ હતો. તેઓ સ્વાધીનપતિકા હતાં; પરંતુ જ્યારે રાસમાં ભગવાન એકદમ અંતર્ધાન થઇ ગયા, ત્યારે તેમનો દાસ્યભાવ ફૂટી નીકળ્યો અને તે રડતાં રડતાં કહેવા લાગ્યાં કે–

'दास्यास्ते कृपणाया मे सखे ! दर्शय सन्निधिम् ।

અર્થાત્ હે સખે! તમે મને આપનાં દર્શન દો, હું તમારી દાસી છું. ભલા જે રાતદહાડો વહાલાને માનજ આપતી રહે, તેના મુખમાં આવાં દાસ્યભાવનાં વચન શોભા આપે છે? પરંતુ શું કરે? દાસ્યભાવ તો સ્નેહનો સ્વામી છે. તેથી પ્રભો! દાસ્યભાવને હું શ્રેષ્ઠ માનું છું."

પ્રભુએ હસીને કહ્યું: "હા, ઠીક છે; હશે, હું તેનો અસ્વીકાર કરતો નથી, પરંતુ તેમ છતાં પણ દાસ્યભાવમાં કંઈક સંકોચ અવશ્ય રહે છે. સેવકને પોતાના સ્વામીના ઐશ્વર્ય, મોટાઇ અને માન-સન્માનનું સદા ધ્યાન રહ્યા કરે છે. તેથી નિર્ભય થઈને આનંદરસનું પાન કરવામાં કંઈક સંકોચ થાય છે. એવો કોઇ સંબંધ બતાવો કે જેમાં સંકોચનો લેશ પણ ન હોય."

એટલે તો ઘણાજ ઉલ્લાસપૂર્વક રામાનંદ રાયે કહ્યું: "ત્યારે તો પ્રભો! હું સખ્યસંબંધને સર્વશ્રેષ્ઠ માનું છું. સખ્ય-પ્રેમમાં ઐશ્વર્ય, ધન, માન કે સન્માન કશાની પણ પરવા રહેતી નથી. ગોપબાળો ભગવાન ઉપર નારાજ થતા હતા, તેમને ગાયોથી ઘેરીને લાવતા હતા, તેમના ખભા ઉપર ચઢીને કૂદકા મારતા હતા, તેમને અખિલ વિશ્વના એકમાત્ર આધાર ભગવાન વાસુદેવ આગળ કોઇ પણ પ્રકારનો સંકોચ નહોતો. યથાર્થ રસાસ્વાદ તો સખ્યપ્રેમમાંજ થાય છે."

આથી જલદીથી રામનંદે કહ્યું કે "પ્રભો! આ વાત તો વાત્સલ્યપ્રેમમાં નથી. 'कुपुत्रो जायेत् क्वचिदपि कुमाता न भवति' સંતાન ગમે તો પ્રેમ કરે કે ન કરે, માતાપિતાનો પ્રેમ તેના ઉપર જેવો ને તેવોજ રહ્યા કરે છે. તેથી તો ભગવાન વ્યાસદેવજીએ કહ્યું છે કેઃ–

नेमं विरिञ्चो न भवो न श्रीरप्यङ्गसंश्रया ।
प्रसादं लेभिरे गोपी यत्तत्प्राप विमुक्तिदात् ॥
(શ્રીમદ્‌ભાગવત ૧૦–૯–૨૦)

અર્થાત્ પ્રેમદાતા શ્રીહરિની જેવી કૃપા યશોદાજી ઉપર થઈ હતી, તેવી કૃપા બ્રહ્મા–શિવની તો વાતજ શું, પરંતુ ભગવાનના હૃદયમાં સદા નિવાસ કરનારાં લક્ષ્મીજી ઉપર પણ નહોતી થઈ. તેથી વાત્સલ્ય ભાવ એજ સર્વોત્તમ ભાવ છે એમ નિશ્ચય થાય છે.

પ્રભુએ ઘણીજ પ્રસન્નતા દર્શાવતા કહ્યું: "રાય મહાશય! આપ તો રસરાજ છો, આપથી કોઇ વાત અજાણ નથી. વાત્સલ્યરસની તો ભગવાન વ્યાસદેવે ઘણીઘણી પ્રશંસા કરેલી છે. તેમ છતાં પણ મને વાત્સલ્ય રસમાં પૂરેપુરી નિર્ભરતા જણાતી નથી. તેમાં નાના અને મોટાપણાનો ભાવ કંઈક અંશમાં તો રહે છેજ. આથી આગળ પણ આપ કોઇ એવો ભાવ બતાવી શકો તો મને કહો, કે જેમાં એ વિચારોનો તદ્દન અભાવ હોય."

રાય મહાશયે કહ્યું: "પ્રભો! આથી આગળ બીજું શું કહું? તે તો કહેવાનો વિષય નથી. સાચેસાચ તો એકજ ભાવ બાકી છે અને તેનેજ અંતિમ કહી શકાય. તે 'કાન્તાભાવ' છે. બસ, તેમાં જઇને બધા રસોની, બધા ભાવોની અને બધા સંબંધોની પરિસમાપ્તિ થઇ જાય છે."

રાય રામાનંદના મુખેથી આ વાત સાંભળીને પ્રભુએ તેમને ગાઢ આલિંગન આપ્યું અને પ્રેમમાં વિહ્વળ થઈ ગદ્‌ગદ્‌કંઠે કહેવા લાગ્યાઃ–"રાય મહાશય! આપ ધન્ય

છો, આપનું કુળ ધન્ય છે, આપનાં જનનીજ વાસ્તવમાં જનની કહી શકાય; આપનું શાસ્ત્રીય જ્ઞાન સાર્થક છે. આટલું બધું રહસ્યજ્ઞાન મને બતાવીને આપે મારો તો ઉદ્ધાર કરી દીધો છે, પરંતુ આથી પણ કોઇ ઉંચો ભાવ જાણતા હો તો કહો !"

મહાપ્રભુએ આથી પણ આગળ પૂછતાં રાયજી ચકિત થઇને તેમના તરફ જોવા લાગ્યા અને ઘણી વાર પછી ધીરે ધીરે કહેવા લાગ્યાઃ–" પ્રભો ! આથી આગળ હું બીજું કંઇજ જાણતો નથી."

પ્રભુએ મધુર સ્વરે કહ્યું: " રાય મહાશય ! આપથી કોઇ વાત છુપાયેલી નથી. આપ મને શુષ્કહૃદય, ગૃહ-ત્યાગી, વનવાસી સંન્યાસી સમજીને ભુલાવામાં નાખવા ઇચ્છો છો. અંતિમ સાધ્ય તત્ત્વનો અનધિકારી સમજીને આપ મારી ઉપેક્ષા કરો છો. આપ તો સર્વ કંઇ જાણો છો. કાન્તાસ્નેહથી પણ વિશેષ જે કંઇ હોય તે કૃપા કરી-ને મને બતાવો."

દેવે પણ તેને પરમ ગુહ્ય સમજીને અપ્રકટજ રાખ્યો છે. માત્ર સંકેતથી ઘણુંજ થોડું દર્શાવ્યું છે-બસ, આથી આગળ હું કંઇ પણ કહી શકીશ નહિ."

આટલું સાંભળતાંજ પ્રભુ એકદમ ઉઠીને ઉભા થઇ ગયા અને રાય મહાશયને ગાઢ આલિંગન કરતાં કહ્યું: "ધન્ય છે, ધન્ય છે. આપે તો પ્રેમની પરાકાષ્ઠાજ કરી નાખી. આપે તો સાધ્યતત્ત્વને અંતિમ હદ સુધી પહોંચાડી દીધું. ભલા, શ્રીરાધિકાજીના પ્રેમની પ્રશંસા કરીજ કોણ શકે ? તેમનો પ્રેમ તો સર્વશ્રેષ્ઠજ છે. હવે આપ મને એ બન્નેના વિલાસનો પૂરેપુરો મહિમા સમજાવો."

આટલું સાંભળતાંજ રાય મહાશય પોતાના કોયલના જેવા સુંદર કંઠથી આ શ્લોકને ઘણાજ લય સાથે બોલવા લાગ્યા:

वाचासूचितशर्वरीरतिकलाप्रागल्भिया राधिकां
व्रीडाकुञ्चितलोचनां विरचयन्नग्रे सखीमानसौ।
तद्वक्षोरुह चित्रकेलिमकरीपाण्डित्यपारङ्गतः
कैशोरं सफलीकरोति कलयन् कुञ्जे विहारं हरिः ॥

બસ, આજ રાસવિલાસની પરાકાષ્ઠા છે. પ્રભુ આ સાંભળીને ઘણાજ પ્રસન્ન થયા. પ્રભુએ રાય મહાશયને જોરથી આલિંગન કર્યું અને બન્ને પ્રેમમાં પ્રમત્ત થઇને પૃથ્વી ઉપર પડી ગયા.





# રાય રામાનંદને પ્રશ્ન

सञ्चाय रामाभिधभक्तमेघे स्वभक्तिसिद्धान्तचयामृतानि ।
गौराब्धिरेतैरमुना वितीर्णैस्तज्ज्ञत्वरत्नालयतां प्रयाति ॥
(ચૈતન્ય ચરિતા૦ મ૦ લી૦ ૮-૧)

અર્થાત્ સમુદ્ર સમાન ગૌર મહાપ્રભુ પોતાના ભક્તિ-સિદ્ધાંતરૂપ જળરાશિનો ભક્તવર રામાનંદરૂપ વાદળમાં સંચાર કરીને ફરીથી તેમના દ્વારા તે સિદ્ધાંતરૂપી જળના ભાગ કરાવીને પોતે જ તેના જ્ઞાનરત્નના ભંડાર બનીને તેને પોતાનામાં લીન કરી લે છે-અર્થાત્ પોતે જ રામાનંદના હૃદયમાં સ્ફુરણા કરાવે છે અને પોતે જ તેનો ફરીથી ઉપ-ભોગ કરે છે.

બન્નેય ગાંડા હોય, બન્નેની દૃષ્ટિમાં સંસારી પદાર્થ નિઃસાર હોય, બન્નેય કોઈ એક જ માર્ગના મુસાફર હોય અને વળી તે બન્નેનો એકાંતમાં સમાગમ થાય, તોપછી તે આનંદનું તો કહેવું જ શું? તેને જ અનિર્વચનીય આનંદ કહે છે. તે આનંદ-રસનો ઉપભોગ કરવાનું સર્વ કોઇના ભાગ્યમાં લખાયેલું હોતું નથી. જેના ઉપર તેમની કૃપા થાય, તેજ આ આનંદનો અધિકારી થઇ શકે છે.

રાય રામાનંદજીના મુખેથી પરમ સાધ્ય તત્ત્વની વાત સાંભળીને પ્રભુ કહેવા લાગ્યાઃ-" રાય મહાશય ! આપની અસીમ અનુકંપાથી મેં પરમ સાધ્ય તત્ત્વ જાણી લીધું. હવે કહો કે તેની પ્રાપ્તિ કેમ કરીને થાય ? સાધન જાણ્યા વિના સાધ્યનું જ્ઞાન વ્યર્થ છે, તેથી જે રીતે આ મહા-ભાવની પ્રાપ્તિ થઇ શકે, તેવો ઉપાય કૃપા કરીને બતાવો."

રાય મહાશયે ઘણી જ અધીરતાપૂર્વક કહ્યું:-પ્રભો! આપ સર્વસમર્થ છો. હું સંસારી કાદવમાં ફસાયેલો વિષયી જીવ ભલા સાધ્ય-સાધન-તત્ત્વને સમજી જ શું શકું ? પરંતુ આપ આપના ભાવોને મારા દ્વારા જ પ્રગટ કરાવવા ઇચ્છો છો, તો આપની ઇચ્છા વિરુદ્ધ વર્તી જ કોણ શકે! તેથી આપ મારા હૃદયમાં જે પ્રેરણા કરતા જશો, તે હું કહેતો જઇશ.

પ્રભો! શ્રીરાધિકાજીનો પ્રેમ સામાન્ય નથી. સંસારી સુખોમાં આનંદનો અનુભવ કરનાર મનુષ્યો તો એના શ્રવણના પણ અધિકારી નથી, તેથી તેને પરમ ગોપ્ય કહેલો છે. તેને તો વ્રજની ગોપિકાઓજ જાણી શકે છે; ગોપિકાઓ સિવાય કોઇ બીજાનો આ રસમાં પ્રવેશ નથી. ગોપિકાઓ ઇંદ્રિયસુખને ઇચ્છનારી નથી; તેમને તો શ્રીરાધિકાજી સાથે કુંજોમાં વિહાર કરતા શ્રીકૃષ્ણની એ સુંદર પ્રેમલીલાજ પ્રિય છે. પોતાને માટે તેઓ કશું નથી ઇચ્છતી; તેમની સમસ્ત ઇચ્છાઓ, સમસ્ત ભાવનાઓ, સમસ્ત ચેષ્ટાઓ અને મન, વાણી તથા ઇંદ્રિયોની બધી ક્રિયાઓ તે પ્રણયીઓના વિહાર માટેજ થાય છે. તે અનિર્વચનીય રસનો જે ઉપભોગ કરવા ઇચ્છે છે, તેણે પોતાની બધી ભાવનાઓ આ પ્રકારે ત્યાગમય અને નિઃસ્વાર્થ બનાવી લેવી જોઇએ. ગોપીભાવને ધારણ કર્યા વિના કોઈ તે આનંદામૃતનું પાન કરીજ શકતો નથી. ગોપીઓના પ્રેમમાં સાંસારિકતા નથી; તે વિશુદ્ધ છે, નિર્મળ છે, વાસનારહિત અને ઇચ્છારહિત છે. ગોપીઓના વિશુદ્ધ પ્રેમનું નામજ 'કામ' છે. આ સંસારી 'કામ' ને કામ કહેતા નથી. તે દિવ્ય પ્રેમભાવનું નામજ યથાર્થમાં કામ છે, કે જેની ઇચ્છા ઉદ્ધવ વગેરે ભક્તો પણ સતત કર્યા કરે છે.×

---

× प्रेमैव गोपरामाणां काम इत्यगमत् प्रथाम् ।
इत्युद्धवादयोप्येतं वाञ्छन्ति भगवत्प्रियाः ॥
(ગૌતમી તંત્ર)

કોઇ ઇચ્છે કે જપથી, તપથી, વેદાભ્યાસ અથવા યજ્ઞયાગ દ્વારા હું તે રસસાગરમાં પ્રવેશ કરવાનો અધિકારી થઇ જઈશ, તો તે તેની ભૂલ છે. તે અમૃતરૂપી મહારસ-સાગરની પાસે પહોંચવામાટે ભક્તિ એજ એકમાત્ર સાધન છે; જેમકે ભગવાન વ્યાસદેવે કહ્યું છે કે—

नायं सुखापो भगवान् देहिनां गोपिकासुतः।
ज्ञानिनां चात्मभूतानां यथा भक्तिमतामिह ॥

(શ્રીમદ્‌ભાગવત, ૧૦, ૯, ૨૧)

અર્થાત્ "નંદનંદન ભગવાન વાસુદેવ જે રીતે ભક્તને ભક્તિ વડે સહેજમાં પ્રાપ્ત થઈ શકે છે, તે પ્રકારે દેહાભિમાની કર્મકાંડી તથા જ્ઞાનાભિમાની મનુષ્યને પ્રાપ્ત થઈ શકતા નથી." તેથી તો ગોપીઓના પ્રેમને સર્વોત્તમ કહેલો છેઃ—

યદપિ જસોદા નંદ અરુ, ગ્વાલ બાલ સબ ધન્ય;
પૈ યા રસકૂં ચાખિકે, ગોપી ભઈ અનન્ય.

ગોપીઓના પ્રેમની બરાબરી કોણ કરી શકે તેમ છે! રાસવિલાસને સમયે જેના ભુજદંડોનો આશ્રય લઇને ગોપિકાઓ ધન્ય થઈ ચૂકી છે, તેની ચરણધૂલિ વિના કોઇ પ્રેમનો અધિકારી થઇજ શકતો નથી."

પ્રભુએ રાય મહાશયની ઘણી ઘણી પ્રશંસા કરી. આ પ્રકારે આખી રાત બન્ને વચ્ચે વાતો ચાલ્યા કરી. રોજ પ્રાતઃકાળે રાત્રિ માનીને ચક્રવાક–ચક્રવાકીની પેઠે બન્ને અલગ થઈ જતા હતા અને રાત્રિને દિવસ માનીને બન્નેય પાછા તે પ્રેમસરોવરની પાસે એકઠા થઇ જતા હતા. આ પ્રકારે કેટલાયે દિવસો સુધી સત્સંગ અને સાધ્ય-સાધનનિર્ણય ચાલ્યા કર્યો. એક દિવસ પ્રભુએ રાય મહાશયને કંઇક ઘણાજ રહસ્યવાળા ગૂઢ પ્રશ્નો પૂછ્યા. તેના ઉત્તર રાયે ભગવત્પ્રેરણાથી જેવા મનમાં સ્ફૂર્યા તેવાજ જેમના તેમ આપ્યા. પ્રભુએ પૂછ્યુંઃ "રાય મહાશય! મને સમસ્ત વિદ્યાઓમાં શ્રેષ્ઠ પરા વિદ્યા બતાવો, કે જેનાથી

વિશેષ બીજી કોઈ વિદ્યાજ ન હોય."

રાયે કંઇક શરમાઇને કહ્યું: "પ્રભો ! હું શું બતાવું? શ્રીકૃષ્ણની ભક્તિ સિવાય બીજી સર્વોત્તમ વિદ્યાજ હોઇ શું શકે ? તેને માટે પરિશ્રમ કરવો સાર્થક છે, તે સિવાય બાકી બધું વ્યર્થ છે."

श्रीकृष्णेति रसायनं रसय रे शून्यैः किमन्यैः श्रमैः ॥

પ્રભુએ પૂછયું: "સર્વશ્રેષ્ઠ કીર્તિ કઇ કહી શકાય?"

રાયે કહ્યું: "પ્રભો ! શ્રીકૃષ્ણના સંબંધથી લોકોમાં પરિચય થવો એજ સર્વોત્તમ કીર્તિ છે."

પ્રભુએ પૂછયું: "ઠીક, એવી સર્વશ્રેષ્ઠ સંપત્તિ કઇ કે જેની આગળ બધી સંપત્તિઓ તુચ્છ સમજી શકાય?"

રાયે ઉત્તર આપ્યો: "શ્રીનિકુંજવિહારી રાધાવલ્લભની અવિરલ ભક્તિ જેના હૃદયમાં મોજૂદ છે તેજ સર્વશ્રેષ્ઠ સંપત્તિશાળી પુરુષ છે. તેની બરાબરીવાળો પુરુષ ત્રિભુવનમાં પણ કોઈ હોઈ શકે નહિ."

પ્રભુએ પૂછયું:–" મને કહો કે સૌથી મોટું દુઃખ કયું છે?"

રૂંધાયેલા કંઠથી અશ્રુ સારતાં સારતાં રાય મહાશયે કહ્યું: "પ્રભો ! જે ક્ષણે હૃદયમાં શ્રીહરિનું સ્મરણ રહે નહિ, જે સમયે વિષયભોગોની વાતો સૂઝવા લાગે, તેજ સૌથી મોટું દુખ છે.× આ સિવાય-ભગવદ્ભક્તોથી વિયોગ થવો એ પણ એક દારુણ દુઃખ છે."

પ્રભુએ પૂછયું: "આપ મુક્ત જીવોમાં સર્વશ્રેષ્ઠ કોને માનો છો?"

રાયે કહ્યું: "પ્રભો ! જેમની સમસ્ત ચેષ્ટાઓ–ક્રિયાઓ શ્રીકૃષ્ણના પ્રેમની પ્રાપ્તિને માટેજ હોય, જે સતત

× सा हानिस्तन्महच्छिद्रं सा चान्धजडमूढता ।
यन्मुहूर्तं क्षणं वापि वासुदेवं न चिन्तयेत् ॥
(મહાભારત)

શ્રીકૃષ્ણનાંજ મધુર નામોનું ઉચ્ચારણ કરતો કરતો તેમનેજ પામવાનો પ્રયત્ન કરતો રહેતો હોય, તેજ સર્વશ્રેષ્ઠ મુક્ત પુરુષ છે."

પ્રભુએ પૂછયું:-"આપ કયા ગાનને સર્વશ્રેષ્ઠ ગાન-ગીત સમજો છો?"

રાયે કહ્યું:—

"श्रीकृष्ण गोविन्द हरे मुरारे हे नाथ नारायण वासुदेव।

આ સુમધુર નામોના ગાનનેજ હું સર્વોત્તમ ગાન સમજું છું."

પ્રભુએ પૂછયું: "જીવોના કલ્યાણમાટે આપ સર્વશ્રેષ્ઠ કાર્ય શાને માનો છો?"

રાયે કહ્યું: "પ્રભો! મહાપુરુષોનાં ચરણકમળોની પાવન રજથી પોતાના મસ્તકને અલંકૃત બનાવી રાખવું અને તેમના મુખમાંથી નીસરતાં અમૃત-વચનોને કાનો વડે હમેશાં પાન કરતા રહેવું, એનેજ હું જીવોના કલ્યાણનું મુખ્ય કારણ માનું છું."

પ્રભુએ પૂછયું: "પ્રાણીમાત્રને માટે સર્વશ્રેષ્ઠ સ્મરણ કરવા યોગ્ય વસ્તુ કઇ છે?"

રાયે કહ્યું:—

"श्रीकृष्ण गोविन्द हरे मुरारे हे नाथ नारायण वासुदेव।

બસ, એજ સર્વશ્રેષ્ઠ સ્મરણ કરવા યોગ્ય વસ્તુ છે."

પ્રભુએ પૂછયું:-"આપ ધ્યાનોમાં સર્વશ્રેષ્ઠ ધ્યાન શાને સમજો છો?"

રાયે કહ્યું: "શ્રી વૃંદાવનવિહારીની ઝાંકડી છબીનુંજ નિરંતર ધ્યાન રહ્યા કરે-બસ, એજ સર્વશ્રેષ્ઠ ધ્યાન છે."

પ્રભુએ પૂછયું:-"આપ જીવોનું એવું સર્વોત્તમ નિવાસસ્થાન કયું માનો છો કે જ્યાં સર્વ વસ્તુના મુખમાં ધૂળ નાખીને નિવાસ કરી શકાય?"

રાયે કહ્યું: "પ્રભો !—

'સરબસુકે સુખ ધૂરિ હૈ, સરબસુ કૈ વ્રજધૂરિ.'

બસ, સર્વ કંઇ છોડીને વૃંદાવનમાં વાસ કરવો એજ જીવોનું અંતિમ નિવાસસ્થાન છે. વૃંદાવનનો પરિત્યાગ કરીને એક પગલું પણ ક્યાંય બીજે ન જવું જોઇએ—

'वृन्दावनं परित्यज्य पादमेकं न गच्छति।'

–બસ, રાધા–મુરલીધરનુંજ ધ્યાન કરતા રહેવું જોઇએ અને વૃંદાવનને ન છોડવું જોઇએ—

श्रीराधामुरलीधरौ भज सखे वृंदावनं मा त्यज।

પ્રભુએ પૂછયું:–"આપ શ્રવણ કરવા યોગ્ય ચીજોમાં સર્વશ્રેષ્ઠ સાંભળવા યોગ્ય શાને સમજો છો?"

રાયે કહ્યું—

श्रीकृष्ण गोविंद हरे मुरारे हे नाथ नारायण वासुदेव।

–આ સમસ્ત શ્રવણોનો સાર છે. જેણે એને યથાવત્ સાંભળી લીધું, તેને ફરીથી બીજું કંઇ શ્રવણ કરવાનું બાકી રહેતું નથી."

પ્રભુએ પૂછયું: "આપ ઉપાસનામાં સર્વશ્રેષ્ઠ ઉપાસના કોને માનો છો?"

રાયે કહ્યું: "યુગલ સરકાર સિવાય બીજી ઉપાસના કરીજ કોની શકાય છે? મૂળે તો વૃંદાવનવિહારી એજ પરમ ઉપાસ્ય છે. શક્તિથી તેઓ જુદા થઇજ શકતા નથી."

પ્રભુએ પૂછયું: "આપ ભક્તિ અને મુક્તિમાંથી શાને વધારે પસંદ કરો છો?"

રાયે કહ્યું: "પ્રભો! મુક્તિના નીરસ ફળને તો કોઇ વિચારપ્રધાન દાર્શનિક મનુષ્યજ પસંદ કરશે. મને તો પ્રભુનાં ચરણકમળોમાં નિરંતર આળોટ્યા કરવાનુંજ સૌથી વધારે પસંદ છે. હું અમૃતના સાગરમાં જઇને અમૃત

બનવા નથી ઈચ્છતો. હું તો તેની પાસે બેસીને તેની મધુરતાનો રસાસ્વાદ કરવાનેજ સર્વશ્રેષ્ઠ માનું છું."

આ પ્રકારના પ્રશ્નોત્તરોમાંજ તે રાત્રિ પૂરી થઈ ગઈ અને બન્ને પાછા એકબીજાથી જુદા પડી ગયા.

રાય મહાશયનો પ્રેમ પ્રભુનાં ચરણકમળોમાં ઉત્તરોત્તર વધતોજ જતો હતો. તેઓ તેમનામાં સાક્ષાત્ શ્રીકૃષ્ણના સ્વરૂપનો અનુભવ કરવા લાગ્યા. તેમનાં નેત્રો આગળથી તેમનું તે પ્રાકૃત રૂપ તદ્દન અદૃશ્ય થઈ ગયું અને તેઓ પોતાના ઇષ્ટદેવ શ્રીરાધાકૃષ્ણ સ્વરૂપનાં દર્શન કરવા લાગ્યા. તેથી તેમણે એક દિવસ પ્રભુને પૂછયું: "પ્રભો! હું આપના શ્રીવિગ્રહમાં-સ્વરૂપમાં મારા ઇષ્ટદેવનાં દર્શન કરૂ છું. મને જણાવા લાગ્યુ છે કે, આપ સાક્ષાત્ શ્રીમન્નારાયણજ છો. લોકોને ભ્રમમાં નાખવા માટે આપે આ ગુપ્ત વેશ ધારણ કરી લીધો છે."

હસતાં હસતાં પ્રભુએ જવાબ આપ્યો: "રાય મહાશય! આપને પણ મારા શરીરમાં આપના ઇષ્ટદેવનાં દર્શન નહિ થાય તો બીજા કોને થશે? આપની દૃષ્ટિમાં તો સંસારમાં જેટલા પણ દૃશ્ય પદાર્થ છે, તે બધાજ ઇષ્ટમય હોવા જોઇએ. શ્રીમદ્ભાગવતમાં લખ્યું છે કે "સર્વશ્રેષ્ઠ ભગવદ્ભક્ત સમસ્ત ચરાચર પ્રાણીઓમાં ભગવાનનાંજ દર્શન કરે છે, તેમની દૃષ્ટિમાં ભગવાનથી જુદી વસ્તુ કોઇ છેજ નહિ.* આપ સર્વશ્રેષ્ઠ ભાગવતોત્તમ છો, પછી આપને મારા શરીરમાં ઇષ્ટદેવનાં દર્શન થાય છે તો એમાં આશ્ચર્યની શી વાત છે?"

પ્રભુનો આવો ઉત્તર સાંભળીને રાય કહેવા લાગ્યા: "પ્રભો! આપ મને છેતરો નહિ. મને આપના યથાર્થ રૂપનાં દર્શન દો. મને શૂદ્રાધમ સમજીને આપના યથાર્થ

---

* सर्वं भूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥
(શ્રીમદ્ભાગવત ૧૧-૨,૪૫)

સ્વરૂપથી વંચિત ન કરો." આમ કહેતાં કહેતાં રાય મહાશય પ્રેમના આવેશમાં આવીને મૂર્છિત થઇ પ્રભુનાં ચરણોમાં પડી ગયા. તે સમયે તેમને પ્રભુના શરીરમાં શ્રીરાધા અને શ્રીકૃષ્ણનાં એકત્ર દર્શન થયાં. પ્રભુના શરીરમાં એ અદ્ભુત રૂપનાં દર્શન કરીને રાય મહાશય પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા અને તેઓ પોતાના ભાગ્યની ઘણી ઘણી પ્રશંસા કરવા લાગ્યા.

થોડી વારે સાવધાન થતાં પ્રભુએ રાય રામાનંદજીને દૃઢ આલિંગન કર્યું અને તેમને કહેવા લાગ્યાઃ "રાય મહાશય ! મારા આ દશ દિવસો આપની સાથે શ્રીકૃષ્ણકથા સાંભળતાં સાંભળતાં ઘણાજ આનંદમાં વીત્યા છે. આટલો અપૂર્વ રસ પહેલાં મને કદી પણ પ્રાપ્ત થયો નહોતો. આપની કૃપાથી આ અત્યંતજ દુર્લભ પ્રેમરસનો હું કંઇક રસાસ્વાદ કરી શક્યો છું. હવે મારી ઇચ્છા છે કે, આપ તરતજ આ રાજકાજ છોડીને પુરી આવી જાઓ. ત્યાં આપણે બન્ને સાથે રહીને હમેશાં આ આનંદરસનું પાન કરતા રહીશું, આપની સોબતથી મારૂં પણ કલ્યાણ થઇ જશે."

હાથ જોડીને ઘણાજ વિનમ્ર ભાવે રાય રામાનંદે કહ્યુંઃ "પ્રભો ! એ તો બધું આપનાજ હાથમાં છે. જ્યારે આ ભવજંજાળથી છોડાવીને આપનાં ચરણોનું શરણુ આપશો, ત્યારે આપનાં ચરણો સમક્ષ રહેવાનો સુયોગ પ્રાપ્ત થઇ શકશે. અત્યારે મારી શક્તિબહારની વાત છે. આપજ અનુગ્રહ કરીને મને એવું ધન્ય જીવન આપી શકો છો."

પ્રભુએ કહ્યુંઃ "ઠીક, હવે જાઓ. દક્ષિણથી પાછો ફરીને એક વાર હું તમને ફરીથી મળીશ. ત્યારે આપ મારી સાથે પુરી આવજો."

પ્રભુની આજ્ઞા શિરોધાર્ય કરીને રાય રામાનંદજી પોતાને સ્થાને ચાલ્યા ગયા અને પ્રભુએ પણ આગળની યાત્રાનો વિચાર કર્યો.



# दक्षिणनां तीर्थोमां भ्रमण

भवद्विधा भागवतास्तीर्थीभूताः स्वयं विभो।
तीर्थीकुर्वन्ति तीर्थानि स्वान्तःस्थेन गदाभृता ॥
(શ્રીમદ્ભાગવત ૧-૧૩-૯)

અર્થાત્ હે પ્રભો ! આપ જેવા ભગવદ્ભક્ત પોતેજ તીર્થરૂપ હોય છે અને આપના ચિત્તમાં વિરાજમાન ગદાધારી શ્રીકૃષ્ણના પ્રભાવથી બધાં તીર્થોને પણ (પાપી પુરુષોના સંસર્ગથી લાગેલાં પાપોને દૂર કરીને) પવિત્ર તીર્થ બનાવી દો છો.

મહાપુરુષોનું તીર્થભ્રમણ લોકકલ્યાણને માટેજ હોય છે. તેમને માટે કંઇજ કર્તવ્ય હોતું નથી, પરંતુ તેમ છતાંયે તેઓ લોકશિક્ષણને માટે, ગૃહસ્થોને પાવન બનાવવા માટે, ભક્તોને કૃતાર્થ કરવા માટે, તીર્થોને નિષ્પાપ કરવા માટે તથા પૃથ્વીને પવિત્ર કરવા માટે તેઓ વિવિધ તીર્થોમાં યાત્રા કરતા જણાય છે. આથી હજુ સુધી આ તીર્થો પોતાની પવિત્રતાની રક્ષા કરતાં કરતાં સંસારી લોકોનાં પાપ-તાપોને શમાવવામાં સમર્થ રહેલાં છે.

મહાપ્રભુ પ્રાતઃકાળે ગોદાવરીમાં સ્નાન કરીને વિદ્યાનગરથી આગળ ચાલી નીકળ્યા. તેઓ ગૌતમીગંગા, મલ્લિકાર્જુન, અહોબલનૃસિંહ, સિદ્ધવટ, સ્કન્ધક્ષેત્ર, ત્રિપઠ, વૃદ્ધકાશી, બૌદ્ધસ્થાન, ત્રિપતી, ત્રિમલ્લ, પાનાનૃસિંહ, શિવકાઞ્ચી, વિષ્ણુકાઞ્ચી, ત્રિકાલહસ્તી, વૃદ્ધકોલ, શિયાલીભૈરવી, કાવેરીતીર, કુંભકર્ણ-કપાલ વગેરે પુણ્ય તીર્થોમાં દર્શન-સ્નાન વગેરે કરતાં કરતાં અને પોતાનાં દર્શનોથી

નરનારીઓને કૃતાર્થ કરતાં કરતાં શ્રીરંગક્ષેત્ર સુધી પહોંચ્યા. રસ્તામાં મહાપ્રભુ સર્વત્ર શ્રીહરિનામોનો પ્રચાર કરતા જતા હતા. લાખો મનુષ્યો તેમનાં દર્શનમાત્રથીજ ભગવદ્‌ભક્તો બની ગયા. તેઓ રસ્તામાં ચાલતાં ચાલતાં આ મંત્રનો ઉચ્ચાર કરતા જતા હતા—

राम राघव राम राघव राम राघव रक्ष माम् ।
कृष्ण केशव कृष्ण केशव कृष्ण केशव पाहि माम् ॥

મહાપ્રભુના મુખમાંથી નીકળતા આ મંત્રને સાંભળતાંજ ચારે બાજુથી સ્ત્રીપુરુષો તેમને ઘેરીને ઉભાં રહી જતાં અને પછી તેઓ તેમની વચ્ચે ઉભા રહીને નૃત્ય કરવા લાગતા. આ પ્રકારે પોતાના સંકીર્તન, નૃત્ય અને દર્શનોથી લોકોને સુખ આપતા આપતા અષાઢ માસમાં તેઓ શ્રીરંગક્ષેત્રમાં પહોંચ્યા. ત્યાં પરમભાગ્યવાન શ્રીવેંકટ ભટ્ટ નામના એક વૈષ્ણવ બ્રાહ્મણના આગ્રહથી તેમણે ચાતુર્માસ વ્યતીત કર્યા. વેંકટ ભટ્ટના પુત્ર શ્રીગોપાલ ભટ્ટે મહાપ્રભુની રૂપ–માધુરીથી મુગ્ધ થઇને તેમને આત્મસમર્પણ કરી દીધું. વળી વેંકટ ભટ્ટનો સમગ્ર પરિવાર પણ શ્રીકૃષ્ણભક્ત બની ગયો અને બધાને મહાપ્રભુના સત્સંગથી ઘણોજ આનંદ થયો.

મહાપ્રભુ સાયંકાળે જંગલોમાં ફરવા જતા હતા. એક દિવસ તેઓ એક બગીચામાં ગયા. ત્યાં જઇને તેમણે જોયું કે, એક બ્રાહ્મણ આસન લગાવીને ઘણાજ પ્રેમપૂર્વક ગદ્‌ગદ્ કંઠે ગીતાનો પાઠ કરી રહ્યો છે. જોકે તે શ્લોકોચ્ચાર અશુદ્ધ કરતો હતો, પરંતુ પાઠ કરતી વખતે તે ધ્યાનમાં એવો તો તન્મય હતો કે તેને બાહ્યસંસારની કંઇ ખબર જ રહેતી નહિ. તે ભાવમાં મગ્ન થઇને શ્લોકો બોલતો હતો, તેનું સમસ્ત શરીર રોમાંચિત થતું હતું, નેત્રોમાંથી જળ વહેતું હતું. મહાપ્રભુ ઘણી વાર સુધી તેનો પાઠ ઉભા ઉભા સાંભળતા રહ્યા. જ્યારે તે પાઠ કરીને ઉઠયો ત્યારે તેને મહાપ્રભુએ ઘણાજ સ્નેહથી પૂછયું: “ કેમ ભાઈ! તને

આ પાઠમાં એવો કયો આનંદ આવે છે કે જેને લીધે તારી આવી અદ્ભુત દશા થઇ જાય છે? આટલા ઉંચા પ્રેમના ભાવો તો સારા સારા ભક્તોના શરીરમાંયે પ્રગટ થતા નથી; તું તારી પ્રસન્નતાનું ઠીકઠીક કારણ મને બતાવ.''

તે પુરુષે કહ્યું: "ભગવન્! હું એક બ્રાહ્મણવંશમાં ઉત્પન્ન થયેલો અભણ બુદ્ધિહીન, નિરક્ષર અને મૂર્ખ બ્રાહ્મણબંધુ છું. મને શુદ્ધાશુદ્ધનું કંઈ પણ જ્ઞાન નથી. મારા ગુરુદેવે મને આદેશ આપ્યો હતો કે, તું ગીતાનો નિત્યપાઠ કર્યા કર. ભગવન્! હું ગીતાનો અર્થ શું જાણું? હું તો પાઠ કરતી વખતે એજ વાતનું ધ્યાન કરૂં છું કે, સફેદ રંગના ચાર ઘોડાઓથી જોડાયલો એક ઘણો સુંદર રથ ઉભો છે. તેની વિશાળ ધજા ઉપર હનુમાનજી વિરાજમાન છે, બુહ્લા રથમાં અસ્ત્ર-શસ્ત્રોથી સુસજ્જિત અર્જુન કંઇક શોકના ભાવથી ધનુષ્યને નીચે રાખીને બેઠો છે. ભગવાન અચ્યુત, સારથિના સ્થાને બેસીને કંઇક મંદ મંદ હાસ્યપૂર્વક અર્જુનને ગીતાનો ઉપદેશ આપે છે. બસ, ભગવાનની એ રૂપમાધુરીનું પાન કરતાં કરતાં હું મારી જાતનું ભાન ભૂલી જાઉં છું. ભગવાનની એ ત્રિલોકપાવની મૂર્તિ મારાં નેત્રો સામે નૃત્ય કરવા લાગે છે, તેનાં દર્શનોથી હું ગાંડા જેવો બની જાઉં છું. લોકો મારો પાઠ સાંભળીને પહેલાં ઘણું હસતા હતા. ઘણા તો મને સારૂં-ખોટું પણ કહેતા હતા. હવે કહે છે કે નહિ તે વાતની મને ખબર નથી. પરંતુ મેં કોઇની મશ્કરીની પરવા કરી નથી. હું આજ ભાવથી પાઠ કર્યાજ કરૂં છું. હવે મને આ પાઠમાં એટલો બધો રસ આવવા લાગ્યો છે કે હું એકદમ સંસારને ભૂલી જાઉં છું. આજેજ આવીને આપે મને બે-ચાર મીઠી વાતો કહી છે, નહિ તો લોકો સદા મારી ગમ્મતજ ઉડાવ્યા કરે છે. મને લાગે છે કે, આપ સાક્ષાત શ્રીનારાયણ છો, ને મારા પાઠનું ફળ આપવા માટે અહીં પધાર્યા છો. આપ ગમે તે ભલેને હો, પરંતુ છો તો કોઇ અલૌકિક દિવ્ય પુરુષ. આપનાં ચરણકમળોમાં

મારા કોટિ કોટિ પ્રણામ છે." આટલું કહીને તે પ્રભુનાં ચરણોમાં પડી ગયો.

પ્રભુએ તેને ખૂબ સ્નેહથી ઉઠાડીને હૃદય સરસો લગાવ્યો અને ઘણા મીઠા સ્વરે કહેવા લાગ્યાઃ " વિપ્રવર! તમે ધન્ય છો, ગીતાનો યથાર્થ—સાચો—મૂળ અર્થ તો તમેજ સમજ્યા છો. ભગવાન શુદ્ધ અથવા અશુદ્ધ પાઠથી પ્રસન્ન અથવા નારાજ થતા નથી; તેઓ તો ભાવના ભૂખ્યા છે. ભાવગ્રાહી ભગવાનથી કોઇનાયે અંતરની વાત છુપાયેલી નથી. લાખો શુદ્ધ પાઠ કરો અને ભાવ અશુદ્ધ હશે તો તેનું ફળ અશુદ્ધજ થશે. જો ભાવ શુદ્ધ હશે અને અક્ષર ગમે તો અશુદ્ધ ઉચ્ચારેલા હશે, તો તેનું ફળ શુદ્ધજ થશે. ભાવોની શુદ્ધિનીજ અત્યંત આવશ્યકતા છે. ભાવ શુદ્ધ હોય ને પાઠ શુદ્ધ હોય તો તો ઘણુંજ સારૂં. સોનામાં સુગંધ. અને જો પાઠ શુદ્ધ ન પણ હોય તો કંઇ નુકસાન નથી. જેમકે કહ્યું છે કે—

मूर्खो वदति विष्णाय धीरो वदति विष्णवे।
तयोः फलं तु तुल्यं हि भावग्राही जनार्दनः॥

અર્થાત્ "મૂર્ખ 'विष्णाय नमः' કહે છે, અને પંડિત 'विष्णवे नमः' કહે છે. ભાવ શુદ્ધ હોવાથી એ બન્નેનું ફળ સમાનજ થશે. કારણ કે ભગવાન જનાર્દન ભાવગ્રાહી છે."

મહાપ્રભુના મુખેથી આ વાત સાંભળીને તે બ્રાહ્મણને ઘણી પ્રસન્નતા થઇ અને તેણે તે સમયે પ્રભુને આત્મસમર્પણ કરી દીધું. જ્યાંસુધી પ્રભુ શ્રીરંગક્ષેત્રમાં રહ્યા ત્યાંસુધી તે મહાપ્રભુ સાથેજ રહ્યો.

## धनवान तीर्थरामने प्रेमदान अने वेश्याओनो उद्धार

रे कन्दर्प करं कदर्थयसि किं कोदण्डटंकारितैः
रे रे कोकिल कोमलैः कलरवैः किंत्वं वृथा जल्पसि।
मुग्धे स्निग्धविदग्धमुग्धमधुरैर्लोलैः कटाक्षैरलं
चेतश्चुम्बितचन्द्रचूडचरणध्यानामृतं वर्तते ॥
( ભર્તૃ. વૈ. શ. ૯૮ )

અર્થાત્ ઓ કામદેવ ! ધનુષ્યના ટંકારોથી તું તારા હાથોને શા માટે કષ્ટ આપે છે ? અરે કોયલ ! તું પણ તારા કોમળ ટહુકાઓથી વિના કારણ શામાટે કોલાહલ મચાવે છે ? ઓ ભોળી ભલી રમણી ! તારા આ સ્નેહયુક્ત, ચતુર, મોહક, મધુર અને ચંચળ કટાક્ષોથી પણ હવે કંઇ થઇ શકશે નહિ. મારા ચિત્તે તો ચંદ્રચૂડ (ભગવાન શંકર)નાં ચરણોના ધ્યાનરૂપી અમૃતનું પાન કરી લીધું છે.

જેણે પ્રેમરસનું પાન કરી લીધું છે, જે તેની મસ્તી-માં સંસારના બધા પદાર્થોને ભૂલી ગયો છે, તેની આગળ આ સંસારના બધા સુંદર, સુખ આપનારા અને ચમકતા પદાર્થો તુચ્છ છે. તે એ પદાર્થો તરફ નજર પણ નાખતો નથી, કે જેને લીધે વિષયી મનુષ્ય પોતાનું સર્વસ્વ અર્પણ કરવા માટે તત્પર રહે છે. જે હૃદયમાં મહાદેવના પણ પૂજ્ય પ્રભુ નિવાસ કરે છે, તે હૃદયમાં કામને માટે સ્થાન ક્યાંથી ? શું રવિ અને રજની એકસાથે રહી શકે છે ? દીવો લઇને જો આપ અંધકારને શોધવા નીકળો તો તેનો

પત્તો ક્યાંય પણ લાગી શકે ખરો કે ? તેથી કહ્યું છે કે:-"જ્યાં કામ છે ત્યાં રામ નહિ અને રામ છે ત્યાં કામ નહિ."

જે ઠંડીથી ધ્રૂજે છે, તેની આગળ જો તેની ઇચ્છા વિરુદ્ધ પણ ધગધગતો અગ્નિ પહોંચી જાય, તો મહેનત નહિ કરવા છતાં પણ તેની ઠંડી ઉડી જશે. ખારા સરોવરમાં કાંકરા, પથરા, હાડકાં—જે કાંઇ ચીજ પડશે તે મીઠું બની જશે. પ્રેમી સાથે કાં તો પ્રેમથી સંબંધ બાંધો યા ઈર્ષા-દ્વેષથી; આપનું કલ્યાણ અવશ્યજ થશે. ભૂલથી પણ લોઢું પારસમણિને અડાડવામાં આવે તો તે સુવર્ણ બની જ જશે એમાં કંઇ શંકાજ નથી.

મહાપ્રભુ જ્યારે દક્ષિણનાં સમસ્ત તીર્થોમાં ભ્રમણ કરતાકરતા શ્રીરંગમ આવતા હતા, ત્યારે રસ્તામાં અક્ષયવટ નામના તીર્થમાં ઉતર્યા. રસ્તામાં મહાપ્રભુનો જીવનનિર્વાહ માત્ર ભિક્ષા ઉપરજ ચાલતો હતો. કોઈક દિવસ ભિક્ષા મળતી તો કોઇ દિવસ નહોતી પણ મળતી. કૃષ્ણદાસ ભટ્ટાચાર્ય પ્રભુને ભિક્ષા બનાવીને ખવડાવતા હતા. એક દિવસ ભિક્ષાનો ક્યાંય સંયોગજ ન થયો. તીર્થમાં ઉપોષણ (અપવાસ)નું પણ વિધાન છે, તેથી તે દિવસે મહાપ્રભુએ કંઇ પણ લીધુંજ નહિ. એક એકાંત સ્થાનમાં શિવજી પાસે તેઓ કીર્તનાનંદમાં મગ્ન થઇને—

कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण हे ।
कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण हे ॥
कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण रक्ष माम् ।
कृष्ण कृष्ण कृष्ण कृणण कृष्ण कृष्ण पाहि माम् ॥

આ મહામંત્ર ખૂબ જોરથી બોલતા હતા. રસ્તાના શ્રમને લીધે તેમના શ્રીમુખ ઉપર કંઈક થાકનાં ચિહ્ન જણાતાં હતાં. તેમનાં સમસ્ત અંગોમાંથી એક પ્રકારનું તેજ નીકળતું હતું. તેઓ પ્રેમાનંદમાં મગ્ન થઇને ઉચ્ચ

સ્વરથી નામ-સંકીર્તનમાં મગ્ન હતા. એટલામાંજ તીર્થરામ નામનો એક ઘણો મોટો ધનવાન ત્યાં અકસ્માત્ આવી પહોંચ્યો. તેને પોતાના ધનનું અભિમાન હતું, યુવાવસ્થાએ તેને કર્તવ્યશૂન્ય બનાવ્યો હતો, યૌવનના મદમાં તે પોતાના ધર્મને તિલાંજલિ આપી ચૂકયો હતો. ખાવું, પીવું ને મોજ કરવી, એજ તેણે પોતાના જીવનનું ધ્યેય બનાવી રાખ્યું હતું. સારામાં સારા પદાર્થો જમવા અને સુંદરમાં સુંદર સ્ત્રીઓ સાથે સમય ગાળવો, એમાંજ તેણે જીવનનું સર્વોચ્ચ સુખ માની લીધું હતું. તેની સાથે બે ઘણીજ સુંદર વેશ્યાઓ હતી. તેમનામાંની એકનું નામ સત્યાબાઇ અને બીજીનું નામ લક્ષ્મીબાઇ હતું. તેમની સાથે હાસ્યવિનોદ કરતો કરતો તે શિવાલય પાસે આવી પહોંચ્યો. ત્યાં તેમણે પોતાની કાંતિથી દિશાઓને પ્રકાશિત કરતા પ્રેમાવતાર શ્રીચૈતન્યને જોયા. સુવર્ણના જેવો શરીરનો રંગ હતો, કમળ સમાન વિકસેલા મુખારવિંદ ઉપર ચિત્તને પોતાના તરફ ખેંચી લેનારી બે મોટી મોટી આંખો હતી. તેની સમજમાંજ ન આવ્યું કે, આટલા બધા અતુલનીય રૂપવાળો આ પુરુષ અહીં જંગલમાં એકલો એક કપડું ઓઢીને શામાટે પડયો છે ? પોતાના સંદેહને દૂર કરવા માટે તેણે ધીરેથી કહ્યું: "કોણ છે ?"

પરંતુ મહાપ્રભુ તો કીર્તનમાં આનંદમગ્ન હતા, તેમને કોઇની શી ખબર ? તેઓ તો પહેલાંની પેઠે જોરથી કીર્તન કરતા રહ્યા. તેની ઉત્સુકતા વળી વધી. તેણે હવે જરા જોરથી કહ્યું: "આપ કોણ છો અને અહીં એકાંતમાં કેમ પડેલા છો ?"

કૃપાળુ શ્રી ચૈતન્યે આ વખતે તેની વાતનો જવાબ આપ્યો:–"ભાઇ ! હું ગૃહત્યાગી સંન્યાસી છું, મારા વહાલાની શોધમાં ઘેરથી નીકળ્યો છું. એકાંત એજ મારૂં આશ્રયસ્થાન છે, વૈરાગ્ય એજ મારો બંધુ છે; સંકીર્તન એજ મારૂં એકમાત્ર કર્તવ્ય છે, તેથી હું અહીં એકાં-

પડ્યો પડ્યો મારા વહાલાનાં નામોનો ઉચ્ચાર કર્યા કરું છું." આટલું કહીને મહાપ્રભુ પાછા પહેલાંની પેઠે કીર્તન કરવા લાગ્યા.

આ ઉત્તર સાંભળીને તીર્થરામે સંતોષ માનવો જોઇતો હતો, અને મહાપ્રભુને છોડીને વેશ્યાઓ સાથે બીજે ક્યાંક ચાલ્યા જવું જોઇતું હતું; પરંતુ તેનો તો પ્રભુ દ્વારા ઉદ્ધાર થવાનો હતો તેથી તેના મનમાં ઈર્ષાનો અંકુર ફૂટ્યો. તે વિચારવા લાગ્યો કે "આ પણ કોઈ અજબ આદમી છે, વિધાતાએ આને આટલુ સૌંદર્ય આપ્યું છે, ખીલતી જુવાની છે, કોઇ ઉચ્ચ કુળનો જણાય છે, તેમ છતાંયે પાછો આવી વૈરાગ્યની વાતો કરે છે! લાગે છે કે, તેને સત્યાબાઇ અને લક્ષ્મીબાઈ જેવી રૂપલાવણ્યયુક્ત કોઇ લલના નથી મળી. જો એક વાર પણ તેણે એવી અનુપમ સુંદરીનાં દર્શન કર્યાં હોત તો એ સંન્યાસ અને વૈરાગ્ય એ બધાને ભૂલી જાત."

આવી વાતો વિચારતાં વિચારતાં તે પોતાની બન્ને સહચરીઓ પ્રત્યે બોલ્યોઃ–" મને લાગે છે કે, આમણે હજુ સંસારનું સુખ ભોગવ્યું નથી, એટલે આવી મોટી મોટી વાતો કરે છે."

એકી સાથેજ બન્ને જલદીથી બોલી ઉઠીઃ "અરે, ચાલો હવે, કોની વાતો કરવા લાગ્યા? આ બધા કામદેવની સજા પામેલા માણસો છે. જ્યાં તેમણે સ્ત્રીઓના રૂપની નિંદા કરવા માંડી, કે તરતજ કામદેવે ખપ્પર હાથમાં આપીને તેમને ઘર ઘરના ભિખારી બનાવી દીધા છે."

તીર્થરામે કહ્યું: "ના, એવી વાત નથી. એમના ચહેરામાં આકર્ષણ છે. કોઇ વૈરાગ્યવાન સાધુ જણાય છે."

આથી તેની વાતનો વિરોધ કરતી લક્ષ્મીબાઇ બોલીઃ "હા, ના મળે એટલે તો બધા ત્યાગી–વૈરાગીજ છેને! ખાવાનું ન મળ્યું તો કહી નાખ્યું કે એકાદશીવ્રત છે.

નારી મુઇ ઘર સંપત્તિ નાસી, મુંડ મુંડાય ભયે સંન્યાસી.

મારા જેવી કોઇ સાથે એમને પાનું પડે તો ખબર પડી જાય કે એ કેવા ત્યાગી રહી શકે છે?"

તીર્થરામે એ બન્નેને ઉત્તેજિત કરતાં કહ્યું:-"ઠીક, જોઇએ તમારી વાત. જો તમે એમને તમારા પંજામાં ફસાવો તો તમને માગો તે ઈનામ આપું."

એ બન્નેને પોતાના રૂપલાવણ્યનું અભિમાન હતું. તેઓ મત્ત સિંહણોની પેઠે મહાપ્રભુ તરફ ચાલી. પાસે જ તીર્થરામ છુપાઇને તેમની બધી બાબતો જોતો રહ્યો.

મહાપ્રભુ એક પડખે સૂતા સૂતા શ્રીકૃષ્ણકીર્તન કરી રહ્યા હતા. ગોવિંદ અને કૃષ્ણદાસ કંઇક દૂર હતા. પછી એ વેશ્યાઓ ત્યાં જઇને બેઠી અને પોતાના હાવ-ભાવ અને કટાક્ષોથી પ્રભુની અનન્યતાનો ભંગ કરાવવાનો પ્રયત્ન કરવા લાગી; પરંતુ તેમને તો ખબરજ નથી કે, કોણ આવ્યું છે? તેઓ પોતાના નશામાં ચકચૂર હતા. તેમને દીન-દુનિયા કશાનું ભાન નહોતું. તેમને ત્યાં બેઠાં બેઠાં જ્યારે ઘણી વાર થઇ ગઇ, ત્યારે લક્ષ્મીબાઇએ બધી હિંમત એકઠી કરીને કહ્યું: "સાધુ બાવા! હું આપને કંઇક પૂછવા ઇચ્છું છું."

પતિતપાવન પ્રભુ તો એને માટે તૈયાર જ બેઠા હતા. તેઓ જલદીથી બેઠા થયા અને તેના ઉપર કરુણાભરી વિકારનાશક દૃષ્ટિ નાખીને અત્યંત મધુર સ્વરે પ્રેમપૂર્વક બોલ્યા:-"માતાજી! આ દીન-હીન સંતાનને માટે શી આજ્ઞા છે? હું આપની કઇ આજ્ઞાનું પાલન કરૂં?" તેમની દૃષ્ટિમાં અને તેમના એ શબ્દોમાં કોણ જાણે કેવોયે જાદુ હતો કે તે બન્ને સ્તબ્ધ બની ગઇ. કાપો તો શરીરમાંથી લોહી પણ ન નીકળે! તેમની વાચા બંધ થઈ ગઇ, ધીરજ છૂટી ગઇ અને પશ્ચાત્તાપના અગ્નિએ તેમનાં હૃદયમાં એક પ્રકારની જ્વાળા પેદા કરી દીધી. તેઓ આત્મગ્લાનિ

થવાથી જલદીથી ત્યાંથી ઉઠીને ચાલતી થઇ. તીર્થરામ આ વાતો સાંભળતો હતો. પ્રભુના સંકીર્તનના શ્રવણમાત્રથી તેની ધીરજ ખૂટી ગઇ હતી. હવે બાકી રહેલી ધીરજ આ બનાવે ખુટાડી દીધી. પરમસુંદરી બે યુવતીઓ જેની સાથે પ્રેમાલાપ કરવાની પ્રાર્થના કરે અને તે તેમને માતા કહીને સંબોધે, એ કોઇ મનુષ્ય નથી, પણ ઈશ્વર છે; એ સંસારી પ્રાણીનું કામ નથી, પરંતુ એ તો દેવતાઓના પણ દેવતાનું કામ છે. એમ વિચારતાં વિચારતાં તે મહાપ્રભુનાં ચરણકમળોમાં જઇ પડ્યો અને ઘણા જ જોરથી બૂમ પાડીને કહેવા લાગ્યોઃ—" હા પ્રભો ! મુજ પાપીનો પણ ઉદ્ધાર કરો; પ્રભો ! મને આપનાં ચરણોનું શરણ આપો."

મહાપ્રભુએ તેને ઉઠાડીને છાતી સરસો ચાંપ્યો અને પ્રેમમાં વિહ્વળ થઇને જોરથી નૃત્ય કરતા કરતા સંકીર્તન કરવા લાગ્યા. ભાવાવેશમાં તેમના શરીરનું વસ્ત્ર જમીન ઉપર પડી ગયું. આથી તેમનાં શ્રીઅંગોમાંથી તેજનાં કિરણો નીકળી નીકળીને તે શાંત સ્થાનને પ્રકાશમાન કરવા લાગ્યાં. એ વેશ્યાઓ પણ આ અદ્દભુત ચમત્કાર જોઇને ભાવાવેશમાં પોતાની જાતનું ભાન ભૂલી ગઈ અને ભગવાનના નામનું કીર્તન કરતી નૃત્ય કરવા લાગી.

તીર્થરામે પ્રભુનાં શ્રીચરણોને જોરથી પકડી લીધાં અને વારંવાર બૂમો પાડી પાડીને તે કહેવા લાગ્યોઃ "પ્રભો! મુજ પાપીનો પણ કોઈ પ્રકારે ઉદ્ધાર થઇ શકશે ? દયામય ! મારાં પાપોનું પ્રાયશ્ચિત્ત કોઈ પ્રકારે થઈ શકશે કે કેમ ?"

પતિતપાવન પ્રભુએ તેને ઉઠાડીને છાતી સરસો ચાંપ્યો તથા કહ્યું કે " તીર્થરામ ! તમે પાપી નથી, પુણ્યાત્મા છો. તમારા અંગના સ્પર્શથી હું પાવન થયો છું. તમે ભાગ્યવાન છો, પ્રભુના કૃપાપાત્ર છો. તમારા મનમાંથી ગ્લાનિ કાઢી નાખો. કરુણામય શ્રીહરિ બધાનું ભલું કરે છે. જે તેમને શરણે જાય છે, તેનાં પાપ રહેતાં જ નથી. રૂના ઢગલામાં જેમ અગ્નિ પડવાથી તે ભસ્મ થઇ જાય

છે, તેજ પ્રકારે તે ભસ્મ થઇ જાય છે."

મહાપ્રભુનાં આ આદેશમય વાક્યો સાંભળીને તીર્થરામને કંઇક ધીરજ આવી. તેણે પોતાની જાતને સર્વભાવે મહાપ્રભુનાં શ્રીચરણોમાં સમર્પણ કરી દીધી. મહાપ્રભુએ તેને હરિનામમંત્રનો ઉપદેશ આપ્યો અને તે પણ તિલક-કંઠી ધારણ કરીને શુદ્ધ વૈષ્ણવ બની ગયો. બન્ને વેશ્યાઓએ પણ પોતાનાં પાપોનું પ્રાયશ્ચિત્ત કર્યું અને તેઓ નિરંતર હરિનામસ્મરણ કરવા લાગી.

તીર્થરામની સ્ત્રીનું નામ કમલકુમારી હતું, પોતાના પતિની આવી સ્થિતિ જોઇને તે ઘણી ખુશ થઈ ગઇ. તે સતી સાધ્વી પતિવ્રતા પત્ની પોતાના પતિનાં ચરણોને અનુસરનારી હતી. તેણે અત્યંત દીનભાવે પ્રભુનાં ચરણ-કમળોમાં પ્રણામ કર્યા અને ગદ્ગદ્ કંઠે પ્રાર્થના કરી કે "પ્રભો ! આ પાપિણીનો પણ ઉદ્ધાર કરો. મને પણ આપનાં ચરણોનું શરણ આપો કે જેથી હું પણ આ સંસાર-સાગરમાં પતિનાં ચરણોને અનુસરી શકું !"

મહાપ્રભુની આજ્ઞાથી તીર્થરામે પોતાની પત્નીને હરિનામ-મંત્રનો ઉપદેશ આપ્યો. તે પણ પોતાનું બધું ધન કંગાલોને વહેંચી દઈને તીર્થરામની સાથે હરિનામ-સંકીર્તન કરવા લાગી.

મહાપ્રભુ સાત દિવસ સુધી વટેશ્વર રહ્યા. ત્યાં રહીને તેઓ તીર્થરામને ઉપદેશ આપતા હતા. પ્રભુએ તેમને કહ્યું: "ઘણા ગ્રંથોની માયાજાળમાં ના પડશો. ભગવાન માત્ર વિશ્વાસથી જ પ્રાપ્ત થઇ શકે છે. સમસ્ત જગતના વૈભવને તણખલા સમાન માનજો અને નિરંતર ભગવન્નામના સંકીર્તનમાં યોજાઇ રહેજો. એજ વેદશાસ્ત્રોનો સાર છે." આ પ્રકારે તીર્થરામ અને એ બે સુંદર વેશ્યાઓને પ્રેમ-દાન આપીને મહાપ્રભુ શ્રીરંગમ ચાલ્યા ગયા હતા અને શ્રીરંગમમાંજ ચાતુર્માસ કર્યો. જ્યારે વર્ષા સમાપ્ત થઇ ગઇ, ત્યારે પ્રભુએ શ્રીરંગમથી આગળ ચાલવાનો વિચાર કર્યો.



# भक्तिक ब्राह्मणको मेलाप

परोपकृतिकैवल्ये तोलयित्वा जनार्दनः ।
गुर्वीमुपकृतिं मत्वा ह्यवतारान् दशाग्रहीत् ॥

અર્થાત્ જનાર્દન ભગવાને પરોપકાર અને મોક્ષને લઇને ત્રાજવામાં તોળ્યા તો પરોપકારનું પલ્લું નીચું નમેલું જાણીને જ તેમણે પરોપકાર કરવા માટે (અજન્મા હોવા છતાં પણ) દશ અવતાર ધારણ કર્યા.

સામાન્ય મનુષ્ય જે કાર્યો કરે છે, તેને જ મહાપુરુષ પણ કર્યા કરે છે; પરંતુ સામાન્ય લોકોનાં કાર્ય પોતાના સુખને માટે હોય છે અને મહાપુરુષોનાં કામ સમસ્ત જીવોના કલ્યાણ માટે હોય છે. મહાત્મા તો સ્વયં તીર્થરૂપ છે, તેમને તીર્થયાત્રાની જરૂરજ શી ભલા? તેમને નથી તો સ્વર્ગની ઇચ્છા કે નથી તો પવિત્ર થવાની ગરજ. કરોડો સ્વર્ગ તેમના સંકલ્પથી ઉત્પન્ન થઇ શકે છે અને જગતને પવિત્ર કરવાની શક્તિ તેમનામાં આપોઆપજ મોજૂદ છે. આવી સ્થિતિમાં તેમનું તીર્થભ્રમણ માત્ર પરોપકાર અને જીવોના ઉદ્ધારનેજ માટે થાય છે. તેથી મહાપ્રભુ શ્રીનીલાચલને છોડીને દૂર દૂર દક્ષિણ પ્રાન્તનાં તીર્થોમાં ભ્રમણ કરતા રહ્યા. તેઓ જ્યાં પણ ગયા, તે તીર્થો ધન્ય થઇ ગયાં અને ત્યાંનાં નરનારીઓ કૃતકૃત્ય બની ગયાં.

ચાતુર્માસ ગાળીને મહાપ્રભુ વેંકટ ભટ્ટ પાસેથી વિદાય લઇને શ્રીરંગમ થઇ ઋષભ પર્વત ઉપર ગયા. ત્યાં તેમણે સાંભળ્યું કે સ્વામી પરમાનંદ પુરી મહારાજે પણ અહીંજ ઉતર્યા છે. આ ખબર સાંભળીને પ્રભુ પુરી મહારાજનાં

દર્શનને માટે તેમના નિવાસસ્થાને ગયા અને ત્યાં જઇને તેમનાં ચરણોમાં વંદન કર્યા. પુરી મહારાજે તેમને પ્રેમપૂર્વક આલિંગન કર્યું-અને ત્રણ દિવસ સુધી બન્ને સાથેજ રહીને કૃષ્ણકથા તથા કૃષ્ણકીર્તન કરતા રહ્યા. પુરી મહારાજે કહ્યું:–" મારી ઈચ્છા છે કે, હું પુરુષોત્તમ ભગવાનનાં દર્શન કરીને ગંગાસ્નાન માટે-નવદ્વીપ જાઉં."

મહાપ્રભુએ કહ્યું:–" આપ ત્યાં સુધી ભલે જાઓ, નવદ્વીપથી પાછા ફરીને આપ પાછા પુરી જ પધારજો. હું પણ સેતુબંધ રામેશ્વરનાં દર્શન કરીને તરતજ પુરી આવવાનો વિચાર કરૂં છું. જો ભગવત્કૃપા હશે, તો આપણે બન્ને સાથે સાથે જ–નીલાચલમાં રહીશું." એમ કહીને પ્રભુ તો સેતુબંધ રામેશ્વર તરફ ચાલ્યા અને પુરી મહારાજે જગન્નાથ પુરીનો રસ્તો લીધો.

મહાપ્રભુ અનેક વન, પર્વત અને ગામોમાં થતા થતા શૈલ પર્વત ઉપર પહોંચ્યા. ત્યાં બ્રાહ્મણ-બ્રાહ્મણીનો વેશ ધારણ કરેલા શિવ–પાર્વતીજીનું પ્રભુએ આતિથ્ય સ્વીકાર્યું. ત્યાંથી કામકોષ્ઠીપુરી થઇને તેઓ દક્ષિણમથુરા પહોંચ્યા.

ત્યાં એક બ્રાહ્મણે તેમને નિમંત્રણ આપ્યું. તે બ્રાહ્મણ દરેક ક્ષણે રડતાં રડતાં " સીતારામ, સીતારામ " રટ્યા કરતો હતો. પ્રભુએ તેનું નિમંત્રણ સહર્ષ સ્વીકાર્યું અને મધ્યાહ્નસ્નાન કરીને તેને ઘેર ભિક્ષા કરવા પહોંચ્યા. મહાપ્રભુએ જઇને જોયું તો તેણે કંઈ પણ ભોજન બનાવ્યું નથી અને ઉદાસભાવે છાનોમાનો બેઠો છે.

મહાપ્રભુએ હસીને પૂછયું: " વિપ્રવર! આપે હજુસુધી ભોજન કેમ બનાવ્યું નથી?"

ઘણીજ સરળતાપૂર્વક બ્રાહ્મણે કહ્યું: "પ્રભો! અહીં અયોધ્યાપુરીના જેવો વૈભવ થોડોજ છે, કે દાસદાસીઓ બધાં કામ ક્ષણવારમાં કરી દે! અહીં તો અરણ્યવાસ છે; લક્ષ્મણજી જંગલમાંથી ફળફૂલ લાવશે, ત્યારે ક્યાંક સીતા

માતા રસોઇ કરશે અને ત્યારે મારા સરકાર પ્રસાદ પામશે."

મહાપ્રભુ તે ભક્ત બ્રાહ્મણના આવા વિશુદ્ધ ભાવને જોઇને ઘણાજ પ્રસન્ન થયા અને તેની ઘણી ઘણી પ્રશંસા કરતા કરતા પ્રેમમાં ઉન્મત્ત થઇને નૃત્ય કરવા લાગ્યા. હવે તે બ્રાહ્મણ ઉઠયો અને અસ્તવ્યસ્તભાવે ભોજન બનાવવા લાગ્યો. ત્રીજે પહોરે ભોજન તૈયાર થયું. તેણે ઘણીજ શ્રદ્ધાભક્તિપૂર્વક પ્રભુને ભિક્ષા કરાવી. પ્રભુને ભિક્ષા કરાવીને તે નિરાહારીજ રહ્યો. તેણે કંઇ પણ પ્રસાદ લીધો નહિ.

ત્યારે પ્રભુએ પૂછયું: "વિપ્રવર! આપે પ્રસાદ ન લીધો એ કેવી વાત? આપ આટલા દુઃખી કેમ છો? આપના દુઃખનું મને ખરૂં કારણ બતાવો."

તે બ્રાહ્મણે રડતાં રડતાં કહ્યું: "પ્રભો! જગજ્જનની સીતા માતાને દુષ્ટ રાવણ તેના પાપી હાથો વડે પકડીને લઈ ગયો. તે દુષ્ટ રાક્ષસે માતાનો સ્પર્શ કર્યો. આથી વધારે દુઃખ મારે માટે બીજું હોઇજ શું શકે? હું હવે જીવીશ નહિ. જ્યારે મને આ વાત યાદ આવે છે ત્યારે મારૂં હૃદય ફાટવા લાગે છે."

મહાપ્રભુ તેના આવા દૃઢ અનુરાગને જોઇને મુગ્ધજ થઇ ગયા. ઓહો! કેટલો ઉંચો ભાવ છે, આને મહાપુરુષ સિવાય બીજો કોઇ સમજીજ શું શકે? પ્રભુએ તેને ધીરજ આપતાં કહ્યું કે "વિપ્રવર! આપ આટલા મોટા વિદ્વાન થઇને પણ આવી ગાંડી-ઘેલી વાતો કરો છો! ભલા જગજ્જનની સીતા માતાને ચોરીને ઉપાડી જવાની શક્તિ જ કોનામાં હોઈ શકે? એ તો ભગવાનની એક લીલાજ હતી. આપ ભોજન કરો અને આવી વાતોને મનમાંથી કાઢી નાખો."

મહાપ્રભુના આગ્રહથી તેણે થોડોઘણો પ્રસાદ લીધો; પરંતુ તેને પૂરેપુરો સંતોષ થયો નહિ. શ્રીમદ્‌વાલ્મીકિ રામાયણમાં તો સ્પષ્ટ રીતે સીતામાતાનું હરણ લખેલું છે.

તેથી તે બ્રાહ્મણ ચિંતાતુરજ રહ્યા કર્યો. મહાપ્રભુ પણ બીજે દિવસે આગળ ચાલી નીકળ્યા.

દક્ષિણમથુરાથી ચાલીને મહાપ્રભુએ કૃતમાલાતીર્થ-માં સ્નાન કર્યું અને મહેન્દ્ર પર્વત પર જઇને પરશુરામ ભગવાનનાં દર્શન કર્યાં. ત્યાંથી સેતુબંધ રામેશ્વરનાં દર્શન કરીને ધનુસ્તીર્થમાં જઇ પહોંચ્યા તેમજ તે તીર્થમાં સ્નાન કરીને શ્રીરામેશ્વર પહોંચ્યા. ત્યાં શિવજીનાં દર્શન કરીને તેઓ પાછા ફરતા હતા તેવામાં થોડાક બ્રાહ્મણોને ત્યાં બેઠેલા જોયા. ત્યાં કૂર્મ પુરાણની કથા ચાલતી હતી. તેઓ પણ કથા સાંભળવા બેસી ગયા. દૈવયોગે તે સમયે સીતાજીના હરણનોજ પ્રસંગ ચાલતો હતો. તેમણે કૂર્મ પુરાણમાં સાંભળ્યું કે "જે સમયે જનકનંદિની સીતાજી-એ દશ માથાંવાળા રાવણને જોયો ત્યારે તેમણે અગ્નિની આરાધના કરી. તે સમયે અગ્નિએ સીતાજીને પોતાના દેહ-માં રાખી લીધાં અને તેમની છાયાને બહાર રહેવા દીધી. રાક્ષસરાજ રાવણ સીતાજીની તે છાયાનેજ હરણ કરીને લઇ ગયો હતો. જ્યારે રાવણને મારીને ભગવાને સીતા-જીની અગ્નિપરીક્ષા કરી ત્યારે અગ્નિએ ખરાં સીતાજી કાઢીને આપ્યાં હતાં. વાસ્તવમાં રાવણ સીતાજીની છાયા-નેજ હરણ કરીને લઈ ગયો હતો. અસલી—સાચાં સીતા-જીને તો તેણે સ્પર્શ પણ કર્યો નહોતો."

ભક્તવત્સલ મહાપ્રભુ આ પ્રસંગ સાંભળીને ઘણાજ પ્રસન્ન થયા. તેમણે વિચાર્યું: "આની નકલ કરીને પેલા પરમ ભક્ત રામદાસને બતાવવી જોઇએ." પછી પ્રભુએ વિચાર્યું કે "જો હું નવા કાગળ ઉપર નકલ કરીને લઈ જઈશ તો ઘણો સંભવ છે કે, તેને નવો શ્લોક માનીને વિશ્વાસ નહિ બેસે." તેથી પ્રભુએ આ કથા કહેનારા બ્રા-હ્મણને કહ્યું કે "હું આ પાનની નકલ કરીને આપને આપી દઈશ. આ જૂના પાનને આપ મને આપો." કથા વાંચ-નારે તેમની આ વાત સ્વીકારી લીધી અને તેમણે તેની

નવી નકલ કરીને તે કથા વાંચનારને આપી દીધી અને તે જૂનું પાન પોતાની પાસે રાખી લીધું.

તે પાન લઇને દયાળુ ગૌરાંગ પ્રભુ પાછા દક્ષિણમથુરામાં રામભક્ત બ્રાહ્મણને ત્યાં આવ્યા અને કૂર્મ પુરાણના જૂના પાનને બતાવીને તેમણે કહ્યું: "હવે, હવે તો આપને સંતોષ થશે. આ તો કૂર્મ પુરાણમાંજ લખ્યુ છે કે, રાવણ સીતાજીની છાયાને હરીને લઈ ગયો હતો."

મહાપ્રભુની દયાળુતા જોઇને તે બ્રાહ્મણ પ્રેમમાં વ્યાકુળ થઈને રુદન કરવા લાગ્યો. પ્રભુના ચરણો પકડીને તેણે રડતાં રડતાં કહ્યું: "આજ આપે મારા દુઃખને દૂર કર્યું. આપ મારા ઇષ્ટદેવ શ્રીરઘુનાથજીજ છો. મારા ઇષ્ટદેવ સિવાય આવી અસીમ કૃપા બીજો કોઇ કરીજ શકે નહિ. આજ આપનાં અમોઘ દર્શનથી હું કૃતાર્થ થઇ ગયો. આપે અનુગ્રહ કરીને શોકસાગરમાં ડૂબેલા મુજ નિરાધારનો ઉદ્ધાર કરી દીધો. પ્રભો ! હું આપની સ્તુતિજ શું કરી શકું ?"

તે બ્રાહ્મણની આવી સ્તુતિ સાંભળીને પ્રભુએ કહ્યું: વિપ્રવર ! હું આપની ભક્તિ જોઇને અત્યંત સંતુષ્ટ થયો છું. આવો સાચો ભક્ત મને બીજે કયાંય મળ્યો નથી." આ પ્રકારે તે બ્રાહ્મણને સંતુષ્ટ અને કૃતાર્થ કરીને મહાપ્રભુ આગળનાં તીર્થોમાં જવાનો વિચાર કરવા લાગ્યા.



# दक्षिणनां बाकी तीर्थोनी यात्रा

महद्विचलनं नृणां गृहिणां दीनचेतसाम् ।
निःश्रेयसाय भगवन् कल्पते नान्यथा क्वचित् ॥
(શ્રીમદ્‌ભાગવ ૧૦-૮-૪)

અર્થાત્ હે ભગવન્! આપ જેવા મહાનુભાવો ક્યાંક જાય છે, તો તે કેવળ દીન-હીન ગૃહસ્થોના કલ્યાણ માટેજ જાય છે, એ સિવાય આપ જેવા મહાપુરુષ પોતાના સ્વાર્થ માટે કદી પણ ક્યાંય જતા નથી.

દક્ષિણમથુરાથી નીકળી મહાપ્રભુ પાંડુદેશમાં તામ્રપર્ણી, નયત્રિપદી, ચિયડતલા, તિલકાચ્ચી, ગજેન્દ્રમોક્ષણ, પાનાગડિ, ચામતાપુર, શ્રીવૈકુંઠ, મલયપર્વત, ધનુસ્તીર્થ અને કન્યાકુમારી વગેરે તીર્થોમાં થઇને અને પોતાનાં અમોઘ દર્શનોથી લોકોને કૃતાર્થ કરતા કરતા મલ્લાર દેશમાં પહોંચ્યા. એ તરફ ભરથરી નામના સાધુવેશધારી લોકોની એક જમાત હોય છે. તેઓ એક જગાએ રહેતા નથી. તેમનો વેષ સાધુઓના જેવો હોય છે, પરંતુ તેમનો વ્યવહાર સારો હોતો નથી. જેમ ભૂમરિયા અથવા વણઝારા પોતાના ડેરા-તંબુ લઇને ફર્યા કરે છે, તેજ પ્રમાણે એ લોકો પણ એક સ્થાનેથી બીજે સ્થાને ઘૂમ્યા કરે છે. તેમનામાંથી ઘણા તો રાત્રે ચોરી પણ કરે છે. ભૂલી-ભટકી સ્ત્રીઓને તેઓ ફોસલાવીને પોતાની સાથે રાખી લે છે. આ પ્રકારે તેઓ પોતાની જમાત વધાર્યા કરે છે. મહાપ્રભુ રાત્રે તેમની પાસેજ ઉતર્યા હતા. તે લોકોએ મહાપ્રભુના સેવક કૃષ્ણદાસને ભુલાવામાં નાખ્યો. તેને સુંદર સ્ત્રી

ધનનો લોભ આપ્યો. તેમણે તેને વિવિધ પ્રકારે સમજાવ્યો કેઃ-"તું આ વિરકત સાધુની પાછળ શામાટે ભટકયા કરે છે? નથી તો ભોજનનું ઠેકાણું કે નથી તો રહેવાનીયે સગવડ; અમારો ચેલો બની જા. અમારે ત્યાં અનેક સુંદર સ્ત્રીઓ છે, મરજી પડે તેને રાખી લેજે, ખાવાપીવાની અમારે ત્યાં કમી નથી. રોજ શીરો અને બીજાં ઉત્તમ ભોજનો થયા કરે છે." બિચારો અભણ સીધો સાદો ગરીબ બ્રાહ્મણ તેમની વાતોમાં ફસાઇ ગયો. તે મહાપ્રભુને છોડીને ધીરેથી ઉઠીને એ લોકની સાથે ચાલ્યો ગયો. જ્યારે મહાપ્રભુને આ વાતની ખબર પડી, ત્યારે તેઓ એ લોકોની પાસે ગયા અને તેમને સરળતાપૂર્વક કહેવા લાગ્યા કેઃ-"ભાઇઓ! આપે આ સારૂં કામ કર્યું નથી. મારા સાથીદારને આપે લલચાવીને આપને ત્યાં રાખી લીધો છે, તે આપને માટે ઉચિત નથી, આપ પણ સંન્યાસી છો, અને હું પણ સંન્યાસી છું. આપની સાથે ઘણા માણસો છે, જ્યારે મારી પાસે તો એ એકલોજ છે; તેથી મારા માણસને કૃપા કરીને આપ આપી દો, નહિ તો આનું પરિણામ સારૂં નહિ આવે."

મહાપ્રભુની આવી વાત સાંભળીને તે વેશધારી સંન્યાસી પ્રભુના ઉપર પ્રહાર કરવાને તત્પર થઈ ગયા; પરંતુ તેમના પ્રભાવથી અંજાઇ જઇને તેઓ નાસી ગયા અને મહાપ્રભુ કૃષ્ણદાસને એ લોકો પાસેથી છોડાવીને આગળ ચાલવા લાગ્યા. ત્યાંથી મહાપ્રભુ પયસ્વિની નામની નદીના તટે જઇ પહોંચ્યા. ત્યાં તેમને પ્રાચીન સમયની લખેલી બ્રહ્મસંહિતા મળી ગઇ. તે અદ્ભુત ગ્રંથ લઈને તેઓ શૃંગેરીમઠમાં ગયા. આ મઠ ભગવાન શંકરાચાર્યનો દક્ષિણદિશાનો મુખ્ય મઠ છે. ભગવાન શંકરાચાર્યે વેદશાસ્ત્રોની રક્ષા અને ધર્મપ્રચારને માટે ભારતવર્ષની ચારે દિશાઓમાં ચાર મઠ સ્થાપન કર્યા છે. ઉત્તરદિશામાં બદરિકાશ્રમની પાસે જોશી મઠ, પૂર્વમાં જગન્નાથ પુરીમાં ગોવર્ધન મઠ, દ્વારકામાં શારદા મઠ અને દક્ષિણમાં શૃંગેરિ મઠ.

આમાંથી જોશી મઠ સિવાયના ત્રણે મઠોના મઠાધિપતિઓ આજસુધી શંકરાચાર્યનાજ નામથી ઓળખાય છે. મહાપ્રભુનો સંબંધ પણ દશનામી સંપ્રદાયના સંન્યાસીઓની સાથેજ હતો.

શૃંગેરી મઠથી ચાલીને મહાપ્રભુ મત્સ્યતીર્થ થઇને ઉડૂપી નામના સ્થાનમાં મધ્વાચાર્યના મઠમાં પહોંચ્યા અને ત્યાં ગોપાળભગવાનનાં દર્શન કર્યાં. ત્યાંના તત્ત્વવાદીઓ સાથે પ્રભુ શાસ્ત્રચર્ચા કરતા કરતા બે ત્રણ દિવસ રહ્યા. ત્યાંથી ફલ્ગુતીર્થ, ત્રિકૂપ, પમ્પાપુર, સૂપરિક, કોલ્હાપુર વગેરે તીર્થસ્થાનોમાં થઇને પંઢરપુરમાં આવ્યા. ત્યાં એક બ્રાહ્મણે તેમને નિમંત્રણ આપ્યું. તેઓ તેનું નિમંત્રણ સ્વીકારીને તેને ત્યાં ભિક્ષા કરવા ગયા. તેણે ઘણી શ્રદ્ધા-ભક્તિપૂર્વક પ્રભુને ભિક્ષા કરાવી. વાતો કરતાં કરતાં તેણે કહ્યું:–"અહીં એક અતિ યોગ્ય અને ભગવદ્ભક્ત મહાત્મા ઉતર્યા છે. સંભવ છે કે આપે શ્રીમાધવેન્દ્રપુરી મહારાજનુ નામ તો સાંભળ્યું જ હશે. તે મહાત્મા તેમના શિષ્ય છે, તેમનું નામ શ્રીરંગ પુરી છે." આટલું સાંભળતાં જ પ્રભુ પ્રેમમાં લવલીન થઇ ગયા. તેમણે જલદીથી કહ્યું: "વિપ્રવર ! આપ મને જલદીથી શ્રીરંગ પુરી મહારાજની પાસે લઇ જાઓ."

પ્રભુની આજ્ઞા શિરોધાર્ય કરીને તે બ્રાહ્મણ પ્રભુને સાથે લઇને શ્રીરંગ પુરી મહારાજ પાસે પહોંચ્યો. પ્રભુએ દૂરથીજ પુરી મહારાજને જોઇને તેમનાં ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા. પુરી મહારાજે પ્રણામ કરતા પ્રભુને ઉઠાડીને ગળે લગાવ્યા અને તેમની પ્રશંસા કરતાં કરતાં કહેવા લાગ્યા કે "આપની આકૃતિથી જણાય છે કે, આપ કોઇ સામાન્ય પુરુષ નથી. સંન્યાસી હોવા છતાં પણ આટલી નમ્રતા, એ તો મહાન આશ્ચર્યની વાત છે. આટલી સરળતા, આટલી ભક્તિ અને આવા પ્રેમના સાત્વિક ભાવો મારા ગુરુદેવના કૃપાપાત્ર સંન્યાસીઓ સિવાય બીજા કોઇ

સંન્યાસીમાં જોવામાં આવતા નથી. આપ મને આપનો પરિચય આપો."

પ્રભુએ ઘણા જ વિનયપૂર્વક કહ્યું:-" સંન્યાસીઓમાં ભક્તિભાવના પ્રવર્તક ભગવાન માધવેન્દ્રપુરીના મુખ્ય શિષ્ય શ્રીમદ્ ઈશ્વરપુરી મહારાજ મારા મંત્ર-દીક્ષાના ગુરુ છે. સંન્યાસના મારા ગુરુ શ્રીમદ્ કેશવ ભારતી મહારાજ છે."

શ્રીરંગ પુરી મહારાજે પૂછયુઃ-" આપની પૂર્વાશ્રમની જન્મભૂમિ કયાં છે ?"

પ્રભુએ સરળતાપૂર્વક કહ્યું:-" આ શરીરનો જન્મ ગૌડ દેશમાં ભગવતી ભાગીરથીના કિનારા ઉપરના નવદ્વીપ નામના નગરમાં થયો છે."

પ્રસન્નતા દર્શાવતાં, પુરી મહારાજ કહેવા લાગ્યાઃ- " ઓહો ! તો તો આપ મારા ઘણા જ નિકટના સંબંધી છો. શ્રીઅદ્વૈતાચાર્યને તો આપ જાણતા જ હશો. હું મારા ગુરુદેવ સાથે પહેલાં નવદ્વીપ ગયો હતો. ત્યાં જગન્નાથ મિશ્ર નામના એક ઘણા શ્રદ્ધાળુ બ્રાહ્મણ છે. તેમની પત્ની તો સાક્ષાત્ અન્નપૂર્ણા દેવી જ છે. મેં એક દિવસ તેમને ત્યાં ભિક્ષા કરી હતી. તેમનો એક સર્વગુણસંપન્ન પુત્ર સંન્યાસી થઇ ગયો હતો. તે તો બહુજ હોંશિયાર હતો. પરંતુ દૈવની ગતિ ઘણી વિચિત્ર હોય છે. સંન્યાસ લીધા પછી બે વર્ષે તેણે અહીં શરીર છોડી દીધું હતું. તેનું સંન્યાસદીક્ષાનું નામ શંકરારણ્ય હતું."

આ વાત સાંભળીને તેઓ કંઈક આશ્ચર્ય પામ્યા. તેમનાં બન્ને સ્વચ્છ અને મોટા મોટાં કમળ સમાન નેત્રોમાં આપોઆપજ પાણી ભરાઇ આવ્યાં. રૂંધાયેલા કંઠે તેમણે કહ્યું:-" ભગવન્ ! એ મહાભાગ શંકરારણ્ય સ્વામી મારા પૂર્વાશ્રમના મોટા ભાઇ હતા."

આ વાત સાંભળતાં જ પુરી મહારાજે તેમને ફરીથી આલિંગન કર્યું અને કહેવા લાગ્યા કે "શું આપ બધાજ

ભાઈઓ સંન્યાસી થઈ ગયા છો કે ઘર આગળ કોઈ બીજો ભાઈ પણ છે ? ”

પ્રભુએ મસ્તક નીચું નમાવીને ધીરેથી કહ્યું: “ ઘર તો શ્રીહરિ જ છે, કે જેમનું આપે પહેલાં નામ લીધું હતું. મારા પૂર્વાશ્રમના પિતા તો પરલોકવાસી થઈ ગયા. અમે બે ભાઈ હતા, એ બન્નેય આપનાં ચરણોના શરણમાં આવી ગયા છીએ. હવે ઘર આગળ વૃદ્ધ માતાજ છે.”

પુરીએ કહ્યું:–“ ભાઇ ! આપનું જ કુળ ધન્ય છે, આપનાંજ માતા-પિતાનું પુત્રને જન્મ આપવું સાર્થક થયું છે. ” આ પ્રકારે બન્ને વચ્ચે બીજી પણ પરમાર્થસંબંધી ઘણી વાતો ચાલ્યા કરી. બે ત્રણ દિવસ સુધી બન્નેય સાથે રહ્યા. અંતે પુરી મહારાજ તો દ્વારકા તરફ ચાલ્યા ગયા અને મહાપ્રભુ શ્રીવિઠ્ઠલનાથજીનાં દર્શન કરીને આગળ વધ્યા.

પંઢરપુરમાં ભીમા નદીમાં સ્નાન કરીને મહાપ્રભુ કૃષ્ણવીણા નદીને કિનારે આવ્યા. ત્યાં બ્રાહ્મણોની પાસેથી તેમણે શ્રી બિલ્વમંગળકૃત ‘કૃષ્ણકર્ણામૃત’ નામના અપૂર્વ રસમય ગ્રંથનો સંગ્રહ કર્યો. બ્રહ્મસંહિતા અને કૃષ્ણકર્ણામૃત–એ બન્ને પુસ્તકોને ખાસ કાળજીથી સાથે લઈને તેઓ તાપી નદીની નજીકમાં આવ્યા. ત્યાં પુણ્યસલીલા તાપી નદીમાં સ્નાન કરીને માહિષ્મતીપુર થઈને તેઓ નર્મદાજીને કિનારે આવ્યા. ત્યાં ઋષ્યમૂક પર્વત જોઇને દંડકારણ્યનાં સમસ્ત તીર્થોને પાવન કરીને સપ્તતાલ–તીર્થનો ઉદ્ધાર કર્યો. મહાપ્રભુએ નીલગિરિ પ્રદેશમાં ભ્રમણ કરતી વખતે અસંખ્ય લોકોને શ્રીકૃષ્ણપ્રેમમાં ઉન્મત્ત બનાવ્યા. આ પ્રમાણે ભ્રમણ કરતાં કરતાં ગુર્જરી નગરમાં આવી પહોંચ્યા. ત્યાં એક અર્જુન નામના શુષ્ક વેદાંતી પંડિતને તેમણે શ્રીકૃષ્ણતત્ત્વ સમજાવ્યું અને તેને પ્રેમ–દાન દીધું.

ગુર્જરી નગરથી મહાપ્રભુ બિજાપુરની પૂર્વબાજુના પ્રદેશમાં ભ્રમણ કરતા અને અનેક પુણ્યતીર્થોનાં દર્શન, સ્નાન, માર્જન અને આચમન કરતા કરતા પૂર્ણ નગરમાં

પહોંચ્યા. ત્યાં એક સરોવર પાસે તેમણે નિવાસ કર્યો. તે નગર ઘણું જ સમૃદ્ધિશાળી હતું. તેમાં સંસ્કૃતના ઘણા વિદ્વાન પંડિતો હતા અને અનેક પાઠશાળાઓ હતી. મહાપ્રભુને તે દિવસોમાં શ્રીકૃષ્ણવિરહની વ્યથા ઘણીવાર થઇ આવતી હતી. તેઓ સરોવરકાંઠે બેઠા બેઠા મોટેથી રુદન કરતા બૂમો પાડતા હતાઃ "હા પ્રાણનાથ! હા હૃદયેશ્વર! તમે ક્યાં છો? નાથ! દર્શન દો. પ્રાણવલ્લભ! તરત આવો, તમે ક્યાં છુપાયા છો?" પ્રભુના કરુણ ક્રંદનને સાંભળી ઘણાં નરનારીઓ ત્યાં એકઠાં થઇ ગયાં. તેમનામાંના કેટલાક પોતાને તત્ત્વજ્ઞાની માનનારા શુષ્ક તાર્કિક પણ હતા. પ્રભુ ઘણા જ દીનભાવથી તેમને પૂછવા લાગ્યાઃ–"આપ કૃપા કરીને મારા પ્રાણનાથનું ઠેકાણું જાણતા હો તો મને બતાવો, મને છોડીને તેઓ ક્યાં છુપાઈ ગયા છે?"

તે પંડિતોમાંથી એક ઘણાજ શુષ્ક હૃદયવાળો પંડિત બોલી ઉઠ્યોઃ–"તારા કૃષ્ણ આ જળમાં છુપાયેલા છે." બસ, એટલું સાંભળતાં જ મહાપ્રભુ તેજ ક્ષણે છલંગ મારીને જળમાં કૂદી પડ્યા. લોકોના આશ્ચર્યનું ઠેકાણું રહ્યું નહિ. સર્વત્ર હાહાકાર મચી ગયો. ઘણા પુરુષો તેજ ક્ષણે સરોવરમાં કૂદી પડ્યા અને તેમને પાણી બહાર કાઢ્યા. આથી બધા પેલા પંડિતને ધિક્કારવા લાગ્યા. તે પણ પોતાનું નિસ્તેજ મુખ લઇને શરમનો માર્યો એ સ્થળેથી તેજ ક્ષણે ચાલ્યો ગયો.

અહીંથી ચાલીને પ્રભુ સોળેશ્વર થઇને જીંજૂરી નગરમાં પહોંચ્યા. અહીં ખાંડવા દેવનું ઘણું મોટું મંદિર છે. અહીં એક ઘણી જ ખરાબ પ્રથા છે. જે કન્યાનો વિવાહ થતો નથી તેને માતાપિતા દેવતાને અર્પણ કરી દે છે અને તેને 'દેવ–દાસી' કહે છે. તેમાં મોટા ભાગની ખરાબ ચારિત્રવાળી અને વ્યભિચારી હોય છે. મહાપ્રભુએ જ્યારે આ વાત સાંભળી ત્યારે તેઓ પોતેજ એ અભાગી પતિતા–નારીઓને જોવા માટે ખાંડવા દેવના મંદિરમાં ગયા. તેમણે

પોતાની આંખોથી તે અભાગિણીઓની દુર્દશા જોઈ. તેમની દયાજનક દશા જોઇને દયામય શ્રીચૈતન્યે તેમને કહ્યુંઃ–“ દેવીઓ ! તમે ધન્ય છો ! તમારૂં જીવન સાર્થક છે, બીજી સ્ત્રીઓના પતિ તો હાડમાંસનાં પૂતળાં નશ્વર શરીરવાળા માણસો હોય છે, પરંતુ તમારા પતિ તો સાક્ષાત્ શ્રીહરિ છે. ગોપિકાઓએ શ્રીહરિને પતિ બનાવવાને માટે વર્ષો સુધી તપશ્ચર્યા કરી હતી. અસલમાં સાચા પતિ તો તેઓ નંદનંદનજ છે, તેથી તમે બધી રીતે મન લગાવીને શ્રીકૃષ્ણના નામનું જ કીર્તન કર્યા કરો અને શ્રીહરિના નામનું સદા સ્મરણ કર્યા કરો. તેમનું નામ પતિતપાવન છે. સાચા હૃદયથી જે એક વાર પણ કહી દે છે કે, હું તમારે શરણે છું, તો તેઓ બધાં પાપોની માફી આપી દે છે. શ્રીભગવન્નામકીર્તનમાં અનંત શક્તિ છે. ” આમ કહીને મહાપ્રભુ પોતે પોતાના બન્ને હાથ ઉંચા કરીને ઉચ્ચ સ્વરે હરિનામસંકીર્તન કરવા લાગ્યા. તે સમયે પ્રેમના ભાવાવેશમાં તેમનાં બન્ને નેત્રોમાંથી અશ્રુઓની ધારા વહેતી હતી, શરીરનાં રૂવાં ઉભાં થઇ ગયાં હતાં, રૂવાંમાંથી પરસેવો ફુવારાની પેઠે નીકળતો હતો. તેમની આવી દશા જોઇને બધી દેવ–દાસીઓ પોતાના નારી–સુલભ સુંદર કંઠથીઃ—

हरे राम हरे राम राम राम हरे हरे।
हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे॥

આ મહામંત્રનું ઉચ્ચ સ્વરે કીર્તન કરવા લાગી. સમસ્ત દેવાલય એ મહામંત્રના ધ્વનિથી ગૂંજવા લાગ્યું. તે સંકીર્તનની ભરતીમાં તે દેવદાસીઓનાં બધાં પાપો ધોવાઇ ગયાં, તેઓ ભગવન્નામના પ્રભાવથી નિષ્પાપ બની ગઇ. તેમનામાંથી જે મુખ્ય દેવ–દાસી હતી, તેનું નામ ઇન્દિરા હતું. તે આવીને મહાપ્રભુના ચરણોમાં પડી અને ઘણુાજ દીનભાવથી કહેવા લાગીઃ–“ પ્રભો ! વ્યભિચાર કરતાં કરતાં મારી આટલી ઉંમર થઇ છે. હવે એવી કૃપા

કરો કે જેથી શ્રીહરિનાં ચરણોમાં ભક્તિ થાય." પ્રભુએ તેને ધીરજ આપતાં કહ્યું: "દેવિ! શ્રીકૃષ્ણ દયામય છે, તેઓ દીન માણસો ઉપર ઘણાજ જલદી કૃપા કરે છે. તું તેમનુંજ ભજન કર, તેમનેજ શરણે જા, તારું કલ્યાણ થશે."

પ્રભુની આજ્ઞા શિરોધાર્ય કરીને તેણે પોતાનું સર્વસ્વ દીન–હીન ગરીબોને વહેંચી દીધું અને પોતે ભિખારણ બનીને મંદિરના દ્વાર આગળ ભિક્ષાન્નથી નિર્વાહ કરતી કરતી અહોનિશ શ્રીકૃષ્ણકીર્તનમાં મગ્ન રહેવા લાગી અને બીજી પણ કેટલીયે દેવ–દાસીઓએ તેનાજ માર્ગનું અનુસરણ કર્યું.



## ब्राह्मण लुंटारा नौरोजीको उद्धार

संसारसिन्धुतरणे हृदयं यदि स्यात्
सङ्कीर्तनामृतरसे रमते मनश्चेत् ॥
प्रेमाम्बुधौ विहरणे यदि चित्तवृत्ति-
श्चैतन्यचन्द्रचरणं शरणं प्रयातु ॥
( પ્રબોધાનંદ સરસ્વતી )

અર્થાત્ સંસારસાગરને પાર કરવાની જો તમારા હૃદયમાં પ્રબળ ઇચ્છા હોય, જો સંકીર્તનરૂપી અમૃતરસનું પાન કરવા તમારૂં મન ઇચ્છતું હોય, જો પ્રેમ-સાગરમાં પ્રેમપૂર્વક વિહાર કરવાને માટે તમારા ચિત્તની વૃત્તિઓ તલસ્યા કરતી હોય તો તમે શ્રીચૈતન્યદેવનાં ચરણોનું શરણ લ્યો. ( તમારૂ કલ્યાણ થશે. )

પ્રેમમાં નથી તો ભય કે નથી તો દ્વેષ. જેણે પ્રેમ-નો પ્યાલો પી લીધો છે, તેને સંસારમાં સર્વત્ર તે એક પરમ પ્રેમાસ્પદ પ્રભુનુંજ રૂપ દેખાય છે. જ્યારે બધા પોતાના સ્નેહી હોય તો પછી ભય કોનો? ભય તો બીજા-ઓનો હોય છે. પોતાના સ્વજનોનો કોઇને પણ ભય હોતો નથી. દ્વેષ તો પારકાઓ સાથે હોય છે. જ્યારે બધા શ્યામ-સુંદરના છે, તો દ્વેષ કોનો કરવો અને શા માટે કરવો ?

મહાપ્રભુ આ પ્રકારે બાંડવા દેશમાં દેવદાસીઓને શ્રીકૃષ્ણકીર્તનનો ઉપદેશ આપીને આગળ ચાલ્યા. ત્યાંથી થોડે દૂર એક ચોરાનંદી વન હતું. તે વનમાં ઘણા લૂંટારા વસતા હતા. તે બધા લૂંટારાઓનો આગેવાન નૌરોજી



# બ્રાહ્મણ લુંટારા નૌરોજીનો ઉદ્ધાર

संसारसिन्धुतरणे हृदयं यदि स्यात्
सङ्कीर्तनामृतरसे रमते मनश्चेत् ॥
प्रेमाम्बुधौ विहरणे यदि चित्तवृत्ति-
श्चैतन्यचन्द्रचरणं शरणं प्रयातु ॥
( પ્રબોધાનંદ સરસ્વતી )

અર્થાત્ સંસારસાગરને પાર કરવાની જો તમારા હૃદયમાં પ્રબળ ઇચ્છા હોય, જો સંકીર્તનરૂપી અમૃતરસનું પાન કરવા તમારૂં મન ઇચ્છતું હોય, જો પ્રેમ-સાગરમાં પ્રેમપૂર્વક વિહાર કરવાને માટે તમારા ચિત્તની વૃત્તિઓ તલસ્યા કરતી હોય તો તમે શ્રીચૈતન્યદેવનાં ચરણોનું શરણુ લ્યો. ( તમારૂં કલ્યાણ થશે. )

પ્રેમમાં નથી તો ભય કે નથી તો દ્વેષ. જેણે પ્રેમનો પ્યાલો પી લીધો છે, તેને સંસારમાં સર્વત્ર તે એક પરમ પ્રેમાસ્પદ પ્રભુનુંજ રૂપ દેખાય છે. જ્યારે બધા પોતાના સ્નેહી હોય તો પછી ભય કોનો? ભય તો બીજાઓનો હોય છે. પોતાના સ્વજનોનો કોઇને પણ ભય હોતો નથી. દ્વેષ તો પારકાઓ સાથે હોય છે. જ્યારે બધા શ્યામસુંદરના છે, તો દ્વેષ કોનો કરવો અને શા માટે કરવો?

મહાપ્રભુ આ પ્રકારે ખાંડવા દેશમાં દેવદાસીઓને શ્રીકૃષ્ણકીર્તનનો ઉપદેશ આપીને આગળ ચાલ્યા. ત્યાંથી થોડે દૂર એક ચોરાનંદી વન હતું. તે વનમાં ઘણા લૂંટારા વસતા હતા. તે બધા લૂંટારાઓનો આગેવાન નૌરોજી

લૂંટારો હતો. તે ઘણોજ ક્રૂર અને ઘાતકી હતો. બધા લોકો તેનુંજ નામ સાંભળીને ધ્રૂજતા હતા. તે પ્રદેશમાં તેનું નામ ગવાતું હતું અને તેનોજ દોર–દમામ ચાલતો હતો. જ્યારે પ્રભુએ તે વનમાં પ્રવેશ કરવાનો વિચાર કર્યો, ત્યારે લોકોએ તેમને ત્યાં જતા અટકાવ્યા અને કહ્યું કે "એ લૂંટારાઓ ઘણા હિંસક છે, આપે ત્યાં થઇને જવું ઉચિત નથી." પરંતુ મહાપ્રભુ તેમની વાત શાના માને! તેમણે કહ્યું: "ભાઇ! લૂંટારાઓ તો રૂપિયા–પૈસા માટે લોકોને મારે છે; હું ઘેર ઘેર ભટકતો ભિખારી–સંન્યાસી છું, મને મારીને તેઓ શું લેશે? તેઓ જો મારો જાન લેવા ઇચ્છતા હોય તો ભલે લે. આ શરીરથી જો કોઈનું પણ કામ થતું હોય તો ઘણું ઉત્તમ છે." એમ કહીને પ્રભુ તે વનમાં દાખલ થયા. ત્યાં એક વૃક્ષ નીચે તેઓ પડી રહ્યા અને ધીરે ધીરે સુમધુર હરિનામોનું સંકીર્તન કરવા લાગ્યા. લૂંટારાના નાયક નૌરોજીએ સાંભળ્યું કે, કોઇ સંન્યાસી મારા જંગલમાં આવ્યા છે, એટલે તે પોતાના ટોળાના માણસો સાથે તેમની પાસે આવ્યો અને તેમને ભોજન માટે નિમંત્રણ આપ્યું, તથા પોતાને સ્થાને પધારવાનો આગ્રહ કર્યો. તેમણે કહ્યું: "હું તો સંન્યાસી છું, મારૂં આસન ઝાડ નીચેજ બરાબર છે. હવે રહી ભોજનની વાત; તે માટે તો ભિક્ષા એજ મારો એકમાત્ર આધાર છે, આપ જે ભિક્ષા લઇ આવશો, તેનો હું સહર્ષ સ્વીકાર કરીશ."

પ્રભુની આવી આજ્ઞા થતાં તેણે પોતાના માણસોને આજ્ઞા આપી; તેઓ થોડીજ વારમાં ભાતભાતની ખાવાની સામગ્રીઓ લઇ આવ્યા. મહાપ્રભુ શ્રીકૃષ્ણપ્રેમમાં તલ્લીન હતા, તેમને શરીરનું ભાન નહોતું, તેઓ પ્રેમમાં ગદ્‌ગદ્ કંઠે ઉન્મત્તની પેઠે કીર્તન કરતા હતા, કોઈ કોઈ વાર નાચવા પણ લાગતા હતા. નૌરોજી પોતાના લાવ લશ્કર સાથે તેમને ઘેરીને બેઠો હતો. મહાપ્રભુના આ અભૂતપૂર્વ અલૌકિક પ્રભુપ્રેમને જોઇને તેનું પથ્થર જેવું

હૃદય પણ પીગળી ગયું. તેણે જીવનપર્યંત લોકોની હિંસા કરી હતી અને લૂંટોજ કરી હતી. આ સમયે તેની અવસ્થા લગભગ સાઠ વર્ષની હતી. મહાપ્રભુના અલૌકિક પ્રેમે તે વૃદ્ધ લૂંટારા ઉપર પણ પોતાનો જાદુ ચલાવ્યો. તે ધીરે ધીરે પ્રભુનાં ચરણકમળો પકડીને કહેવા લાગ્યો કે "સ્વામીજી ! આપ આ કયા મંત્રનો ઉચ્ચાર કરી રહ્યા છો ? મને પણ આ મંત્રનો ઉપદેશ આપો. ખબર નથી કે, આપે મારા ઉપર કેવો જાદુ કરી દીધો છે કે હવે મારૂં મન હિંસા અને લૂંટથી તદ્દન ઉતરી ગયું છે ! હવે હું પણ આપનાં ચરણોને શરણે રહીને નિરંતર શ્રીકૃષ્ણ–કીર્તન કરવા ઇચ્છું છું. આપ મને આ મંત્રનો ઉપદેશ આપો. ભગવન્ ! આમ તો મારો જન્મ બ્રાહ્મણના કુળમાંજ થયેલો છે, પરંતુ બાલ્યાવસ્થાથીજ મેં હિંસા અને લૂંટફાટનાં કામો કર્યાં છે. આજ સુધી કદી પણ મારા મનમાં આ કાર્યો ઉપર વૈરાગ્ય આવ્યો નથી; પરંતુ કોણ જાણે કેમ આજે આપનાં દર્શનથી મને શું થઇ ગયું છે કે હવે કંઈ સારૂંજ લાગતું નથી. હવે હું આપનાં ચરણોને નહિ છોડું, આપ મને આપની ચરણરજ આપીને કૃતાર્થ કરો અને જે મંત્રના સંકીર્તનથી આપ આટલા બધા આનંદમગ્ન થાઓ છો, તેનો ઉપદેશ મને પણ આપો."

પ્રભુએ આવી આર્ત્ત વાણી સાંભળી કહ્યું: "નૌરોજી! તું ઘણોજ ભાગ્યશાળી છે, કે તને આ વૃદ્ધાવસ્થામાં આવો વૈરાગ્ય થયો છે. શ્રીકૃષ્ણકીર્તન કર્યાં કરવું એજ સંસારમાં સાર છે. આ ધનરત્ન તો બધાં નશ્વર અને ક્ષણભંગુર છે, તું ગભરા નહિ. ભગવાન તો પ્રતિજ્ઞાપૂર્વક કહે છે કે, કોઇ ભલેને ગમે તેટલો દુરાચારી હોય; પરંતુ જો તે અનન્ય ભાવે મને ભજે તો તેને સાધુજ માનવો જોઇએ. દયાળુ શ્રીહરિએ તારા ઉપર પરમ કૃપા કરી છે કે, તને સદ્-બુદ્ધિ આપી. હવે તું નિરંતર હરિનામનું કીર્તનજ કર્યાં કર." આવો ઉપદેશ આપીને મહાપ્રભુએ તેને મહામંત્રની દીક્ષા આપી.

પ્રાતઃકાળે ઉઠીને તેઓ જવા તૈયાર થયા ત્યારે નૌરોજીએ પણ પોતાનાં સઘળાં અસ્ત્ર–શસ્ત્ર ફેંકી દીધાં અને પોતાના સઘળા માણસોને બોલાવીને તે ગદ્‌ગદ્‌ કંઠે કહેવા લાગ્યોઃ–" ભાઇઓ! આપણે બધા આટલા દિવસ સાથે રહ્યા છીએ, તમને હું વખતોવખત ઉચિત–અનુચિત આજ્ઞાઓ આપતો આવ્યો છું અને તમે પણ પ્રાણોની કંઇ પણ પરવા નહિ કરતાં મારી બધી આજ્ઞાઓનું પાલન કર્યું છે. સાથે રહેવાથી અને નિત્યના વહેવારોથી ભૂલ અને ગુન્હા થવા સ્વાભાવિક જ છે; તેથી ભાઇઓ! મારાથી જેનું પણ કંઇ ખરાબ થયું હોય, તે મને સાચા હૃદયથી ક્ષમા આપો. હવે હું મારા ભગવાનને શરણે જાઉં છું, કે જેમને શરણે જવાથી પાપીમાં પાપી પણ સુખી અને નિર્ભય થઇ જાય છે. હવે હું કોઈ જીવની હિંસા નહિ કરું. આજથી મારે માટે બધાં પ્રાણીઓ તે પરમ પિતા પરમાત્માનાં સંતાન છે. જાણી જોઇને હવે હું એક કીડીની પણ હિંસા નહિ કરું. બાલ્યકાળથી અત્યાર સુધી મેં ધનને માટે કોણ જાણે કેટલાંયે પાપ કર્યાં છે, કેટલીયે હિંસાઓ કરી છે, અને લાખો–કરોડો રૂપિયા આ હાથો વડે લૂંટેલા અને ખર્ચેલા છે. હવે હું દ્રવ્યને મારા હાથથી અડકીશ પણ નહિ. અત્યાર સુધી હજારો માણસોનું મારા દ્વારા પ્રતિપાલન થતું હતું, પણ આજથી હું પોતેજ ભિખારી બની ગયો છું. હવે પેટની જ્વાલા બુઝાવવા માટે હું દ્વારે દ્વારે મધુકરી માગીશ. તમે મને ક્ષમા આપો અને એવો આશીર્વાદ આપો કે હું મારૂં બાકીનું જીવન આ પ્રકારે શ્રી કૃષ્ણપ્રેમમાં ગાંડો બનીને ગાળી શકું."

નૌરોજીની આવી વાત સાંભળીને તેના બધા લૂંટારા રડવા લાગ્યા. તેનું ટોળું વીખરાઇ ગયું, ઘણાઓએ લૂંટફાટ કરવાનું છોડી દીધું અને નૌરોજી તો પ્રભુની સાથે ચાલી નીકળ્યો.

આજ સુધી ઘણા માણસોએ તેમને સાથે આવવાની પ્રાર્થના કરી હતી, પરંતુ તેમણે કોઇને પણ સાથે લીધા નહોતા. પરમ ભાગ્યવાન્ નૌરોજીના ભાગ્યની આપણે કેટકેટલી પ્રશંસા કરીએ કે જેને પ્રભુએ પ્રસન્નતાપૂર્વક પોતાની સાથે ચાલવાની રજા આપી!

આગળ આગળ મહાપ્રભુ, તેમની પાછળ ગોવિંદદાસ અને સૌની પાછળ નૌરોજી સંન્યાસી ચાલતા હતા. આ પ્રકારે ચાલતાં તેઓ ખંડાલામાં પહોંચ્યા. ત્યાં લોકોએ મહાપ્રભુનો ખૂબ સત્કાર કર્યો. ત્યાંથી ચાલીને પ્રભુ નાસિક આવ્યા અને ત્યાં પંચવટીમાં નૃત્ય–કીર્તન કરતા કરતા આનંદમાં મગ્ન થઇ ગયા. નૌરોજી મહાપ્રભુના શ્રીઅંગના પરસેવાને વારંવાર લૂછયા કરતો હતો. તે સમયના વડોદરાના મહારાજા ઘણાજ ભક્ત હતા. તેમણે ખૂબ દ્રવ્ય ખર્ચીને ભગવાનનું એક મંદિર બંધાવ્યું હતું. તેમાં પોતેજ ભગવાનની પૂજા તથા સાધુ–મહાત્માઓનો સત્કાર કરતા હતા. મહાપ્રભુ શ્રીકૃષ્ણની મૂર્તિનાં દર્શન કરીને પ્રેમાનંદમાં મગ્ન થઇને નૃત્ય કરવા લાગ્યા. મહારાજ તેમના અદ્ભુત નૃત્ય અને અલૌકિક પ્રેમના ભાવો જોઇને મુગ્ધ થઇ ગયા. તેમણે મહાપ્રભુનો ઘણો સત્કાર કર્યો. ઘણી ઘણી ભેટો આપવાની ઈચ્છા દર્શાવી; પરંતુ મહાપ્રભુએ સંન્યાસ–ધર્મ અનુસાર મુઠ્ઠી ભિક્ષા સિવાય કંઇ પણ સ્વીકાર્યું નહિ. વડોદરામાં આવીનેજ નૌરોજીએ મહાપ્રભુની આગળ પોતાના આ નશ્વર શરીરનો ત્યાગ કર્યો. મહાપ્રભુએ રડતાં રડતાં આત્મીય પુરુષની પેઠે એક ભક્ત વૈષ્ણવની પેઠે તેને પોતાના કરકમળોથી સમાધિમાં સુવાડી દીધો. આ પ્રમાણે જન્મથી હિંસા અને ધન લૂંટી લેનારો એક લૂંટારો મહાપ્રભુને શરણે આવવાથી ખરેખર, અમર થઇ ગયો!



# नीलाचलमां पुनरागमन

उद्दामदामनकदामगणाभिराम-
मारामराममविरामगृहीतनाम ।
कारुण्यधाम कनकोज्ज्वलगौरधाम
चैतन्यनाम परमं कलयाम धाम ॥

અર્થાત્ શ્રીકૃષ્ણ–કીર્તનમાં ઉન્મત્ત થયેલા ભક્તોના સમૂહથી જેઓ શોભાયમાન છે, અને નિરંતર જેમના શ્રી-મુખમાંથી રામ–રામ એવા શબ્દો ઉચ્ચારાયા કરે છે, જે કરુણાનું ધામ તથા સુવર્ણસમાન નિર્મળ અને ગૌર કાંતિ-વાળા છે, તે ચૈતન્ય નામના પરમ ધામનો અમે આશ્રય લઇએ છીએ.

વડોદરાથી મહાપ્રભુ અમદાવાદ આવ્યા. ત્યાં એ બંગાળી વૈષ્ણવો સાથે તેમનો મેળાપ થયો. તેમની પાસેથી નવદ્વીપના સમાચાર જાણીને તેમની પૂર્વસ્મૃતિ પાછી જાગ્રત થઈ. તેમને ક્ષેમકુશળ પૂછીને પ્રભુ દ્વારકા તરફ ગયા. દ્વારકાજીના મંદિરમાં જઇને તેઓ આનંદમાં મગ્ન થઇને નૃત્ય–કીર્તન કરવા લાગ્યા. ત્યાંથી સમુદ્રકિનારે થતા થતા સોમનાથ મહાદેવનાં દર્શનમાટે પ્રભાસક્ષેત્રમાં આવ્યા. ત્યાં ગુપ્તસરસ્વતી છે. આ પ્રકારે બધાં તીર્થોમાં ભ્રમણ કરીને હવે તેમની ઇચ્છા ફરીથી નીલાચલ પાછા ફરવાની થઈ. તેથી ગોદાવરી નદીને કિનારે કિનારે થઇને તેઓ ફરીથી વિદ્યાનગર પહોંચી ગયા,

મહાપ્રભુના આવ્યાના સમાચાર જાણતાંજ રાય રામાનંદજી તેજ સમયે તેમનાં દર્શન માટે દોડી આવ્યા. તેમણે તેમને ગાઢ આલિંગન કર્યું. રાય મહાશયે વિનમ્રભાવે કહ્યું: "પ્રભો ! આ અધમને આપ ભૂલ્યા નથી અને એની સ્મૃતિ હજુસુધી આપના હૃદયમાં રહી છે, એ વાતનું સ્મરણ કરીને હું પ્રસન્નતાને લીધે મારા શરીરમાં ફૂલ્યો સમાતો નથી. આજ આપે મને પુનઃ દર્શન દઈને આપની પરમકૃપાનો યથાર્થજ પાત્ર બનાવી લીધો છે."

પ્રભુએ કહ્યું: "રાય મહાશય ! યથાર્થ તો આપનાં દર્શનથીજ મારી બધી તીર્થયાત્રા સફળ થઈ ગઈ હતી. તેમ છતાં પણ હું બીજાં તીર્થોમાં અમસ્તોજ ચાલ્યો ગયો. જેટલું સુખ મને અહીં આપની સાથે મળતું હતું, તેટલું બીજે ક્યાંય નથી મળ્યું. હવે હું પાછો તેજ આનંદને પ્રાપ્ત કરવા આપની પાસે આવ્યો છું. કહેવત છે કે:–'लाभाल्लोभः प्रजायते' અર્થાત્ જેટલો લાભ થાય છે, તેટલોજ વધારે લોભ વધે છે; તેથી હવે તો એમજ વિચારીને આવ્યો છું કે, આપનીજ સાથે નિરંતર વાસ કરીને તે આનંદરસનું આસ્વાદન કર્યા કરૂં."

રામાનંદજીએ ઘણાજ સંકોચપૂર્વક કહ્યું: "પ્રભો ! મેં આપની આજ્ઞા શિરોધાર્ય કરીને મહારાજને રાજકાજમાંથી રજા આપવાની પ્રાર્થના કરી હતી. તેમણે મારી પ્રાર્થના સ્વીકારીને મને બોલાવ્યો છે. સંભવ છે કે, હવે તો આપનાં ચરણોમાં રહેવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થઈ શકશે."

પ્રભુએ કહ્યું: "એટલા માટે તો હું આવ્યો છું, હવે આપને સાથે લઈનેજ પુરી જઈશ."

રાય મહાશયે કંઈક વિવશતા બતાવતાં કહ્યું: "પ્રભો ! મારા સાથે આવવાથી આપને કષ્ટ થશે. હજુ મારે ઘણાં રાજકાજ કરવાનાં બાકી છે. વળી મારી સાથે હાથી–ઘોડા, નોકર–ચાકર ઘણાયે આવશે. તે બધાની સાથે આપને

દુઃખ થશે. તેથી આપ એકલાજ પુરી પધારો, પછી હું પણ પાછળથી આવી પહોંચીશ.”

તેમણે રાય રામાનંદજીની આ વાતનો સ્વીકાર કર્યો. અને તેઓ ત્રણ ચાર દિવસ વિદ્યાનગરમાં રહીને જે રસ્તે આવ્યા હતા, તેજ રસ્તેથી આલાલનાથ પહોંચી ગયા. આલાલનાથ પહોંચીને પ્રભુએ શ્રીકૃષ્ણદાસ મારફત નિત્યાનંદ વગેરેને પોતાના આવ્યાના સમાચાર કહેવડાવ્યા. તેઓ જેમ અંગદાદિ વાનરો સમુદ્ર પાર કરીને સીતાજીની શોધમાં ગયેલા હનુમાનજીની રાહ જોતા બેઠા હતા, તેજ પ્રકારે પ્રભુની રાહ જોતા બેઠા હતા. તેમના સમાચાર મળતાંજ નિત્યાનંદજી વગેરે બધા ભક્તો તેમને મળવા માટે દોડી આવ્યા. રસ્તામાં તેમણે દૂરથીજ પ્રભુને આવતા જોયા. તેમને જોતાંજ બધાએ જમીન ઉપર પડીને પ્રભુનાં ચરણોમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. તેમણે એ બધાને ક્રમે ક્રમે પોતાના હાથ વડે ઉઠાડી ઉઠાડીને પ્રેમાલિંગન આપ્યું. આજ બે વર્ષો પછી પ્રભુનું પ્રેમાલિંગન પામીને બધા પ્રેમમાં બેભાન થઈ ગયા અને પ્રેમાશ્રુ વહાવતા વહાવતા પ્રભુની પાછળ પાછળ ચાલ્યા.

એટલામાંજ સામેથી સાર્વભૌમ ભટ્ટાચાર્ય તથા ગોપીનાથાચાર્ય પ્રભુને આવતા જણાયા. તેમણે અસ્તવ્યસ્તભાવે દોડીને તેમને જલદીથી આલિંગન કરવા ઇચ્છયું; પરંતુ તેઓ તે પહેલાંજ પ્રભુનાં ચરણોમાં પડી ગયા પ્રભુએ તેમને પોતે ઉઠાડ્યા, તેમને ભેટ્યા અને તેમનાં વસ્ત્રોમાં લાગેલી ધૂળને પોતાના હાથવડે ખંખેરી નાખી. બધા લોકો પ્રભુની પાછળ પાછળ ચાલ્યા. સૌથી પહેલાં મહાપ્રભુ જગન્નાથજીનાં દર્શન કરવા ગયા. ત્યાંના કાર્યકર્તાઓ પ્રભુની સદા રાહ જોયા કરતા હતા. અકસ્માત તેમના આગમનના સમાચાર સાંભળીને બધા આનંદપૂર્વક નૃત્ય કરવા લાગ્યા. પ્રભુએ ભગવાનને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા અને વિવિધ પ્રકારે સ્તુતિ કરવા લાગ્યા.

પૂજારીએ આવીને માળા અને પ્રસાદ પ્રભુને ભેટ આપ્યાં. ઘણા દિવસો પછી પુરુષોત્તમ ભગવાનનો મહાપ્રસાદ પામીને પ્રભુ પરમ પ્રસન્ન થયા અને તેજ સમયે તેમણે પ્રસાદને જમી લીધો. પછી ભક્તો સાથે મંદિરની પ્રદક્ષિણા કરતા કરતા પ્રભુ ભટ્ટાચાર્ય સાર્વભૌમને ઘેર આવ્યા. સાર્વભૌમે પ્રભુને ભિક્ષાને માટે નિમંત્રણ આપ્યું અને બધા ભક્તોની સાથે તેમણે પ્રભુને ભિક્ષા કરાવી.

પ્રભુને રહેવા માટે ભટ્ટાચાર્યે મહારાજ પ્રતાપરુદ્રજી સાથે વિચાર કરીને મહારાજના પુરોહિત કાશી મિશ્રના એકાંત નિર્જન સ્થાનમાં પહેલેથીજ પ્રબંધ કરી રાખ્યો હતો. પ્રભુને તે સ્થાન ઘણુંજ પસંદ આવ્યું અને તેઓ તેમાં રહેવા લાગ્યા.





# પ્રેમરસના ભૂખ્યા ભક્તોનું આગમન

क्वचित् क्वचिदयं यातु स्थातुं प्रेमवशंवदः ।
न विस्मरति तत्रापि राजीवं भ्रमरो हृदि ॥
(સુભાષિત રત્નભાંડાગાર ૨૩૨-૪૪)

અર્થાત્ પ્રેમ–પરતંત્ર ભ્રમર ગમે ત્યાં ભલેને રહેવા ચાલ્યો જાય, પરંતુ ત્યાં પણ તે હૃદયથી કમળને ભૂલી શકતો નથી.

કસ્તૂરીને ગમે તેટલી છુપાવીને રાખો, તેની ગંધ ફેલાઇજ જાય છે અને તેના પ્રભાવને જાણનારા પુરુષો દૂરથીજ જાણી જાય છે કે, અહીં કિંમતી કસ્તૂરી મોજૂદ છે. પ્રેમ છુપાવવાથી છુપાતો નથી. પ્રેમને જાહેરાતની આવશ્યકતા નથી. કમળ ખીલતાંજ મધલોલુપ ભમરો આપોઆપજ તેના ઉપર તૂટી પડે છે; રસ હોવો જોઇએ. ભમરાઓની કયાં કમી છે! ઠંડીના દિવસોમાં અગ્નિ સળગાવીને સ્વતંત્ર સ્થાનમાં બેસી જાઓ, તાપનારા આપોઆપજ એકઠા થઇ જશે; તેમને બોલાવવાની જરૂર નહિ પડે.

પ્રેમસાગર ગૌરાંગદેવના સમાગમમાં રહીને જેઓ પહેલાં પ્રેમરસનું પાન કરી ચૂક્યા હતા, તેમને ભલા તેમના સિવાય બીજી જગ્યાએ તે રસ કયાંથી મળી શકે? જેમના કાનોમાં એ અદ્વિતીય રસની પ્રશંસા પણ પડી હતી, તેઓ તે રસરાજ મહાસાગરનાં દર્શન માટે તલપાપડ થઇ રહ્યા હતા. સાર્વભૌમ ભટ્ટાચાર્યના મુખેથી તેમની પ્રશંસા સાંભળીને કટકનરેશ મહારાજ પ્રતાપરુદ્રદેવજી પણ પ્રભુનાં દર્શન માટે ઘણાજ આતુર થઈ

રહ્યા હતા. શ્રીજગન્નાથજીના મંદિરના બધા પૂજારી, પૂરીના કુટુંબીઓ ઘણા સદ્‌ગૃહસ્થો તથા અનેક સાધુસંતો તેમનાં દર્શનની ઈચ્છા રાખતા હતા. પ્રભુના પુરી પધારવાના સમાચાર સાંભળીને ભટ્ટાચાર્ય સાર્વભૌમ સાથે ઘણા પ્રેમી પુરુષો પ્રભુને મળવા આવ્યા. પ્રભુએ બધાને પ્રેમપૂર્વક બેસવા માટે કહ્યું. બધા પ્રભુનાં ચરણોમાં પ્રણામ કરીને બેસી ગયા. સાર્વભૌમ ભટ્ટાચાર્ય પ્રભુને બધાનો અલગ અલગ પરિચય કરાવવા લાગ્યા. સૌથી પહેલાં તેમણે કાશી મિશ્રનો પરિચય આપ્યો: "આ મહારાજના કુળગુરુ અને રાજ્યપુરોહિત શ્રી. કાશીમિશ્ર છે. પ્રભુનાં ચરણોમાં તેમને દૃઢ અનુરાગ છે. આપના ચાલ્યા ગયા પછી, તેઓ દર્શન માટે ઘણા આતુર રહ્યા કરતા હતા. જે ઘરમાં પ્રભુ ઉતર્યા છે, તે આ ઘર તેમનું છે."

પ્રભુએ મિશ્રજી તરફ પ્રેમભરી દૃષ્ટિએ જોતાં કહ્યું: "મિશ્રજી! હું આજે આપનાં દર્શનથી કૃતાર્થ થયો છું. આપ તો મારા પિતા સમાન છો. આપના ઘરમાં રહીને હું ભક્તોસહિત કૃષ્ણ-કીર્તન કરતો કરતો સમય ગાળીશ અને નિત્ય આપનાં દર્શન પામતો રહીશ. આથી વિશેષ મારે માટે સદ્‌ભાગ્યની બીજી કઈ વાત હોઈ શકે?"

હાથ જોડીને ઘણાજ વિનીતભાવે કાશી મિશ્રે કહ્યું: "પ્રભો! આ ઘર આપનુંજ છે, અને સેવા કરવા માટે આ દાસ પણ સદા આપનાં ચરણો પાસેજ રહ્યા કરશે. આપ તેને આપનો પોતાનો સેવક સમજીને જે પણ આજ્ઞા હોય તે નિઃસંકોચપણે આપશો."

આ પછી સાર્વભૌમ ભટ્ટાચાર્યે જગન્નાથજીના અંતરંગ સેવક-જનાર્દન ભગવાનના સુવર્ણ છડીદાર-કૃષ્ણદાસ, મુખ્ય લહિયા શિખી માહિતી, તેમના ભાઈ મુરારી તથા બહેન માધવી અને મહાપાત્ર પ્રહરિરાજ, પ્રદ્યુમ્ન મિશ્ર વગેરે જગન્નાથજીના સેવકોનો પ્રભુને પરિચય કરાવ્યો. પ્રભુ એ બધાનો પરિચય પામીને તેમની પ્રશંસા કરવા

લાગ્યા કે "આપ લોકજ-ધન્ય છો, કે જે નિરંતર શ્રીભગવાનની પૂજામાં ચોંટાઇ રહો છો. મનુષ્યનું મુખ્ય કર્તવ્ય એજ છે કે, તે ભગવત્સેવા-પૂજા સિવાય કોઇ બીજા સંસારી કાર્યોનું મનથી પણ ચિંતન ન કરે."

બધા ભક્તોએ પ્રભુનાં ચરણોમાં પ્રણામ કર્યા અને મહાપ્રભુની રજા લઇને તેઓ પોતપોતાનાં સ્થાનોએ ચાલ્યા ગયા. આ પછી મહાપ્રભુએ પોતાની સાથેના સેવક કૃષ્ણદાસને બોલાવ્યો. તેના આવ્યા પછી તેને ઉદ્દેશીને પ્રભુ ભટ્ટાચાર્ય સાર્વભૌમને કહેવા લાગ્યાઃ-"ભટ્ટાચાર્ય ! આપ લોકોએ આને મારી સાથે મોકલ્યો હતો કે અચેતન અવસ્થામાં તે મારા શરીરની સંભાળ રાખે. એણે યથાશક્તિ મારી ખૂબ સેવા-ચાકરી કરી છે; પરંતુ તે એક જગાએ થોડાક દંભી સાધુઓની છેતરપંડીથી કામિની-કાંચનના લોભમાં ફસાઇ ગયો હતો. મને મૂકીને તે તેમની સાથે ચાલ્યો ગયો હતો. જેને કામિની-કાંચનનો લોભ છે, જે પોતાની ઇન્દ્રિયો ઉપર એટલો પણ નિગ્રહ કરી શકતો નથી, તેને મારી પાસે રાખવો હું ઉચિત માનતો નથી. તેથી આપ એને કહી દો કે, એની ઇચ્છા હોય ત્યાં તે ચાલ્યો જાય. હવે તે મારી સાથે રહી શકશે નહિ."

પ્રભુની આવી વાત સાંભળીને (કાળો) કૃષ્ણદાસ ઘણાજ જોરથી રુદન કરવા લાગ્યો; પરંતુ પ્રભુએ તેને ફરીથી કોઈ પણ પ્રકારે પોતાની સાથે રાખવાનો સ્વીકાર કર્યો નહિ. એટલે તે નિરાશ થઇને નિત્યાનંદજીને શરણે ગયો અને તેમનાં ચરણ પકડી રડવા લાગ્યો. નિત્યાનંદ વગેરે બધા ભક્તો વિચારતા હતા કે "નવદ્વીપમાં પ્રભુના પાછા આવ્યાના સમાચાર કેમ કરીને પહોંચાડી શકાય? નવદ્વીપના બધા ભક્તો પ્રભુના વિયોગદુઃખમાં વ્યાકુળ બનેલા છે, શચી માતા પોતાના વહાલા પુત્રના કંઇ પણ સમાચાર નહિ મળવાથી આકુળ વ્યાકુળ થઇ ગયાં હશે, વિષ્ણુપ્રિયાજીનો તો એક એક દિવસ યુગની પેઠે વીતતો

હશે, તેથી કૃષ્ણદાસનેજ નવદ્વીપ શામાટે ન મોકલી દેવો? આથી પ્રભુની આજ્ઞાનું પણ પાલન થશે અને શોક-સાગરમાં ડૂબેલા બધા ભક્તોને પણ પરમ આનંદ થશે." એમ વિચારીને તેમણે પોતાના મનોગત ભાવોને પ્રભુની સમક્ષ પ્રગટ કર્યા. પ્રભુએ જવાબ આપ્યો કે "શ્રીપાદ ! હું તો આપનો નૃત્ય કરનાર છું, જેમ નચાવશો તેમ નાચીશ. આપની ઇચ્છા વિરુદ્ધ હું કંઇ કરી શકતો નથી. જે આપને ઠીક લાગે તે કરો."

નિત્યાનંદજીએ દીનભાવે કહ્યું: "પ્રભો ! અમે આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા નથી ઇચ્છતા. આપ જેવી આજ્ઞા કરશો, તેનું અમે સહર્ષ પાલન કરીશું. આપની અનુમતિ હોય તો અમે એને નવદ્વીપ મોકલીએ; નહિ તો બિલકુલ નહિ."

પ્રભુએ કહ્યું કે, જ્યારે આપની ઇચ્છા છે, ત્યારે મારી અનુમતિજ સમજો. આપની ઇચ્છા વિરુદ્ધ મારી અનુમતિ હોઇજ શકે નહિ.

પ્રભુની આજ્ઞા લઇ નિત્યાનંદજીએ કૃષ્ણદાસને જગન્નાથજીનો પ્રસાદ આપીને નવદ્વીપ રવાના કર્યો. કૃષ્ણદાસ નિત્યાનંદજીની આજ્ઞા લઇને અને પ્રભુનાં ચરણકમળોમાં પ્રણામ કરીને નવદ્વીપ તરફ ચાલી નીકળ્યો. આ તરફ મહાપ્રભુ પુરીમાં રહીને ભક્તો સાથે નિયમિતપણે ભજન-કીર્તન કરવા લાગ્યા. ઘણાયે પુરીના ભક્તો આવી આવીને પ્રભુનાં દર્શનોથી પોતાને કૃતાર્થ કરવા લાગ્યા. રાય રામાનંદજીના પિતા રાજા ભવાનંદજીએ જ્યારે પ્રભુના આગમનના સમાચાર સાંભળ્યા, ત્યારે તેઓ પોતાના ચારે પુત્રો સાથે મહાપ્રભુનાં દર્શન માટે આવ્યા. પ્રભુ તેમનો પરિચય પામીને ઘણાજ આનંદિત થયા અને પ્રસન્નતા દર્શાવતાં કહેવા લાગ્યા:-"જેમને રામાનંદ જેવા ભગવદ્ભક્ત પુત્ર હોય, તે મહાપુરુષ તો દેવતાઓના પણ વંદનીય છે. સાચેજ આપ ધન્ય છો, આપ તો સાક્ષાત્ મહારા-

જ પાંડુના સમાન છો, આપના પાંચે પુત્રો એ આપના પાંચ પાંડવ છે. રાય રામાનંદ યુધિષ્ઠિરસમાન સત્ય પ્રતિજ્ઞાવાળા ધર્માત્મા અને ભગવદ્ભક્ત છે. આપનાં ગૃહિણી સાક્ષાત્ કુંતીદેવી સમાન છે. આપને મળીને મને ઘણીજ પ્રસન્નતા થઈ છે. આપ મને રામાનંદનીજ પેઠે આપનો પુત્ર સમજો!"

હાથ જોડીને ભવાનંદજીએ કહ્યું: "હું શૂદ્રાધમ, પ્રભુની આ અસીમ કૃપાનો પોતાને કદી પણ અધિકારી સમજતો નથી. આપ ભક્તવત્સલ છો, આપનું પતિતપાવન નામ પ્રસિદ્ધ છે, આપના એજ નામને સાર્થક કરી બતાવવા માટે આપ મારા જેવા સંસારી વિષયી પુરુષ ઉપર આપની નિષ્કામ કૃપા કરો છો. પ્રભો! આપનાં શ્રીચરણોમાં મારી એજ વારંવાર પ્રાર્થના છે કે, આ અધમને આપનાં ચરણોનું શરણ આપો. હું મારા કુટુંબ-પરિવાર સાથે આપનાં ચરણોનો દાસ છું. જે સમયે જે પણ આજ્ઞા હોય તે નિઃસંકોચ ભાવે કહી દો." આમ કહીને રાજા ભવાનંદજીએ પોતાના સૌથી નાના પુત્ર શ્રી વાણીનાથને હમેશાં પ્રભુની સેવા કરવા માટે નીમ્યો. પ્રભુએ વાણીનાથનો સ્વીકાર કરી લીધો અને વાણીનાથજી મોટે ભાગે પ્રભુનીજ સેવામાં રહેવા લાગ્યા.

આ તરફ મહાપ્રસાદ સાથે (કાળો) કૃષ્ણદાસ નવદ્વીપમાં શચી માતા પાસે પહોંચ્યો. પુત્રનુંજ સદા ચિંતન કરતી રહેનારી માતા પોતાના વહાલા પુત્રના સમાચાર જાણીને આનંદમાં લવલીન થઇને અશ્રુ સારવા લાગી. વિષ્ણુપ્રિયાજી પણ પોતાની સાસુ પાસે આવીને બેઠાં. માતા એકેએક પુત્રની બધી વાતો પૂછવા લાગી. આ સમાચાર ક્ષણવારમાંજ સમસ્ત નગરમાં ફેલાઈ ગયા. ચારે બાજુથી ભક્તો આવી આવીને શચી માતાના આંગણામાં સંકીર્તન કરવા લાગ્યા. વાતની વાતમાં શચી માતાનું ઘર આનંદભવન બની ગયું. હજારો ભક્તો 'હરિ-હરિ'ના ગગન-

ભેદી આનંદધ્વનિથી દિશા–ઉપદિશાઓને ગજાવવા લાગ્યા. કૃષ્ણદાસને કોઇ પ્રભુના શરીરના સમાચાર પૂછતું, કોઇ યાત્રાનો વૃત્તાન્ત સાંભળવા ઇચ્છતું, કોઇ નવદ્વીપ કયારે પધારશે, એ વાતને કેટકેટલીયે વાર પૂછવા લાગતા. આ પ્રકારે કૃષ્ણદાસને બધા લોકો વિવિધ પ્રકારના પ્રશ્નો એકસાથેજ પૂછવા લાગ્યા. કૃષ્ણદાસ યથાશક્તિ બધાના ઉત્તર આપતા, પ્રભુના કુશળ સમાચાર સંભળાવતા અને તેમની યાત્રાની બે ચાર વાતો કહીને કહેતા કે "હવે બધી વાતો નવરાશે સંભળાવીશ." બધા ભક્તો ઘણીજ એકાગ્રતાથી કૃષ્ણદાસની વાતો સાંભળતા. આ પ્રકારે તે દિવસ વાતની વાતમાં પ્રભુના સમાચાર પૂછતાં પૂછતાંજ વીતી ગયો.

બીજે દિવસે શ્રીવાસ વગેરે ભક્તો કૃષ્ણદાસને સાથે લઇને શાંતિપુરમાં અદ્વૈતાચાર્યને ઘેર ગયા અને તેમણે ઘણાજ ઉલ્લાસપૂર્વક પ્રભુના પુરીમાં પાછા આવ્યાના સમાચાર સંભળાવ્યા તથા પ્રભુએ મોકલેલો મહાપ્રસાદ પણ તેમને આપ્યો. પ્રભુના સમાચાર અને મહાપ્રસાદ પામતાંજ વૃદ્ધ આચાર્યનાં સઘળાં અંગ–પ્રત્યંગ પ્રેમને લીધે ફડકવા લાગ્યાં, તેઓ લાંબા લાંબા શ્વાસ લેતા લેતા "હા ગૌર ! હા ગૌર !" કહીને પ્રેમમાં નિમગ્ન થઇ ગયા અને ઉઠીને મોટેથી સંકીર્તન કરવા લાગ્યા. થોડા સમય પછી પ્રેમનો આવેશ ઉતરી ગયો ત્યારે અદ્વૈતાચાર્ય બીજા બધા ભક્તો સાથે પુરી જઇને પ્રભુનાં દર્શન કરવા સંબંધમાં વિચાર કરવા લાગ્યા. બધાએ નક્કી કર્યું કે, જલદીજ પ્રભુનાં દર્શન કરવા જવું જોઇએ.

વાચક ! શ્રી પરમાનંદ પુરી મહારાજનું નામ નહિ ભૂલ્યા હોય. તેઓ મહાપ્રભુને દક્ષિણયાત્રા વખતે મળ્યા હતા અને ગંગાસ્નાનની ઈચ્છાથી પ્રભુ પાસેથી વિદાય લઇને નવદ્વીપ તરફ આવ્યા હતા. પ્રભુએ તેમને પુરીમાં આવીને સાથે રહેવાની પ્રાર્થના કરી હતી અને તેમણે તેનો સહર્ષ સ્વીકાર પણ કરી લીધો હતો. પ્રભુથી વિદાય થઇને તેઓ

ગંગાજીને દક્ષિણકિનારે કિનારે નવદ્વીપ આવ્યા હતા, અને ત્યાં આવીને તેમણે શચીમાતાને પ્રભુના ખબર સંભળાવ્યા હતા. સંન્યાસીના મુખેથી પ્રભુના સમાચાર સાંભળીને માતાને ઘણોજ આનંદ થયો હતો અને તેણે પુરી મહારાજનો યથોચિત ખૂબ સત્કાર કર્યો હતો. પુરી મહારાજ ભક્તોના આગ્રહથી થોડો સમય નવદ્વીપમાં રહ્યા હતા. જ્યારે કૃષ્ણદાસ પ્રભુના સમાચાર લઇને નવદ્વીપ આવ્યા, ત્યારે તેઓ ત્યાંજ હતા. દૂતના મુખેથી પ્રભુના પુરી પધાર્યાના સમાચાર સાંભળીને પરમાનંદપુરી સાચેજ પરમાનંદમાં નિમગ્ન થઈ ગયા અને વહેલામાં વહેલા પ્રભુની પાસે પહોંચવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેમણે વિચાર્યું કે "મારે ભક્તોના જવાની વાટ જોવી જોઇએ નહિ. એ બધા ગૃહસ્થીનાં કામ કરનારા છે. તૈયારીઓ કરતાં કરતાંજ તેમને મહિનાઓ લાગી જશે; તેથી મારે તેમના પહેલાંજ પહોંચી જઇને પ્રભુનાં દર્શન કરવાં જોઇએ." એમ વિચારીને તેઓ કમલાકાન્ત નામના મહાપ્રભુના એક બ્રાહ્મણ ભક્તને સાથે લઇને પુરી તરફ ચાલી નીકળ્યા. રસ્તામાં બધાં તીર્થોનાં દર્શન કરતા તેઓ પુરી પહોંચ્યા.

પુરી પહોંચીને પરમાનંદજી મહારાજ પ્રભુની શોધ કરવા લાગ્યા. પછી તેમણે વિચાર્યું કે "પહેલાં જગન્નાથજીના મંદિરમા જઇને ભગવાનનાં દર્શન કરી લઉં, ત્યાં પ્રભુનું ઠેકાણું પણ મળી જશે." એમ વિચારીને તેઓ સીધા શ્રી જગન્નાથજીના મંદિર તરફ ચાલ્યા. મંદિરમાં પ્રવેશ કરતાં તેમણે અનેક લોકોથી ઘેરાયલા પ્રભુને જોયા. પુરી મહારાજ તે તરફ ચાલ્યા. દૂરથીજ પુરીને આવતાં જોઇને પ્રભુએ ઉઠીને તેમનાં ચરણોમાં પ્રણામ કર્યા અને પુરી તેમને પ્રેમપૂર્વક ભેટ્યા. બન્નેય મહાપુરુષો એકબીજાને મળીને પરમ પ્રસન્ન થયા અને આનંદમાં લવલીન થઈને એકબીજાની સ્તુતિ કરવા લાગ્યા. પ્રભુએ કહ્યું: "ભગવન્! હવે આપે અહીં રહીને મને આપના સમાગમથી આનંદ આપ્યા કરવો જોઇએ."

પુરી મહારાજે પ્રસન્નતા દર્શાવતાં કહ્યું કે "અહીં આવવાનું મારે બીજું પ્રયોજન પણ શું છે? હું તો અહીં માત્ર આપના સમાગમનો લાભ ઉઠાવવાને માટેજ આવ્યો છું." આ સાંભળીને મહાપ્રભુ પુરી મહારાજને સાથે લઇને અંદર મંદિરમાં શ્રી જગન્નાથજીનાં દર્શન કરવા ગયા અને દર્શન કરીને પ્રદક્ષિણા કરીને પોતાના નિવાસસ્થાને પહોંચ્યા. ત્યાં આવીને પ્રભુએ પોતાની પાસેજ એક સ્વતંત્ર ઓરડી શ્રી પરમાનંદજી મહારાજને રહેવામાટે આપી અને તેમની સેવા-શુશ્રૂષા માટે એક સ્વતંત્ર સેવક પણ આપ્યો.

પ્રભુના આગમનના સમાચાર કાશી સુધી પહોંચી ગયા હતા. પ્રભુના જે ઘણાજ અંતરંગ ભક્તો હતા, તેઓ પ્રભુના સમાચાર મળતાંજ તેમની સેવામાં હાજર થવામાટે પુરી આવવા લાગ્યા. નવદ્વીપના એક પુરુષોત્તમ આચાર્ય નામના પ્રભુના અત્યંત પ્રિય ભક્ત અને વિદ્વાન બ્રાહ્મણ હતા. મહાપ્રભુનાં ચરણોમાં તેમને અત્યંત પ્રીતિ હતી. જ્યારે મહાપ્રભુએ સંન્યાસ લીધો, ત્યારે તેમને ઘણુંજ દુઃખ થયું હતું. તેઓ પોતાના દુઃખના આવેશને રોકી શકયા નહિ. પ્રભુના વિના તેમને આખી નદિયા નગરી સૂની સૂની જણાવા લાગી. ઘરબાર તથા સંસારી બધી વસ્તુઓ તેમને કરડવા દોડતી જણાવા લાગી. તેઓ પ્રભુના વિયોગથી દુઃખી થઇને શ્રી કાશીધામમાં ચાલ્યા ગયા અને ત્યાં સ્વામી ચૈતન્યાનંદજી મહારાજ પાસે તેમણે સંન્યાસદીક્ષા લઈ લીધી. તેમના ગુરુએ તેમનું સંન્યાસનું નામ 'સ્વરૂપ' પાડયું, પાછળથી પ્રભુએ તેમાં દામોદર ભેળવી દીધું હતું; તેથી ભક્તોમાં તેઓ સ્વરૂપ દામોદરના નામથી ઓળખાય છે.

સ્વામી ચૈતન્યાનંદજી, સંન્યાસીઓ જેમ બુદ્ધિપ્રધાન વિચારવાન હોય છે તેજ પ્રકારના હતા. પરંતુ તેમના શિષ્ય સ્વરૂપ દામોદર પરમસહૃદય હૃદયપ્રધાન અને ભક્તહૃદયના પુરુષ હતા. તેથી તેઓ ગુરુના માર્ગનું અનુસરણ

કરી શકયા નહિ. ગુરુદેવે તો શિષ્યને જેવો ઉપદેશ આ-
પવો જોઈએ, તેવોજ અદ્વૈત–વેદાંતના વિચાર અને પ્રચારનો
ઉપદેશ આપ્યો; પરંતુ તેમનું હૃદય તો સાકાર પ્રેમસ્વરૂપ
શ્રીકૃષ્ણુની ભક્તિને માટે તરફડતું હતું; તેથી તેઓ પોતાના
ગુરુદેવની આજ્ઞાનું પાલન કરી શકયા નહિ. જ્યારે તેમણે
સાંભળ્યું કે, દક્ષિણુની યાત્રા સમાપ્ત કરીને પ્રભુ પુનઃ
પુરીમાં આવીને નિવાસ કરવા લાગ્યા છે, ત્યારે તો તેમ-
નાથી વારાણુસીમાં રહી શકાયું નહિ; અને તેઓ પોતાના
ગુરુદેવની પાસેથી રજા લઈને પુરી તરફ ચાલી નીકળ્યા.
કાશીથી પગે ચાલીને તેઓ સીધા પ્રભુની પાસે ગયા.
તેમને જોતાંજ પ્રભુના આનંદનું ઠેકાણું રહ્યું નહિ. મહા-
પ્રભુ તેમને વળગી પડયા અને અત્યંત સ્નેહપૂર્વક તેમને
વારંવાર આલિંગન કરવા લાગ્યા. ત્યારથી તેઓ સદા પ્રભુ-
ની સાથે રહ્યા હતા.

સ્વરૂપ દામોદરની પ્રભુનાં ચરણોમાં અલૌકિક ભક્તિ
હતી. તેમને ગૌરભકતો મહાપ્રભુનું બીજું સ્વરૂપજ માનતા
હતા. સાચેજ, તેમનામાં બધા ગુણુ મહાપ્રભુના જેવાજ
હતા. તેમના શરીરનો વર્ણ પણુ મહાપ્રભુની પેઠે ગૌર
હતો. શરીર એકસરખું અને મનને આપોઆપજ પોતાની
તરફ ખેંચી લે તેવું હતું. તેઓ ઘણાજ વિનયી, સદાચારી
અને રસિક હૃદયવાળા હતા. વધારે ભીડ તેમને પસંદ
નહોતી. એકાંતવાસ એમને ઘણો પ્રિય હતો; પરંતુ પ્રભુને
છોડીને તેઓ એક ક્ષણુવાર પણુ બીજે કંઈ જતા નહિ.
તેઓ કોઈની સાથે પણુ ખાસ વાતચીત કરતા નહિ.
વિદ્વાન હોવા સાથેજ તેઓ મહાન ગંભીર હતા. મહા-
પ્રભુ સાથેજ ખાતા, તેમની પાસે બેસતા અને તેમની
સેવામાં પોતાનો બધો સમય ગાળતા. જ્યારે મહાપ્રભુ
બાર વર્ષ સુધી હમેશાં વિરહાવસ્થામાં બેભાન રહ્યા કર્યાં,
ત્યારે તેઓ સદા મહાપ્રભુના મસ્તકને ખોળામાં રાખીને
સૂતા હતા. મહાપ્રભુ જ્યારે રાધાભાવમાં વિરહવેદનાથી
વ્યાકુળ થઈને રુદન કરવા લાગતા, ત્યારે તેમને લલિતા-

ભાવે માનતા અને તેમના ગળામાં પોતાના હાથ નાખીને રાતની રાતો સુધી પ્રલાપ કર્યા કરતા હતા. સાચેજ, ગૌર–ભક્તોમાં સ્વરૂપ દામોદરનુ જીવન ઘણુંજ ભાવમય, પ્રેમમય અને પ્રણયમય હતું. જો તેઓ છાયાની પેઠે મહાપ્રભુ સાથે નિરંતર ન રહ્યા હોત તો મહાપ્રભુની બાર વર્ષની ગંભીર લીલા આજે સંસારમાં અપ્રસિદ્ધજ રહી જાત. તેઓ મહાપ્રભુની નિત્ય અવસ્થાને પોતાના કડચા (નિત્યનોંધ)માં લખતા ગયા છે. તે આજે ભક્તોને પરમ સુખકારી અને મધુર ભાવની પરાકાષ્ઠા સમજાવનારો ગ્રંથ 'સ્વરૂપ દામોદરના કડચા'ને નામે પ્રસિદ્ધ છે.

મહાપ્રભુ પ્રત્યે તેમને ઘણોજ સ્નેહ હતો. મહાપ્રભુના મનોગત ભાવોને જે ઉત્તમતાપૂર્વક તેઓ સમજી લેતા હતા, તે પ્રકારે કોઈ પણ તેમના ભાવોને સમજી શકતું નહિ. "અમુક વિષયમાં મહાપ્રભુનો શો અભિપ્રાય હશે" એ તેઓજ સરળતાપૂર્વક બતાવી દેતા હતા અને તેમાં ઘણે ભાગે ભૂલ થતીજ નહિ. મહાપ્રભુને ભક્તિ વિનાના ભજન, કાવ્ય અથવા પદ સાંભળવા પ્રત્યે ઘૃણા હતી; તેથી મહાપ્રભુને કંઇક સંભળાવતા પહેલાં તે સ્વરૂપ દામોદરને પહેલાં સંભળાવવામાં આવતું. તેમની રજા મળ્યા પછીજ તે પ્રભુને સંભળાવવામાં આવતું હતું. તેઓ જેવા ગંભીર પ્રકૃતિના, શાંત અને એકાંતપ્રિય હતા, તેવોજ તેમનો કંઠ પણ ઘણો મધુર અને સૂરીલો હતો. તેઓ મહાપ્રભુને વિદ્યાપતિ ઠાકુર, મહાકવિ ચંડીદાસનાં પદ તથા ગીતગોવિંદ વગેરે ભક્તિ સંબંધી ગ્રંથોના શ્લોક ગાઇ ગાઇને સંભળાવ્યા કરતા હતા. પ્રભુ જ્યાં સુધી તેમનાં પદો સાંભળતા નહિ, ત્યાં સુધી તેમને બિલકુલ તૃપ્તિ થતી નહિ. તેમના ગુણ અનંત છે. તેમને મહાપ્રભુજ જાણી શકતા હતા. તેથી મહાપ્રભુને તેમના આગમનથી સૌથી વધારે આનંદ થયો. પ્રભુ કહેવા લાગ્યાઃ–"તમે આવી ગયા તેથી મને કેટલો આનંદ થયો છે, તે વ્યક્ત કરવા માટે હું અશક્ત છું. સાચેજ, તમારા વિના હું

આંધળો હતો. તમે આવીનેજ મને પ્રકાશ આપ્યો છે. હું સદા તમારા વિષે વિચાર કર્યા કરતો હતો. કાલેજ મેં સ્વપ્નમાં જોયું હતું કે, તમે આવી ગયા છો અને ઉભા ઉભા હસો છો! તે સાચેજ આજે તમે આવી પહોંચ્યા. તમે અહીં આવ્યા એ ઘણુંજ ઉત્તમ કામ કર્યું છે. હવે મને છોડીને ચાલ્યા જશો નહિ."

પ્રેમપૂર્ણ સ્વરે ધીરે ધીરે સ્વરૂપ દામોદરે કહ્યું: "પ્રભો! હું પોતે આપનાં ચરણોમાં આવીજ શી રીતે શકું? જ્યારે મારાં પાપ ઉદય પામ્યાં, ત્યારે તો હું આપનાં ચરણોથી અલગ થઇને બીજે ચાલ્યો ગયો હતો. હવે જ્યારે આપે અનુગ્રહ-કૃપા કરીને મને બોલાવ્યો છે, તો આપના પ્રેમપાશમાં બંધાઇને પરવશપણે ચાલ્યો આવ્યો છું, અને જ્યાં સુધી આપનાં ચરણમાં રાખશો ત્યાં સુધી હું બીજે જઇજ કેમ કરીને શકીશ?" આમ કહીને સ્વરૂપ પ્રભુનાં ચરણોમાં પડી ગયા. મહાપ્રભુ તેમને ઉઠાડીને તેમની પીઠ ઉપર ધીરે ધીરે હાથ ફેરવતા રહ્યા. તે દિવસથી સ્વરૂપ દામોદર હમેશાં પ્રભુની પાસેજ રહ્યા હતા.

એક દિવસ એક સીધા સાદા માણસે આવીને પ્રભુનાં ચરણોમાં પ્રણામ કર્યા અને તે દૂર જઇને હાથ જોડીને ઉભો રહ્યો. મહાપ્રભુની પાસે તે સમયે સાર્વભૌમ ભટ્ટાચાર્ય, નિત્યાનંદ વગેરે ઘણા ભક્તો બેઠા હતા. મહાપ્રભુએ તે વિનયી પુરુષને પૂછ્યું:-"ભાઈ! તું કોણ છે અને ક્યાંથી આવ્યો છે?"

તે પુરુષે ઘણીજ સરળતાપૂર્વક ધીરે ધીરે જવાબ આપ્યો:-"પ્રભો! હું પૂજ્ય ઈશ્વરપુરી મહારાજનો નોકર છું. પુરી મહારાજ મને 'ગોવિંદ'ના નામથી બોલાવતા હતા. સિદ્ધિ-લાભ કરતી વખતે મેં તેમને પ્રાર્થના કરી હતી કે, મારે માટે શી આજ્ઞા છે? ત્યારે તેમણે મને આપની સેવામાં રહેવાની આજ્ઞા આપી છે. તેમની આજ્ઞા શિરોધાર્ય કરીને હું આપનાં શ્રીચરણોમાં હાજર થયો

છું. મારા એક બીજા ગુરુભાઈ કાશીશ્વર છે. તેઓ તીર્થયાત્રા કરવા ચાલ્યા ગયા છે. તીર્થયાત્રા કરી આવીને તેઓ પણ શ્રીચરણો પાસેજ રહેશે. હવે મને આપની જે આજ્ઞા હોય તે ફરમાવો.”

આટલું સાંભળતાંજ પ્રભુનું ગળું ભરાઈ આવ્યું, તેમની આંખોની કિનારીઓ આંસુથી ભીંજાઈ ગઈ. પુરી મહારાજના પ્રેમનું સ્મરણ કરીને તેઓ કહેવા લાગ્યા:– “પુરી મહારાજનો મારા ઉપર હમેશાં વાત્સલ્ય–પ્રેમ રહ્યો છે. જો કે મને મંત્રદીક્ષા આપીને કોણ જાણે તેઓ ક્યાંય ચાલ્યા ગયા છે, ત્યારથી તેમનાં મને ફરીથી દર્શનજ થયાં નથી. તેમ છતાં પણ તેઓ મને ભૂલ્યા નથી. મારૂં સ્મરણ તેમને આખર સુધી રહ્યા કર્યું છે. અહા! અંતસમયે એ મહાપુરુષે મને યાદ કર્યો, તેનાથી તેમની વિશેષ કૃપા મારા ઉપર બીજી કઈ હોઇ શકે? હું મારા ભાગ્યની કેટકેટલી પ્રશંસા કરૂં? હું મારા સદ્ભાગ્યનાં કેટકેટલાં વખાણ કરૂં કે અંતર્યામી ગુરુદેવે શરીર છોડતી વખતે પણ પોતાની વાણીથી મારા નામનો ઉચ્ચાર કર્યો! સાર્વભૌમ મહાશય! આપજ મને સલાહ આપો કે, આ બાબતમાં હું શું કરૂં? આ મારા ગુરુદેવના સેવક છે, તેથી મારા પણ પૂજ્ય છે; એમની પાસે મારા શરીરની સેવા હું કેમ કરીને કરાવી શકું? અને જો તેમને મારી પાસે રાખું નહિ તો ગુરુની આજ્ઞાનો ભંગ થાય છે. હવે આપજ કહો કે મારે આવી દશામાં શું કરવું જોઈએ?”

સાર્વભૌમ કહ્યું: “પ્રભો! ગુરોરાજ્ઞા ગરીયસી” ગુરુની આજ્ઞાજ શ્રેષ્ઠ છે. ગોવિંદ સુશીલ છે, નમ્ર છે, આપનાં ચરણોમાં એને સ્વાભાવિક અનુરાગ છે. સેવાકાર્યમાં એ પ્રવીણ છે. તેથી એમને આપના શરીરની સેવાનું અપ્રાપ્ય સુખ આપીને આપના ગુરુ મહારાજની પણ ઇચ્છા પૂરી કરો અને એમને પણ આનંદ આપો.”

ભટ્ટાચાર્યની આ સંમતિનો પ્રભુએ સ્વીકાર કરી લીધો અને ગોવિંદને પોતાના શરીરની સેવાનું કાર્ય સોંપ્યું. તે દિવસથી ગોવિંદ સદા પ્રભુની સર્વ પ્રકારની સેવા કર્યા કરતા હતા. તેઓ પ્રભુથી કદી પણ છૂટા પડ્યા નથી. બાર વર્ષ સુધી જ્યારે પ્રભુને શરીરનું તદ્દન ભાન રહ્યું નહિ, ત્યારે ગોવિંદ, માતા જેમ નાના પુત્રની સર્વ પ્રકારની સેવા કરે છે, તેજ પ્રકારની બધી સેવા કર્યા કરતા હતા. તેમને પ્રભુ પ્રત્યે વાત્સલ્ય અને દાસ્ય બન્નેય પ્રકારનો સ્નેહ હતો. તેઓ હમેશાં પ્રભુનાં ચરણોને પોતાની છાતી ઉપર રાખીને સૂઈ રહેતા હતા. ગૌડ દેશથી ભક્તો વિવિધ પ્રકારની ઉત્તમ ઉત્તમ વસ્તુઓ બનાવીને પ્રભુને માટે લાવતા હતા. તેઓ બધા ગોવિંદનેજ આપતા હતા અને તેમની લાગવગથી તે પ્રભુ સુધી જતી હતી. તેઓ બધી ચીજો બતાવી બતાવીને અને અમુક વસ્તુ અમુક માણસે મોકલી છે, એમ કહી કહીને પ્રભુને આગ્રહપૂર્વક ખવડાવતા હતા. તેમના જેવા સાચા સેવક ત્રણે લોકમાં ઘણાજ દુર્લભ છે.

એક દિવસ પ્રભુ અંદર બેઠા હતા. તે સમયે મુકુંદે આવીને ધીરેથી કહ્યું: "પ્રભો ! શ્રીમત્ કેશવ ભારતીજી મહારાજના ગુરુભાઈ શ્રી બ્રહ્માનંદજી ભારતી મહારાજ આપને મળવા માટે બહાર ઉભા છે, આજ્ઞા હોય તો તેમને અહીં લઇ આવું."

પ્રભુએ જલદીથી કહ્યું: "તેઓ મારા ગુરુતુલ્ય છે, તેમને લેવા માટે હું પોતેજ બહાર જઇશ." એમ કહીને પ્રભુ ઉતાવળા ઉતાવળા જલદી જલદી બહાર આવ્યા. ત્યાં તેમણે મૃગચર્મ ઓઢેલા બ્રહ્માનંદ ભારતીને જોયા. મહાપ્રભુ ચારે બાજુ જોતા જોતા જલદી જલદી મુકુંદને પૂછવા લાગ્યા કે:-"મુકુંદ, મુકુંદ ! ભારતી મહારાજ ક્યાં છે ? તું કહેતો હતો કે ભારતી મહારાજ પધાર્યા છે ! જલદીથી મને તેમનાં દર્શન કરાવ !"

મુકુંદ આ વાત સાંભળીને આશ્ચર્યચકિત થઈ ગયા.

ભારતી મહારાજ સામેજ ઉભા છે, છતાં પણ મહાપ્રભુ ભારતીજી સંબંધમાં પૂછે છે! તેથી તેમણે કહ્યુઃ "પ્રભો! ભારતી મહારાજ આપની સામે તો ઉભા છે."

મહાપ્રભુએ કંઈક દૃઢતાપૂર્વક કહ્યું: "નહિ, કદી નહિ; તું જૂઠું બોલે છે. ભલા, ભારતી મહારાજ આ પ્રકારે મૃગચર્મ ઓઢીને દેખાડો કરી શકે?" પ્રભુની આ વાત સાંભળીને ત્યાં ઉભેલા બધા ચકિત થઈને પ્રભુ તરફ જોવા લાગ્યા. ભારતી મહારાજ સમજી ગયા કે પ્રભુને મારૂ આ મૃગચર્મ–વસ્ત્ર રુચિકર લાગતું નથી, તેથી તેમણે તે તેજ સમયે ફેંકી દીધું. પ્રભુએ તે સમયે તેમના ચરણોમાં પ્રણામ કર્યા. તેઓ શરમાઈને કહેવા લાગ્યાઃ–" આપ મને પ્રણામ ન કરો, આપ તો સાક્ષાત્ ઈશ્વર છો."

પ્રભુએ કહ્યુંઃ "આપ મારા ગુરુ છો, આપને પ્રણામ નહિ કરુ તો બીજા કોને કરીશ? મારા તો સાકાર ભગવાન આપજ છો."

ભારતીજીએ કહ્યુઃ "વિધિ–નિષેધ તો સામાન્ય માણસોને માટે છે. આપના ગુરુ થઈજ કોણ શકે છે? આપ પોતેજ જગતના ગુરુ છો." આ પ્રકારે તેઓ પરસ્પર એકબીજાની સ્તુતિ કરવા લાગ્યા. પછી તો ભારતીજી ત્યાં મહાપ્રભુની પાસેજ રહેવા લાગ્યા. પ્રભુએ તેમની ભિક્ષા વગેરેની બધી વ્યવસ્થા કરી દીધી.

ત્યાર પછી થોડા દિવસ બાદ શ્રી ઈશ્વરપુરીજીના શિષ્ય કાશીશ્વર ગોસ્વામી પણ તીર્થયાત્રા કરીને મહાપ્રભુની પાસે આવી પહોંચ્યા. તેઓ શરીરે ખૂબ હૃષ્ટ–પુષ્ટ તથા બળવાન હતા. પ્રભુના પ્રત્યે તેમને ઘણોજ સ્નેહ હતો. તેમને પણ પ્રભુએ પોતાની પાસેજ રાખ્યા હતા. આ પ્રમાણે ચારે બાજુથી ભક્તો આવી આવીને પ્રભુની સેવામાં હાજર થવા લાગ્યા.

શ્રી જગન્નાથજીના મંદિરમાં હમેશાં હજારો માણસોની ભીડ રહ્યા કરે છે. પર્વના દિવસોમાં તો લોકોને દર્શન પણ મળવાં દુર્લભ થાય છે. મહાપ્રભુ જ્યારે દર્શન કરવા જતા હતા ત્યારે કાશીશ્વર આગળ આગળ ચાલીને ભીડને દૂર કરતા જતા. મહાપ્રભુ બ્રહ્માનંદ ભારતી, પરમાનંદપુરી, નિત્યાનંદજી, જગદાનંદજી, સ્વરૂપ દામોદર તથા બીજા ભક્તોને સાથે લઇને દર્શન કરવા વખતોવખત જતા હતા. તે સમયે તેમની શોભા અપૂર્વજ થતી હતી. પ્રભુ પોતાના બધા સ્નેહી-સંબંધીઓની વચમાં નૃત્ય કરતા કરતા ઘણાજ સુંદર લાગતા હતા. દર્શન કરનારાઓ પણ શ્રી જગન્નાથજીનાં દર્શનને ભૂલી જઇને તેમનાં દર્શન કરવા માટે ઉભા રહી જતા હતા.



# महाराज प्रतापरुद्रनी प्रभुनां दर्शन माटे आतुरता

हेलोद्धूलितखेदया विशदया प्रोन्मीलदामोदया
शाम्यच्छास्त्रविवादया रसदया चित्तार्पितोन्मादया ।
शश्वद्भक्तिविनोदया शमदया माधुर्यमर्यादया
श्रीचैतन्य दयानिधे तव दया भयादमन्दोदया ॥
(चै. चंद्रो. ना. अं. ८-१०)

અર્થાત્ હે દયાનિધિ શ્રી ચૈતન્ય ! આપની જે દયા-લીલાથી જ દુઃખોને નાબુદ કરી દેનારી, નિર્મળ તથા પરમાનંદને પ્રકાશિત કરનારી છે, જેનાથી શાસ્ત્રીય વિવાદો શાંત થઇ જાય છે, જે રસ અર્પણ કરીને ચિત્તને ઉન્માદી બનાવી દે છે, જેનો સદા ભક્તિ સાથે જ વિનોદ થાય છે, જે શાંતિદાતા અને મધુરતાની અંતિમ સીમા છે, તે (દયા)નો જલદીથી આવિર્ભાવ થાઓ.

અમે પહેલાં જ બતાવી ચૂકયા છીએ કે, સાર્વભૌમ ભટ્ટાચાર્ય દ્વારા મહાપ્રભુનો પરિચય કરીને કટકાધિપતિ મહારાજ પ્રતાપરુદ્રજીના હૃદયમાં પ્રભુ પ્રત્યે ઘણી ગાઢ ભક્તિ થઇ હતી. મહારાજા ધર્માત્મા હતા, વિદ્યાવ્યાસંગી હતા અને સાધુ બ્રાહ્મણો પ્રત્યે શ્રદ્ધા-ભક્તિ પણ રાખતા હતા. પરંતુ ગમે તેમ પણ તેઓ હતા તો રાજાજ ને ! સંસારી વિષયભોગોમાં ફસાઈ રહેવું એ તો તેમને માટે એક સાધારણ વાત હતી; પરંતુ જેમ જેમ તેમની મહાપ્રભુનાં ચરણોમાં ભક્તિ વધવા લાગી, તેમ તેમ તેમની

સંસારી વિષયભોગોની લાલસા ઓછી થતી ગઇ. હૃદયની કોટડી ઘણી જ નાની છે. જ્યાં વિષયની ભક્તિ છે, ત્યાં સાધુ–મહાત્માઓ પ્રત્યે ભક્તિ રહીજ શકતી નથી, અને જેમના હૃદયમાં સાધુ–મહાત્માઓ તથા ભગવદ્‌ભક્તો માટે શ્રદ્ધા છે, ત્યાં કામ રહીજ શકતો નથી. ત્યારે તો તુલસીદાસજીએ કહ્યું છે કે—

જહાઁ રામ તહઁ કામ નહીં, જહાઁ કામ નહીં રામ;
તુલસી કૈસે રહિ સકેં, રવિ–રજની ઈક ઠામ.

સાધુઓનાં ચરણોમાં જેમ જેમ પ્રીતિ વધતી જશે, તેમ તેમજ અભિમાન, મોટાઇ અને પોતાને સર્વશ્રેષ્ઠ સમજવાના ભાવ ઓછા થતા જશે. મહારાજ પાસે ઘણા સાધુ સંતો, પંડિતો તથા વિદ્વાનો પોતે જ દર્શન દેવા અને તેમને આશીર્વાદ આપવા તેમના દરબારમાં આવતા હતા. એથી તેમને ઇચ્છા હતી કે, મહાપ્રભુ પણ આવીને તેમને દર્શન દઇ જાય; પરંતુ મહાપ્રભુને ન તો સ્વાદિષ્ટ પદાર્થો ખાવાની ઈચ્છા હતી, ન તો તેઓ પોતાનું સન્માન ઇચ્છતા હતા અને ન તો તેમને રૂપિયા–પૈસાની અભિલાષા હતી. પછી તેઓ દરબારમાં શું કરવા જાય? ઘણા લોકો એજ ત્રણ કામો માટે રાજાને ત્યાં જાય છે. મહાપ્રભુ એ ત્રણે વિષયોને ત્યાગીને વીતરાગી સંન્યાસી થઈ ચૂક્યા હતા. સંન્યાસીને માટે શાસ્ત્રોમાં રાજાનું દર્શન સુદ્ધાં નિષિદ્ધ કહેવામાં આવ્યું છે. હા, કોઇ રાજા ભક્તિભાવથી આવીને સંન્યાસીઓનાં દર્શન કરી લે તો તે જુદી વાત છે. તે સમયે તેની સ્થિતિ રાજાની નહિ હોતાં શ્રદ્ધાળુ ભક્તની જ હશે. પોતાની મેળે ત્યાગી સંન્યાસી રાજાને તેની રાજાપણાની સ્થિતિમાં મળવા નહિ જાય. મહારાજને આ વાતની શી ખબર! હજુસુધી તેમને આવો સાચો સંન્યાસી કદી મળ્યો નહોતો. તેથી પ્રભુના પુરીમાં આવ્યાના સમાચાર જાણીને મહારાજે સાર્વભૌમ ભટ્ટાચાર્ય પાસે પત્ર મોકલાવ્યો અને તેમાં તેમણે મહાપ્રભુનાં દર્શનની ઇચ્છા દર્શાવી.

મહારાજના આદેશ પ્રમાણે ભટ્ટાચાર્ય મહાપ્રભુની પાસે પહોંચ્યા અને કંઇક ડરતાં ડરતાં કહેવા લાગ્યાઃ– “ પ્રભો ! હું એક નિવેદન કરવા ઇચ્છું છું, આજ્ઞા હોય તો કહું ? આપ અભયદાન આપશો તોજ કહી શકીશ.”

પ્રભુએ હસતાં હસતાં કહ્યુંઃ–“ એવી તે શી વાત છે ? કહો, આપ કોઇ મારા અહિતની વાત ઓછીજ કહી શકશો ? જેમાં મને ફાયદો હશે તેજ વાત આપ કહેશો.”

ભટ્ટાચાર્યે કંઇક પ્રેમભર્યા આગ્રહથી કહ્યુંઃ–“ આપે મારી પ્રાર્થના સ્વીકારવી પડશે. ”

પ્રભુએ હસતાં હસતાં કહ્યુંઃ–“ વાહ ! આ તો ભારે કરી ! અત્યારથી વચનથી બાંધી લ્યો છો ! માનવા યોગ્ય હશે તો માનીશ, નહિ તો ‘ ના ’ કહી દઇશ. અને વળી આપ ‘ ના ’ પાડવા જેવી વાત કરશો જ શું કામ ? ”

પ્રભુનો આ પ્રકારનો ચાતુર્યવાળો જવાબ સાંભળીને કંઇક સહમત થઇને ભટ્ટાચાર્યજી કહેવા લાગ્યાઃ–“ પ્રભો ! મહારાજ પ્રતાપરુદ્ર આપનાં દર્શન માટે ઘણાજ ઉત્કંઠિત છે, તેમને દર્શન આપીને અવશ્ય કૃતાર્થ કરો. ”

પ્રભુએ કાનો ઉપર હાથ રાખીને કહ્યુંઃ–“ શ્રીવિષ્ણુ, શ્રીવિષ્ણુ ! ” આપ શાસ્ત્રજ્ઞ પંડિત હોવા છતાં પણ આવી ધર્મવિરુદ્ધ વાત કેમ કહો છો ? રાજાનું દર્શન કરવું એ તો સંન્યાસી માટે પાપરૂપ કહેલું છે. જ્યારે આપ મારા થઇને પણ મને આ રીતે ધર્મભ્રષ્ટ થવાની સંમતિ આપશો, તો હું અહીં મારા ધર્મની રક્ષા કેમ કરીને કરી શકીશ ? તો તો મારે પુરીનો ત્યાગજ કરવો પડશે. ભલા, સંસારી વિષયોમાં ફસેલા રાજાનાં દર્શન ? આ કેવી દુઃખદ વાત કહો છો ? સાંભળો—

निष्किञ्चनस्य भगवद्भजनोन्मुखस्य
पारं परं जिगमिषोर्भवसागरस्य ।

संदर्शनं विपयिणामथ योपिताञ्च
हा हन्त हन्त विपभक्षणतोऽप्य साधु ॥
( ચૈ. ચંદ્રો. ના. અં. ૮-૮૩ )

અર્થાત્ જે ભગવદ્‌ભજનને માટે ઉત્સુક અને અકિંચન થઈને આ અપાર ભવસાગરને સંપૂર્ણરૂપે પાર કરવા ઈચ્છે છે, એવા ભગવાનના તરફ આગળ વધનારા ભક્તોને માટે વિષયભોગોમાં ફસેલા લોકોનાં અને સ્ત્રીઓનાં દર્શન, હાય ! હાય ! ઝેર ખાવા કરતાં પણ વધારે ખરાબ છે. ઝેર ખાવાથી તો મનુષ્યના આ લોકનોજ નાશ થાય છે, પરંતુ આ બન્નેના સંસર્ગથી તો લોક-પરલોક બન્નેય નાશ પામે છે. તેથી ભટ્ટાચાર્ય મહાશય ! આપ મને ક્ષમા કરો."

ઘણુજ વિનમ્રભાવે ભટ્ટાચાર્ય સાર્વભૌમે કહ્યુઃ- "પ્રભો ! આપનું આ વચન શાસ્ત્રાનુકૂળ જ છે. પરંતુ મહારાજ પરમ ભક્ત છે. જગન્નાથજીના સેવક છે, આપનાં ચરણોમાં એમનો દૃઢ અનુરાગ છે. એ બધાં કારણોથી તેઓ આપના કૃપાપાત્ર બનવાને યોગ્ય છે. આપ તેમને રાજાપણાના ભાવથી મળતા નહિ. માની લ્યો કે, તેઓ વિષયીજ છે, તો આપનું તો તેઓ કશું નુકસાન કરીજ શકવાના નથી. ઉલટું તેમનો પણ ઉદ્ધાર થઇ જશે. આપની કૃપાથી સંસારી લોકોનાં સંસારબંધન છૂટી જાય છે."

મહાપ્રભુએ કહ્યું:-"ભટ્ટાચાર્ય મહાશય ! એવી વાત નથી. સાંભળો—

आकारादपि भेतव्यं स्त्रीणां विपयिणामपि ।
यथाऽहेर्मनसः क्षोभस्तथा तस्याकृतेरपि ॥
( ચૈ ચંદ્રો. ના. અં. ૮-૨૪ )

અર્થાત્ "( ત્યાગી પુરુષે ) સ્ત્રીઓ અને વિષયી પુરુષોની આકૃતિથી પણ ડરવું જોઇએ; કેમકે સાપથી જેમ ચિત્તમાં ક્ષોભ થાય છે, તેજ પ્રકારે તેમના આકારથી પણ થાય છે." પછી તેમની સાથે વાર્તાલાપ અને સંસર્ગ

કરવાનું તો દૂર જ રહ્યું.

આ ઉત્તર સાંભળીને ભટ્ટાચાર્ય ચૂપ થઇ ગયા. પછી તેમણે પ્રભુને આ સંબંધમાં કંઈ કહ્યું નહિ. તેઓ દુઃખી મને પોતાને ઘેર પાછા ફર્યા અને વિચારવા લાગ્યા કે, રાજાને શો જવાબ લખું ? એજ વિચારોમાં તેઓ બે-ત્રણ દિવસ પડી રહ્યા. તેમણે રાજાને કંઇ પણ ઉત્તર લખ્યો નહિ.

એટલામાં જ રાય રામાનંદજી વિદ્યાનગરથી કટક થઇને પુરીમાં પ્રભુનાં દર્શન કરવા આવ્યા. પ્રભુ તેમને જોતાં જ એકદમ ખીલી ઉઠ્યા અને જમીન પર પડેલા રાય રામાનંદજીને ઉઠાડીને તેમને ગાઢ આલિંગન કર્યું. વારંવાર હૃદય સરસો લગાવતાં લગાવતાં પ્રભુ કહેવા લાગ્યાઃ— "મને માત્ર રામ જ મળ્યા નથી, આનંદ સાથે રામ મળ્યા છે ! હવે મારા આનંદની સીમા રહી નથી; હવે હું નિરંતર આનંદસાગરમાં જ ગોતાં લગાવ્યા કરીશ."

રામાનંદ પ્રત્યે પ્રભુના આવા ઘણા ગાઢ સ્નેહને જોઇને બધા ભક્તો વિસ્મય પામી ગયા. તેઓ રામાનંદના ભાગ્યનાં ઘણાં ઘણાં વખાણ કરવા લાગ્યા. સ્વસ્થ થઇને બેઠા પછી રાય મહાશયે કહ્યું: "પ્રભો ! આપની આજ્ઞાનુસાર રાજકાજથી છૂટો થવા માટે મેં મહારાજને નિવેદન કર્યું હતું. મેં સ્પષ્ટ કહી દીધું હતું કે, મને હવે આ કાર્યમાંથી રજા મળવી જોઇએ. હવે હું પુરીમાં રહીને શ્રી ચૈતન્યનાં ચરણોનું સેવન કરીશ." મારા મુખમાંથી આપનું નામ સાંભળીને મહારાજ પરમ પ્રસન્ન થયા હતા. તેમણે ઉઠીને મને આલિંગન આપ્યું અને પાસે બેસાડીને આપના સંબંધમાં ઘણી ઘણી વાતો પૂછ્યા કરી. આપનાં ચરણોમાં તેમનો આવો દૃઢ અનુરાગ જોઇને હું આશ્ચર્યચકિત થઇ ગયો. જેઓ પહેલાં મારી સાથે સીધી રીતે વાત પણ કરતા નહોતા, તેઓજ આપના સેવક હોવાના સંબંધથી મારી સાથે બરાબર મિત્રની પેઠે મળ્યા અને મારો આટલો બધો સત્કાર કર્યો."

પ્રભુએ કહ્યું: " રાય મહાશય ! આપના ઉપર ભગવાનની કૃપા છે, આપ શ્રીકૃષ્ણના કિંકર છો. ભગવાનના સેવકોને બધા લોકો માન આપે છે. " આ પ્રકારે પરસ્પરમાં ઘણી વાર સુધી પ્રેમવાર્તા ચાલ્યા કરી. રાય મહાશયે પુરી, ભારતી, નિત્યાનંદજી વગેરે હાજર રહેલા બધા સાધુ મહાત્માઓનાં ચરણોમાં વંદન કર્યાં અને પાછા તેઓ પ્રભુની રજા લઇને ભગવાનનાં દર્શન કરવા ચાલ્યા ગયા.

તે સમયે કટકનરેશ મહારાજ પ્રતાપરુદ્ર ભગવાનની રથયાત્રા ઉપર પુરી પધાર્યા. તેમણે સાર્વભૌમ ભટ્ટાચાર્યને બોલાવીને પૂછયું કે " ભટ્ટાચાર્ય મહાશય ! આપે મહાપ્રભુને મારા સંબંધમાં પૂછયું હતું ? "

ભટ્ટાચાર્યે કહ્યું: " મેં વારંવાર પ્રાર્થના કરી, પરંતુ તેમણે આપને મળવાનું સ્વીકાર્યું જ નહિ. "

મહારાજે કહ્યું: " જ્યારે તેઓ સર્વસમર્થ થઇને મારા જેવા પાપીઓ ઉપર આટલી ઘૃણા કરે છે, તો મારા જેવા અધમોનો ઉદ્ધાર કેમ કરીને થશે ? "

ભટ્ટાચાર્યે કહ્યું: " તેમની તો પ્રતિજ્ઞા છે કે, તેઓ રાજાનાં દર્શન કરતા નથી. "

મહારાજે ઘણીજ વેદનાભર્યા સ્વરે કહ્યું: " જો તેમની એવી પ્રતિજ્ઞા છે, તો મારી પણ પ્રતિજ્ઞા છે કે, કાં તો પ્રભુની પૂર્ણ કૃપા પ્રાપ્ત કરીશ યા તો શરીરનોજ ત્યાગ કરીશ."

મહારાજના આવા દૃઢ પ્રેમને જોઇને સાર્વભૌમ ભટ્ટાચાર્ય ઘણાજ વિસ્મય પામ્યા અને મહારાજને સાંત્વના આપતાં કહેતાં લાગ્યાઃ–" મહારાજ ! આપ આટલા બધા અધીરા ન થાઓ. મારૂં હૃદય કહે છે કે, પ્રભુ આપના ઉપર અવશ્ય કૃપા કરશે. કાલે રાય રામાનંદજીએ પ્રભુની આગળ આપની ઘણી ઘણી પ્રશંસા કરી હતી. તેનો પ્રભાવ મને પ્રત્યક્ષજ જણાયો છે. પ્રભુનું મન આપના

તરફ-ઘણું કોમળ થઈ ગયું છે. હવે આપ એક કામ કરો. રાજાના પોશાકમાં તો તેમને મળવું યોગ્ય નથી. રથયાત્રા-સમયે જ્યારે પ્રભુ ભક્તોની સાથે જગન્નાથજીના રથની આગળ નૃત્ય કરતા કરતા ચાલે, ત્યારે આપ સામાન્ય વેશમાં જઈને તેમની આગળ કોઇ ભક્તિભર્યો શ્લોક બોલવા લાગજો. પ્રભુ ભક્ત સમજીને આપને દૃઢ આલિંગન આપશે એટલે આપની બધી મનોકામનાઓ પણ પૂર્ણ થઇ જશે."

સાર્વભૌમ ભટ્ટાચાર્યે બતાવેલો આ ઉપાય મહારાજને પસંદ પડયો અને તેમણે ભટ્ટાચાર્યને પૂછયુઃ-"રથયાત્રા કયે દિવસે થશે ?" ભટ્ટાચાર્યે ગણત્રી કરીને કહ્યું કેઃ-"આજથી ત્રીજે દિવસે રથયાત્રા થશે ત્યારે આપણે બધા મળીને પ્રયત્ન કરીશું." આ સાંભળીને મહારાજને સંતોષ થયો અને ભટ્ટાચાર્ય મહારાજની રજા લઇને પોતાને સ્થાને ચાલ્યા ગયા.



# ગૌરભક્તોનું પુરીમાં અપૂર્વ સંમેલન

वान्छाकल्पतरुभ्यश्च कृपासिन्धुभ्य एव च।
पतितानां पावनेभ्यो वैष्णवेभ्यो नमोनमः॥
(ચૈત. મ. ભા.)

અર્થાત્ ઈચ્છાઓના કલ્પવૃક્ષ, કરુણાના સાગર અને પતિતોને પવિત્ર કરનારા વિષ્ણુભક્તોને નમસ્કાર છે.

અહા! કેટલા સુખદ સમાચાર છે! હૃદયને પ્રફુલ્લિત કરનારો આ કેવો મનોહારી વૃત્તાંત છે!! પોતાના વહાલાના મિલન–સુખને સાંભળીને એવો કયો હૃદયહીન જડ બુદ્ધિવાળો પુરુષ હશે કે જેનું મનકમળ ખીલી ઉઠતું નહિ હોય! નીતિકારોએ ઠીકજ કહ્યું છે કે–'अमृतं प्रियदर्शनम्।'

આ સંસારમાં પોતાના વહાલાને મળવું એજ સર્વોત્તમ અમૃત છે. જે આ અમૃતનું નિરંતર પાન કર્યા કરે છે, એવા ભક્તોના ચરણોમાં અમારા વારંવાર પ્રણામ છે.

મહાપ્રભુના પુરી પધાર્યાના સમાચાર સાંભળતાંજ ગૌરભકતોના આનંદની હદ રહી નહિ. ઘણા ભકતો તો પ્રભુની સાથે સંકીર્તનસુખના આનંદનો અનુભવ કરી ચૂકયા હતા. ઘણા એવા પણ હતા, કે જેમણે હજુ સુધી મહાપ્રભુનાં પ્રત્યક્ષ દર્શનજ કર્યાં નહોતાં. તેમણે પ્રભુનાં દર્શન કર્યાસિવાયજ આત્મસમર્પણ કરી દીધું હતું. આજ તેમના આનંદનું કહેવુંજ શું છે! બધા ભક્તો પ્રભુનાં દર્શનના આનંદમાં પોતાની જાતને ભૂલી ગયેલા છે. બધાએ પુરી જઇને પ્રભુનાં દર્શન કરવાનો નિશ્ચય કર્યો.

બધા ભક્તોના આગેવાન આચાર્ય અદ્વૈતજ હતાં. તેમણે નક્કી કર્યું કે, આપણે પુરી જવા તરતજ ઉપડવું જોઈએ; કે જેથી અષાઢમાં થનારી ભગવાનની રથયાત્રામાં જોડાઇ શકીએ અને વરસાદના ચાર મહિના પ્રભુની પાસેંજ ગાળીએ.

આ સલાહ બધાને પસંદ આવી. બધા પોતપોતાનાં ઘર માટે ચાર મહિનાનો પ્રબંધ કરીને પુરી જવા માટે તૈયાર થઇ ગયા. શ્રીવાસ વગેરે બધા ભક્તોએ શચીમાતા પાસે પ્રભુની પાસે જવા માટે વિદાય માગી. વાત્સલ્યમયી જનનીએ પોતાના સંન્યાસી પુત્રને માટે જાત જાતની વસ્તુઓ મોકલી. ભક્તોએ તે બધી વસ્તુઓને સાવધાની-પૂર્વક પોતાની પાસે રાખી લીધી અને તેઓ માતાના ચરણોમાં વંદન કરીને પુરી તરફ ચાલી નીકળ્યા. લગભગ ૨૦૦ ભક્તો ગૌરાંગના ગુણ ગાતા ગાતા અને ખોલ-કર-તાલ સાથે સંકીર્તન કરતા કરતા પગેજ ચાલી નીકળ્યા. આગળ આગળ વૃદ્ધ અદ્વૈતાચાર્ય યુવાન પુરુષની માફક પ્રભુનાં દર્શનની ઉત્સુકતાને લીધે જલદી જલદી ચાલતા હતા. તેમની પાછળ બધા ભક્તો નવીન ઉત્સાહપૂર્વક—

हरि हरये नमः कृष्णाय यादवाय नमः ।
गोपाल गोविन्द राम श्रीमधुसूदनः ॥

આ પદનું સંકીર્તન કરતા કરતા ચાલતા હતા. આ પ્રકારે ચાલતાં ચાલતાં ૨૦ દિવસમાં તેઓ પુરીની નજી-કમાં પહોંચી ગયા.

આ તરફ ભગવાનની રથયાત્રાનો સમય પાસે આવી પહોંચ્યો. મહાપ્રભુ ઘણીજ ઉત્સુકતાથી સ્નાનયાત્રાની રાહ જોવા લાગ્યા. સ્નાન-યાત્રાને દિવસે મહાપ્રભુ પોતાના ભક્તો સાથે મંદિરમાં દર્શન કરવાને ગયા. તે દિવસના તેમના આનંદનું વર્ણન કોણ કરી શકે? મહાપ્રભુ પ્રેમમાં બેશુદ્ધ થઇને ઉન્મત્ત પુરુષની પેઠે મંદિરમાંજ કીર્તન કરવા લાગ્યા. લોકોની અપાર ભીડ મહાપ્રભુની ચારે તરફ

એકઠી થઇ ગઇ. જેમ તેમ કરીને ભક્તો તેમને તેમની જગ્યાએ લાવી શકયા.

સ્નાન-યાત્રા પછી ૧૫ દિવસ સુધી ભગવાન અંતઃપુરમાં રહે છે, તેથી ૧૫ દિવસ સુધી મંદિરના દરવાજા બિલકુલ બંધ રહે છે. કોઇને પણ ભગવાનનાં દર્શન થઇ શકતાં નથી. મહાપ્રભુને માટે આ વાત અસહ્ય હતી. તેઓ ભગવાનનાં દર્શનના લોભથી તો પુરીમાં નિવાસ કરે છે. જ્યારે ભગવાનનાં દર્શનજ ન થાય, તો પછી તેઓ પુરીમાં કોને આશ્રયે રહી શકે? દરવાજો બંધ થતાંજ મહાપ્રભુની વિયોગ-વેદના વધવા લાગી અને તે એટલી બધી વધી કે પછી તેમને માટે પુરીમાં રહેવુંજ અસહ્ય થઇ ગયું. તેઓ ગોપીઓની પેઠે વિરહના ભાવાવેશમાં પુરી છોડીને એકલાજ અલાલનાથ ચાલ્યા ગયા. તેઓ પોતાના વહાલાનાં દર્શન નહિ પામવાથી એટલા બધા દુઃખી થયા કે તેમણે ભક્તોના અનુનય-વિનયની કંઈ પણ પરવા કરી નહિ. પ્રભુએ પુરીનો ત્યાગ કરવાને લીધે બધા ભક્તોને અપાર દુઃખ થયું. મહારાજ પ્રતાપરુદ્રજીએ પણ પ્રભુના અલાલનાથ ચાલ્યા ગયાના સમાચાર સાંભળ્યા. તેમણે ભટ્ટાચાર્ય સાર્વભૌમને પ્રભુને પાછા લઈ આવવા પણ કહ્યું. તે સમયે ગૌડીય ભક્તોના આગમનના સમાચાર સાંભળ્યા. આ ખબર સાંભળીને બધાને ઘણો આનંદ થયો. સાર્વભૌમ ભટ્ટાચાર્ય, નિત્યાનંદજી વગેરે ભક્તોને સાથે લઇને તેમને પાછા લઈ આવવા માટે અલાલનાથ ગયા. ત્યાં જઇને એ લોકોએ પ્રભુને પ્રાર્થના કરી કે, પુરીના ભક્તો તો આપનાં દર્શન માટે વ્યાકુળ છેજ. ગૌડ-દેશ (બંગાળ)થી પણ ઘણા ભક્તો માત્ર આપનાં દર્શન માટેજ આવ્યા છે. જો તેઓ આપનાં દર્શન પુરીમાં નહિ પામે, તો તેમને અપાર દુઃખ થશે; તેથી ભક્તો ઉપર કૃપા કરીને આપ પુરી પાછા પધારો.

પ્રભુએ ભક્તોની વિનંતિ સ્વીકારી લીધી. ગૌડીય

ભક્તોના આગમનના સમાચારથી તેમને ઘણી પ્રસન્નતા થઈ અને તેઓ તેજ સમયે ભક્તો સાથે પુરી પાછા આવ્યા. 'મહાપ્રભુ પુરી પાછા આવ્યા છે' આ ખબર સંભળાવવા માટે સાર્વભૌમ ભટ્ટાચાર્ય મહારાજ પ્રતાપરુદ્રજીની પાસે ગયા. તે સમયે પુરુષોત્તમાચાર્યજી પણ મહારાજની પાસે પહોંચી ગયા. આચાર્યે કહ્યું: "મહારાજ! ગૌડદેશથી લગભગ ૨૦૦ ગૌરભક્તો પુરી આવ્યા છે. તેમને માટે ઉતરવાની અને મહાપ્રસાદની વ્યવસ્થા કરવી જોઈએ; કેમકે તેઓ બધા મહાપ્રભુનાં ચરણોમાં ઘણોઘણો અનુરાગ રાખે છે અને તેથી તેઓ આવ્યા પણ છે.

મહારાજે પ્રસન્નતા દર્શાવતાં કહ્યું કે "આમાં મને પૂછવાની શી વાત છે? આપ પોતેજ બધાનો પ્રબંધ કરી આપો. મંદિરના વ્યવસ્થાપકને મારી પાસે મોકલો, હું તેમને બધાના પ્રસાદની વ્યવસ્થા કરવા કહી દઈશ. જેટલા ભક્તો હોય, તે બધાના પ્રસાદનો પ્રબંધ જ્યાં સુધી તેઓ રહે ત્યાં સુધી મંદિર તરફથીજ થશે. આપ કાશી મિશ્રજીને કહી દો કે તેઓજ બધા ભક્તોને રાખવા-ઉતારવાની વ્યવસ્થા કરી દે." આટલું કહીને મહારાજે તેજ સમયે સેવકો દ્વારા બધી વ્યવસ્થા કરાવી દીધી.

મહારાજે ભટ્ટાચાર્યને કહ્યું: "ભટ્ટાચાર્ય મહાશય! હું મહાપ્રભુના બધા ભક્તોનાં દર્શન કરવા ઇચ્છું છું, આપ એ બધાનો મને પરિચય કરાવો."

ભટ્ટાચાર્યે કહ્યું: "મહારાજ! હું પોતેજ બધા ભક્તોથી પરિચિત નથી. નવદ્વીપમાં હું ઘણુંજ થોડું રહ્યો છું. હા, આચાર્ય ગોપીનાથજી લગભગ બધા ભક્તોથી પરિચિત છે. તેઓ આપને બધા ભક્તોનો સારી રીતે પરિચય કરાવી દેશે. આપ એક કામ કરો. અટારીમાં ચાલો, ત્યાંથી બધાનાં દર્શન પણ થશે અને આચાર્ય બધાને બતાવતા પણ જશે."

ભટ્ટાચાર્ય સાર્વભૌમની આ સલાહ મહારાજને ઘણી પસંદ પડી ગઇ. તેઓ તેજ સમયે ઝરૂખામાં જઇને કૃષ્ણપ્રેમમાં લવલીન થઇ જઇ સંકીર્તન અને નૃત્ય કરતી આવી રહેલી ગૌર-ભક્ત-મંડળીને જોવા લાગ્યા. બધા પ્રેમમાં પાગલ બનેલા હતા. બધાના ખભા ઉપર તેમનાં ઓઢવા-પાથરવાનાં વસ્ત્ર હતાં, કોઈના ગળામાં ખોલ (એક જાતનું બે બાજુ વગાડવાનુ મૃદંગ જેવું ઢોલ) લટકે છે, તો કોઈના હાથમાં કરતાલ છે. કોઇ ઝાંઝ વગાડે છે તો કોઇ ઉપર હાથ ઉંચા કરી કરીને નૃત્યજ કરી રહ્યા છે. આ પ્રકારે ભક્તોની જુદી જુદી ૧૪ મંડળીઓ બનેલી છે. ચૌદેય ખોલ જ્યારે એકસાથે વાગે છે, ત્યારે તેના ગગનભેદી ધ્વનિથી દિશાઓ ગુંજવા લાગે છે. મહારાજ અનિમેષ દૃષ્ટિથી તે ગૌર-ભક્ત-મંડળીને જોવા લાગ્યા.

ગૌડીય ભક્તોના આગમનના સમાચાર સાંભળીને મહાપ્રભુએ સ્વરૂપ દામોદર અને ગોવિંદને ચંદન-માળા લઇને ભક્તોના સ્વાગત માટે પહેલેથીજ મોકલી આપ્યા હતા. તે લોકોએ જઇને ભક્તાગ્રણી શ્રી અદ્વૈતાચાર્યજીનું સૌથી પહેલાં સ્વાગત કર્યું. પહેલાં શ્રી સ્વરૂપ દામોદરે આચાર્યના ગળામાં માળા પહેરાવી અને પછીથી ગોવિંદે પણ શ્રદ્ધાપૂર્વક આચાર્યને માળા પહેરાવી તેમનાં ચરણોમાં વંદન કર્યાં. આચાર્યે ગોવિંદને પહેલાં કદી દેખ્યો નહોતો, તેથી તેઓ સ્વરૂપ ગોસ્વામીને પૂછવા લાગ્યાઃ-"સ્વરૂપ ગોસ્વામી! આ મહાભાગ ભક્ત કોણ છે? તેમને તો મેં પહેલાં કદી જોયા નથી. શું તેઓ પુરીનાજ કોઇ ભક્ત છે?"

સ્વરૂપ ગોસ્વામીએ કહ્યું: "ના, એ પુરીના નથી. શ્રી ઈશ્વરપુરી મહારાજના સેવક છે. જ્યારે તેઓ સિદ્ધિ પ્રાપ્ત કરવા લાગ્યા, ત્યારે તેમણે તેમને પ્રભુની સેવામાં રહેવાની આજ્ઞા આપી હતી. તેમની આજ્ઞા શિરોધાર્ય કરીને તેઓ પ્રભુની પાસે આવ્યા છે અને સદા તેમની

સેવામાંજ યોજાઇ રહે છે. તેમનું નામ ગોવિંદ છે. ઘણાજ વિનયી, સુશીલ અને સરળ છે.” ગોવિંદનો પરિચય પામીને આચાર્યે તેમનું આલિંગન કર્યું અને બધાને સાથે લઇને તેઓ સિંહદ્વારા તરફ ચાલ્યા.

મહારાજ પ્રતાપરુદ્રજીએ આચાર્ય ગોપીનાથજીને ભક્તોનો પરિચય કરાવવા કહ્યું. આચાર્ય બધા ભક્તોનો પરિચય કરાવવા લાગ્યા. તેઓ આંગળીથી સંકેત કરીને બતાવવા લાગ્યા કે “ જેમણે પેલા તેજસ્વી વૃદ્ધ ભક્તને માળા પહેરાવી છે, તેઓ મહાપ્રભુના બીજા સ્વરૂપ શ્રીસ્વરૂપ દામોદર ગોસ્વામી છે. તેમની સાથે આ મહાપ્રભુના સેવક ગોવિંદ છે. આ આગળ આગળ જે ઉત્સાહપૂર્વક નૃત્ય કરે છે, તેઓ પરમ ભાગવત અદ્વૈતાચાર્ય છે. તેમની પાછળ જે ચાર ગૌર વર્ણના પંડિતો ચાલે છે તેઓ શ્રીવાસ, વક્રેશ્વર, વિદ્યાનિધિ અને ગદાધર છે. આ ચંદ્રશેખર આચાર્ય છે. તેઓ મહાપ્રભુના પૂર્વાશ્રમના માસા થાય છે. મહાપ્રભુનાં ચરણોમાં તેમને દૃઢ અનુરાગ છે. આ શિવાનંદ, વાસુદેવ દત્ત, રાઘવ, નંદન, શ્રીમાન અને શ્રીકાંત પંડિત છે.” આ પ્રકારે એક એક કરીને આચાર્ય બધા ભકતોનો પરિચય કરાવવા લાગ્યા. ભકતોનો પરિચય પામીને મહારાજને ઘણી પ્રસન્નતા થઈ.

તે સમયે તેમણે જોયું કે, ગૌડીય ભકતો શ્રીમંદિર તરફ નહિ જતાં પ્રભુના નિવાસસ્થાન તરફ જાય છે અને ભવાનંદના પુત્ર વાણીનાથ પણ પુષ્કળ પ્રસાદ લઇને જલદી જલદી ભકતોથી પહેલાં પ્રભુની પાસે પહોંચી જવાનો પ્રયત્ન કરી રહ્યો છે. આ જોઇને મહારાજે પૂછયું:–“ આચાર્ય મહાશય ! આ લોકોનો પ્રભુના તરફ કેટલો બધો સ્નેહ છે ! પ્રભુને સાથે લીધા વિના આ લોકો એકલા ભગવાનનાં દર્શન માટે પણ જતા નથી. હા, આ વાણીનાથ આટલો બધો પ્રસાદ કેમ લઈ જાય છે ? ”

આચાર્યે કહ્યું: “ મહાપ્રભુ પ્રસાદ દ્વારા પોતેજ આ

બધાનું સ્વાગત કરશે!"

મહારાજે કહ્યું: "તીર્થમાં આવી સૌથી પહેલું મુંડન અને ઉપવાસનું વિધાન છે; શું આ લોકો તે નહિ કરે?"

આચાર્યે કહ્યું: "કરશે તો જરૂર, પરંતુ પ્રભુના પ્રેમને લીધે સૌથી પહેલાં હજામતજ થાય ત્યારે પ્રસાદ લેવાય એવો તેમનો આગ્રહ નથી. મહાપ્રભુના હાથના પ્રસાદથી આ લોકો પોતાનો ઉપવાસ ભાગ્યો માનતા નથી."

મહારાજે કહ્યું: "આપ ઠીક કહો છો. ખરેખર, પ્રેમમાં નિયમ નથી હોતો."

એટલું કહીને મહારાજ ઝરૂખામાંથી નીચે ઉતરી આવ્યા અને મંદિરના વ્યવસ્થાપકને બીજો કેટલોક વધારે પ્રસાદ પ્રભુની પાસે પહોંચાડવા કહ્યું. એ લોકોએ તો પહેલેથીજ બધો પ્રબંધ કરી રાખ્યો હતો. મહારાજની આજ્ઞા થતાંજ તેમણે બીજો પ્રસાદ પણ પહોંચાડી દીધો.



## भक्तों साथे महाप्रभुनो मेळाप

यस्यैव पादाम्बुजभक्तिलभ्यः प्रेमाभिधानः परमः पुमर्थः।
तस्मै जगन्मंगलमङ्गलाय चैतन्यचन्द्राय नमो नमस्ते ॥

અર્થાત્ જેમનાં ચરણકમળોની ભક્તિ વડેજ 'પ્રેમ' નામનો પરમ પુરુષાર્થ સુલભ છે, તે જગતના મંગળોના પણ મંગળરૂપ શ્રી ચૈતન્યદેવને વારંવાર પ્રણામ છે.

મહાપ્રભુ પોતાના ભક્તોને મળવા માટે વ્યાકુળ થઈ રહ્યા હતા. આજે બે વર્ષ પછી તેઓ પોતાના બધા પ્રાણ-થી પણ વહાલા ભક્તોને ફરીથી મળશે, એ વાતનું સ્મરણ થતાંજ પ્રભુ પ્રેમસાગરમાં ડૂબકીઓ ખાવા લાગ્યા. એટ-લામાંજ તેમના કાનોમાં સંકીર્તનનો સુમધુર ધ્વનિ સંભ-ળાયો. તે નવદ્વીપી ધ્વનિને સાંભળતાંજ પ્રભુને શ્રીવાસ પંડિતના ઘરની એક એક કરીને બધી વાતો યાદ આવવા લાગી. પ્રભુના હૃદયમાં તે સમયે જાત જાતના વિચારો ઉઠતા હતા. તે સમયે તેમને સામેથી આવતા અદ્વૈતાચા-ર્યજી દેખાયા. પ્રભુએ પોતાના સ્નેહીઓ સાથે આગળ જઈને ભક્તોનું સ્વાગત કર્યું. આચાર્યે પ્રભુનાં ચરણોમાં પ્રણામ કર્યા, પ્રભુએ તેમને ગાઢ આલિંગન કર્યું અને ઘણાજ પ્રેમથી અશ્રુ સારતાસારતા તેઓ આચાર્યને વળગી પડ્યા. તે સમયે એ બન્નેના મિલનસુખનો તેમના સિવાય બીજો કોણ અનુભવજ કરી શકે?

આ પછી શ્રીવાસ, મુકુંદ દત્ત, વાસુદેવ તથા બીજા બધા ભક્તોએ પ્રભુનાં ચરણોમાં પ્રણામ કર્યા. પ્રભુ બધાને યથાયોગ્ય પ્રેમાલિંગન આપતા આપતા બધાની પ્રશંસા

કરવા લાગ્યા. ત્યાર પછી તેઓ વાસુદેવજીને કહેવા લાગ્યાઃ "વસુ મહાશય! આપ સર્વને માટે હું ઘણાજ પરિશ્રમથી દક્ષિણ દેશમાંથી એ ઘણાંજ અદ્ભુત પુસ્તકો લાવ્યો છું. તેમાં ભક્તિતત્ત્વનું સમસ્ત રહસ્ય ભરેલું છે." આ વાતથી બધાને ઘણો આનંદ થયો અને બધાએ એ બન્ને પુસ્તકોની નકલ કરી લીધી. ત્યારથી ગૌરાંગના ભક્તોમાં એ પુસ્તકોનો ઘણો વધારે પ્રચાર થવા લાગ્યો.

મહાપ્રભુ બધા ભક્તોને વારંવાર જોતા હતા. તેમની આંખો એ ભક્તમંડળીમાં કોઇ એક પોતાના ઘણાજ પ્રિય પાત્રની શોધ કરતી હતી. જ્યારે કેટલીયે વાર જોવા છતાં પોતાના પ્રિય પાત્રને જોઇ શકી નહિ, ત્યારે તો પોતેજ ભકતોને પૂછવા લાગ્યા કે "હરિદાસજી દેખાતા નથી, શું તેઓ નથી આવ્યા?"

પ્રભુએ આ પ્રકારે પૂછતાં ભકતોએ કહ્યું કે "તેઓ અમારી સાથે આવ્યા તો હતા, પરંતુ ખબર નથી કે તેઓ વચમાં કયાં રહી ગયા?" આટલું સાંભળતાંજ બે–ચાર ભકતો હરિદાસજીની શોધ કરવા ચાલ્યા. તે લોકોએ જોયું કે, મહાત્મા હરિદાસજી રાજમાર્ગથી દૂર એકાન્ત સ્થાનમાં ગમે તેમ જમીન ઉપર પડેલા છે. ભકતોએ જઇને કહ્યુંઃ "હરિદાસ! ચાલો, આપને પ્રભુએ યાદ કર્યા છે."

ઘણીજ દીનતાપૂર્વક કરુણાજનક સ્વરે હરિદાસે કહ્યુંઃ "હું નીચ પતિત ભલા મંદિરની પાસે કેમ કરીને જઇ શકું? મારા અપવિત્ર અંગથી સેવા–પૂજા કરનારા મહાનુભાવોનો કદાચ સ્પર્શ થઇ જાય તો તે મારેમાટે અસહ્ય વાત થઇ પડશે. હું ભગવાનના રાજમાર્ગ ઉપર કેમ કરીને પગ મૂકી શકું? મહાપ્રભુનાં ચરણોમાં મારાં અનેકાનેક પ્રણામ કહેજો અને તેમને મારા તરફથી નિવેદન કરજો કે, હું મંદિરની પાસે આવી શકીશ નહિ. અહીં કયાંક ઝાડની નીચે પડ્યો રહીશ."

ભક્તોએ જઇને આ સમાચાર મહાપ્રભુને સંભળાવ્યા. આ વાત સાંભળતાંજ મહાપ્રભુના આનંદનું ઠેકાણું રહ્યું નહિ. તેઓ વારંવાર મહાત્મા હરિદાસજીના શીલ, ચારિત્ર તથા નિરભિમાની સ્વભાવની પ્રશંસા કરવા લાગ્યા. તેઓ ભક્તોને કહેવા લાગ્યાઃ–" આપે સાંભળ્યું ? જે આ પ્રકારે પોતાને તણખલાથી પણ વધારે નીચો સમજશે, તેજ કૃષ્ણકીર્તનનો ખરો અધિકારી બની શકશે." આટલું કહીને મહાપ્રભુ હરિદાસજીનાજ સંબંધમાં વિચાર કરવા

હરિદાસજી ઘણીજ વ્યાકુળ વાણીથી વિનંતિ કરવા લાગ્યા કે "પ્રભો! આ નીચ અધમનો આપ સ્પર્શ ન કરો. દયાળો! તેથી તો હું ત્યાં આવતો નથી. મારાં અશુદ્ધ અંગો આપના પરમપવિત્ર શરીરને સ્પર્શ કરવાયોગ્ય નથી."

મહાપ્રભુએ ઘણાજ સ્નેહપૂર્વક કહ્યુંઃ "હરિદાસ! આપનાંજ અંગો પરમ પાવન છે. આપનો સ્પર્શ કરવાથી કરોડો યજ્ઞોનું ફળ મળી જાય છે. હું મારી જાતને પરમ પાવન કરવા માટેજ આપનો સ્પર્શ કરી રહ્યો છું. આપનાં અંગોના સ્પર્શથી મારાં કોટિ જન્મોનાં પાપ નાશ પામી જશે. આપ જેવા ભાગવત વૈષ્ણવનાં અંગોનો સ્પર્શ તો દેવતાઓને પણ દુર્લભ છે." આટલું કહીને પ્રભુ હરિદાસજીને પોતાની સાથે લઇને ફૂલવાડીમાં ગયા અને તેમને એકાંત કોટડી બતાવતાં કહેવા લાગ્યાઃ–"અહીં એકાંતમાં રહીને નિરંતર ભગવન્નામના જપ કર્યા કરો. હવે આપ સદા મારીજ પાસે રહેજો. અહીં આપને માટે મહાપ્રસાદ આવ્યા કરશે. દૂરથી ભગવાનના ચક્રનાં દર્શન કરીને મનમાં જગન્નાથજીનાં દર્શનનું ધ્યાન ધરી લીધા કરજો. હું હમેશાં સમુદ્રસ્નાન કરીને આપનાં દર્શન કરવા માટે અહીં આવ્યા કરીશ."

મહાપ્રભુની આજ્ઞા શિરોધાર્ય કરીને હરિદાસજી તે નિર્જન એકાંત શાંત સ્થાનમાં રહેવા લાગ્યા. મહાપ્રભુ જગદાનંદ, નિત્યાનંદ વગેરે ભક્તોને સાથે લઇને સમુદ્રસ્નાન કરવા માટે ગયા. પ્રભુએ સ્નાન કરી લીધા પછી બધા ભક્તોએ સમુદ્રસ્નાન કર્યું અને બધા મળીને ભગવાનનાં ચૂડા-દર્શન કરવા ગયા. દર્શનેથી પાછા ફરીને બધા ભક્તો મહાપ્રભુ પાસે આવ્યા. ત્યાં સુધીમાં ભક્તો માટે પ્રસાદ પણ આવી ગયો હતો. મહાપ્રભુએ બધાને એકસાથે પ્રસાદ જમવા માટે બેસાડ્યા અને સ્વયં પોતાને હાથે ભક્તોને પીરસવા લાગ્યા. મહાપ્રભુની પીરસવાની રીત અલૌકિકજ હતી, એક એક ભક્તાની આગળ બે બે

ચાર ચાર માણસોને ખાવા જેટલો પ્રસાદ પીરસી દેતા હતા. પ્રભુના પીરસેલા પ્રસાદને માટે મનાજ કોણ કરી શકે ? તેથી તેઓ પોતાની ઇચ્છાનુસાર બધાને પૂરતો પ્રસાદ પીરસવા લાગ્યા. પીરસી રહ્યા પછી તેમણે પ્રસાદ જમવાની આજ્ઞા આપી; પરંતુ તેમના વિના કોઇએ પહેલાં પ્રસાદ જમવાનું સ્વીકાર્યું નહિ. એટલે મહાપ્રભુ પુરી, ભારતી તથા બીજા મહાત્માઓને સાથે લઇને પ્રસાદ જમવા બેઠા. જગદાનંદ, દામોદર, નિત્યાનંદજી તથા ગોપીનાથ આચાર્ય વગેરે ભક્તો બધા લોકોને પીરસવા લાગ્યા. પ્રભુ આજે બીજા દિવસો કરતાં ઘણો વધારે પ્રસાદ જમ્યા અને ભક્તોને પણ આગ્રહપૂર્વક જમાડવા લાગ્યા.

પ્રસાદ જમી લીધા પછી બધાએ થોડો થોડો આરામ લીધો. પછી રાય રામાનંદજી તથા સાર્વભૌમ ભટ્ટાચાર્ય આવીને ભક્તોને મળ્યા. પ્રભુએ પરસ્પર એક બીજાનો પરિચય કરાવ્યો. ભક્તો એક બીજાનો પરિચય પામીને ઘણા પ્રસન્ન થયા, પછી મહાપ્રભુ બધા ભક્તોને સાથે લઇને જગન્નાથજીના મંદિર તરફ ગયા. મંદિરમાં પહોંચતાંજ મહાપ્રભુએ સંકીર્તન શરૂ કરી દીધું. જુદા જુદા ચાર સંપ્રદાય–વિભાગ બનાવીને ભક્તો પ્રભુને ઘેરીને સંકીર્તન કરવા લાગ્યા. મહાપ્રભુ પ્રેમમાં લવલીન થઇને સંકીર્તનની મધ્યમાં નૃત્ય કરવા લાગ્યા. આજે મહાપ્રભુને સંકીર્તનમાં ઘણો જ વધારે આનંદ આવ્યો. તેમના શરીરમાં પ્રેમના બધા સાત્વિક ભાવો જણાવા લાગ્યા. ભક્તો આનંદમાં મગ્ન થઇને સંકીર્તન કરવા લાગ્યા. પુરીનિવાસીઓએ આજ પહેલાં આવુ સંકીર્તન કદી જોયુ નહોતું. બધા આશ્ચર્યપૂર્વક ભક્તોનું નૃત્ય, એકબીજાને આલિંગન કરવું, મૂર્છિત થઇને પડી જવું તથા જાત જાતના સાત્વિક વિકારોનો ઉદય થવો વગેરે અપૂર્વ દૃશ્યો જોવા લાગ્યા. મહારાજ પ્રતાપરુદ્રજી પણ અટારીમાં ઉભા ઉભા પ્રભુનુ નૃત્ય–સંકીર્તન જોતા હતા. પ્રભુના તે અલૌકિક

નૃત્યને જોઇને મહારાજની તેમને મળવાની ઇચ્છા વધારે ને વધારે વધવા લાગી.

મહાપ્રભુએ કીર્તન કરતાં કરતાં જ ભક્તો સાથે મંદિરની પ્રદક્ષિણા કરી અને પછી સાંજે આવીને ભગવાનની પુષ્પાંજલિનાં દર્શન કર્યાં. સઘળા ભક્તો એક સ્વરે ભગવાનનાં સ્તોત્રોનો પાઠ કરવા લાગ્યા. પૂજારીએ બધા ભક્તોને પ્રસાદી માળા, ચંદન તથા પ્રસાદ આપ્યાં. ભગવાનની પ્રસાદી લઇને ભક્તોની સાથે પ્રભુ પોતાને સ્થાને ગયા. કાશીમિશ્રે સાયંકાળના પ્રસાદનો પહેલેથીજ પ્રબંધ કરી રાખ્યો હતો, એટલે પ્રભુએ બધા ભક્તોને સાથે લઇને પ્રસાદ જમી લીધો અને પછી બધા ભક્તો પ્રભુની રજા લઇને પોતપોતાનાં રહેવાનાં સ્થાનોમાં સૂવામાટે ચાલ્યા ગયા. આ પ્રકારે ગૌડીય ભક્તો જેટલા દિવસો સુધી પુરીમાં રહ્યા, ત્યાંસુધી મહાપ્રભુ તેજ પ્રમાણે હમેશાં તેમની સાથે આનંદવિહાર અને કથાકીર્તન કરતા રહ્યા.





# राजपुत्रने प्रेमदान

कटकाधिपस्स तनयं गौरवर्णं मनोहरम् ।
आलिङ्गते सुप्रेम्णा तं गौरचन्द्रं नमाम्यहम् ।।

( પ્ર દ. બ્ર. )

અર્થાત્ કટકાધિપતિ મહારાજા પ્રતાપરુદ્રના ગૌર વર્ણવાળા સુંદર પુત્રને જેમણે પ્રેમપૂર્વક ગળે લગાવ્યો તે શ્રી ગૌરચંદ્રને હુ પ્રણામ કરૂ છું.

મનુષ્યનો એક સ્વભાવ હોય છે કે, તે ગુપ્ત વાતો જાણવા માટે ઘણો જ ઉત્કંઠિત રહે છે. જે વાત સર્વ-સામાન્યને સુલભ છે, તેને માટે કોઇને ઉત્કંઠા થતી નથી; પરંતુ જો તે વાત એકાંતમાં રાખીને સૌની દૃષ્ટિથી દૂર કરવામાં આવે, તો લોકોની તેના તરફની જિજ્ઞાસા વધતીજ જશે. એક બીજી વાત પણ છે કે, જે વસ્તુ જેટલી વધારે મહેનતથી અને જેટલી પણ વધારે રાહ જોયા પછી પ્રાપ્ત થાય છે, તેના પ્રત્યે તેટલોજ વધારે પ્રેમ પણ હોય છે. વસ્તુઓ પોતે મૂલ્યવાન યા અમૂલ્યવાન નથી. તેની પ્રાપ્તિની સુલભતા–દુર્લભતા જોઇનેજ લોકોએ તેનુ મૂલ્ય નક્કી કરેલુ હોય છે. જો હીરા–મોતી પથ્થર–કાંકરાઓની પેઠે બધે મળવા લાગે, જો સોનું માટીની પેઠે વગર મહેનતે ખોદવાથી જ મળી જાય, તો લોકોમાં ન તો એ વસ્તુઓ પ્રત્યે એટલુ માન રહેશે કે ન તો એ વસ્તુઓ બહુ કિંમતી ગણાશે; તેથી હુ લોકોને વારંવાર કહું છું કે, પોતાને મૂલ્યવાન બનાવવા ઇચ્છતા હો, તો કોઈ પણ કાર્યમાં ઘણો જ પરિશ્રમ કરો, સર્વસાધારણ લોકોથી પોતા-

ને ઉંચા લઈ જાઓ, વિશ્વ સાથે પ્રેમ કરતાં શીખો અને તમે મૂલ્યવાન થઈ જશો. સંસારમાં સર્વશ્રેષ્ઠ ગણાતા રાજા-મહારાજાઓ તમારાં ચરણોમાં આળોટશે અને તમે એમના માન-સન્માનની કંઈ પણ પરવા કરશો નહિ.

મહાપ્રભુ જેમ જેમ રાજાને ન મળવાની ઇચ્છા દર્શાવવા લાગ્યા, તેમ તેમ કટકનરેશ મહારાજ પ્રતાપરુદ્રની તેમનાં દર્શન કરવાની ઉત્સુકતા અધિકાધિક વધતી ગઇ. હવે તેઓ સૂતાં-જાગતાં તેમના જ સંબંધમાં વિચારવા લાગ્યા. જ્યારે સાર્વભૌમ ભટ્ટાચાર્યે કહી દીધું કે, તેઓ પોતે મળવા માટે સંમત નથી, ત્યારે મહારાજે સાર્વભૌમ દ્વારા પ્રભુના અંતરંગ ભક્તોને પ્રાર્થના કરી કે, તેઓ પ્રભુના ચિત્તને પોતાના તરફ આકર્ષિત કરે તો સારૂં. તેથી તેમણે અત્યંત સ્નેહ દર્શાવીને રાય રામાનંદજીને તેમની પાસે મોકલ્યા હતા. રાય મહાશય પ્રભુના પરમ અંતરંગ ભક્ત બની ચૂકયા હતા. તેમણે તેમને કેટલીયે વાર નિવેદન કર્યું હતું, પરંતુ પ્રભુએ રાજાને મળવાની કદી સંમતિ આપી નહિ.

ત્યારે એક દિવસ નિત્યાનંદજી, સાર્વભૌમ, રાય રામાનંદ તથા બીજા કેટલાય ઘણા જ નજીકના ભક્તો પ્રભુ પાસે પહોંચ્યા. તેમની પાસે જઇને મહારાજને દર્શન આપવાની લાગવગ ચલાવવાની કોઈની પણ હિંમત ચાલી નહિ; એકબીજા તરફ જોઇને આંખો વડેજ સંકેત કરવા લાગ્યા. ત્યારે કંઈક સાહસ કરીને નિત્યાનંદજીએ કહ્યું: " પ્રભો ! અમે કંઇક નિવેદન કરવા ઇચ્છીએ છીએ. આમ તો કહેતાં સંકોચ થાય છે, પરંતુ જ્યારે આપનેજ અમારા મનોગત ભાવો ન કહીએ તો પછી બીજા કોને કહીશું ? તેથી આજ્ઞા હોય તો કહું. "

પ્રભુએ કહ્યું:-" શ્રીપાદ ! આપને સંકોચ કરવા જેવી શી વાત છે ? આપ જે કહેવા ઈચ્છતા હો તે નિર્ભયપણે ખુશીથી કહો. "

નિત્યાનંદજીએ ધીરેથી કહ્યું:–" મહારાજ પ્રતાપરુદ્રજી આપનાં દર્શન માટે ઘણા જ આતુર રહ્યા કરે છે, તેમને આપ દર્શન આપવાની કેમ ના પાડો છો ? તેઓ જગન્નાથજીના ભક્ત છે, તેમના ઉપર કૃપા થવી જોઇએ."

મહાપ્રભુએ કંઈક ગંભીરતાપૂર્વક કહ્યું:–" આપની તો કોણ જાણે મારા પ્રત્યે કેવી વૃત્તિ થઇ ગઇ છે ! આપ ઇચ્છો છો કે, ગમે તેમ પણ હું ખૂબ ખ્યાતિ મેળવી લઉં, કટક જઇને મહારાજને મળું. મારાથી એ બનવાનું નથી."

નિત્યાનંદજીએ કહ્યું: "આપને કટક જવાનું કોણ કહે છે ? મહારાજ અહીંજ ઉતરેલા છે, મંદિરમાંજ તેમને દર્શન આપજો અથવા તેઓ અહીં પણ આવી શકે છે."

મહાપ્રભુએ સ્નેહ દર્શાવતાં કહ્યું: "મારે એવી જરૂરજ શી છે કે તેમને અહીં બોલાવું ? હું રહ્યો ભિક્ષુક સંન્યાસી, તેઓ રહ્યા મહારાજા ! મારે ને એમને શો સંબંધ ?"

નિત્યાનંદજીએ કહ્યું:–" તેઓ રાજા તરીકે મળવા નથી ઇચ્છતા, તેઓ તો આપના ભક્ત છે. જેમ બીજાઓ દર્શન કરે છે, તેમ તેમને પણ આજ્ઞા આપો."

મહાપ્રભુએ કંઇક હસીને કહ્યું:–" આપ આ સઘળી કેવી વાતો કરો છો ! ખબર નથી કે, આપને આ નવી વાત કયાંથી સૂઝી છે ? સાચેજ, તેઓ મહાભાગ્યશાળી છે, કે જેમના કલ્યાણ માટે આપ સૌ આટલા બધા આતુર છો. પરંતુ હું સંન્યાસી ધર્મ વિરુદ્ધ આચરણ કેમ કરીને કરૂં ? લોકો ગમે તો ભલે આખો દિવસ ખરાબ કામ કરતા રહે, પરંતુ સંન્યાસી થઇને કોઇ એક પણ ખરાબ કામ કરે, તો લોકો તેની ઘણી જ નિંદા કરે છે. સ્વચ્છ વસ્ત્ર પર નાનકડો ડાઘ પણ સ્પષ્ટ જણાય છે. રાજાનાં દર્શનથી લોક અને પરલોક બન્નેયની હાનિ થાય છે. લોકો જાત જાતની ચર્ચાઓ કરવા લાગશે. બીજા લોકોની વાતો જવા દો. આ મારા ગુરુ મહારાજ દામોદર પંડિત જ

મને ખૂબ દબડાવશે. ઠીક, બધી વાત જવા દો; દામોદર પંડિત આજ્ઞા આપે તો હું રાજાને મળી શકું છું." આટલું કહીને મહાપ્રભુ મંદ હાસ્યપૂર્વક દામોદર પંડિત તરફ જોવા લાગ્યા. દામોદર પંડિતે પોતાની દૃષ્ટિ નીચી કરી લીધી અને તેઓ કંઇ પણ બોલ્યા નહિ. ત્યારે મહાપ્રભુએ કહ્યું:–"દામોદરજી! બોલો, શું કહો છો?"

નીચી દૃષ્ટિ કરીને ધીરે ધીરે દામોદર પંડિત કહેવા લાગ્યાઃ–"આપ સ્વતંત્ર ઈશ્વર છો, જે ઇચ્છો તે કરો; મને આ વિષયમાં પૂછવાની શી જરૂર છે? હું આપને શી સંમતિ આપી શકું?"

મહાપ્રભુએ વાત ટાળીને કહ્યું કે "ભાઇ! જવા દો, એમની સંમતિ નથી." નિત્યાનંદજી તથા બીજા બધા ભક્તો સમજી તો ગયા કે, પ્રભુનું હૃદય મહારાજના ગુણોથી પીગળી તો ગયું છે, અને હવે તેમને મહારાજ તરફ સ્નેહ પણ થયો છે; પરંતુ વાત અહીંજ અટકી જતી જોઇને નિત્યાનંદજી કહેવા લાગ્યા કે "ઠીક, જો આપ તેમને દર્શનની આજ્ઞા આપતા નથી, તો આપના શરીરનો સ્પર્શ કરેલું એક વસ્ત્રજ તેમને આપીને કૃતાર્થ કરો. તેથી તેમને સંતોષ થઈ જશે."

મહાપ્રભુએ સ્નેહભર્યા અવાજે કહ્યું: "બાપલા! આપને જે ઠીક લાગે તે કરો. હું તો આપના હાથનું રમકડું છું, જેમ નચાવશો તેમ નાચીશ. આપની ઈચ્છા વિરુદ્ધ હું કરીજ શું શકું તેમ છું?"

મહાપ્રભુની આ પ્રકારની રજા લઇને નિત્યાનંદજીએ ગોવિંદ પાસેથી પ્રભુનું ઓઢવાનું એક ઉપવસ્ત્ર (ખેસ અથવા ઓઢવાની નાનકડી ચાદર) લઇને સાર્વભૌમ ભટ્ટાચાર્ય દ્વારા મહારાજ પાસે મોકલાવી દીધી. પ્રભુના શરીરના વસ્ત્રને પ્રાપ્ત કરીને મહારાજ ઘણા પ્રસન્ન થયા અને તેઓ તેને ઘણાજ સન્માનપૂર્વક પોતાની પાસે રાખવા લાગ્યા.

એક દિવસ રામાનંદ રાયે કહ્યું કે "પ્રભો ! રાજપુત્ર તો આવીને આપનાં દર્શન કરી શકે છે ને ?"

પ્રભુએ કહ્યું: "જેવી આપની ઇચ્છા. આ સંબંધમાં હું આપને શું કહું ? આપ સ્વતંત્ર છો, જે ઇચ્છો તે કરો. દોષ તો કોઇના પણ આવવામાં નથી; પરંતુ અભિમાની સમક્ષ આપોઆપજ અભિમાનના ભાવ જાગી ઉઠે છે. તેથી સંન્યાસીને રાજદરબારમાં જવાનોજ નિષેધ છે. ગમે તેવી પ્રકૃતિ ભલેને હોય, માન-સન્માનની જગાએ જવાથી કંઇક ને કંઇક તમોગુણ આવીજ જાય છે. બાળકો તો સરળ હોય છે, તેમને માન-સન્માન યા આદર-શિષ્ટાચારનું ધ્યાનજ નથી હોતું; તેથી તેમને મળવામાં કોઇને ઉદ્વેગ થતો નથી. જો રાજપુત્ર આવવા ઇચ્છે, તો તેને આપ ખુશીથી લાવી શકો છો."

પ્રભુની રજા મેળવીને રામાનંદજી તેજ સમયે મહારાજના નિવાસસ્થાનમાં ગયા. તે સમયે મહારાજ કુટુંબ સાથે પુરીમાંજ રહેતા હતા. સ્નાનયાત્રાના ત્રણ દિવસ પહેલાં મહારાજને પુરી આવી જવું પડે છે, અને રથયાત્રા સુધી તેઓ ત્યાંજ રહે છે; તેથી મહારાજ આવ્યા હતા. રાય રામાનંદજીને ગમે ત્યાં જવામાં કોઇ પણ રોકે તેમ નહોતું, એટલે તેઓ અંદર ચાલ્યા ગયા અને રાજપુત્રને પ્રભુનાં દર્શન માટે કહ્યું. રાજપુત્રની પહેલેથીજ ઇચ્છા હતી અને મહારાજ તથા મહારાણીની પણ આંતરિક ઇચ્છા હતી; તેથી રામાનંદજીએ રાજપુત્રને ખૂબ સમજાવ્યા. રાજપુત્ર આમ પણ ઘણા સુંદર હતા. વળી કવિહૃદય રામાનંદજીએ પોતાના હાથે તેમને શણગાર્યા હતા. રાજપુત્રનાં કમળસમાન મોટાં મોટાં નેત્ર હતાં, લલાટ વિશાળ હતું અને બન્ને ભમરો ધનુષ્યના જેવા ચઢાવ-ઉતારવાળી હતી. રામાનંદજીએ રાજપુત્રના બન્ને કાનોમાં મોતીઓવાળાં મોટાં મોટાં કુંડળ પહેરાવ્યાં. ગળામાં મોતીઓનો હાર પહેરાવ્યો તથા શરીર ઉપર ઘણાંજ ઉત્તમ પીળા

રંગનાં વસ્ત્ર પહેરાવ્યાં. જરીવાળું કિંમતી પીતાંબર ઓઢવાથી રાજપુત્રની શોભા ઘણી અપૂર્વજ બની ગઇ. રાયે રાજપુત્રના લાંબાલાંબા કાળા કાળા વાળોને પોતાને હાથે વ્યવસ્થિત કરીને તેના ઉપર એક નાનકડો ફેંટો બાંધી દીધો. આ પ્રકારે તેમને બહુ શણગારીને તેઓ પોતાની સાથે પ્રભુનાં દર્શન માટે લઇ ગયા.

મહાપ્રભુ રાજપુત્રને જોતાંજ અધીર થઇ ગયા. તેમને જણાવા લાગ્યું કે, જાણે સાક્ષાત્ શ્રીકૃષ્ણુજ તેમની પાસે આવી પહોંચ્યા છે. પ્રભુ રાજપુત્રને જોતાંજ જલદી ઉઠ્યા અને શ્રીકૃષ્ણુના સખા—મિત્રના ભાવાવેશમાં આવી જઈ રાજપુત્રને ભાર દઇને ભેટ્યા. મહાપ્રભુનું એ પ્રેમાલિંગન પામતાંજ, રાજપુત્ર આનંદમાં લવલીન થઇને 'શ્રીકૃષ્ણુ, શ્રીકૃષ્ણુ' કહીને જોરથી નૃત્ય કરવા લાગ્યા. તેમના સમસ્ત શરીરમાં પ્રેમના બધા સાત્વિક ભાવો એકસાથેજ સ્ફૂરી આવ્યા. રામાનંદજીએ તેમને સંભાળી લીધા. મહાપ્રભુ તેમની સાથે ઘણી વાર સુધી બાળકની પેઠે વાતો કરતા રહ્યા. અંતે ફરીથી આવવા માટે વારંવાર કહીને પ્રભુએ તેમને વિદાય કર્યા. મહારાજ તથા મહારાણીએ પુત્રને ખોળામાં બેસાડીને સ્વયં મહાપ્રભુના સ્નેહનો અનુભવ કર્યો. તે દિવસથી રાજપુત્ર ઘણેભાગે પ્રભુનાં દર્શન માટે દરરોજ જતા હતા અને તેમની ગણત્રા પ્રભુના અંતરંગ ભક્તોમાં થતી હતી.





# ઉદ્યાનમંદિરની સફાઈ

श्रीगुण्टिचामन्दिरमात्मवृन्दैः सम्मार्जयन् क्षालनतः स गौरः ।
स्वचित्तवच्छीतलमुज्वलञ्च कृष्णोपवेशोपयिकं चकार ॥

( ચૈત. ચરિ. મ. લી. ૧૨–૧ )

અર્થાત્ 'શ્રી ગૌરાંગ મહાપ્રભુએ પોતાના આત્મીય ભક્તો સાથે શ્રી ગુણ્ડિચા ભવનની સફાઈ તથા શુદ્ધિ કરીને તેને પોતાના શીતળ અને નિર્મળ ચિત્તની પેઠે ખૂબ સ્વચ્છ અને પવિત્ર બનાવીને શ્રીકૃષ્ણને બેસવા યોગ્ય બનાવી દીધું. કામ–ક્રોધાદિથી મલિન થયેલા મનમાં શ્રીકૃષ્ણ બેસીજ શી રીતે શકે ? ચૈતન્યનીજ કૃપા થાય તો આ વાડી સાફ થઈ શકે છે.

સંસારમાં અસંખ્ય બનાવો રોજ બને છે. માતાથી સંતાઈને લગભગ બધાં બાળકો માટી ખાય છે. બધા ગોવાળોના બાળકો ગાયો ચરાવવા જાય છે અને પોતાના હાથમાં દહીં, ભાત અને કેરાંનું અથાણું રાખીને ત્યાંજ ખાય છે. ગોપીઓની પેઠે કોણ જાણે કેટલીયે પ્રેમિકાઓ પોતાના પ્રિયતમોને માટે રડતી રહેતી હશે ! સુદામાના જેવા ઘણાયે ધનહીન મિત્રો પોતાના ધનિક મિત્રો તરફથી માન–સન્માન તથા ધન પામતા હશે; પરંતુ તેમનું નામ કોઈ પણ જાણતું નથી. કારણ કે તેમનામાં પ્રેમની એ પરાકાષ્ઠા નથી. ભગવાન તો પ્રેમની જીવંત મૂર્તિ હતા. પ્રેમના સંસર્ગથી આ બધી ઘટનાઓ અમર થઇ ગઇ અને પ્રેમી ભક્તોને પ્રેમ વધારવાની સર્વોત્તમ સામગ્રી બની ગઇ. મૂળે તો પ્રેમજ સત્ય છે, પ્રેમપૂર્વક કરવામાં

આવતાં બધાં કાર્યો પ્રેમનીજ પેઠે અજર-અમર અને સ્થાયી હોય છે. પ્રેમની સાથે પ્રાણોનો પણ પરિત્યાગ કરવો પડે તો તે પણ સુખકર જણાય છે. પોતાના પ્રેમીની સાથે મરવામાં પણ મીઠી મીઠી મઝા આવે છે. પ્રેમની આગળ દુઃખ કેવું ? સંતાપનું ત્યાં નામ નથી; થાક, આળસ યા ખેદનો તદ્દન અભાવ હોય છે. જો એકજ ઉદ્દેશના એક જેવાજ મનવાળા દશ-વીસ-પચાસ પ્રેમી બંધુઓ હોય તો પછી વૈકુંઠના સુખનો અનુભવ કરવા માટે બીજે જવાની આવશ્યકતા નથી હોતી. વૈકુંઠનું સુખ તેમની સોબતમાંજ મળી જાય છે. તેમની સાથે પ્રેમપૂર્વક મળીને જે પણ કાર્ય કરવામાં આવે છે, તે પ્રેમમય હોવાને લીધે આનંદમય અને હર્ષમયજ હોય છે.

મહાપ્રભુ ગૌડીય ભક્તોની સાથે નિત્ય નવી નવી ગમ્મતો કરતા હતા; તેમનું ભોજન, ભજન, સ્નાન-સંકીર્તન તથા હાસ્ય-વિનોદ બધું પ્રેમમયજ થતું હતું. બધા ભક્તો ક્રમે ક્રમે રોજ રોજ મહાપ્રભુને પોતપોતાને ત્યાં ભિક્ષા કરાવતા. મહાપ્રભુ પણ એક એક દિવસમાં ભકતોની પ્રસન્નતાને માટે ત્રણ ત્રણ ચાર ચાર જગાએ થોડું થોડું ભોજન કરી લેતા. તેઓ ભકતોને સાથે લઈનેજ મંદિરમાં જતા, તેમની સાથેજ સ્નાન કરતા અને બધાને પાસે બેસાડીનેજ પ્રસાદ જમતા.

આ પ્રકારે ધીરે ધીરે રથયાત્રાનો સમય પાસે આવવા લાગ્યો. પંદર દિવસો સુધી એકાંતમાં મહાલક્ષ્મી સાથે એકાંતવાસ કર્યા પછી જગન્નાથજીનો પડદો ખુલવાનો સમય પણ પાસેજ આવી પહોંચ્યો. નેત્રોત્સવથી એક દિવસ પહેલાં મહાપ્રભુએ એક પ્રેમકુતૂહલ કરવાનો નિશ્ચય કર્યો.

શ્રી જગન્નાથજીના મંદિરથી એક કોસ (બે માઈલ) દૂર ગુણ્ડિચા નામનું એક ઉદ્યાનમંદિર છે. રથયાત્રા વખતે ભગવાનની સ્વારી અહીં આવીને અટકે છે અને

લગભગ એક અઠવાડિયા સુધી ભગવાન ત્યાંજ નિવાસ કરે છે; પછી પાછા ફરીને મંદિરમાં આવી જાય છે અને એનુંજ નામ રથયાત્રા છે. રથયાત્રા પહેલાં નેત્રોત્સવ થાય છે. તે દિવસે પંદર દિવસો પછી કમલનયન ભગવાનનાં લોકોને દર્શન થાય છે. નેત્રોત્સવથી એક દિવસ પહેલાંજ પ્રભુએ ગુણ્ડિચા ભવનને સ્વચ્છ કરવાનો વિચાર કર્યો. ગુણ્ડિચા–ઉદ્યાનમંદિરનું આંગણું લગભગ દોઢસો ગજ લાંબુ છે. તેમાં મૂળ મંદિર સિવાય એક બીજું નૃસિંહ ભગવાનનું મંદિર પણ છે. બન્ને લગભગ પંદર પંદર સોળ સોળ ગજ લાંબાં પહોળાં હશે. મહાપ્રભુએ કાશીનાથ મિશ્ર તથા સાર્વભૌમ ભટ્ટાચાર્યને બોલાવીને તેમની આગળ પોતાનો મનોગત ભાવ પ્રદર્શિત કર્યો. બધાને એ સાંભળીને ઘણુંજ આશ્ચર્ય થયું. કાશી મિશ્રે કહ્યું: "પ્રભો! ગુણ્ડિચા ભવન તો સાફ થયાજ કરે છે; એ કામ કરીને આપ શું કરશો? આપ તો સંકીર્તનજ કરો."

પ્રભુએ કહ્યું: "મિશ્રજી! આપ વિદ્વાન હોવા ઉપરાંત જગન્નાથજીના ભક્ત થઇને આવી વાત કહો છો? ભગવાનની સેવામાં કોઇ પણ કામ હલકું નથી. આ હાથો વડે ભગવાનની તુચ્છમાં તુચ્છ સેવાનુંયે સદ્ભાગ્ય પ્રાપ્ત થઇ શકે તો મારા જીવનને હું ધન્ય સમજીશ. ભગવાનની સેવામાં નાના–મોટાનો ખ્યાલજ નહિ આવવો જોઇએ. જે પણ કામ મળી જાય તેનેજ શ્રદ્ધાભક્તિપૂર્વક કરવું જોઇએ."

મહાપ્રભુની આજ્ઞા શિરોધાર્ય કરીને કાશી મિશ્રે ઉદ્યાનની સફાઇને માટે ઝાડુ, ટોપલી તથા બીજી કેટલીક જરૂરી વસ્તુઓનો પ્રબંધ કરી દીધો. હવે મહાપ્રભુ પોતાના બધા ભક્તો સાથે ગુણ્ડિચાની સફાઇ કરવા માટે ચાલ્યા. સાર્વભૌમ ભટ્ટાચાર્ય, રાય રામાનંદ તથા વાણીનાથ જેવા મુખ્ય મુખ્ય આબરૂદાર સજ્જનો પણ પ્રભુની સાથે હાથમાં ઝાડૂ–સાવરણો તથા ખરપડીઓ લઇને ચાલ્યા. સૌથી પહેલાં તો મહાપ્રભુએ ત્યાં અહીં તહીં

જામી ગયેલા ઘાસને ખોદાવી નાખ્યું. પછી તેમણે બધા ભક્તોને કહ્યું: "બધા એક એક ઝાડૂ લઇ લ્યો અને ઝાડી ઝપટીને પોતપોતાનો કચરો જુદો એકઠો કરતા જાઓ. કચરો જોઇનેજ બધાને પુરસ્કાર અથવા તિરસ્કાર મળશે." બસ, આટલું સાંભળતાંજ બધા ભક્તો ઉદ્યાન સાફ કરવા મંડી પડયા. બધા એકબીજાની સાથે સ્પર્ધા કરતા હતા, બધા ઈચ્છતા હતા કે, મારોજ નંબર પહેલો આવે. બધા ભક્તોનાં શરીરોમાંથી પરસેવો વહેતો હતો. મહાપ્રભુ તો યંત્રની પેઠે કામમાં યોજાયલા હતા. તેમના ગૌર વર્ણના લાલાશવાળા ગાલ ગરમી અને મહેનતને લીધે વળી વિશેષ લાલ થઈ ગયા હતા. તેમાંથી પરસેવાનાં બિંદુઓ નીકળી નીકળીને તેમના સમસ્ત શરીરને ભીંજવતાં હતાં. મહાપ્રભુ હાથમાં ઝાડૂ લઇને કચરો એકઠો કરવાના કામમાં લાગ્યા હતા. કોઈ ભક્ત સફાઇ કરવામાં આળસ યા બેદરકારી બતાવતો તો પ્રભુ તેને મીઠો મીઠો ઠપકો આપતા. એક પાન પણ પડી રહેલું તેઓ જોઇ શકતા નહિ. વચમાં વચમાં તેઓ ભક્તોને પ્રોત્સાહિત પણ કરતા જતા હતા. મહાપ્રભુનું પ્રોત્સાહન મેળવીને બધા ભક્તો બમણા ઉત્સાહથી કામ કરવા લાગતા. આ પ્રકારે વાતની વાતમાં ઉદ્યાન તથા મંદિરનો બધો કચરો સાફ થઇ ગયો. બધાના કચરાનું પ્રભુએ ભક્તો સાથે નિરીક્ષણ કર્યું. ગણત્રી કરતાં મહાપ્રભુનોજ કચરો સૌથી વધારે નીકળ્યો અને સૌથી ઓછો અદ્વૈતાચાર્યનો. આથી ભારે ગમ્મત થવા લાગી. મહાપ્રભુ કહેવા લાગ્યા કે "એ તો ભોળા બાપા છે, તેમને ભેગું કરવાનું કામજ શું ? એ તો સંહારકારી છે." આથી ખૂબ ગમ્મત થઇ. બીજા પણ જાતજાતના વિનોદ થતા રહ્યા.

ઉદ્યાન તથા મંદિરોની સફાઇ થયા પછી ધોવાની વારી આવી. કેટલાક નવા ઘડા મંદિરને ધોવા વાસ્તે મંગાવવામાં આવ્યા. તે સમયનું દૃશ્ય ઘણુંજ ચિત્તાકર્ષક અને મનોહર હતું. બંગાળી ભક્તો સ્વાભાવિક રીતે-

જ શરીરે દુબળા પાતળા હતા. વળી ઝાડુ દેતાં દેતાં થાકી ગયા હતા. તેઓ પોતાનાં ઢીલાં ઢીલાં ધોતિયાં સંભાળતા એક હાથે ઘડો લઈને જતા હતા. કોઈના હાથમાંથી ઘડો પડી જતો તો ફૂટી જતો અને પાણી ફેલાઈ જતું. તે સમયે બીજો ભક્ત તેને તરતજ નવો ઘડો આપી દેતો. કોઇ કોઇ પાણી લાવતાં લાવતાં ઢળી ગયેલા પાણીમાં લપસી જઇને ધબ દઇને પડી જતા. બધા ભકતો તેને જોઇને તાળીઓ પાડી પાડીને હસતા હતા. ઘણા તો માત્ર તળાવમાંથી પાણીજ ભરી લાવતા હતા. કેટલાક ખાલી ઘડા આપવાના કામમાં રોકાયેલા હતા. ઘણા મહાપ્રભુની સાથે ઉપરનીચે તથા પાકી દિવાલોને કપડાં વડે ધોતા હતા. બધા ભકતો હોકારો દેતા દેતા હરિ-હરિ બોલતા પાણી ભરી લાવતા અને જલદીથી નીચે ઢાલવતા હતા. ઘણા જાણી જોઇને પ્રભુનાં ચરણોમાંજ પાણી નાખતા હતા અને તેનું પાન કરતા. મહાપ્રભુનું એ તરફ કંઇ ધ્યાનજ નહોતું. તેઓ પોતાના ઓઢવાના વસ્ત્ર વડે ભગવાનના સિંહાસનને સાફ કરતા હતા. તે સમયે એક સરળ ભકતે એક ઘડો પાણી લાવીને પ્રભુનાં ચરણોમાં નાખ્યું અને બધાના દેખતાંજ તે પાદોદકનું પાન કરવા લાગ્યો. મહાપ્રભુની પણ નજર પડી. તેમણે તેના ઉપર ક્રોધ દર્શાવીને કહ્યું: "આ મને કેવો અન્યાય કરે છે! મને પતિત કરવા ઈચ્છે છે?" આટલું કહીને તેમણે ઘણાજ દુઃખી થઇને સ્વરૂપ દામોદરને બોલાવ્યા અને તેમને કહેવા લાગ્યા-"જુઓ, તમારા ભકતે મારી સાથે કેવો ઘોર અન્યાય કર્યો છે! મારા ઉપર ભગવદ્-અપરાધ ચઢાવી દીધો છે. ભગવાનના મંદિરમાં મારૂં પાદોદક પીધું છે." સ્વરૂપ દામોદર આને અપરાધજ માનતા નહોતા. તેમની દષ્ટિમાં જગન્નાથજીમાં અને મહાપ્રભુમાં કોઇ પ્રકારનું અંતરજ નહોતું, તેમ છતાંયે પ્રભુને શાંત કરવા માટે તેમણે તે ભક્ત ઉપર બનાવટી ક્રોધ દર્શાવીને તેને દબડાવ્યો અને તેનું ગળું પકડીને તેને બહાર કાઢી

મૂકયો. આથી તે ભક્તને ઘણો આનંદ થયો.

પાછળથી ભકતોના કહેવાથી તેણે પ્રભુનાં ચરણોમાં પડીને ક્ષમા-યાચના કરી હતી. મહાપ્રભુએ હસીને તેના ગાલ ઉપર ધીરેથી એક લપડાક લગાવી દીધી. પ્રેમની એ લપડાક પામીને તે પોતાના ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યો. આ પ્રકારે બન્ને મંદિરો તથા મંદિરનાં આંગણાં સારી રીતે સાફ કર્યાં. જ્યારે સફાઈ થઇ ગઈ, ત્યારે પ્રભુએ સંકીર્તન કરવાની આજ્ઞા આપી. બધા ભકતો પોત-પોતાનાં ખોલ-કરતાલ લઇને સંકીર્તન કરવા લાગ્યા. સઘળા જણ કીર્તનનાં વાદ્યો સાથે ઉન્મત્ત થઇને નૃત્ય કરવા લાગ્યા. ભકતો પોતાની જાતનું ભાન ભૂલીને સંકીર્તન સાથે નૃત્ય કરતા હતા. નૃત્ય કરતાં કરતાં અદ્વૈતાચાર્યના પુત્ર ગોવિંદ મૂર્ચ્છિત થઇને પડી ગયા. તેમને મૂર્ચ્છિત જોઇને મહાપ્રભુએ સંકીર્તન બંધ કરી દેવાની આજ્ઞા આપી. બધા ભકતો ગોવિંદને સાવધાન કરવા જાત જાતના ઉપચારો કરવા લાગ્યા. પરંતુ ગોવિંદની મૂર્છા વળતીજ નહોતી. બધાએ માન્યું કે, ગોવિંદનું શરીર હવે નહિ રહી શકે. અદ્વૈતાચાર્ય પણ પુત્રને મૂર્ચ્છિત જોઇને ઘણાજ દુઃખી થયા. ત્યારે મહાપ્રભુએ તેની છાતી ઉપર હાથ મૂકીને કહ્યું: "ગોવિંદ ! ઉઠતો કેમ નથી ? ઘણી વાર થઇ ગઇ, ચાલ, સ્નાન કરવા જઇએ."

બસ, મહાપ્રભુએ આટલું કહેતાંજ ગોવિંદ હરિ-હરિ કરતો ઉઠયો અને પછી બધા ભક્તોને સાથે લઇને પ્રભુ સ્નાન કરવા ગયા. કલાકો સુધી સરોવરમાં બધા ભકતો જળક્રીડા કરતા રહ્યા. મહાપ્રભુ ભકતો ઉપર પાણી ફેંકતા હતા અને બધા ભકતો એકઠા થઇને પ્રભુના ઉપર જળનો વરસાદ વરસાવતા હતા. આ પ્રકારે સ્નાન કરી લીધા પછી બધાએ આવીને નૃસિંહ ભગવાનને પ્રણામ કર્યાં, અને તેઓ મંદિરના જગમોહનમાં બેસી ગયા.

તે સમયે મહારાજે ચારસો-પાંચસો માણસોને

માટે જગન્નાથજીનો મહાપ્રસાદ મોકલાવ્યો. મહાપ્રભુ બધા ભક્તો સાથે પ્રસાદ જમવા લાગ્યા. મહાપ્રસાદમાં સ્પર્શાસ્પર્શનો તો વિચારજ નહોતો. બધા એક પંક્તિમાં બેસીને સાથેજ પ્રસાદ જમવા લાગ્યા. સાર્વભૌમ ભટ્ટાચાર્ય પણ પોતાના આચાર-વિચાર અને પંડિતપણાના અભિમાનને ભૂલીને ભક્તો સાથે બેસીને પ્રસાદ જમતા હતા. તેથી તેમના બનેવી ગોપીનાથ આચાર્યે કહ્યું: "કહો, ભટ્ટાચાર્ય મહાશય! આપના આચાર-વિચાર અને ચોકો-ચૂલો ક્યાં ગયાં?"

ભટ્ટાચાર્યે પ્રસન્નતાના સ્વરે કહ્યું: "આચાર્ય મહાશય! આપની કૃપાથી મારા ચોકા-ચૂલા ઉપર પાણી ફરી ગયું. આપે મારાં બધાં પાપો ધોઇ નંખાવ્યાં છે."

એટલામાંજ મહાપ્રભુ કહેવા લાગ્યા:-"ભટ્ટાચાર્યના ઉપર હવે ભગવાનની અનહદ કૃપા થઇ છે અને તેમના સમાગમથી આપણાં હૃદયોમાં પણ કંઇક કંઇક ભક્તિનો સંચાર થવા લાગ્યો છે."

આટલું સાંભળતાંજ ભટ્ટાચાર્ય જલદીથી કહેવા લાગ્યા:-"ભગવત્કૃપા ન હોત તો, ભગવાન આ અભિમાનીને આપની ચરણસેવાનું સદ્ભાગ્યજ કેમ આપત? ભગવત્ કૃપાનું આ પ્રત્યક્ષ પ્રમાણ છે કે, સાક્ષાત્ ભગવાન પોતાની પાસે બેસાડીને ભોજન કરાવી રહ્યા છે." આ રીતે પરસ્પર એકબીજાની ગુપ્ત પ્રશંસા કરવા લાગ્યા. ભોજન પછી બધા હરિધ્વનિ કરતા ઉઠ્યા. મહાપ્રભુનો ઉચ્છિષ્ઠ પ્રસાદ ગોવિંદે હરિદાસજીને આપ્યો અને ભક્તોએ પણ થોડો થોડો વહેચી લીધો. ત્યાર પછી મહાપ્રભુએ પોતે પોતાના હાથે બધા ભક્તોને માળાઓ આપી અને તેમનાં મસ્તકે ચંદન લગાવ્યું. આ પ્રકારે તે દિવસે આ અદ્ભુત લીલા કરીને ભક્તો સાથે પ્રભુ પોતાને સ્થાને આવી પહોંચ્યા.





# શ્રીજગન્નાથજીની રથયાત્રા

स जीयात् कृष्णचैतन्यः श्रीरथाग्रे ननर्त यः ।
येनासीज्जगतां चित्रं जगन्नाथोऽपि विस्मितः ॥
(ચૈત. ચરિ. મ. લી. ૧૩-૧)

અર્થાત્ જેમણે રથની આગળ એવું નૃત્ય કર્યું કે જેથી સમસ્ત જગત તથા સાક્ષાત્ જગન્નાથજી પણ વિસ્મિત થઇ ગયા, તે શ્રીકૃષ્ણ ચૈતન્ય ભગવાનનો જય થાઓ.

ગુણ્ડિચા (ઉદ્યાન-મંદિર) ની સફાઈને બીજે દિવસે નેત્રોત્સવ હતો. મહાપ્રભુ પોતાના બધા ભક્તોને સાથે લઈને જગન્નાથજીનાં દર્શને ગયા. પંદર દિવસની બંધી પછી આજે ભગવાનનાં દર્શન થયાં છે, તેથી મહાપ્રભુને ઘણોજ હર્ષ થયો. તેઓ એકીટસે શ્રીજગન્નાથજીના મુખારવિંદ તરફ જોતા હતા. તેમની બન્ને આંખોમાંથી આંસુઓની બે ધારાઓ વહેતી હતી. તેમના બન્ને લાલ હોઠ નવપલ્લવોની માફક હાલતા હતા અને તેઓ ધીરે ધીરે જગન્નાથજીને કંઇક કહેતા હતા; જાણે આટલા દિવસના વિયોગને માટે પ્રેમપૂર્વક ઠપકો આપતા ન હોય! બપોર સુધી મહાપ્રભુ અનિમેષ નેત્રે ભગવાનનાં દર્શન કરતા રહ્યા. પછી ભકતો સાથે તેઓ પોતાના સ્થાને આવ્યા અને મહાપ્રસાદ જમીને પાછા કથા-કીર્તનમાં યોજાઈ ગયા.

બીજે દિવસે જગન્નાથજીની રથયાત્રાનો દિવસ હતો. પ્રભુના આનંદની સીમા નહોતી. તેઓ પ્રાતઃકાળ થવાની રાહ જોતા જોતા ઘણાજ આકુળવ્યાકુળ થઈ રહ્યા હતા. ઉમંગને લીધે તેમને આખી રાત નિદ્રાજ આવી નહોતી.

આખી રાત તેઓ પ્રેમમાં બેભાન થઇને જાગરણજ કરતા હતા. બે ઘડી રાત રહેતાંજ તેઓ ઉઠીને બેઠા થઈ ગયા અને બધા ભકતોને પણ જગાડયા. શૌચ–સ્નાનાદિથી નિવૃત્ત થઇને સઘળાની સાથે મહાપ્રભુ 'પાંડુવિજય'નાં દર્શન કરવા ચાલ્યા.

જ્યેષ્ઠની પૂર્ણિમાથી અષાઢની અમાસ× સુધી ભગવાન મહાલક્ષ્મીની સાથે એકાંતમાં વાસ કરે છે. પડવાને દિવસે નેત્રોત્સવ થાય છે ત્યારે જગન્નાથજીનાં દર્શન થાય છે. બીજ અથવા ત્રીજે રથપર બિરાજમાન થઇને ભગવાન શ્રીરાધિકાજીની સાથે એક અઠવાડિયાથી વધારે રહેવામાટે સુંદરાચલ જાય છે અને તેજ રથયાત્રા કહેવાય છે. જે સમયે રથ જાય છે, તેને 'રથયાત્રા' કહે છે, અને વિશ્રામ પછી જ્યારે રથ પાછો ફરીને મંદિર તરફ આવે છે તેને 'ઉલટી રથયાત્રા' કહે છે.

રથયાત્રાના ત્રણ રથ હોય છે. સૌથી આગળ જગન્નાથજીનો રથ હોય છે, તેમની પાછળ બળરામજી તથા સુભદ્રાજીનો રથ હોય છે. ભગવાનનો રથ ઘણોજ વિશાળ હોય છે. જાણે નાના મોટા પર્વતજ ન હોય! આખોયે રથ સોનાથી મઢેલો હોય છે. તેમાં હજારો ઘંટ, ઝાલર, ઘડિયાળ, ઘૂઘરા તથા ઝાંઝર બાંધેલાં હોય છે. તેની છત્રી ઘણી ઉંચી અને વિશાળ હોય છે, તેમાં જાત જાતની ધ્વજા–પતાકાઓ ઉડતી રહે છે. તે એક નાનકડા નગર જેવોજ હોય છે. સેંકડો માણસો તેમાં ઉભા રહી શકે છે. ચારે બાજુ મોટા મોટા અરીસા લટકતા હોય છે. સેંકડો મનુષ્યો સ્વચ્છ સફેદ ચામરો ઢાળે છે. તેના ચંદરવા કિંમતી રેશમી વસ્ત્રોના હોય છે તથા આખોયે રથ વિવિધ

---

× ગુજરાતની ગણત્રીએ જ્યેષ્ઠની અમાસ. હિન્દીમા કૃષ્ણપક્ષથી નવો માસ ગણાય છે. એટલે ઉત્તરહિંદના લોકો નવો મહિનો પંદર દિવસ વહેલો ગણે છે. શુદની ગણત્રી બરાબર રહે છે; પણ વદ આગલા માસની ગણાય છે. અનુવાદક

પ્રકારનાં ચિત્રપટોથી ઘણીજ સારી રીતે સજાવવામાં આવે છે. તેમાં આગળ ઘણાંજ લાંબાં અને મજબૂત દોરડાં બાંધેલાં હોય છે, તેમને માણસોજ ખેંચે છે. ભગવાનના રથને ગુણ્ડિચા ભવન સુધી મનુષ્યોજ ખેંચીને લઇ જાય છે. તે સમયનું દૃશ્ય ઘણુંજ અપૂર્વ હોય છે.

પ્રાતઃકાળે રથ સિંહદ્વાર આગળ ઉભો રહે છે. તેમાં 'દયિતાગણ' ભગવાનને લાવીને પધરાવે છે. જે સમયે સિંહાસનેથી ઉઠાવીને ભગવાનને રથમાં પધરાવવામાં આવે છે, તેનેજ 'પાંડુ–વિજય' કહે છે. 'દયિતા' જગન્નાથજીના સેવક હોય છે. 'દયિતા' આમ તો એક હલકા દરજ્જાની જાતિ છે, પરંતુ ભગવાનની સેવાના અધિકારી હોવાથી બધા લોકો તેમને વિશેષ માન આપે છે. તેમનામાં બે વર્ગ છેઃ–સામાન્ય દયિતા તો શૂદ્ર તુલ્યજ હોય છે, પરંતુ તેમનામાં જે બ્રાહ્મણ હોય છે, તેઓ 'દયિતાપતિ' કહેવાય છે. અનવસરના દિવસોમાં (એકાંતવાસના દિવસોમાં) તેઓજ ભગવાનના બાલભોગમાં મિષ્ટાન્ન અર્પણ કરે છે અને ભગવાનની તબિયત ખરાબ બતાવીને ઔષધ પણ અર્પણ કરે છે. સ્નાનના દિવસથી માંડીને તે રથ પાછો ફરવાના દિવસ સુધી શ્રી જગન્નાથજીની સેવામાં તેમનો ખાસ અધિકાર હોય છે. તેઓજ કોઈ પ્રકારે દોરડાંઓ વડે ભગવાનને સિંહાસન ઉપરથી રથ ઉપર પધરાવે છે. તે સમયે કટકના મહારાજા ત્યાં જાતે હાજર રહે છે.

મહાપ્રભુ પોતાના ભક્તો સહિત 'પાંડુ–વિજય'નાં દર્શન માટે ગયા. મહારાજે પ્રભુનાં દર્શનની સુંદર વ્યવસ્થા કરી દીધી હતી, તેથી પ્રભુએ સારી રીતે ભગવાનનાં સંતોષ થતાંસુધી દર્શન કર્યાં. દર્શન પછી હવે રથ ચાલવાની તૈયારી થઈ. ભારતવર્ષના ભિન્ન ભિન્ન પ્રાંતોનાં લાખો નરનારીઓ રથયાત્રા જોવા માટે હાજર હતાં. ચારે તરફ ગગનભેદી જયધ્વનિજ સંભળાતા હતા.

ભગવાનના રથ ઉપર બિરાજમાન થયા પછી મહા-

રાજ પ્રતાપરુદ્રજીએ સોનાના સાવરણા વડે રસ્તો સાફ કર્યો અને પોતાના હાથ વડે ચંદનમિશ્રિત જળ છાંટયું. અસંખ્ય ઇંદ્ર, મનુ, પ્રજાપતિ તથા બ્રહ્મા જેમની સેવામાં સદા હાજર રહે છે, તેમની નીચી ગણાતી સેવા કરીને મહારાજ પોતાના યશ અને પ્રતાપને વધારે તો તેમાં આશ્ચર્યની વાત શી છે ? તેમની આગળ રાજા-મહારાજાઓની તો વાતજ શી છે ? બ્રહ્માજી પણ એક સામાન્ય જીવ છે. માન-આબરૂ સાથે તેમની સેવા કોઇ કરીજ કેમ શકે ? કેમકે સમસ્ત સંસારની બધી પ્રતિષ્ઠા તેમના આગળ હલકામાં હલકી છે. માન, પ્રતિષ્ઠા, કીર્તિ અને યશના તો તેઓજ ઉદ્ભવ-સ્થાન છે. પછી ઐશ્વર્યથી, પદાર્થોથી તથા અન્ય પ્રકારની વસ્તુઓ વડે કોઇ તેમની પૂજા કરીજ કેમ શકે ? તેઓ તો કેવળ ભાવના ભૂખ્યા છે.

મહારાજે પૂજા-અર્ચા તથા રસ્તો સાફ કરી લીધા પછી ગૌડ દેશના ભકતોએ તથા ભારતવર્ષના ભિન્ન ભિન્ન પ્રાંતોમાંથી આવેલાં નરનારીઓએ ભગવાનના રથનું દોરડું પકડયું. બધાએ મળીને જોરથી 'શ્રી જગન્નાથજીની જય' બોલાવી. જય-ઘોષ સાથેજ અસંખ્ય ઘંટ-ઘૂઘરીઓ તથા ઝાંઝરીઆંને એક સાથેજ બજાવતો અને ઘર ઘર અવાજ કરતો ભગવાનનો રથ ચાલ્યો. તેમની પાછળ બળભદ્રજી તથા સુભદ્રાજીના પણ રથ ચાલ્યા. ચારે બાજુ જયઘોષ થતો હતો. સમસ્ત માર્ગ સુંદર રેતીવાળો બનેલો હતો. રાજમાર્ગની બન્ને બાજુમાં નાળિયેરનાં સુંદર સુંદર વૃક્ષો ઘણાંજ સુંદર લાગતાં હતાં. સુંદરાચળ જતાં ભગવાનના રથની છટા તે સમયે અપૂર્વજ હતી. રથ કોઈ વાર તો જોરથી ચાલતો હતો, કોઈ વાર ધીરે ધીરે ચાલતો હતો, કોઇ વાર તદ્દન થંભી જતો હતો અને લાખ પ્રયત્ન કરવા છતાં પણ પાછો આગળ ચાલતો નહિ. ભલા, જેના ઉદરમાં કરોડ, બે કરોડ નહિ પણ અસંખ્ય બ્રહ્માંડ ભર્યાં હોય, તેને આ કીટ-પતંગના જેટલું બળ ધરાવનારા પુરુષો, ખેંચીજ શું શકે ? ભગવાન પોતે ઇચ્છામય છે, જ્યારે

તેમની મોજ થાય છે ત્યારે ચાલે છે, નહિ તો જ્યાંના ત્યાંજ ઉભા રહે છે. લોકો ગમે તેટલું જોર કરે તોપણુ રથ આગળ ચાલતોજ નથી, ત્યારે ઉડિયા ભકતો ભગવાનને લાખ્ખો ગાળો દે છે. ખબર નથી કે, ગાળો દેવાથી ભગવાન શા માટે પ્રસન્ન થઇ જાય છે? પછી ગાળો સાંભળતાંજ રથ ચાલવા લાગે છે.

મહાપ્રભુ રથની આગળ આગળ નૃત્ય કરતા ચાલતા હતા. રથ ચાલતા પહેલાં તેમણે પોતાના હાથો વડે બધા ભક્તોને માળાઓ પહેરાવી અને તેમના મસ્તકે ચંદન લગાવ્યું. આ પછી પ્રભુએ સંકીર્તન મંડળીઓને સાત ભાગોમાં વહેંચી દીધી.

પહેલી મંડળીના મુખ્ય ગાયક મહાપ્રભુના બીજા સ્વરૂપ સ્વનામધન્ય શ્રી સ્વરૂપ દામોદરજી હતા, તેમના દામોદર (બીજા), નારાયણ, ગોવિંદ દત્ત, રાઘવ પંડિત અને ગોવિંદાનંદ-એ પાંચ સહાયક મહાપ્રભુએ બનાવ્યા. તે મંડળીના મુખ્ય નૃત્ય કરનાર મહામહિમાવાન શ્રીઅદ્વૈતાચાર્ય હતા. વૃદ્ધ હોવા છતાંએ સંકીર્તનના નૃત્યમાં તેઓ સારા સારા યુવક ભકતોથી ઘણાજ આગળ વધી જતા હતા. તેમનું નૃત્ય ઘણુંજ મધુર થતું અને તેઓ પોતાના સફેદ વાળોને હલાવતા મંડળીની આગળઆગળ શ્રી શંકરજી જેવું તાંડવ નૃત્ય કરતા જતા હતા.

બીજી મંડળીના મુખ્ય ગાયક શ્રીવાસ પંડિત હતા. તેમનું શરીર સ્થૂળ-જાડું હતું, ચહેરામાંથી રૂઆબ નીતરતો હતો અને વાણીમાં ગંભીરતા તથા રસપૂર્ણતા હતી. તેઓ હાથમાં મંજીરા લઇને સિંહની પેઠે ઉભા હતા. મહાપ્રભુએ તેમના ગંગાદાસ, હરિદાસ (બીજા) શ્રીમાન્ પંડિત શુભાનંદ અને શ્રીરામ પંડિત-એ પાંચ મદદનીશ બનાવ્યા. તે મંડળીના મુખ્ય નૃત્ય કરનાર શ્રીપાદ નિત્યાનંદજી હતા. અવધૂત નિત્યાનંદજી પોતાના લાંબા એકવડા શરીરથી નૃત્ય કરતા કરતા ઘણાજ સુંદર લાગતા હતા.

કાષાય વસ્ત્રને ઉપર લઇ લઇને તેઓ મધુર નૃત્ય કરતા હતા.

ત્રીજી મંડળીના મુખ્ય ગાયક ગંધર્વાવતાર શ્રી મુકુંદ દત્ત પંડિત હતા. તેમના સહાયક વાસુદેવ, ગોપીનાથ, મુરારી ગુપ્ત, શ્રીકાન્ત અને વલ્લભ સેન હતા. આ મંડળીમાં મહામહિમ મહાત્મા હરિદાસજી મુખ્ય નૃત્ય કરનાર હતા. તેઓ પોતાની નાનકડી દાઢી હલાવતા હલાવતા કૂદી કૂદીને મનોહર નૃત્ય કરતા હતા. તેમનું ગોળ ગોળ સ્થૂળ શરીર નૃત્યમાં દડાની પેઠે ઉછળતું હતું. તેઓ મસ્તક હલાવી હલાવીને 'હરિ હરિ' કહેતા જતા હતા.

ચોથી મંડળીના મુખ્ય ગાયક શ્રી ગોવિંદ ઘોષ હતા. હરિદાસ, વિષ્ણુદાસ, રાઘવ, માધવ અને વાસુદેવ તેમના સહાયક હતા. આ મંડળીને નૃત્યથી આકર્ષક બનાવનાર શ્રી વક્રેશ્વર પંડિત હતા. તેમનું નૃત્ય તો અપૂર્વજ થતું હતું. તેઓ નૃત્ય કરતાં કરતાં જમીન ઉપર લોટ-પોટ થઇ જતા હતા. આ પ્રકારે ચાર મંડળીઓનું તો મહાપ્રભુએ તે સમયથી સંગઠન કર્યું. ત્રણ મંડળીઓ પહેલેથીજ બની હતી. એક તો કુલીનગ્રામની મંડળી હતી, જેના મુખ્ય ગાયક રામાનંદજી હતા અને તેઓ સત્યરાજજીની સાથે નૃત્ય પણ કરતા હતા. તેમના સહાયક કુલીનગ્રામવાસી સઘળા ભક્તો હતા. બીજી શાંતિપુરની એક મંડળી હતી, જેના મુખી શ્રી અદ્વૈતાચાર્યજીના સ્વનામધન્ય પુત્ર શ્રી અચ્યુતાનંદજી હતા. તેઓજ તેમાં નૃત્ય કરનાર પણ હતા; અને શાંતિપુરના બધા ભક્તો તેમના મદદનીશ હતા. ત્રીજા વિભાગના મુખ્ય ગાયક-અને નર્તક શ્રી નરહરિ અને રઘુનંદન હતા. ખંડવાસી બધા તેમના અનુગામી હતા. આ પ્રકારે સાત મંડળીઓનું એકત્ર સંકીર્તન થતું હતું. ચાર મંડળીઓ તો ભગવાનના રથની આગળ આગળ સંકીર્તન કરતી હતી. એક જમણી બાજુ, એક ડાબી બાજુ અને બીજી એક રથની પાછળ પાછળ પોતાના તુમુલ ધ્વનિથી રથને આગળ વધારવામાં મદદગાર થતી હતી.

સાતે સંપ્રદાયોમાં સાથેજ ચૌદ ખોલ અથવા મૃદંગ વાગવા લાગ્યાં. અસંખ્ય મંજીરાંનો મીઠો મીઠો ધ્વનિ તે ખોલ-કરતાલોના ધ્વનિમાં મળી મળીને એક પ્રકારનો વિચિત્ર રસ પેદા કરવા લાગ્યો. ખોલ વગાડનારા ભક્તો ખોલ વગાડતા વગાડતા બે હારોમાં થઇ જતા હતા. તેમના પગ જમીન ઉપર ટેકાતા અને ખોલ વગાડતા વગાડતા તેઓ પાછલી બાજુ ઝૂકી પડતા હતા. નૃત્ય કરનારા ભક્તો કૂદી કૂદીને, ઉછળી ઉછળીને અને ભાવો દર્શાવી-દર્શાવીને જાત જાતનાં નૃત્ય કરતા હતા. મહાપ્રભુ બધી મંડળીઓમાં નૃત્ય કરતા. વખતોવખત તેઓ એક મંડળીમાંથી બીજી મંડળીમાં આવી જતા અને ત્યાં નૃત્ય કરવા લાગતા. તેઓ કયે વખતે બીજી મંડળીમાં જઇને નૃત્ય કરવા લાગતા, તેની કોઇને પણ ખબર પડતી નહિ. બધા સમજતા કે, મહાપ્રભુ અમારીજ મંડળીમાં નૃત્ય કરી રહ્યા છે. યાત્રાળુઓ પ્રભુના નૃત્યને આશ્ચર્યપૂર્વક જોતા. જેઓ જોતા તેઓ જોતા જોતાજ રહી જતા. મહાપ્રભુ તરફથી આંખો દૂર કરવાનું કોઇને મનજ થતું નહિ. મનુષ્યોની તો વાતજ શી! સાક્ષાત્ જગન્નાથજી પણ પ્રભુના નૃત્યને જોઇને ચકિત થઇ ગયા અને તેઓ રથને ઉભો રખાવીને પ્રભુની નૃત્ય કરતી છબીને નિહાળવા લાગ્યા. જાણે તેઓ પ્રભુના નૃત્યથી આશ્ચર્યચકિત થઇને ચાલવાનુંજ ભૂલી ગયા ન હોય!

મહારાજ પ્રતાપરુદ્ર પણ પોતાના પરિવાર સાથે મહાપ્રભુના આ અદ્દ્ભુત નૃત્યને જોઇને મનોમન પ્રસન્ન થતા હતા. મહાપ્રભુનું આવું અદ્દ્ભુત નૃત્ય કોઇએ આજ સુધી કદી જોયુંજ નહોતું. જે લોકો આજ સુધી પ્રભુની પ્રશંસાજ સાંભળતા હતા, તેઓ નૃત્ય કરતા ગૌરાંગને જોઇને તેમના ઉપર મુગ્ધ થઇ ગયા અને મોટેથી 'હરિબોલ, હરિબોલ' કહી કહીને તેઓ બૂમો પાડવા લાગ્યા. આ પ્રકારે જગન્નાથજીનો રથ ધીરે ધીરે આગળ વધવા લાગ્યો અને ગૌરભક્તો પ્રેમમાં ઉન્મત્ત થઇને તેની પાછળ

પાછળ કીર્તન કરતા કરતા આવ્યા.

પછી મહાપ્રભુએ પોતાની એક સ્વતંત્ર મંડળી બનાવી લીધી. તે સાતે મંડળીઓને એકત્રિત કરી દીધી. શ્રીવાસ પંડિત, રમાઈ પંડિત, રઘુનાથ, ગોવિંદ દાસ, મુકુંદ, હરિદાસ, ગોવિંદાનંદ, માધવ અને ગોવિંદ—એ મુખ્ય ગાયક થયા અને નૃત્ય કરનાર મહાપ્રભુ પોતે થયા. ચૌદ ખોલોનો ગગનભેદી ધ્વનિ એકી સાથેજ ભક્તોના હૃદય–સાગરને લહેરાવવા લાગ્યો. મહાપ્રભુના ઉન્માદી નૃત્યથી બધા પ્રેક્ષકો ચકિત થઇ ગયા. તેઓ ચિત્રવત્ ચૂપચાપ એકાગ્ર થઇને પ્રભુના અલૌકિક નૃત્યને જોતા હતા. આકાશમાં પણ કોલાહલ સંભળાવા લાગ્યો. જાણે દેવતાઓ પણ પોતપોતાનાં વિમાનોમાં ચઢીને પ્રભુના નૃત્યને જોવા માટે આકાશમાં ઉભા ન હોય! બધા ભક્તો મહાપ્રભુને ઘેરીને નૃત્ય કરવા લાગ્યા. મહાપ્રભુએ થોડી વારમાં નૃત્ય બંધ કરી દીધું. બધાં વાજાં બંધ થઇ ગયાં. ચારે બાજુ તદ્દન શાંતિ છવાઇ ગઈ; ત્યારે મહાપ્રભુ, પોતાના કોયલના ટહુકા જેવા મધુર કંઠવડે અત્યંત કરુણ કંઠથી જગન્નાથજીની સ્તુતિ કરવા લાગ્યા. ભક્તોએ પણ પ્રભુના સ્વરમાં સ્વર મેળવ્યો.

जयति जयति देवो देवकीनन्दनोऽसौ
जयति जयति कृष्णो वृष्णिवंशप्रदीपः ।
जयति जयति मेघश्यामलः कोमलाङ्गो
जयति जयति पृथ्वी भारहारो मुकुन्दः ॥

नाहं विप्रो न च नरपतिर्नापि वैश्यो न शूद्रो
नाहं वर्णी न च गृहपतिर्नो वनस्थो यतिर्वा ।
किन्तु प्रोद्यन्निखिलपरमानन्दपूर्णामृताब्धे-
र्गोपीभर्तुः पदकमलयोर्दासदासानुदासः ॥

અર્થાત્ દેવકીનંદન ભગવાનનો જય થાઓ, જય થાઓ. વૃષ્ણીવંશમાં જન્મેલા શ્રીકૃષ્ણનો જય થાઓ, જય

થાઓ. મેઘના સરખા શ્યામ વર્ણવાળા સુંદરશ્યામનો જય થાઓ, જય થાઓ. પૃથ્વીનો ભાર હરણ કરનારા ભગવાન મુકુંદનો જય થાઓ, જય થાઓ.

હું નથી તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર; હું નથી તો બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ કે સંન્યાસી! ત્યારે હું છું કોણ? હું સ્વતઃપ્રકાશસ્વરૂપ નિખિલ પરમાનંદપૂર્ણ, અમૃતસમુદ્રરૂપ ગોપીવલ્લભ શ્રીકૃષ્ણનાં ચરણકમળોના દાસાનુદાસોનો દાસ છું.

'દાસાનુદાસ:' એ પદ સમાપ્ત થયું કે પાછાં ઝાંઝ, મૃદંગ અને ખોલ–કરતાલ આપોઆપજ વાગવા લાગ્યાં. રથ ઘરઘર અવાજ કરીને ફરીથી ચાલવા લાગ્યો. મહાપ્રભુ ફરીથી પૂર્વવત્ ઉન્મત્ત થઇ નૃત્ય કરવા લાગ્યા. તેમના સમસ્ત શરીરમાં સ્તંભ, સ્વેદ, પુલક, અશ્રુ, કંપ, વૈવર્ણ્ય, સ્વરવિકૃતિ વગેરે બધા સાત્વિક વિકારો–ભાવોનો ઉદય થવા લાગ્યો. તેમના શરીરનાં સઘળાં રૂવાં ખડાં થઇ ગયાં, દાંત કકડવા લાગ્યા, એકદમ સ્વરભંગ થઇ ગયો. પ્રયત્ન કરવા છતાં પણ શબ્દો બરાબર મુખમાંથી નીકળતા નહોતા. આંખોમાંથી આંસુઓની ધારાઓ વહેવા લાગી. પરસેવાનું તો કંઇ પૂછવું જ નહિ. જાણે સુવર્ણના સુમેરુ પર્વતમાંથી અસંખ્ય નદીઓ ન નીકળતી હોય! મુખમાંથી ફીણ નીકળતું હતું. તેઓ કોઇ વાર સૂઇ જતા, પાછા ઉઠતા અને આલાત ચક્રની પેઠે ચારે બાજુ ઘૂમવા લાગતા.

પ્રભુના ઉદ્દંડ નૃત્યથી ફરી પાછો રથ ચાલતો બંધ થઈ ગયો. ભક્તો મહાપ્રભુની આવી વિચિત્ર અવસ્થા જોઇને ભયથી ધ્રૂજવા લાગ્યા. દર્શનાથીઓ મહાપ્રભુના નૃત્યને જોવા માટે તૂટી જ પડતા હતા. નિત્યાનંદજીને ખૂબ ગભરાટ થવા લાગ્યો. લોકોની ભીડ પ્રભુના ઉપરજ ચાલી આવતી હતી. એટલે નિત્યાનંદજીએ પોતાના ભક્તોનું એક ગોળ કુંડાળું બનાવી લીધું અને તેની વચ્ચે પ્રભુને લઈ લીધા, મહારાજે પણ તે સમયે પોતાના નોકરોને

તરતજ આજ્ઞા આપી કે, આ ભક્તમંડળીના કુંડાળાને તમે ચારે બાજુથી ઘેરી લો, કે જેથી લોકો આ મંડળીને ધક્કા દઈ શકે નહિ. મહારાજની આજ્ઞાનું તેજ સમયે પાલન કરવામાં આવ્યું અને ભક્તમંડળીની રક્ષાનો પ્રબંધ રાજયના અમલદારોએ તેજ સમયે કરી દીધો.

મહારાજ પ્રતાપરુદ્રજી પણ પોતાના મુખ્ય મંત્રી શ્રી હરિચંદનેશ્વરના ખભા ઉપર હાથ રાખીને મહાપ્રભુના ઉદ્દંડ નૃત્યને જોતા હતા. મહારાજની આગળ જ સ્થૂલ શરીરવાળા શ્રીવાસ પંડિત ભાવમાં મગ્ન થઇને ઉભા હતા. મહારાજ પ્રભુના નૃત્યને એકીટસે જોઈ રહ્યા હતા, પરંતુ સામે ઉભેલા શ્રીવાસ પંડિત વારંવાર લચી પડીને મહારાજના જોવામાં વિઘ્ન નાખતા હતા, રાજમંત્રી હરિચંદનેશ્વર તેમને વારંવાર ટોકતા અને ત્યાંથી ખસી જવાનો સંકેત કરતા; પરંતુ હરિરસ–મદિરામાં મત્ત થયેલા ભક્ત શ્રીવાસ કોનું સાંભળે તેમ હતા ? મંત્રીજી મોટા માણસ હશે તો પોતાના રાજ્યના હશે; ભક્તોને માટે તો અહીં બધા સમાન જ હતા. વારંવાર ટોકવાથી ભાવાવેશમાં મસ્ત શ્રીવાસ પંડિતને એકદમ ક્ષોભ થઇ આવ્યો. તેમણે કશો પણ વિચાર કર્યા સિવાય જોરથી ખેંચીને એક થપ્પડ રાજમંત્રી ચંદનેશ્વરના સુંદર લાલ ગાલ ઉપર લગાવી દીધી. તે જોરથી થપ્પડ લાગતાં જ મંત્રી મહોદય પોતાનું બધુંય મંત્રીપણું ભૂલી ગયા. ગાલ ઘણો વધારે લાલ થઈ ગયો અને આખા શરીરમાં ઝણઝણાટી ફેલાઇ ગઇ. રાજમંત્રી હાંફળા ફાંફળા થઇને ચારે બાજુ જોવા લાગ્યા. તે સમયે બેભાન અવસ્થામાં તેમને માન–અપમાનનું કંઈ ધ્યાન રહ્યું નહિ. સખ્ત ફટકો લાગ્યા પછી જેમ લોહીને જોતાં પાછળથી દુઃખ થાય છે, તેજ પ્રમાણે થપ્પડ ખાઇને જયારે રાજમંત્રીએ પોતાની ચારે બાજુએ જોયું ત્યારે તેમને અપમાનનો ખ્યાલ આવ્યો. તે સમયે તેમણે પોતાના મંત્રીપણાની તેજસ્વિતા બતાવી. શ્રીવાસ પંડિતને તેજ સમયે તેની મજા ચખાડવામાટે તેઓ અધિકારીઓને કઠોર

આજ્ઞાઓ આપવા લાગ્યા. પરંતુ બુદ્ધિમાન મહારાજે તેમને શાંત કરતાં કરતાં કહ્યું કે " આપ કેવી વાત કરો છો ? જોતા નથી, તેઓ ભાવમાં લવલીન છે ! આપનું પરમસદ્ભાગ્ય છે કે આવા ભગવદ્ભક્તે ભગવાનના ભાવમાં આપના ગાલનો સ્પર્શ કર્યો. આ તેમની આપના ઉપર અસીમ કૃપા જ છે. જો મને તેમની આ થપ્પડનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાત તો હું આજે મારી જાતને ઘણીજ સદ્ભાગી માનત. આપ આપના રોષને શાંત કરો અને મહાપ્રભુના કીર્તનરસનો સ્વાદ લ્યો. "

આ પ્રકારે મહારાજના સમજાવ્યાથી હરિચંદનેશ્વર રાજમંત્રી શાંત થયા; નહિ તો તે સમયે રંગમાં ભંગ પડત. આ ખબર પડતાં શ્રીવાસ પંડિત ઘણું શરમાઇ ગયા. મહાપ્રભુને એ વાતની કંઈ ખબર નહોતી. તેઓ એજ ભાવમાં ઉદ્દંડ નૃત્ય કરતા હતા. તેમને નહોતું તો લોકોનું ભાન કે નહોતું રાજા તથા રાજમંત્રીનું ધ્યાન. તેઓ જોરથી નૃત્ય કરતા કરતા, કોઇ વાર કોઇનું આલિંગન કરતા, કોઇ વાર કોઇને ચુંબન કરતા અને કોઇ વાર કોઇનો હાથ પકડીને જ નૃત્ય કરવા લાગતા. દર્શનાર્થીઓ પ્રભુનાં ચરણો નીચેની ધૂળ લઇ લઇને મસ્તકે ચઢાવતા. ભક્તો તે ચરણરજ પોતપોતાનાં શરીરોમાં ઘસતા. આ પ્રકારે ઘણી વાર સુધી મહાપ્રભુ નૃત્ય કરતા રહ્યા. નૃત્ય કરતાં કરતાં પ્રભુ થાકીને બેસી ગયા અને સ્વરૂપને આજ્ઞા આપી કે, કોઈ પદનું ગાયન કરો. ગાયનાચાર્ય બીજા ગૌરચંદ્ર શ્રી સ્વરૂપ દામોદર ગોસ્વામી ગાવા લાગ્યા—.

સેઈ ત પરાનૂ-નાથ પાઈનૂ, યાહા લાગિ મદન-દહન ઝૂરી ગેનૂ.

પદની સાથે સાથે જ વાદ્ય વાગવા લાગ્યાં. હરિ-હરિ કરીને ભક્તો નાચવા લાગ્યા. જગન્નાથજીનો રથ આગળ વધ્યો અને મહાપ્રભુ પણ નૃત્ય કરતા કરતા તેની આગળ ચાલ્યા.

હવે પ્રભુ રાધાભાવમાં આવી ગયા હતા. તેમને જણાવા લાગ્યું કે, જાણે શ્યામસુંદર ઘણા દિવસના વિયોગ પછી મળવા માટે આવ્યા છે. એજ ભાવથી તેઓ જગન્નાથજી તરફ જાત જાતના પ્રેમ-ભાવો હાથો વડે પ્રદર્શિત કરતા કરતા નૃત્ય કરવા લાગ્યા. હવે તેમને જણાવા લાગ્યું કે, જાણે શ્રીકૃષ્ણ આવીને મળી ગયા છે, પરંતુ તે મિલનમાં વૃંદાવનની દ્વીપ-કુંજોમાં જે સુખ મળતું હતું તે નહોતું, એજ ભાવમાં લવલીન થઈને તેઓ આ શ્લોક બોલવા લાગ્યા—

> यः कौमारहरः स एव हि वरस्ता एव चैत्रक्षपा-
> स्ते चोन्मीलितमालतीसुरभयः प्रौढाः कदम्बानिलाः ।
> सा चैवास्मि तथापि तत्र सुरतव्यापारलीलाविधौ
> रेवारोधसि वेतसीतरुतले चेतः समुत्कण्ठते ॥
> (કાવ્યપ્રકાશ ૧-૪)

નાયિકા પુનર્મિલનપ્રસંગે કહે છે કેઃ "જે કૌમાર-કાળમાં રેવા નદીના કિનારા ઉપર જેમણે મારા ચિત્તને હરણ કરી લીધુ હતું, તેઓજ માત્ર આ સમયે મારા પતિ છે. એજ મધુ માસની મનોહર રજની છે, એજ ખીલેલાં માલતી પુષ્પોની મનને મસ્ત કરી દેનારી ભીની ભીની સુગંધ આવી રહી છે, તેજ કદંબ વનનો સ્પર્શ કરીને આવતો શીતળ, મંદ, સુગંધી વાયુ વાઇ રહ્યો છે, પતિની સાથે સુરત-વ્યાપાર-લીલા કરનારી નાયિકા પણ હું એજ છું અને મનને હરણ કરનારા નાયક પણ તેઓ જ છે; તોપણ મારૂં ભમરાના જેવું ચંચળ ચિત્ત સંતોષ પામતું નથી. એ તો તેજ રેવાના રમણીય તટને માટે ઉત્કંઠિત થઇ રહ્યું છે." હાય રે! વિરહ! તારા પુનર્મિલનની બલિહારી જ છે. આ શ્લોકને મહાપ્રભુ કેવા ભાવથી કહે છે, એ સ્વરૂપ દામોદર સિવાય બીજા કોઇ પણ સમજી શકયા નહિ. બધાને સમજવાની વાત પણ નહોતી, તેમના બહાર ફરનારા પ્રાણ શ્રી સ્વરૂપ દામોદરજ સમજી શકતા

હતા. આ ભાવને એક દિવસ શ્લોકબદ્ધ કરીને મહાપ્રભુની સમક્ષ પણ રજુ કર્યો હતો. મહાપ્રભુ તે શ્લોક સાંભળીને ઘણા જ ચકિત થઇ ગયા અને અતિ સ્નેહપૂર્વક સ્વરૂપ દામોદરની પીઠ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહેવા લાગ્યાઃ "સ્વરૂપ ! શ્રી જગન્નાથજીના રથ આગળ નૃત્ય કરતી વખતના મારા ભાવો તમે કેમ કરીને જાણી ગયા ? આ શ્લોકમાં તો તમે મારા મનોભાવોનું તદ્દન પ્રતિબિંબ જ પાડીને રાખી દીધું છે. કંઇક શરમાઇને ધીરેથી સ્વરૂપ દામોદરે કહ્યું:–" પ્રભો ! આપની કૃપા વિના કોઇ આપના મનોગત ભાવને સમજી જ કેમ શકે ?"

મહાપ્રભુ આ શ્લોકની વારંવાર પ્રશંસા કરતા કરતા કહેવા લાગ્યા:–" અહા ! કેટલો સુંદર ભાવ છે ! સાચે જ, કવિત્વની, ભાવપ્રદર્શનની પરાકાષ્ઠા જ કરી દીધી છે." વાહ !

प्रियः सोऽयं कृष्णः सहचरि कुरुक्षेत्रमिलत-
स्तथाहं सा राधा तदिदमुभयोः संगमसुखम् ।
तथाप्यन्तःखेलन्मधुरमुरलीपञ्चमजुषे
मनो मे कालिन्दीपुलिनविपिनाय स्पृहयति ॥

કુરુક્ષેત્રમાં ફરી મળતાં રાધાજી કહે છે કે "હે સહચરિ ! મારા એજ પ્રાણનાથ હૃદયરમણ શ્રીકૃષ્ણ મને કુરુક્ષેત્રમાં મળ્યા છે, હું પણ એજ વૃષભાનુનંદિની કીર્તિસુતા રાધા છું અને બન્નેના પરસ્પર મિલનથી સંગમસુખ પણ પ્રાપ્ત થયું. પરંતુ પ્યારી સખિ ! હૃદયની સાચી વાત કહું છું કે, જે વનમાં મુરલીમનોહરની પંચમ સ્વરમાં વાગતી મોરલીનો મનમોહક સૂર સાંભળ્યો હતો તે યમુનાતટવાળા વન માટે મારૂ મન ઘણુંજ આતુર થઇ રહ્યું છે." આ ભાવ પ્રભુના મનોગત ભાવને તદ્દન અનુરૂપજ હતો.

આ પ્રકારે શ્રી રાધિકાજીના અનેક ભાવો પ્રગટ કરતા કરતા પ્રભુ રથની આગળ આગળ નૃત્ય કરતા કરતા ચાલ-

વા લાગ્યા. તેમના આજના નૃત્યમાં જગતને મોહિત કરનારી શક્તિ હતી. નૃત્ય કરતા કરતા મહાપ્રભુ એક વાર મહારાજ પ્રતાપરુદ્રના વતન પાસેજ પહોંચી ગયા. મહારાજે આ અવસર જોઇને પ્રભુના ચરણ પકડી લીધા. તે સમયે તેમને બાહ્યજ્ઞાન થયું અને "રાજાએ મારો સ્પર્શ કરી લીધો, મારા જીવનને ધિક્કાર છે" એમ કહેતા કહેતા તેઓ ત્યાંથી આગળ ચાલ્યા ગયા. આથી રાજાને ઘણો ક્ષોભ થયો. સાર્વભૌમ ભટ્ટાચાર્યે કહ્યું: "આપ દુઃખી ન થતા. આ તો પ્રભુની આપના પર અસીમ કૃપાજ છે. પ્રભુ આપને કૃતાર્થ કરવા માટેજ અહીં સુધી આવ્યા હતા." આ વાતથી મહારાજને સંતોષ થયો.

મહાપ્રભુ હવે રથની ચારે બાજુ પ્રદક્ષિણા કરવા લાગ્યા. તેઓ પોતેજ પોતાના હાથો વડે રથને ધકેલવા લાગ્યા. રથ ઘરઘર હડહડ અવાજ કરતો કરતો જોરથી આગળ વધવા લાગ્યો. મહાપ્રભુ કોઇ વાર બળભદ્રજીના રથ આગળ નૃત્ય કરતા, કોઈ વાર સુભદ્રાજીના રથ આગળ અને કોઇ વાર પાછા જગન્નાથજીના રથ આગળ આવી જતા હતા. આ પ્રકારે રથની સાથે નૃત્ય કરતા કરતા બલગંડી પહોંચી ગયા. બલગંડી જઇને રથ ઉભો રહી ગયો. હવે ભગવાનના ભોગની તૈયારીઓ થવા લાગી.

મૂકે છે. તે સમયે લોકોની ઘણી ભારે ભીડ થઈ જાય છે અને તેને કાબુમાં રાખવાનું ઘણું મુશ્કેલ થઇ જાય છે.

મહાપ્રભુ ભીડને જોઇને પાસેનાજ બગીચામાં વિશ્રામ કરવા ચાલ્યા ગયા. ભક્તો પણ પ્રભુની પાછળ પાછળ ચાલ્યા. વાડીમાં જઇને તેઓ એક સુંદર વૃક્ષની શીતળ છાયામાં જમીન ઉપરજ સૂઇ ગયા. મંદ–સુગંધિત–પવનના સ્પર્શથી તેમને ઘણોજ આનંદ થયો. તેઓ સુખપૂર્વક એક પગ બીજા પગ ઉપર રાખીને સૂતા હતા. તે સમયે પરિશ્રમને લીધે પોતાના કોમળ હાથ ઉપર મસ્તક રાખીને સૂતેલા મહાપ્રભુ ઘણાજ સુંદર લાગતા હતા. વાડીના પ્રત્યેક વૃક્ષની નીચે એક એક, બે બે, ભક્તો પડ્યા પડ્યા સંકીર્તનનો થાક ઉતારતા હતા.



# महाराज प्रतापरुद्रनो प्रेमदान

राज्यातिमानं सुकुलाभिमानं श्रीकृष्णचैतन्यमयीदयार्थम् ।
सर्वं त्यजेद्भक्तवरः स राजा प्रतापरुद्रो मम मान्यपूज्यः ॥
(प्र द. ब.)

અર્થાત્ શ્રીકૃષ્ણ-ચૈતન્યમયી દયાને નિમિત્તે જેમણે રાજ્યનો આટલો બધો માન-મરતબો અને ઉચ્ચ કુળનું અભિમાન (તથા છત્ર, ચામર વગેરે ચિહ્નો)નો પરિત્યાગ કરી દીધો, તે ભક્તવર મહારાજ પ્રતાપરુદ્રજી મારા પૂજ્ય તથા માનનીય છે.

કબીરજીએ સાચુંજ કહ્યું છે કેઃ—

પિયકા મિલના સુગમ હૈ, તેરા ચલન ન વૈસા;
નાચન નિકલી બાપુરી, ફિર ઘુંઘટ કૈસા.

સાચેજ જ્યાં પડદો છે ત્યાં મિલન કેવું ? જ્યાં વચ્ચે દિવાલ ખડી છે ત્યાં દર્શન-સુખ કયાંથી ? જ્યાં અંતરાય છે, ત્યાં સાચું સુખ હોઇજ શકે નહિ. જ્યાં સુધી પદ-પ્રતિષ્ઠા, પૈસા-પરિવાર, પાંડિત્ય અને પુરુષાર્થનું અભિમાન છે, ત્યાં સુધી વહાલાની પાસે પહોંચવું ઘણુંજ કઠણ છે. જ્યાંસુધી અહંકારની ઊંડી ખાઇ વચમાં ખોદેલી છે, ત્યાં સુધી વહાલાના મહેલમાં પહોંચાવું મુશ્કેલ છે. જ્યાંસુધી મનુષ્ય બધા અભિમાનનો ત્યાગ કરીને નિષ્કિંચન બનીને વહાલાનાં ચરણકમળોની પાસે નથી જતો, ત્યાંસુધી તેમનો પ્રસાદ પ્રાપ્ત કરવા કોઇ પણ શક્તિમાન થઇ શકતું નથી. તેથી મહાત્મા કબીરદાસજીએ કહ્યું છે કેઃ—

ચાખા ચાહે પ્રેમરસ, રાખા ચાહે માન;
એક મ્યાનમેં દો ખડ્ગ, દેખી સુની ન કાન.

મહારાજ પ્રતારુદ્રજી જ્યાં સુધી રાજ્ય-સન્માનના

અભિમાનમાં રહ્યા કર્યા અને બીજા બીજા માણસો પાસે સંદેશો મોકલાવતા રહ્યા, ત્યાંસુધી તેઓ મહાપ્રભુની કૃપાથી વંચિતજ રહ્યા. જ્યારે તેમણે સર્વ કંઇ છોડીને નિષ્કિંચન ભક્તની પેઠે પ્રભુનાં ચરણકમળોનો આશ્રય લીધો, ત્યારે તેઓ પરમભાગવત બની ગયા, અને તેમની ગણના પરમવૈષ્ણવ ભક્તોમાં થવા લાગી.

મહાપ્રભુ બલગંડીની પુષ્પવાટિકામાં સુખપૂર્વક વિશ્રામ કરતા હતા. સંકીર્તન અને નૃત્યના થાકને કારણે પ્રભુનાં બધાં અંગ-ઉપાંગો શિથિલ થયેલાં હતાં. તેમનાં કમળ સમાન નેત્ર કંઇક ખુલેલાં હતાં અને કંઈક મીંચાયેલાં હતાં. તેઓ અર્ધનિદ્રિત અવસ્થામાં પડયા પડયા શીતળ વાયુના સ્પર્શથી પરમાનંદનો અનુભવ કરતા હતા, તેવામાંજ સાર્વભૌમ ભટ્ટાચાર્યનો સંકેત થતાં કટકનરેશ મહારાજ પ્રતાપરુદ્રજી પ્રભુનાં દર્શન માટે ચાલ્યા. મહારાજે પોતાનાં રાજશાહી વસ્ત્રો ઉતારી દીધાં હતાં; છત્ર, ચામર તથા મુકુટ વગેરે રાજ્યચિહ્નોનો પણ તેમણે પરિત્યાગ કરી દીધો હતો. એક સામાન્ય વસ્ત્ર ઓઢીને ખુલ્લે પગેજ તેઓ પ્રભુનાં દર્શન માટે ચાલ્યા. મહારાજની પાછળ પાછળ નિયમ પ્રમાણે તેમના અંગરક્ષકો પણ ચાલ્યા, પરંતુ મહારાજે એ બધાને આવતા અટકાવી દીધા; તેઓ એકલાજ પ્રભુની પાસે જવા લાગ્યા.

મહારાજે જોયું કે, બધા ભક્તો આનંદમાં લીન થઇને વૃક્ષોની સુખદ શીતળ છાયામાં પડયા પડયા વિશ્રામ કરે છે. મહારાજની દૃષ્ટિ જે વૈષ્ણવો ઉપર પડી, તે બધાનેજ તેમણે હાથ જોડીને પ્રણામ કર્યા. થોડે દૂર અધીં ઉઘડેલી દૃષ્ટિથી સૂતેલા પ્રભુને તેમણે જોયા. મહાપ્રભુ સુખપૂર્વક સૂતા હતા. મહારાજ પહેલાં તો કંઇક ગભરાયા, પછી ધીરે ધીરે જઇને તેમણે પ્રભુના પગ પકડી લીધા અને તેને પોતાના લાલાશ પડતા રંગવાળા કોમળ હાથો વડે ધીરે ધીરે દબાવવા લાગ્યા. પગ દબાવતાં દબાવતાં તેઓ શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધના ગોપીગીતનું ગાન કરવા લાગ્યા.

રાસ-મંડળમાંથી રસિકશિરોમણિ શ્રીકૃષ્ણજી એકદમ અંતર્ધાન થઇ ગયા છે. તેમના વિયોગદુઃખથી દુઃખી થયેલી ગોપિકાઓ પશુપક્ષી તથા લતા-કુંજોમાંથી પ્રભુના સંબંધમાં પૂછતી પૂછતી વિલાપ કરી રહી છે. તે વિરહનું વર્ણન ગોપિકા-ગીતના "जयति तेऽधिकम्" વગેરે ૧૯ શ્લોકોમાં કરવામાં આવેલું છે. મહારાજ ઘણાજ મધુર સ્વરથી તે શ્લોકનું ગાયન કરતા હતા. શ્લોકો સાંભળતાં સાંભળતાંજ મહાપ્રભુ પ્રેમસમાધિમાં લીન થઇ ગયા. તેમને પ્રેમના આવેશમાં કંઇ ધ્યાનજ રહ્યું નહિ કે, મારા પગ કોણ દબાવે છે અને કોણ મારા હૃદયને પરમશાંતિ આપનારો રસ પાઇ રહ્યું છે! પ્રભુ અર્ધમૂર્ચ્છિત અવસ્થામાં "વાહ-વાહ, હા-હા, ફરીથી-ફરીથી, આગળ કહો, આગળ કહો" એવા શબ્દો કહેતા જતા હતા. મહારાજ જ્યારે બીજા શ્લોકનું ગાન કરતા કરતા આ શ્લોક ગાવા લાગ્યાઃ—

तव कथामृतं तप्तजीवनं कविभिरीडितं कल्मषापहम् ।
श्रवणमङ्गलं श्रीमदाततं भुवि गृणन्ति ते भूरिदा जनाः ॥

(શ્રીમદ્‌ભાગવત, ૧૦-૩૧-૯)

અર્થાત્ તમારું કથામૃત ત્રિવિધ તાપોથી તપેલા પ્રાણીઓને જીવનદાન આપનાર, બ્રહ્માદિદ્વારા ગવાતું, પાપોને દૂર કરનારું, શ્રવણ માત્રથીજ મંગલ પ્રદાન કરનારું, સર્વોત્કૃષ્ટ અને સર્વવ્યાપક છે. તે તમારા આવા સુંદર કથામૃતનું જે આ પૃથ્વી ઉપર કથન કરે છે, તેઓજ ઘણા ઉદાર પુરુષ છે. (પછી જે તેનું નિરંતર પાનજ કર્યા કરે છે, તેમના તો ભાગ્યનું કહેવુંજ શું ?)

ત્યારે મહાપ્રભુ એકદમ ઉઠીને બેઠા થઇ ગયા અને મહારાજને જોરથી આલિંગન કરતા કરતા કહેવા લાગ્યાઃ "અહો ! મહાભાગ ! આપ ધન્ય છો. હું આપના આ ઋણથી કદી પણ મુક્ત થઇ શકીશ નહિ. આજે આપે મને પ્રેમામૃતનું પાન કરાવીને કૃતકૃત્ય કરી દીધો છે. આપે મને અમૂલ્ય રત્ન આપ્યું, તેના બદલામાં હું આપને શું આપું ? મારી પાસે તો આ પ્રેમાલિંગનજ છે; તેજ આપને —

છું. આપ આપનો પરિચય મને આપો. આપ કોણ છો? આપે આવી નિષ્કામ કૃપા મારા ઉપર કેમ કરી છે?"

ઘણાજ વિનીત ભાવથી મહારાજે કહ્યું: "પ્રભો! હું આપના દાસોનો દાસ બનવાની ઈચ્છા કરનારો એક અકિંચન સેવક છું. આજે મેં શું નથી પ્રાપ્ત કરી લીધું! આપનું પ્રેમાલિંગન પ્રાપ્ત કર્યા પછી મારેમાટે સંસારમાં મેળવવાની કયી વસ્તુ રહી છે? આજે હું ધન્ય થઇ ગયો. મારો મનુષ્યજન્મ સફળ થઈ ગયો. આટલા દિવસોની જગન્નાથજીની સેવાનું ફળ આજે મળી ગયું. આપના શ્રી-ચરણોમાં મારો કાયમ સ્નેહ રહ્યા કરે અને આપના હૃદયના કોઇ નાનકડા ખૂણામાં મારી સ્મૃતિ રહ્યા કરે, એજ હું આપનાં ચરણોમાં પડીને ભીખ માગું છું."

આ પ્રકારે મહાપ્રભુનું પ્રેમાલિંગન પામીને અને તેઓશ્રીની પ્રસન્નતા પ્રાપ્ત કરીને મહારાજ પ્રભુનાં ચરણોમાં પ્રણામ કરીને ચાલ્યા ગયા. ભક્તો મહારાજના ભાગ્યની ઘણી ઘણી પ્રશંસા કરવા લાગ્યા.

તે સમયે જઇને મહારાજે વાણીનાથની મારફતે બલગંડીના ભગવાનનો ઘણો પ્રસાદ પ્રભુ પાસે મોકલાવ્યો. પ્રસાદમાં સેંકડો વસ્તુઓ હતી. પચાસેક પ્રકારની નાની મોટી જુદી જુદી જાતની કેરીઓ હતી; કેળા, સંતરાં, નાળિયેર, નારંગી તથા બીજાં પણ જાત જાતનાં ફળ હતાં. દ્રાક્ષ, બદામ, અખરોટ, અંજીર, કાજુ, ખજૂર, પિસ્તાં, ચારોળી, મોટી દ્રાક્ષ તથા બીજા પણ કેટલાય પ્રકારના મેવા હતા. જાત જાતની મિઠાઇઓ હતી. અનેક પ્રકારના પેય પદાર્થ હતા. વિવિધ પ્રકારના એ પદાર્થોથી તે વાટિકા-ભવન ભરાઇ ગયુ. ભગવાનના આવા પ્રસાદને જોઇને પ્રભુને ઘણો આનંદ થયો. તેઓ પોતાના હાથો વડેજ ભક્તોને પ્રસાદ વહેંચવા લાગ્યા. એક એક ભક્તને દસ-દસ, વીસ-વીસ પડિયા આપતા તોપણ થોડી થોડી બધી ચીજો તેમાં આવી જતી નહિ. મહાપ્રભુ ભક્તોને સંકીર્તનથી થાકેલા સમજીને પૂરતો પ્રસાદ આપતા હતા.

બધાને પ્રસાદ વહેંચીને પ્રભુએ તે જમવાની આજ્ઞા આપી, પરંતુ પ્રભુના પહેલાં પ્રસાદ જમેજ કોણુ ? તેથી પ્રભુ પોતાના મુખ્ય મુખ્ય ભક્તોને સાથે લઇને પ્રસાદ જમવા બેસી ગયા. બધાએ પેટ ભરાઈ જતાં સુધી પ્રસાદ લીધો. મહાપ્રભુ બધાને આગ્રહપૂર્વક જમાડતા હતા. ભકતોના જમી રહ્યા પછી જે પ્રસાદ વધ્યો તે અભ્યાગતોને વહેંચી દેવામાં આવ્યો. પ્રસાદ જમી લીધા પછી સઘળા ભકતો વિશ્રામ કરવા લાગ્યા.

એટલામાંજ રથ ચલાવવાનો સમય થયો. મહારાજે રથ ચલાવવાની આજ્ઞા આપી. લાખો માણસો એક સાથે મળીને રથને ખેંચવા લાગ્યા; પરંતુ રથ સહેજ પણ ખસતો નહોતો એટલે મહારાજ ઘણાજ ચિંતાતુર થયા. એટલામાંજ મહાપ્રભુ પોતાના ભક્તો સાથે રથની પાસે પહોંચી ગયા. મહાપ્રભુએ 'હરિ–હરિ' અવાજ કરતાં કરતાં જોરથી રથને ધક્કો માર્યો અને રથ તેજ સમયે ઘરઘર અવાજ કરતો જોરથી ચાલવા લાગ્યો. સૌ કોઇને આથી અત્યંત આનંદ થયો. ગૌડીય ભક્તો 'જગન્નાથજીની જય' ગૌરચંદ્રની જય' 'શ્રીકૃષ્ણ ચૈતન્યની જય' વગેરે જયજયકારોથી આકાશને ગજાવવા લાગ્યા. આ પ્રકારે થોડીજ વારમાં રથ ગુણ્ડિચા ભવનની પાસે પહોંચી ગયો. ત્યાં જઇને ભગવાનને મંદિરમાં પધરાવવામાં આવ્યા. ભગવાનના પૂજારીઓએ જગન્નાથજીની આરતી વગેરે કર્યું. મહાપ્રભુએ મંદિરની સામેજ કીર્તન આરંભ કરી દીધું. ઘણી વાર સુધી સંકીર્તન ચાલ્યા કર્યું. પછી મહાપ્રભુ બધા ભકતો સાથે ભગવાનની સંધ્યાકાળની ભોગ–આરતીમાં જોડાયા. બધાએ ભગવાનનાં વંદન અને સ્તુતિ કર્યાં. ત્યાર પછી ભકતો સાથે મહાપ્રભુએ ગુણ્ડિચા ઉદ્યાન–મંદિરની પાસે આઇટોટા નામના એક બાગમાં આખી રાત નિવાસ કર્યો. ગુણ્ડિચા મંદિરમાં નવ દિવસો સુધી ઉત્સવ થાય છે. મહાપ્રભુ પણ ત્યાંસુધી ભકતો સાથે ત્યાંજ રહ્યા હતા.



# पुरीमें भक्तों साथे आनंदविहार

परिवदतु जनो यथा तथा वा ननु मुखरो न वयं विचारयामः।
हरिरसमदिरामदातिमत्ता भुवि विलुठाम नटाम निर्विशामः॥
(चैत० चरि०)

અર્થાત્ બકબકાટ કરનારાઓ ભલેને ગમે તેવા અપવાદો ચઢાવ્યા કરે; અમે તેના ઉપર ધ્યાન આપીશું નહિ, અમે તો બસ હરિનામ-રસની મદિરાના નશામાં મસ્ત થઇને જમીન ઉપર નાચીશું, આળોટીશું અને આળોટતાં આળોટતાં બેભાન થઇ જઇશું.

આનંદ અને ઉલ્લાસનો નાશ કરનારી રાક્ષસી ચિંતા-જ છે. સંસાર ચિંતાનું ઘર છે. સંસારી લોકોને ધનની, માન-પ્રતિષ્ઠાની, સ્ત્રી-બાળકોની તથા બીજા હજારો પ્રકારની ચિંતાઓ રહ્યા કરે છે. એ ચિંતાઓને જ કારણે તેમનો આનંદ એકદમ નાશ પામી જાય છે. અને તેઓ સદા પોતાને વિપદ્ગ્રસ્ત જ અનુભવ્યા કરે છે. જેમને સંસારી ભોગોનો સંગ્રહ કરવાની ચિંતા છે, તેમને સુખ ક્યાંથી ? તેઓ બિચારા આનંદનો સ્વાદ શું જાણે ? આનંદની મીઠાશ તો ભોગોની ઇચ્છાઓથી રહિત વીતરાગી પ્રભુપ્રેમી જ જાણી શકે છે. આનંદ ભોગોમાં ન હોવાથી તેની હૃદયથી ઇચ્છા ન કરવી એજ સારૂં છે. તેથી પરમાર્થના પથિકો વિષયભોગોનો પરિત્યાગ કરીને પુણ્ય-તીર્થોમાં યા વનોમાં જઇને નિવાસ કરે છે.

સંસારી લોકો ઉપર પણ આ પુણ્યસ્થાનોનો પ્રભાવ પડે છે. કોઇ ધનિકને ઘેર જઇને આપણે મળીએ છીએ, તો

તેને માન-અપમાન, સ્ત્રી-પુત્ર તથા પરિવારના ચિંતાજનક વાયુમંડળમાં ઘેરાયલો જોઇએ છીએ. ત્યાં તે નથી તો આપણને બહુ પ્રેમપૂર્વક મળતો કે નથી તો દિલ ખોલીને વાતો કરતો. તેને જ્યારે કોઇ વિરકત સાધુ મહાત્માને સ્થાને, કોઇ પવિત્ર દેવસ્થાન અથવા જગન્માન્ય પુણ્ય-તીર્થ પર મળીએ છીએ, ત્યારે તે ઘણી જ સરળતાથી મળે છે, હસે છે, ખેલે છે અને બાળકની પેઠે નિષ્કપટ વાતો કરે છે. આનું કારણ એ છે કે, તેના હૃદયમાં આનંદનો અંશ પણ છે અને ચિંતાનો પણ. ઘર આગળ ચિંતાનાં પરમાણુઓનું જોર હોવાથી તે તેમને વશ થાય છે. આનંદની પવિત્ર ઈચ્છા જો તેના હૃદયમાં હોતજ નહિ, તો તે સદાચારી એકાંતપ્રિય મહાત્માઓ પાસે જવા જ શું કામ લાગે ? તેમની પાસે જવાથી જણાય છે કે, તે સાચા આનંદનો પણ ઉત્સુક છે. અને તેના આનંદમય ભાવ મહાપુરુષના સમાગમમાં આવીને પૂરી રીતે ખીલે છે. તેથી તો કહ્યું છે કે " સદાચારી અને કલ્યાણને માર્ગે જનારા સદ્‌ગૃહસ્થે પણ વર્ષમાં બેએક મહિના કોઇ પવિત્ર સ્થાનમાં યા કોઈ મહાપુરુષના સમાગમમાં રહેવું જોઇએ. આથી તેને પરમાર્થના માર્ગમાં ઘણી વધારે મદદ મળી શકે છે, અને એ સ્થાનોના સેવનથી તેને સાચા આનંદનો પણ કંઈક કંઈક અનુભવ થઇ શકે છે.

ગૌડીય ભક્તો ઘર-બારની ચિંતા ત્યજીને ચાર મહિના પ્રભુનાં ચરણોમાં રહેવા આવ્યા હતા. એક તો તેઓ આમ પણ ભગવદ્‌ભક્તો હતા, તે ઉપરાંત તેઓ મહાપ્રભુના પરમ કૃપાપાત્ર પણ હતા અને સંસારી ભોગોથી તદ્દન ઉદાસીન હતા. ત્યારે તો તેમને પુરુષોત્તમ જેવા પરમપાવન પુણ્યક્ષેત્રમાં પ્રેમાવતાર શ્રીચૈતન્યદેવના સંગમાં આટલા દિવસો સુધી નિવાસ કરવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થઈ શક્યું. મહાપ્રભુ તો આનંદમૂર્તિજ હતા. તેમના સમાગમમાં પરમઆનંદનો અનુભવ થવો અનિવાર્યજ હતો, તેથી ચાર મહિનાઓ સુધી ભક્તોને તેમની સાથે ઘણોજ આનં-

આવ્યો. મહાપ્રભુ પણ તેમની સાથે હમેશાં જાત જાતની નવી નવી ક્રીડાઓ કર્યા કરતા હતા.

રથયાત્રા પછી જે પાંચમ આવે છે તેને 'હેરાપંચમી' કહે છે. તે દિવસે મહાલક્ષ્મી ભગવાનને હેરે છે અથવા શોધે છે. તેથી તેનું નામ હેરાપંચમી છે. જગન્નાથજીમાં હેરાપંચમીનો ઉત્સવ પણ ખૂબ ધામધૂમથી ઉજવાય છે. જેમ જગન્નાથજીના મંદિરને નીલાચલ કહે છે, તેજ પ્રમાણે ગુણ્ડિચા ઉદ્યાનના મંદિરને સુંદરાચલ કહે છે. ભગવાન તો તે દિવસે સુંદરાચલમાંજ વિરાજે છે, પરંતુ હેરાપંચમીનો ઉત્સવ અહીં નીલાચલમાંજ થાય છે. હાલના મહારાજાએ પોતાના કુળપુરોહિત શ્રી કાશી મિશ્રને હેરાપંચમી ઉત્સવને ખૂબ ધામધૂમથી ઉજવવાની આજ્ઞા આપી હતી. મહારાજની આજ્ઞાનુસાર ભગવાનનું મંદિર વિવિધ પ્રકારે શણગારવામાં આવ્યુ. મહારાજે પોતે પોતાના ઘરનો સામાન ઉત્સવની સજાવટ માટે આપ્યો અને મહાપ્રભુનાં દર્શન માટે ખાસ રીતે પ્રબંધ કરવામાં આવ્યો: પ્રાતઃકાળે બધા ભક્તોને સાથે લઇ મહાપ્રભુ હેરાપંચમીનો લક્ષ્મી-વિજયોત્સવ જોવા માટે સુંદરાચલથી નીલાચલ પધાર્યા. મહારાજે તેમને બેસવા માટે પહેલેથીજ સુંદર પ્રબંધ કરી રાખ્યો હતો. મહાપ્રભુ પોતાના બધા ભક્તો સાથે ત્યાં બેઠા. એટલામાંજ એક ઘણી ઉત્તમ પાલખીમાં બેસી ભગવાનને શોધતાં શોધતાં લક્ષ્મીજી પોતાની બધી દાસીઓ સાથે પધાર્યાં. તે સમયની લક્ષ્મીજીની શોભા અપૂર્વ હતી. તેમનાં બધાં અંગોમાં ભાતભાતના બહુમૂલ્ય અલંકારો શોભતા હતા, આગળઆગળ દેવદાસીઓ નૃત્ય કરતી ચાલતી હતી અને અનેક પ્રકારનાં વાદ્ય તેમની આગળ વાગતાં હતાં. આવતાંજ શ્રીલક્ષ્મીજીની દાસીઓએ જગન્નાથજીના મુખ્ય-મુખ્ય સેવકોને બાંધી લીધા અને બાંધી લઇને તેમને લક્ષ્મીજી આગળ હાજર કર્યા. દાસીઓ તે સેવકોને મારતી પણ જતી હતી. મહાપ્રભુએ સ્વરૂપ દામોદરને પૂછયું:-" સ્વરૂપ ! આ શું છે ? લક્ષ્મીજી આટલાં

બધાં કોપાયમાન-કેમ છે ?"

સ્વરૂપ દામોદરે કહ્યું: "પ્રભો ! એ તો ક્રોધની વાત છે ! પોતાના પ્રાણપ્યારાથી અલગ થતાં કોને અપાર દુઃખ ન થાય ?"

મહાપ્રભુએ પૂછ્યું કે "હું જાણવા ઇચ્છું છું કે, ભગવાન એકલાજ છાનામાના ચોરની પેઠે વૃંદાવન શામાટે ચાલ્યા ગયા ? લક્ષ્મીજીને સાથે કેમ ન લઈ ગયા ?"

સ્વરૂપ દામોદરે કહ્યું: "પ્રભો ! રાસલીલામાં વ્રજની ગોપીઓનોજ અધિકાર છે, લક્ષ્મીજીના ભાગ્યમાં એ સૌભાગ્ય-સુખ નથી."

આ પ્રકારે મહાપ્રભુ આ સંબંધમાં શ્રીવાસ પંડિત તથા સ્વરૂપ દામોદર સાથે ઘણી વાર સુધી વાતો કરતા રહ્યા. શ્રીવાસ પંડિત લક્ષ્મીજીનો પક્ષ લઇને સ્વરૂપ દામોદરની વાતોનું ચતુરાઇથી ખંડન કરતા હતા. આ પ્રમાણે આ પ્રેમયુક્ત વિવાદ થોડી વાર વધારે ચાલતો રહ્યો. એટલામાંજ સેવકોએ 'અમે આપના સ્વામીને તરતજ લાવીને આપને મેળવી આપીશું' એવું વચન આપવાથી લક્ષ્મીજીએ તેમનાં બંધન છોડાવી નાખ્યાં અને તેઓ પોતાને સ્થાને પાછાં ફર્યાં. મહાપ્રભુ પણ લક્ષ્મીજીનો પ્રસાદ લઇને સુંદરાચલ પાછા ફર્યા. ત્યાં ભક્તો સાથે તેમણે સંધ્યા-આરતીનાં દર્શન કર્યાં અને ઘણી મોડી રાત સુધી સંકીર્તન ચાલતું રહ્યું.

આ પ્રકારે આઠ દિવસો સુધી મહાપ્રભુ સુંદરાચલમાં ભક્તોની સાથે આનંદ-વિહાર કરતા રહ્યા. તેઓ હમેશાં ઇન્દ્રદ્યુમ્ન સરોવરમાં ભક્તો સાથે જળક્રીડા કરતા કોઇ કોઇના ઉપર પાણી નાખે છે, તો કોઇ કોઇના ઉપર સવારીજ કરે છે. ભક્તોનાં જૂથનાં જૂથ પોતપોતાની ટોળી બનાવીને એકબીજા ઉપર પાણીનો વરસાદ વરસાવતા, ફુવારા છોડતા અને ડૂબકીઓ લગાવીને એકબીજાના પગ પકડી લેતા. પછી બબ્બે મળીને પરસ્પરમાં જળયુદ્ધ

કરતા. ગૌડીય ભક્તો સાથે સાર્વભૌમ ભટ્ટાચાર્ય, રાય રામાનંદ, ગોપીનાથ આચાર્ય તથા બીજા પણ રાજ્યના ઘણા પ્રતિષ્ઠિત પુરુષો પ્રભુની જળક્રીડામાં જોડાતા હતા. રાય મહાશય અને સાર્વભૌમની જોડી હતી. તેઓ પરસ્પરમાં વિવિધ પ્રકારનાં જળયુદ્ધ કરતા. મહાપ્રભુ આ બન્નેના કુતૂહલને જોઇને એક બાજુ ઉભા ઉભા હસ્યા કરતા હતા. કોઇ કોઇ વાર ગોપીનાથ આચાર્યને કહેતા કે–" આચાર્ય ! આપ આ બન્નેને વારતા કેમ નથી ? આ પ્રકારે બાળકોની પેઠે ક્રીડા કરતા જોઇને લોકો તેમને શું કહેશે ? એઓ બન્ને પ્રતિષ્ઠિત અને સમ્માનનીય છે."

આચાર્ય હસીને કહેતાઃ " જ્યારે આપનો એ બન્ને ઉપર અસીમ અનુગ્રહ છે, ત્યારે તેઓ શું પોતાની મોટાઇનેજ સાથે બાંધીને ફરશે ? આ બધી આપની કૃપાજ છે."

આચાર્ય સાર્વભૌમ જોરથી જળ ઉડાડતા ઉડાડતા કહેતાઃ–' हरिरसमदिरामदेन मत्ता भुवि विलुठाम नटाम निर्विशामः—'હું તો ગાંડો બની ગયો છું ગાંડો !' એટલામાંજ પ્રભુ તેમને નીચા નમાવીને તેમના ઉપર સવાર થઈ જતા, તેઓ પણ શેષનાગની પેઠે પ્રભુને પોતાના શરીર ઉપર શયન કરાવી લેતા. આ પ્રકારે આ આનંદ ઘણેભાગે દરરોજ થતો હતો. સાંજે મહાપ્રભુ આઇટોટા બાગમાં હમેશાં શ્રીકૃષ્ણલીલાઓનો અભિનય કરતા, તેનાથી ભક્તોને ઘણુંજ સુખ થતું. આ પ્રકારે આનંદ–વિહાર કરતાં કરતાં આઠ દિવસ વાત વાતમાં નીકળી ગયા. કોઇને ખબર પણ ન પડી કે, અમે સુંદરાચલ ક્યારે આવ્યા ને આઠ દિવસ ક્યારે વીતી ગયા. સુખનો સમય આજ પ્રકારે જલદી જલદી વીતી જાય છે.

આ પ્રકારે આઠ દિવસો સુધી આનંદપૂર્વક નિવાસ કર્યા પછી હવે જગન્નાથજીની 'ઉલટી યાત્રા'નો સમય આવ્યો. ભગવાન હવે સુંદરાચલ છોડીને નીલાચલ પધારશે. તેથી સેવકો ભગવાનને રથ ઉપર ચઢાવવાનો પ્રયત્ન

કરવા લાગ્યા. ભગવાનને દયિતાઓ પટ્ટડોરી—લૂગડાંની દોરીઓ વડે બાંધીને રથ ઉપર ચઢાવે છે. તે સમયે ભગવાનને રથ ઉપર ચઢાવતાં એક 'પટ્ટડોરી' તૂટી ગઈ. આથી પ્રભુને ઘણું દુઃખ થયું અને કુલીનગ્રામનિવાસી શ્રીરામાનંદ અને સત્યરાજખાંને તેઓ કહેવા લાગ્યા કે—"તમે સમર્થ છો, ધનવાન છો. ધનનો સર્વોત્તમ ઉપયોગ તો એ છે કે, તેનો ભગવાનની સેવા—પૂજામાં વ્યય થાય. આપ આ કામ આપની જવાબદારી ઉપર લઈ લ્યો. દરવર્ષે આપને ત્યાંથી ભગવાનની સુંદર મજબૂત પટ્ટડોરીઓ બનાવીને રથોત્સવ વખતે સાથે લાવ્યા કરજો."

એ બન્ને ધનવાન ભક્તોએ પ્રભુની આ આજ્ઞાને શિરોધાર્ય કરી અને પોતાના ભાગ્યની પ્રશંસા કરી. તે પછીના બીજા વર્ષથી તેઓ દરવર્ષે ભગવાનની પટ્ટડોરી બનાવરાવીને પોતાની સાથે લાવતા હતા.

ભગવાનની 'પાંડુવિજય' અર્થાત્ રથારોહણ—પૂજા થઈ ગયા પછી રથ શ્રીજગન્નાથજી તરફ ચાલ્યો. મહાપ્રભુ પણ ભક્તો સાથે સંકીર્તન કરતા કરતા રથની આગળ આગળ ચાલ્યા. ભગવાન મંદિરમાં વિરાજમાન થયા અને તેમનાં દર્શન કરીને મહાપ્રભુ પોતાને સ્થાને આવી ગયા તથા ભક્તો સાથે પ્રસાદ જમીને તેમણે વિશ્રામ કર્યો.

ગૌડીય ભક્તો વારી પ્રમાણે હમેશાં પ્રભુને પોતાને ત્યાં ભિક્ષા કરાવતા હતા. મહાપ્રભુ પણ પ્રેમપૂર્વક બધા ભક્તોને ત્યાં ભિક્ષા કરતા અને તેમનાં ઘરબાર, કુટુંબ-પરિવારના સંબંધમાં વિવિધ પ્રકારના પ્રશ્ન પૂછતા. આ પ્રકારે શ્રાવણ વીત્યા પછી જન્માષ્ટમી આવી. મહાપ્રભુએ ભક્તો સાથે ખૂબ ધામધૂમથી જન્માષ્ટમીનો મહોત્સવ ઉજવ્યો. નન્દોત્સવને દિવસે તેઓએ ગૌડીય ભક્તરૂપી ગોપબાળોને સાથે લઈને નંદોત્સવ—લીલા કરી. તેમાં ઉત્કલ દેશના ભક્તો તથા મંદિરના કાર્યકર્તાઓ પણ સામેલ હતા. કાનાઈ ખૂંટિયા અને જગન્નાથ માહંતિ અનુક્રમે નંદ-

યશોદા બન્યા. મહાપ્રભુ પોતે યુવક ગોપના વેશમાં હાથમાં લાઠી લઇને નૃત્ય કરવા લાગ્યા. મહાપ્રભુની લાઠી ફેરવવાની ચતુરાઇ જોઇને બધા પ્રેક્ષકો વિસ્મિત થઇ ગયા. મહારાજ પ્રતાપરુદ્રજીએ તેજ સમયે પ્રભુની ભાવાવેશની સ્થિતિમાંજ તેમના મસ્તક ઉપર એક ઘણું કિંમતી વસ્ત્ર અને જગન્નાથજીનો પ્રસાદ બાંધી દીધો. પ્રભુના બધા સાથી ગોપ-બાલો કિલકારીઓ કરતા કરતા નૃત્ય કરવા લાગ્યા. જે ભક્તો નંદ-યશોદા બન્યા હતા, તેમણે સાચેજ પોતપોતાનાં ઘરોમાં જઇને પોતાનું બધું ધન બ્રાહ્મણ તથા દીન-દુઃખીઓને લૂંટાવી દીધું. આથી મહાપ્રભુને ઘણો આનંદ થયો. આ પ્રકારે તે દિવસની એ લીલા ઘણાજ આનંદપૂર્વક સમાપ્ત થઇ.

જન્માષ્ટમી વીતી ગયા પછી વિજયાદશમીનો ઉત્સવ આવ્યો. તેમાં મહાપ્રભુ પોતે મહાવીર હનુમાન બન્યા અને ભક્તોને રીંછ-વાનર બનાવીને રાવણ ઉપર વિજય મેળવવા ચાલ્યા. તે સમયે મહાપ્રભુને સાચેજ વાયુપુત્ર શ્રીહનુમાનજીનો ભાવાવેશ થઇ આવ્યો હતો. તેઓ હાથમાં વૃક્ષની ડાળી લઇને કિલકારીઓ કરવા લાગ્યા. બધા મહાપ્રભુના આ અદ્ભુત ભાવને જોઇને વિસ્મિત થઇ ગયા અને જયજયકારના તુમુલ ધ્વનિથી આકાશ ગજાવવા લાગ્યા. આ પ્રકારે મહાપ્રભુએ ભક્તો સાથે મળીને રાસયાત્રાના દીપાવલી, દેવોત્થાન વગેરે બધાં પર્વોની લીલા કરી. મહાપ્રભુના સહવાસનો સમય ક્યારે સમાપ્ત થઇ ગયો તે કોઇને ખબર પણ ન પડી. બધા પોતપોતાનાં ઘર તથા પરિવાર-કુટુંબીઓને તદ્દન ભૂલી ગયા હતા. એ બધાનું ચિત્ત શ્રીજગન્નાથજીમાં તથા મહાપ્રભુનાં ચરણોમાં જોડાયેલું રહેતું હતું. હવે મહાપ્રભુએ ભક્તોને પોતપોતાને ઘેર પાછા જવાની આજ્ઞા આપી. આ વાત સાંભળતાંજ જાણે નાનાં નાનાં કોમળ વૃક્ષો ઉપર હિમ પડયું હોય, તેજ પ્રકારનું દુઃખ તે બધા ભક્તોને થયું.



# भक्तोनी विदाय

यास्यत्यद्य शकुन्तलेति हृदयं संस्पृष्टमुत्कण्ठया
कण्ठस्तम्भितबाष्पवृत्तिकलुषं चिन्ताजडं दर्शनम् ।
वैक्लव्यं मम तावदीदृशमपि स्नेहादरण्यौकसः
पीडयन्ते गृहिणः कथं न तनयाविश्लेषदुःखैर्नवैः ॥

( શકુન્તલા નાટક )

અર્થાત્ શકુંતલાની વિદાય વખતે ભગવાન કણ્વ ઋષિ કહે છે કેઃ–"આજે શકુંતલા ચાલી જશે. એથી હૃદય ઉત્કંઠિત થઇ ગયુ છે, ગળામાં રૂંધાયલા અશ્રુવેગથી ભીની થયેલી મારી આંખો ચિંતાથી સ્તબ્ધ થઈ રહી છે. જો સ્નેહને લીધે મને ( વીતરાગી ) વનવાસીને આટલી વ્યાકુળતા થાય છે તો ભલા ગૃહસ્થજનો પુત્રીના નૂતન વિયોગજન્ય શોકથી કેમ દુઃખી થતા નહિ હોય ! (પોતાનાં વહાલાંના વિયોગમાં જેને દુઃખનો અનુભવ થતો નથી, તે કાં તો પશુ છે અથવા તો ઇંદ્રિયોને બળપૂર્વક રોકનાર મહાન યોગી. )

ભકતોની વિદાયનો સમય નજીક આવી પહોંચ્યો. મહાપ્રભુ ઘણાજ સ્નેહથી, ઘણાજ મમત્વથી બધા ભકતોને અલગ અલગ એકાંતમાં મળવા લાગ્યા. તેમને તેમના મનની વાત પૂછતા, પોતે પોતાના મનની વાત કહેતા, તેમને આલિંગન આપતા, તેમના હાથનો થોડો પ્રસાદ જમી લેતા અને પોતે તેને પોતાના હાથવડે પ્રસાદ ખવડાવતા. આ પ્રકારે વિવિધ રીતે પ્રેમ પ્રદર્શિત કરીને તેઓ બધા ભકતોને સંતુષ્ટ કરવા લાગ્યા. બધા ભક્તોને એવો

અનુભવ થવા લાગ્યો કે, મહાપ્રભુ મારા ઉપર જેટલો સ્નેહ રાખે છે, તેટલો ભાગ્યેજ બીજા કોઇ ઉપર રાખતા હશે. બધાને આ વાતનું અભિમાન હતું કે, પ્રભુ બધાના કરતાં મારા ઉપરજ વધારે પ્રેમ રાખે છે. એ તો તેમની મહત્તા હતી. જે સમયે બધાં પ્રાણીઓમાં આત્મ–ભાવના થઈ જાય છે, જ્યારે બધા પોતાના વહાલાના સ્વરૂપને જોવા લાગે છે, ત્યારે બધાનેજ હૃદયથી વળગી પડવાની ઈચ્છા થાય છે. બધા સહૃદય ભાવિક ભક્તો તેના ઉપર હૃદયથી વહાલ રાખવા લાગે છે, સૌ કોઇ તેને પોતાનોજ આત્મા સમજે છે. એ અવસ્થામાં મોહ કયાંથી? શોક કયાંથી? સર્વત્ર આનંદ આનંદ અને આનંદજ! જ્યાં જુઓ ત્યાં શુદ્ધ પ્રેમ, પ્રેમ ને પ્રેમજ દેખાય છે. પ્રેમમાં સંદેહ, ઈર્ષ્યા, દ્વેષ અને કોઇને નાનો–હલકો માનવાના ભાવજ નથી રહેતા. આવા મહાપુરુષના સમાગમમાં રહીને બધા મનુષ્યો પોતાની ખોટી વૃત્તિઓને ભૂલી જાય છે અને તેઓ સદા પ્રેમ–મદિરામાં છકેલા રહે છે.

સૌથી પહેલાં પ્રભુએ નિત્યાનંદજીને બોલાવ્યા અને તેમની સાથે એકાંતમાં ઘણી વાર સુધી વાતો કરતા રહ્યા તથા તેમને ગૌડ દેશમાં જઇને ભગવન્નામ પ્રચાર કરવા માટે તૈયાર કર્યા. પોતે તેમને આજ્ઞા આપી કે "ગૌડ દેશમાં જઇને બ્રાહ્મણથી તે ચાંડાળ સુધીના બધાને ભગવન્નામનો ઉપદેશ કરો. આ રામદાસ, ગદાધર વગેરે ઘણા ભક્તો તમારા આ કામમાં સાથ આપશે. મંગલમય ભગવાન તમારૂં કલ્યાણ કરો. હું પણ ગુપ્તરૂપે સદા તમારી સાથેજ રહીશ."

પછી તેઓએ અદ્વૈતાચાર્યને કહ્યું: "આચાર્ય! આપજ અમારા બધાના શ્રેષ્ઠ, માન્ય, ગુરુ, પૂજ્ય અને અગ્રણી છો. આપ સદા એવો પ્રયત્ન કરતા રહેજો કે ભક્તો સંકીર્તનથી વિમુખ ન થઈ જાય; તેમને સંકીર્તન માટે આપ હમેશાં પ્રોત્સાહન આપતા રહેજો."

ત્યાર પછી શ્રીવાસ પંડિતની વારી આવી. પ્રભુએ તેમને કહ્યું કે "પંડિતજી ! આપના ઋણથી તો હું કદી પણ મુક્ત થઇ શકું તેમ નથી. આપે તો મને સાચેસાચ ખરીદીજ લીધો છે; તેથી આપના આંગણામાં જ્યારે પણ સંકીર્તન થશે, ત્યારે તેમાં હમેશાં હું ગુપ્ત ભાવે હાજર રહીશ અને સદા આપના આંગણામાં નૃત્ય કરતો રહીશ."

પછી તેઓએ આંખોમાં આંસુ લાવીને કહ્યું: "પંડિતજી ! એ પૂજ્ય, દુઃખી, વૃદ્ધ માતાનાં ચરણોમાં મારા વારંવાર પ્રણામ કહેજો. મેં ઘણો મોટો અપરાધ કર્યો છે કે, તેને એકલી મૂકીને ચાલ્યો આવ્યો છું. મારા તરફથી આપ માતાની ક્ષમા માગજો અને માતાને કહી દેજો કે, હું સદા તેના બનાવેલા નૈવેદ્યનું ભોજન કરૂં છું. તહેવારોને દિવસે જ્યારે તે મારૂ સ્મરણ કરીને રૂવે છે, ત્યારે હું ત્યાં જઇને તેમના બનાવેલા પદાર્થો ખાઉં છું. આપ તેમને સાંત્વન આપજો અને મારા શરીરના કુશળ-સમાચાર કહેજો. હું તરતમાંજ આવીને તેમનાં શ્રીચરણોનું દર્શન કરવા ઇચ્છું છું." આમ કહીને મહાપ્રભુએ શ્રીજગન્નાથજીનું એક ઘણું કિંમતી પ્રસાદી વસ્ત્ર તથા ભગવાનનું પ્રસાદી અન્ન માતાને માટે આપ્યાં. શ્રીવાસ પંડિતે તે બન્ને વસ્તુઓને ખાસ કાળજીથી બાંધી લીધી.

પછી તેઓએ ઉદાર ચિત્તવાળા પરમભાગવત શ્રીશિવાનંદજી સેનને અત્યંત સ્નેહભર્યા અવાજે કહ્યું કેઃ- "સેન મહાશય ! આપ ગૃહસ્થ હોવા છતાં પણ ઘરની કંઇ પરવા કરતા નથી એ બરાબર નથી. સાધુ-સેવા કરવી જોઇએ, પરંતુ થોડું ઘણું ઘરનું પણ ધ્યાન રાખ્યા કરો. જે કંઇ આવે છે તે બધું આપ તેજ સમયે ઉડાવી દો છો. ગૃહસ્થાશ્રમ માટે થોડું ધન ભેગું કરવાની પણ જરૂર છે."

આ પછી કુલીનગ્રામવાસી રામાનંદ તથા સત્યરાજખાંને ફરીથી યાદ આપતાં કહ્યું કે "દર વર્ષે ભગવાનની સુંદર અને મજબૂત 'પટ્ટડોરી' બનાવીને લાવ્યા કરજો.

દર વર્ષે ભક્તો સાથે રથ યાત્રામાં આવવું જોઇએ."

પછી તેઓ માલાધર વસુ (ગુજરાનખાં) તરફ જોઇને કહેવા લાગ્યાઃ " વસુ મહાશયની પ્રતિભાનું તો કહેવુંજ શું ? ઘણા સુંદર કવિ છે. મેં તેમનું રચેલું 'શ્રીકૃષ્ણવિજય' કાવ્ય સાંભળ્યું છે. આમ તો સમસ્ત કાવ્ય સુંદર છે, તેમાં પણ તેનું એક પદ તો ઘણુંજ સુંદર લાગ્યુંઃ 'નંદનંદન કૃષ્ણ મોર પ્રાણનાથ !' અહા કેટલું સુંદર પદ છે! પાસે બેઠેલા સ્વરૂપ દામોદરને પૂછવા લાગ્યાઃ " આ આખું પદ કેવું છે ? "

સ્વરૂપ દામોદર ધીરે ધીરે લયપૂર્વક બોલવા લાગ્યાઃ

'એક ભાવે બંદ હરિ જોડ કરિ હાત;
નંદનંદન કૃષ્ણ મોર પ્રાણનાથ !'

થોડી વાર અટકીને પછી પ્રભુ કહેવા લાગ્યાઃ " કુલીનગ્રામની તો કંઇ વાતજ જુદી છે, ત્યાંના તો બધા પુરુષ ભક્ત છે. સઘળા લોકોને મુખેથી હરિનામ-સંકીર્તનનો સુમધુર ધ્વનિ સંભળાય છે, તેથી તે ગામનું કૂતરૂં પણ મને વંદનીય છે ! "

પ્રભુએ આ પ્રમાણે કહેવાથી કુલીનગ્રામવાસી રામાનંદ અને સત્યરાજખાં વગેરે વૈષ્ણવોએ શરમને લીધે મસ્તક નીચું નમાવી દઇને ધીરે ધીરે પૂછયું કે " પ્રભો ! અમારો ગૃહસ્થોનો પણ કોઈ પ્રકારે ઉદ્ધાર થઇ શકે છે ? અમારે શું કર્તવ્ય છે તે અમે જાણવા ઇચ્છીએ છીએ."

મહાપ્રભુએ કહ્યું: " આપ સૌ જાણો છો કે, આપથી ગુપ્ત કોઇજ વાત નથી. ગૃહસ્થાશ્રમમાં રહીને ભજન-પૂજન બધું થઈ શકે છે. ગૃહસ્થોને માટે ત્રણજ બાબતો મુખ્ય છેઃ-શ્રદ્ધાપૂર્વક ભગવાનની સેવા-પૂજા કરતા રહેવું, મુખથી સદા શ્રીહરિનાં મધુર નામોનું સંકીર્તન કરતા રહેવું અને પોતાને બારણે જે આવી ચઢે તેમની યથાશક્તિ સેવા કરવી તથા વૈષ્ણવો અને સાધુ-મહાત્માઓનાં ચરણોમાં શ્રદ્ધા રાખવી."

સત્યરાજે પૂછ્યું: "પ્રભો! વૈષ્ણવને શી રીતે ઓળખવા?"

મહાપ્રભુએ કહ્યું: "જેના મુખમાંથી એક વાર પણ શ્રીકૃષ્ણનું નામ નીકળી જાય તે વૈષ્ણવ છે. વૈષ્ણવની આજ એક મોટી ઓળખાણ છે."

કુલીનગ્રામવાસીઓને સંતુષ્ટ કરીને પ્રભુ ખંડગ્રામવાસીઓ તરફ જોવા લાગ્યા. તેઓમાં મુકુન્દ દત્ત ને રઘુનંદન, એ બે પિતા–પુત્ર અને નરહરિ, એ ત્રણજ મુખ્ય માણસો હતા. મુકુંદ દત્તના પુત્ર રઘુનંદનજી હતા. ખરી રીતે તો રઘુનંદનજીજ ભગવદ્ભક્ત હતા. પુત્રના સંગથી પિતાને ભક્તિ પ્રાપ્ત થઈ હતી. આ વાત વિચારીને હસતાં હસતાં પ્રભુએ તેમને પૂછ્યું: "ભાઇ! હું એ જાણવા ઇચ્છું છું કે, તમારા બન્નેમાંથી પિતા કોણ છે અને પુત્ર કોણ છે?"

પ્રભુનો આવો પ્રશ્ન સાંભળીને ગંભીર વાણીથી નિરાભિમાની મુકુંદ દત્ત કહેવા લાગ્યા કે "પ્રભો! યથાર્થમાં પિતા તો રઘુનંદનજ છે. આ શરીરના સંબંધથી હું તેનો પિતા ભલે હોઉં, પરંતુ મને શ્રીકૃષ્ણભક્તિ તો એનાથીજ પ્રાપ્ત થઇ છે. એનાજ અનુગ્રહથી મારો પુનર્જન્મ થયો છે, તેથી સાચા પિતા તો તેઓજ છે."

મહાપ્રભુ શ્રીમુકુંદ દત્તનો આવો ઉત્તર સાંભળી ઘણાજ સંતુષ્ટ થયા અને કહેવા લાગ્યા કે "મુકુંદ! આપે આ ઉત્તર આપના શીલ–સ્વભાવને અનુરૂપજ દીધો છે. ભગવદ્ભક્તે ભક્તિ પ્રદાન કરનારા મહાપુરુષમાં એવીજ ભાવના રાખવી જોઇએ. પછી ભલેને તે ઉંમરમાં, સંબંધમાં, કુળમાં, જાતિમાં, વિદ્યા અથવા માનમાં પોતાનાથી નાના કેમ ના હોય!"

આટલું કહીને મહાપ્રભુ બધા ભક્તોને સંભળાવીને મુકુંદ દત્તની ભક્તિના સંબંધમાં એક વાત કહેવા લાગ્યા. મુકુંદની પ્રશંસા કર્યા પછી પ્રભુએ કહ્યું કે "એમની કૃષ્ણભક્તિ ઘણીજ અપૂર્વ છે. એમના વંશજો સદાકાળથી રાજવૈદ્યપણાનું કાર્ય કરતા આવ્યા છે. તેઓ પણ મુસલ-

માન બાદશાહના વૈદ્ય છે. એક દિવસ તેઓ બાદશાહ પાસે બેઠા હતા એટલામાંજ એક નોકર મોરનાં પીછાંનો પંખો લઈને બાદશાહને પવન નાખવા આવ્યો. મોરનાં પીછાંના દર્શનથીજ તેમને ભગવાનના મુકુટનું સ્મરણ થઈ આવ્યું, અને તેઓ પ્રેમમાં બેભાન થઇને ત્યાંજ મૂર્છિત થઇને પડી ગયા. બાદશાહને ઘણું આશ્ચર્ય થયુ. ત્યારે તેમણે તેમના વિવિધ પ્રકારે ઉપચાર કરાવ્યા. હોશમાં આવ્યા પછી ખેદ પ્રગટ કરતાં કરતાં બાદશાહે કહ્યું કે "આપને ઘણું કષ્ટ થયુ હશે?"

તેમણે બીજી તરફ ધ્યાન આપતાં કહ્યું કે "નહિ મહારાજ! મને કંઇજ દુઃખ થયું નથી."

ત્યારે બાદશાહે પૂછયુંઃ "આપને એકાએક આ શું થઇ ગયું?"

તેમણે પોતાના ભાવને છુપાવતાં કહ્યુંઃ "મને મૃગી-નો રોગ છે. એકદમ તેની અસર થઇ આવી હતી." બાદશાહ બધું સમજી તો ગયા, પરંતુ તેમણે કંઈ કહ્યું નહિ. તેજ દિવસથી તે તેમને અત્યંત માન આપવા લાગ્યા.

પ્રભુના મુખેથી પોતાની આવી પ્રશંસા સાંભળીને મુકુંદ કંઈક શરમિંદા થઇ ગયા. ત્યારે પ્રભુએ તેમને કહ્યું કેઃ-"આપ ભલે મનમાન્યા રૂપિયા પેદા કરો, પરંતુ રઘુ-નંદનને સદા કૃષ્ણભજનમાંજ યોજાઇ રહેવા દો. એ તો જન્મથીજ ભક્ત છે, કડકડતા શિયાળામાં પણ એ તળાવ-માં સ્નાન કરીને કદંબનાં ફૂલોથી ભગવાનની પૂજા કર્યા કરતા હતા. એ આપના આખાય કુળને તારી દેશે."

આ પછી પ્રભુએ મુરારી ગુપ્તને રામોપાસનાજ કરતા રહેવાનો ઉપદેશ આપ્યો, અને બધા ભક્તોને તેમની દૃઢ રામનિષ્ઠાની વાત કહી સંભળાવી. પછી સાર્વભૌમ તથા વિદ્યાવાચસ્પતિ બન્નેને શ્રીકૃષ્ણભક્તિ કરવા કહ્યું.

પછી મહાપ્રભુ વાસુદેવ દત્ત તરફ જોઇને કહેવા લાગ્યા કેઃ-"જો આવા ભક્તો દસ-વીસ પણ હોય તો સં-સારનો જરૂર ઉદ્ધાર થઈ જાય." પ્રભુના મુખેથી પોતાની

પ્રશંસા સાંભળીને વાસુદેવ દત્તે શરમાઇ જઇને ઘણાજ-દીનભાવે કહ્યું કે "પ્રભો ! હું આપનાં શ્રીચરણોમાં એક પ્રાર્થના કરવા ઇચ્છું છું. આપ તો દયાળુ છો. આ જીવોને દુઃખી જોઇને મારૂં હૃદય ફાટી જાય છે. પ્રભો ! મારી એજ પ્રાર્થના છે કે, સમસ્ત જીવોનાં પાપ મારા શરીર-માં આવી જાય અને બધાના બદલાનું દુઃખ હું એકલોજ ભોગવી લઉં. એજ મારી હાર્દિક ઇચ્છા છે. એવોજ આપ આશીર્વાદ આપો. આપ સર્વ કંઈ કરવા સમર્થ છો."

પ્રભુ તેમના આ ભૂતદયાના ભાવથી ઘણાજ સંતુષ્ઠ થયા. બધા ભક્તો ચાલવા માટે તૈયાર થયા. મુકુંદ પ્રભુ-ની પાસેજ રહેવા ઇચ્છતા હતા, તેથી પ્રભુએ તેમને યમેશ્વરમાં ટોટા ગોપીનાથની સેવા કરવાની આજ્ઞા આપી. તેઓ ત્યાંજ ક્ષેત્રસંન્યાસ લઇને સેવા–પૂજા અને કૃષ્ણ-કીર્તન કરવા લાગ્યા.

ભકતો મહાપ્રભુને છોડવાજ ઇચ્છતા નહોતા. તેમનાં દિલ ધડકતાં હતાં અને તેઓ વિવશ થઇને જવા તૈયાર થયા હતા. મહાપ્રભુનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યું હતું. ભકતો ઉચ્ચ સ્વરે રુદન કરતા હતા. મહાપ્રભુ તેઓ બધા-ને અલગ અલગ આલિંગન કરતા હતા. ભકતો તેમનાં ચર-ણોમાં આળોટી આળોટીને પોતાના વિરહદુઃખને કંઇક ઓછું કરતા હતા. જેમ તેમ કરીને ઘણાજ દુઃખપૂર્વક ભકતો ગૌડ દેશ તરફ ચાલ્યા. મહાપ્રભુ ઘણે દૂર સુધી તેમને મૂકવા ગયા. ભક્તોને વિદાય કરીને તેઓ પાછા ફરીને પોતાને સ્થાને આવી પહોંચ્યા અને પુરી, ભારતી, જગદાનંદ, સ્વરૂપ દામોદર, દામોદર પંડિત, કાશીશ્વર અને ગોવિંદની સાથે તેઓ સુખપૂર્વક નિવાસ કરવા લાગ્યા. થોડાક ગૌડીય ભકતો થોડા દિવસો માટે પ્રભુની પાસે કંઇક વધુ રોકાઇ ગયા હતા. તેમને પાછળથી નિત્યાનંદજીની સાથે પ્રભુએ ભગવન્નામના પ્રચારને માટે ગૌડ દેશમાં મોકલ્યા હતા.



# सार्वभौमने घेर भिक्षा अने अमोघनो उद्धार

सार्वभौमगृहे भुञ्जन् स्वनिन्दकममोघकम् ।
अङ्गीकुर्वन् स्फुटीचक्रे गौरः स्वां भक्तवत्सताम् ॥
( ચૈત. ચરિ. મ. લી. ૧૫-૧ )

અર્થાત્ ગૌર મહાપ્રભુએ સાર્વભૌમના ઘરમાં ભોજન કરતી વખતે પોતાના નિંદક ( સાર્વભૌમના જમાઇ) અમોઘ ભટ્ટાચાર્યનો અંગીકાર કરીને પોતાની ભક્તવત્સલતા દર્શાવી.

ગૌડીય ભક્તોના ચાલ્યા ગયા પછી સાર્વભૌમ ભટ્ટાચાર્યે પ્રભુની પાસે આવીને નિવેદન કર્યું કે "પ્રભો! હજુ સુધી તો મેં ભક્તોને લીધે કહેતાં સંકોચ કર્યો હતો, પરંતુ હવે તો ભક્તો ચાલ્યા ગયા છે, હવે હું એક પ્રાર્થના કરવા ઇચ્છું છું, તેનો આપે સ્વીકાર કરવો પડશે."

પ્રભુએ કંઇક પ્રેમપૂર્વક કટાક્ષ કરતાં કહ્યું કે "બધી વાતોનો પહેલેથીજ સ્વીકાર કરાવી લેવો, ત્યારે કહેવી એ પણ એક ભારે વાત! કહો શી વાત છે? માનવા યોગ્ય હશે તો માનીશ અને નહિ માનવા યોગ્ય હોય તો ના પાડી દઇશ."

ભટ્ટાચાર્યે કહ્યું: "ના, એવી કોઇ વાત નથી. માનવા યોગ્યજ છે."

પ્રભુએ જલદીથી કહ્યું: "જ્યારે પહેલેથીજ ખબર છે કે વાત માનવા યોગ્ય છે, તો શંકાજ શામાટે લાવ્યા? ઠીક, સાંભળું તો ખરો કે કેવી વાત છે."

કંઇક વિચારતાં વિચારતાં ધીરે ધીરે ભટ્ટાચાર્ય સાર્વભૌમે કહ્યુઃ " મારી પણ ઇચ્છા છે અને ષાઠી ( ભટ્ટાચાર્યની નાની પુત્રી )ની માતા પણ ઘણા દિવસોથી પાછળ પડી છે, કે આપ થોડાક સમયસુધી હમેશાં અમારે ઘેરજ આવીને ભિક્ષા કરવાની કૃપા કરો. આપ વધારે દિવસ તો અમારી ભિક્ષાનો સ્વીકારજ શાના કરો, પરંતુ ઓછામાં ઓછા એક માસ સુધી તો આપની ચરણધૂલિથી અમારા નવા ઘરને પવિત્ર બનાવજોજ; એજ મારી પ્રાર્થના છે."

પ્રભુએ મોટેથી હસતાં હસતાં કહ્યુ કે " આપ તો કહેતા હતા ને કે, માનવા યોગ્ય વાત છે! આ વાતનો ભલા કોઇ સંન્યાસી સ્વીકાર કરી શકે કે એક મહિના સુધી સતત એકજ માણસને ત્યાંજ ભિક્ષા કર્યા કરવી? સંન્યાસીને માટે તો ઘર ઘરથી મધુકરી માગીને પેટ ભરવાનુ વિધાન છે."

ભટ્ટાચાર્યે કહ્યું: " પ્રભો ! એ બધી વાતો રહેવા દો. આપ આ પ્રાર્થનાનો સ્વીકાર કરીને મારી તથા મારા બધા પરિવારની ઇચ્છા પૂરી કરો."

પ્રભુએ આશ્ચર્ય દર્શાવતા કહ્યું: " આચાર્ય! આપ પણ જ્યારે આવા ધર્મ વિરુદ્ધ કામ માટે મને ફરજ પાડશો, તો પછી મૂર્ખ ભકતોની તો વાતજ દૂર રહી. એક બે દિવસ કહો તો ભિક્ષા કરી પણ લઉં." અતે ઘણા વાદવિવાદ પછી પાંચ દિવસની ભિક્ષા નક્કી થઇ. ભટ્ટાચાર્ય પ્રભુને એકાંતમાં ભોજન કરાવવા ઇચ્છતા હતા. તેથી તેમના સાથી અન્ય સાધુ–મહાત્માઓને બીજા બીજા દિવસોએ નિમંત્રણ આપ્યુ.

નક્કી કરેલે સમયે મહાપ્રભુ ભટ્ટાચાર્યને ઘેર ભિક્ષા કરવા ગયા. ભટ્ટાચાર્યને ચંદનેશ્વર નામનો એક છોકરો અને ષાઠી નામની એક છોકરી હતી. ષાઠીના પતિ અમોઘ ભટ્ટાચાર્ય સાર્વભૌમનીજ સાથે રહેતા હતા. તે મહાશય બહુજ અસદ્ધાળુ અને નાસ્તિક પ્રકૃતિવાળા હતા, તેથી

સાર્વભૌમે મહાપ્રભુની ભિક્ષા વખતે તેમને કોઇ કામ માટે બહાર મોકલી દીધા હતા. મહાપ્રભુને એકાંતમાં બેસાડીને સાર્વભૌમ તેમને ભિક્ષા કરાવવા લાગ્યા. સાર્વભૌમની ગૃહિણીએ અનેક પ્રકારની ભોજનસામગ્રીઓ પ્રભુની ભિક્ષા માટે બનાવી હતી. વીસેક પ્રકારનાં શાક, અનેક પ્રકારનાં ખાટાં-મીઠાં અથાણાં તથા સુરબ્બા હતા. કેટલાય પ્રકારના ભાત, વિવિધ પ્રકારની મિઠાઇઓ તથા ખીરુ પણ પચાસેક પ્રકારની વસ્તુઓ હતી. કેટલીક તો પાઠીની માતાએ ઘરમાંજ તૈયાર કરેલી હતી, કેટલીક ભગવાનના પ્રસાદની વસ્તુઓ મંદિરમાંથી મંગાવી લીધી હતી. સાર્વભૌમે પચાસેક પાત્રોમાં જુદા જુદા તે પદાર્થો પ્રભુ સમક્ષ પીરસ્યા. મહાપ્રભુ એટલા બધા પદાર્થોને જોઇને ઘણાજ પ્રસન્ન થયા અને આશ્ચર્ય તથા પ્રસન્નતા પ્રગટ કરતાં કરતાં કહેવા લાગ્યા કે "મહાન આશ્ચર્યની વાત છે! ચંદનેશ્વરની માતાએ એક દિવસમાં આ આટલી બધી ચીજો કેમ કરીને તૈયાર કરી દીધી! આટલી વસ્તુઓ તો વીસ સ્ત્રીઓ પણ જુદા જુદા સેંકડો ચૂલાઓ ઉપર તૈયાર કરી શકે નહિ! ભટ્ટાચાર્ય સાર્વભૌમનેજ ધન્ય છે કે જેમને ઘેર ભગવાનને આટલી બધી વસ્તુઓનો ભોગ ધરાવાય છે! પરંતુ આટલી બધી ચીજોને ખાશે કોણ? આનાથી તો કેટલાયે માણસોનું પેટ ભરાઈ જાય અને તેમ છતાં પણ વધી પડે. આપ આમાંથી થોડી થોડી ઓછી કરી દો."

ભટ્ટાચાર્યે કહ્યું: "પ્રભો! વધારે નથી. મંદિરમાંના ૫૬ પ્રકારના ભોગોથી ઘણીજ ઓછી છે. વળી ત્યાં તો કેટલીયે વાર ભોગ ધરાવાય છે. અહીં તો મેં એકજ વાર થોડું થોડું પીરસ્યું છે તેનેજ આપ આરોગીને મને કૃતાર્થ કરો."

મહાપ્રભુ સાર્વભૌમના આગ્રહથી પ્રસાદ આરોગવા લાગ્યા. મહાપ્રભુ જે ચીજ અધીં જમી જતા તે ચીજ જલદીથી લાવીને ભટ્ટાચાર્યજી પાછા પૂરી કરી દેતા. પ્રભુને પીરસતી વખતે પણ તેમને પોતાના જમાઈ અમોઘનું

ધ્યાન રહ્યા કરતું હતું; તેથી તેઓ પદાર્થો પીરસીને જલદીથી બારણા આગળ જઇને બેસતા, કે જેથી અમોઘ અહીં આવીને કોઈ પ્રકારનું વિઘ્ન ઉભું ન કરે. એટલામાંજ ભટ્ટાચાર્યે અમોઘને આવતો જોયો. દૂરથી જોતાંજ તેમણે તેને બીજા ઘરમાં જવાની આજ્ઞા કરી. તે સમયે તો અમોઘ તે ઘરમાં ચાલ્યો ગયો, પરંતુ જ્યારે ભટ્ટાચાર્ય પ્રભુમાટે કંઇક લેવા બીજા ઘરમાં ગયા ત્યારે જલદીથી તે પ્રભુની પાસે આવી પહોંચ્યો. મહાપ્રભુની સમક્ષ સેંકડો પ્રકારના પદાર્થોનો ઢગલો જોઇને દાંત વડે જીભ કરડતાં કરડતાં અમોઘે કહ્યું: "બાપ રે બાપ! આ તે સંન્યાસી છે કે આફતનું પૂતળું છે? આટલું ભોજન તો વીસ માણસો પણ ન કરી શકે આ આટલું બધું ભોજન કેમ કરીને કરી શશે?"

આ વાત સાંભળતાંજ સાર્વભૌમ ભટ્ટાચાર્ય ત્યાં જલદીથી આવીને હાજર થઇ ગયા અને અમોઘને સખત ઠપકો દઇને તેઓ પ્રભુ પાસે આ અપરાધને માટે ક્ષમા માગવા લાગ્યા.

મહાપ્રભુએ ઘણી સરળતાથી કહ્યું: "આમાં અમોઘે અપરાધજ શો કર્યો છે? તેણે ઠીકજ વાત કહી છે. ભલા, સંન્યાસીને આટલા બધા પદાર્થો જમાડીને તેની પાસે કોઇ સદાચારી રહેવાની આશા કેમ કરીને રાખી શકે? આપે મને એટલું બધું ભોજન કરાવી દીધું છે કે, જમીનથી ઉઠવું પણ મારે માટે અશક્ય થઈ પડ્યું છે. અમોઘે તો તદ્દન સાચી વાત કહી છે. આપ તેને ઠપકો આપશો નહિ. મને તેના ઉપર જરા પણ ગુસ્સો નથી, આપ આપના મનમાં બીજું કંઇ પણ ન માનશો." મહાપ્રભુ આટલું કહીને અને ભિક્ષા કરીને પોતાને સ્થાને પાછા ફર્યા.

સાર્વભૌમ તથા તેમનાં પત્નીને આ બનાવથી ઘણું દુઃખ થયું. તેઓ પ્રભુના અપમાનથી દુઃખી થઇને અમોઘને ઠપકો આપવા લાગ્યાં. ભટ્ટાચાર્ય તથા તેમનાં પત્નીએ કંઇ પણ ખાધું નહિ. ભટ્ટાચાર્યની પુત્રી યાઠીદેવી પોતાના

ભાગ્યને વારંવાર ધિક્કારવા લાગી. તે ભગવાનને કહેતી કેઃ–" હે દયાળો ! આવા પતિથી તો હું પતિ વિનાની હોત તો સારૂં હતું. યા તો મારા આ શરીરનો અંત લાવી દો કે કાં તો આવા સાધુ–દ્રોહી પતિનેજ મારાથી અલગ કરી દો." અમોઘ પોતાના સસરાની લાલ લાલ આંખો જોઇને બહાર ચાલ્યો ગયો અને તે દિવસે રાત્રે પણ તે ઘેર પાછો આવ્યો નહિ. તે દિવસે ચિંતાને લીધે ભટ્ટાચાર્યના પરિવારમાં કોઇએ પણ ભોજન કર્યું નહિ.

ભગવાનની વિચિત્ર લીલા તો જુઓ ! અમોઘને પોતાની કરણીનું પ્રત્યક્ષ ફળ મળી ગયું. બીજે જ દિવસે તેને ભયંકર કોલેરાનો રોગ થઇ આવ્યો. આ સમાચાર સાંભળતાં જ કંઇક પ્રસન્નતા દર્શાવતાં સર્વભૌમે કહ્યું કે " ચાલો ઠીકજ થયું. '**अत्युग्रपापपुण्यानामिहैव फलमश्नुते**' અર્થાત્ અત્યંત ઉગ્ર પાપ–પુણ્યોનું ફળ અહીંજ આ પૃથ્વી ઉપરજ મળી જાય છે. અમોઘે જેવું કર્યું તેવુંજ તેનું પ્રત્યક્ષ ફળ તે પામ્યો." લોકો અમોઘને ઉપાડીને સાર્વભૌમને ઘેર લાવ્યા. આચાર્ય ગોપીનાથે જઇને આ ખબર પ્રભુને સંભળાવ્યા. સાંભળતાં જ મહાપ્રભુ સાર્વભૌમને ઘેર જલદીથી દોડી આવ્યા. તેમણે આવીને જોયું તો અમોઘ બેભાન થઇને પલંગ ઉપર પડેલો છે. તેના જીવવાની કોઇને પણ આશા નથી.

એટલે તો મહાપ્રભુ તેના પલંગ પાસે ગયા અને તેના હૃદય ઉપર હાથ મૂકીને કહેવા લાગ્યાઃ–" અહા ! બાળકોનું હૃદય કેટલું કોમળ હોય છે ! પછી કુલીન બ્રાહ્મણોનું તો કહેવું જ શું ? બ્રાહ્મણોનું સ્વચ્છ નિર્મળ અંતઃકરણ પ્રભુના નિવાસનેજ યોગ્ય હોય છે. કોણ જાણે આ માત્સર્યરૂપી રાક્ષસ આ અમોઘના અંતઃકરણમાં ક્યાંથી ઘૂસી ગયો !" પ્રભુ થોડી વાર ચૂપ રહીને કહેવા લાગ્યાઃ– "ઓ દુષ્ટ માત્સર્ય ! સાર્વભૌમ ભટ્ટાચાર્યના ઘરમાં રહેનારા અમોઘના અંતઃકરણમાં પ્રવેશ કરવાની તારી હિંમત

ક્યાંથી આવી ? સાર્વભૌમના ભયથી તું હમણાં જ ભાગી જા." આટલું કહીને તેઓ ફરીથી અમોઘને સંબોધન કરીને કહેવા લાગ્યાઃ–" અમોઘ ! તારા હૃદયમાંથી ચાંડાળ માત્સર્ય નાસી ગયો છે; હવે તું જલદીથી ઊઠીને શ્રીકૃષ્ણનાં મધુર નામોનો ઉચ્ચાર કર." .

આટલું સાંભળતાં જ અમોઘ ઉંઘી ગયેલા માણસની પેઠે જલદીથી ઊઠીને ઉભો થઈ ગયો, અને " શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવ" આદિ ભગવાનનાં નામોનું મોટેથી ઉચ્ચારણ કરતો કરતો નૃત્ય કરવા લાગ્યો. તેની આ અદ્ભુત અને ફેરવાઇ ગયેલી દશા જોઇને બધા આશ્ચર્યચકિત થઇ જઇ પ્રભુના શ્રીમુખ તરફ નિહાળવા લાગ્યા અને તેને મહાપ્રભુનો જ પરમ પ્રસાદ માનવા લાગ્યા.

અમોઘે પણ પ્રભુનાં ચરણોમાં પડીને તેમની પાસે પોતે પહેલાં કરેલા અપરાધ માટે ક્ષમા–પ્રાર્થના કરી. મહાપ્રભુએ તેને ભેટીને આશ્વાસન આપ્યું. અમોઘને પોતાનાં દુષ્કૃત્યો ઉપર ઘણો જ પશ્ચાત્તાપ થવા લાગ્યો. તે પોતાના અપરાધનું સ્મરણ કરીને બન્ને હાથો વડે પોતાના ગાલો પર તમાચા મારવા લાગ્યો. આથી તેના બન્ને ગાલો સૂજી ગયા. ત્યારે આચાર્ય ગોપીનાથે તેને આ કામથી અટકાવ્યો. મહાપ્રભુએ તેને કૃષ્ણકીર્તનનો ઉપદેશ આપ્યો. તેજ દિવસથી અમોઘ પરમભાગવત વૈષ્ણવ બની ગયો અને તેની ગણત્રી પ્રભુના અંતરંગ ભક્તોમાં થવા લાગી. પછી મહાપ્રભુએ ગોપીનાથાચાર્યને આજ્ઞા આપી કે, તમે પોતે જઇને ભટ્ટાચાર્ય અને તેમનાં પત્નીને ભોજન કરાવો. પ્રભુની આજ્ઞા થતાં આચાર્ય સાર્વભૌમને સાથે લઇને ઘેર ગયા અને તેમને ભોજન કરાવ્યું. પ્રભુના કહેવાથી સાર્વભૌમે અમોઘને ક્ષમા આપી અને તે દિવસથી તેના ઉપર અત્યંત વહાલ દર્શાવવા લાગ્યા. અને અમોઘ પણ મહાપ્રભુનાં ચરણોમાં અધિકાધિક પ્રીતિ કરવા લાગ્યો.



# નિત્યાનંદજીનો ગૌડદેશમાં ભગવન્નામ-પ્રચાર

नित्यानंदमहं वन्दे कर्णे लम्बितमौक्तिकम् ।
चैतन्याग्रजरूपेण पवित्रीकृतभूतलम् ॥

( શ્રી ચૈતન્ય. મહા )

અર્થાત્ જેમના કાનમાં મોતીવાળાં કુંડળ લટકી રહ્યાં છે અને જેમણે શ્રી ચૈતન્યદેવના મોટા ભાઈરૂપે આ પૃથ્વીને ( ભક્તિરસથી તરબોળ કરીને ) પરમપાવન બનાવી દીધી છે, તે નિત્યાનંદ પ્રભુને હુ પ્રણામ કરૂં છું.

નિત્યાનંદજીનો સ્વભાવ હંમેશથી અજ્ઞાન બાળક જેવો જ હતો. તેઓ પુરીમાં પણ સદા બાલ્યભાવમાં જ રહેતા હતા. તેમનામાં અનંત ગુણો હશે, પરંતુ એક ગુણ તેમનામાં સર્વશ્રેષ્ઠ હતો, તેઓ મહાપ્રભુને પોતાના પ્રાણથી પણ વધારે ચાહતા હતા. તેમનાં ચરણોમાં તેમને ગાઢ પ્રેમ હતો. તેમના સિવાય તેઓ બીજા કોઈને કંઈ ગણતાજ નહોતા. તેમને માટે ભગવાન, પરમાત્મા તથા બ્રહ્મ જે પણ કંઈ હતા, તે ચૈતન્ય મહાપ્રભુ જ હતા. તેમની સાથે તેઓ બાળકની પેઠે વાતો કરતા હતા. રખડવાનો તેમનો પહેલેથીજ સ્વભાવ હતો અને બાળકો સાથે ખેલવામાં તેઓ સૌથી વધારે આનંદનો અનુભવ કરતા હતા તેઓ સદા બાળકો સાથે રમ્યા કરતા અને તેમની પાસે મોટેથી બોલાવતા કે—

" ગૌર હરિ બોલ, ગૌર હરિ બોલ,
ચૈતન્યકૃષ્ણ શ્રી ગૌરહરિ બોલ. "

બાળકો આ નામોની ધૂન મચાવતા ત્યારે તેઓ તેમના મુખેથી આ સંકીર્તન સાંભળીને ઘણાજ ખુશી થતા.

એક દિવસ મહાપ્રભુએ તેમને પાસે બોલાવીને કહ્યું કેઃ-" શ્રીપાદ ! મારો આપના પ્રત્યે કેટલો સ્નેહ છે, તે હુંજ જાણું છું. હું આપને એક ક્ષણ પણ મારાથી અળગા કરવા ઈચ્છતો નથી; પરંતુ જીવોનું દુઃખ મારાથી જોયું જતું નથી. ગૌડદેશના મનુષ્યો તો ભગવાનને તદ્દન ભૂલી ગયા છે. જે કંઇ થોડા ઘણા ભણેલા છે, તેઓ પોતાના વિદ્યાભિમાનમાં આખો વખત મસ્ત રહ્યા કરે છે. તેમને ન્યાયના શુષ્ક તર્ક-વિતર્કોના ચક્કરમાંથી તેમને અવકાશજ મળતો નથી. તેઓ કૃષ્ણ-કીર્તનને તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે. આપના સિવાય ગૌડ દેશનો ઉદ્ધાર બીજો કોઇ કરી શકે તેમ નથી. આ કામ આપનાથીજ થઇ શકશે. તેથી જીવોના કલ્યાણને ખાતર આપે મારાથી અળગા થઈને ગૌડ દેશમાં ભગવન્નામ વહેંચવા માટે જવું પડશે. આપજ ઉચ્ચ-નીચનો ભેદ-ભાવ રાખ્યા સિવાય બધા લોકોને ભગવન્નામનો ઉપદેશ આપી શકશો."

પ્રભુના આ મર્મભેદી વાક્યને સાંભળીને નિત્યાનંદજીની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં અને તેઓ રૂંધાયેલા કંઠે કહેવા લાગ્યા કે "પ્રભો ! આપ સર્વસમર્થ છો, આપની લીલા જાણી શકાય તેમ નથી. ખબર નથી કે, કોના દ્વારા આપ શું કરાવવા ઈચ્છો છો ? ભલા, આપની ગેરહાજરીમાં હું કરીજ શું શકવાનો ? પ્રભો ! હું આપના વિના કંઈ પણ કરી શકીશ નહિ. મને આપનાં ચરણોથી અલગ ના કરો."

મહાપ્રભુએ કહ્યુંઃ "આપ કોઇ કોઈ વાર મને અહીં આવીને દર્શન તો આપ્યા કરજો અને ભગવાનનાં દર્શન કરજો. હવે તો આપે ગૌડ દેશમાં જવુંજ જોઈએ."

નિત્યાનંદજી વિવશ થઈ ગયા; તેમણે પરવશપણે મહાપ્રભુની આજ્ઞા શિરોધાર્ય કરી અને અભિરામ દાસ,

ગદાધર દાસ, કૃષ્ણદાસ અને પુરંદર પંડિત વગેરે ભક્તોને સાથે લઇને તેમણે ગૌડ દેશને માટે પ્રસ્થાન કર્યું. તેમને હવે કોઇ વાતનો ભય તો હતોજ નહિ. મહાપ્રભુએ પોતેજ કહ્યું છે કે, હું સર્વદા આપની સાથે રહીશ, આપ કોઇ પણ પ્રકારના ભેદભાવ વિના તદ્દન નીડર થઇને સર્વત્ર ભગવન્નામનો પ્રચાર કરો. આ વાત ઉપર પૂર્ણ વિશ્વાસ કરતા કરતા નિત્યાનંદજી પ્રેમમાં મસ્ત થઇને આગળ વધવા લાગ્યા. તેઓ આનંદમાં ડોલતા, મસ્તીમાં નાચતા અને ગૌરાંગદેવની દયાનું સ્મરણ કરતા કરતા ભકતો સાથે જતા હતા. તેમને પોતાને માટે કોઇ કર્તવ્ય નહોતું, તેઓ જીવોના કલ્યાણનેજ માટે પોતાના પ્રભુની આજ્ઞા શિરોધાર્ય કરીને ગૌડ દેશમાં આવ્યા હતા.

સમસ્ત ગૌડ દેશ ભક્તિરસામૃતનું પાન કરવા માટે તરસ્યા જેવો બેઠો હતો; તેમાં પણ ખાસ કરીને હલકી ગણાતી જાતિઓ માટે ભગવદ્ભજનનો અધિકારજ નહોતો. મોટા મોટા વિદ્વાન પંડિતો તેમને પરમાર્થના અનધિકારી ગણાવીને સાધન–ભજનનો ઉપદેશજ કરતા નહોતા. બધા એક એવા માર્ગની શોધમાં હતા કે જેના દ્વારા, બધી શ્રેણીના લોકો પ્રભુનાં ચરણકમળો સુધી પહોંચવાના અધિકારી બની શકે. એવાજ સુંદર અવસરને વખતે નિત્યાનંદજીએ ગૌડ દેશમાં પ્રવેશ કર્યો. તેમની વાણીમાં જાદુ હતો, ચહેરા ઉપર તેજ હતું, શરીરમાં સ્ફૂર્તિ હતી અને મહાપ્રભુના પ્રેમનો અનન્ય દૃઢ વિશ્વાસ હતો. એ બધી વાતોથી ગૌડ દેશમાં પ્રવેશ કરતાંજ તેમના ઉપદેશની અસર જાદુની પેઠે થોડાજ દિવસોમાં સર્વત્ર ફેલાઇ ગઈ. તેઓ ભગવન્નામના ઉપદેશમાં કોઇ પ્રકારનો ભેદભાવ તો રાખતાજ નહોતા, જે ઇચ્છે તે તેમની પાસે આવીને ત્રિતાપહારી ભગવન્નામનો ઉપદેશ ગ્રહણ કરી શકે છે; ખાસ કરીને તેઓ હલકી ગણાતી જાતિઓ ઉપરજ સૌથી વધારે કૃપા કરતા હતા. ઉચ્ચ જાતિના લોકો તો પોતાના શ્રેષ્ઠપણાના અભિમાનમાં તેમની વાતો ઉપર ધ્યાનજ આપતા નહોતા. નીચી શ્રેણી-

ના લોકોજ તેમની વાતો શ્રદ્ધાપૂર્વક સાંભળતા હતા, તેથી તેઓ તેમનેજ વધારે ઉપદેશ આપતા હતા. એ પ્રકારે તેઓ લોકોમાં ભગવન્નામનો સતત વરસાદ વરસાવ્યા કરતા, અને તે કૃષ્ણસંકીર્તનરૂપી અપૂર્વ રસથી લોકોને સુખી બનાવતા પાણીહાટી ગામમાં આવ્યા અને ત્યાં પોતાના બધા ભક્તો સાથે રાઘવ પંડિતને ઘેર ઉતર્યા.

રાઘવ પંડિત પોતે મહાપ્રભુના અનન્ય ભક્ત હતા, તેમણે સાથીઓ સહિત નિત્યાનંદજીનો ઘણો સત્કાર કર્યો અને તેમની સાથે પ્રચાર માટે પણ બહારનાં ગામોમાં જવા લાગ્યા. નિત્યાનંદજી ત્યાં ત્રણ મહિના રહીને લોકોને શ્રીકૃષ્ણ-કીર્તનનો ઉપદેશ કરતા રહ્યા. તેઓ પોતાના સાથીઓની સાથે ગંગાજીને કિનારે કિનારે ગામડાંમાં જતા અને ત્યાં બધાને શ્રીકૃષ્ણ-કીર્તન કરવા કહેતા. તેઓ વધારે પુસ્તકિયા વિદ્યા તો ભણ્યા નહોતા, સીધી સાદી ભાષામાં સરળતાપૂર્વક ગામડાના લોકોને સમજાવતા. તેમના સમજાવવાની લોકો ઉપર ઘણીજ વધારે અસર થતી અને તેઓ તેજ દિવસથી કીર્તન કરવા મંડી પડતા. આની વચમાં તેઓ અંબિકાનગરમાં પણ સંકીર્તનનો પ્રચાર કરવા ગયા હતા, ત્યાં સૂર્યદાસ પંડિતે તેમનો બહુ આદરસત્કાર કર્યો. તેઓ ભક્તો સાથે તેમને ઘેર રહ્યા. સૂર્યદાસનુ સમસ્ત કુટુંબ નિત્યાનંદજીનાં ચરણોમાં અત્યંત શ્રદ્ધા રાખવા લાગ્યું.

આ પ્રકારે પાણીહાટીમાં ભગવન્નામ અને ભગવદ્-ભક્તિની આનંદમય અને પ્રેમમય ધારા વહાવીને નિત્યાનંદજી પોતાના સાથીઓ સહિત એંડદહમાં ગદાધર દાસને ઘેર ઉતર્યા. આ ગામમાં એક મુસલમાન કાજી સંકીર્તનના ઘણા ભારે વિરોધી હતા. નિત્યાનંદજીના પ્રભાવથી તેઓ પણ પોતેજ સંકીર્તનમાં આવીને નાચવા લાગ્યા. આથી તેમનો પ્રભાવ વળી ઓર વધી ગયો. લોકો તેમનાં શ્રીચરણોમાં અનન્ય શ્રદ્ધા રાખવા લાગ્યા. ચારે બાજુ "શ્રીકૃષ્ણ ચૈતન્યની જય" "નિત્યાનંદની જય" "ગૌરનિતા-

ઇની જય" એજ ધ્વનિ સંભળાવા લાગ્યો. એડદહથી ચાલીને નિત્યાનંદજી ખડદહમાં પહોંચ્યા. ત્યાં ચૈતન્યદાસ અને પુરંદર પંડિત એ બન્ને ભક્તોએ તેમનો ખૂબ આદર-સત્કાર કર્યો, અને તેમના પ્રચારકાર્યમાં સાથ આપ્યો. આ પ્રકારે લોકોને પ્રભુપ્રેમમાં તરબોળ કરતા કરતા મહાત્મા નિત્યાનંદજી સપ્તગ્રામમાં જઇ પહોંચ્યા.

તે સમયે બંગાળમાં સુવર્ણ વણિક જાતિના લોકો ઘણાજ નીચા ગણાતા હતા. તેમના હાથનું પાણી પીવું તો દૂર રહ્યું, પરંતુ મોટા મોટા પંડિત વિદ્વાનો પણ તેમનો સ્પર્શ કરવામાં અભડાઈ જતા હતા. નિત્યાનંદ-જીએ સૌથી પહેલાં એજ લોકોને અપનાવ્યા. એ લોકો સંપત્તિશાળી હતા; તેથી તેઓ તલપાપડ થઈ રહ્યા હતા કે કોઇ પણ પ્રકારે અમારો પણ પરમાર્થમાર્ગમાં પ્રવેશ થઇ શકે તો સારૂં. નિત્યાનંદજીએ તેમના અસ્પૃશ્યપણાને એકદમ દૂર કરી દીધું. તેઓ ઉદ્ધરણ દત્ત નામના એક ધનવાન સુવર્ણ વણિક (સોની)ને ઘેર જઇને ઉતર્યા અને બધા સોનીઓને ભગવદ્‌ભક્તિનો ઉપદેશ આપવા લાગ્યા. તેમના પ્રભાવથી સોનીઓમાં ઘણી ભારે જાગૃતિ આવી. આ એમને માટે ઘણાજ સાહસનું કામ હતું. આ વાતથી ઉચ્ચ જાતિના લોકો તેમને વિવિધ પ્રકારે ધિક્કારવા લાગ્યા; પરંતુ તેમણે કોઇની પણ પરવા કરી નહિ. પાછળથી તેમ-ની નિર્ભયતા અને સાચી લગની આગળ બધા લોકોએ તેમનાં ચરણોમાં મસ્તક નમાવ્યું હતું.

સોનીઓને અપનાવવાથી તેમનું નામ ચારે તરફ ફેલાઈ ગયું અને લોકો વિવિધ પ્રકારે તેમના સંબંધમાં ચર્ચાઓ કરવા લાગ્યા. સપ્તગ્રામની આસપાસનાં ગામોમાં ભગવન્નામનો પ્રચાર કરતા કરતા તેઓ શાંતિપુરમાં અદ્વૈ-તાચાર્યને ઘેર આવ્યા. આચાર્ય તેમને જોતાંજ પુલકિત થઇ ઉઠ્યા અને જલદીથી તેમને દૃઢ આલિંગન કરતાં કરતાં પ્રેમનાં આંસુ વહાવવા લાગ્યા. બન્ને મહાપુરુષો પ્રેમમાં

લવલીન થઇને એકબીજાને જોરથી આલિંગન કરતા હતા. ઘણી વાર પછી પ્રેમનો આવેગ ઓછો થતાં આચાર્ય કહેવા લાગ્યાઃ–"નિતાઈ! ખરી રીતે આપેજ મહાપ્રભુના મનોગત ભાવો સમજી લીધા છે, આપ મહાપ્રભુના બાહ્ય પ્રાણ છો." આ પ્રકારે નિત્યાનંદજીની સ્તુતિ કરીને આચાર્યે તેમને થોડો સમય રહેવાનો આગ્રહ કર્યો. અદ્વૈતાચાર્યના આગ્રહથી નિત્યાનંદજી થોડાક સમય શાંતિપુરમાં રહીને ભગવન્નામ અને સંકીર્તનનો પ્રચાર કરતા રહ્યા.

આચાર્ય પાસેથી વિદાય થઇને નિત્યાનંદજી નવદ્વીપમાં આવ્યા. નવદ્વીપમાં તેમણે પ્રવેશ કરતાંજ કોલાહલ મચી ગયો. ચારે બાજુથી ભક્તો આવી આવીને તેમની પાસે એકઠા થવા લાગ્યા. તેમણે સૌથી પહેલાં પ્રભુને ઘેર જઇને શચી માતાનાં ચરણોમાં વંદન કર્યાં. ઘણા દિવસો પછી પોતાના નિતાઇને મળીને માતાના સુખની સીમા ન રહી. તેઓ આવડા મોટા નિતાઇને પોતાના ખોળામાં બેસાડીને બાળકની પેઠે તેમના મુખ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહેવા લાગ્યાં:–"બેટા નિતાઈ! નિમાઈ મને ભૂલી ગયો તો ભૂલી ગયો, પરંતુ તેં પણ મને વિસારી દીધી! બેટા! આજ આટલા દિવસો પછી તારા મુખને જોઇને મને પરમ આનંદ થયો છે. હવે હું વિશ્વરૂપ અને નિમાઇના સંન્યાસના બધા દુઃખને ભૂલી ગઈ છું. મારા વહાલા બેટા! હવે તું અહીં મારી પાસે રહીને સંકીર્તનનો પ્રચાર કર અને ભક્તો સાથે કીર્તન કર. હું હમેશાં તને મારી આંખો સમક્ષ જોઇને સુખી થઇશ."

નિત્યાનંદજીએ માતાની આજ્ઞા પ્રસન્નતાપૂર્વક સ્વીકારી લીધી અને તેઓ નવદ્વીપમાંજ હિરણ્ય પંડિતને ઘેર રહેવા લાગ્યા. નિત્યાનંદજીના નવદ્વીપમાં રહેવાથી શિથિલ થયેલો સંકીર્તનનો ધ્વનિ ફરીથી વેગપૂર્વક ચાલુ થઇને આકાશમાં ગુંજવા લાગ્યો. બધા લોકો મહાપ્રભુ સમક્ષ જે પ્રમાણે સંકીર્તનમાં પાગલ થઈ જતા હતા, તેજ પ્રમાણે

શ્રી ચૈતન્ય મહાપ્રભુ ... નૃત્ય કરવા લાગ્યા.
... અભિમાન ... પ્રભાવ ઘણો વધારે થઈ ગયો. હવે
વિદ્યાનંદનો ... તેમની રહેણી-કરણીમાં પણ ફેરફાર થઈ ગયો.
તેઓ સુંદર વસ્ત્રાભૂષણ ધારણ કરવા લાગ્યા. ખાન-પાનમાં પણ વિવિધ પદાર્થો આવી ગયા. આથી તેમની નિંદા પણ થઈ. આ પ્રકારે જ્યાં એક બાજુ તેમની આટલી બધી ખ્યાતિ થઇ ગઇ, ત્યાં નિંદા પણ ઓછી ના થઇ. આ તો સંસારનો નિયમજ છે. જેટલાં મુખ હોય છે, તેટલા પ્રકારની વાતો થાય છે. કાર્યાર્થી ધીર પુરુષો, સંસારના લોકોની નિંદા-સ્તુતિની પરવા નહિ કરતાં પોતાના કામમાંજ યોજાઇ રહે છે. પાછળથી નિંદા કરનારા પોતાની મેળેજ થાકીને નિંદા કરતા ચૂપ થઇ જાય છે. મહાપુરુષોનાં કાર્યોમાં લોકનિંદાથી વિઘ્ન ન થતાં ઉલટી મદદજ મળે છે. જો મહાપુરુષોનાં કાર્યોની આ પ્રકારે જોરથી ચર્ચા અને નિંદા ન થયા કરે તો તેમને આગળ વધવામાં પ્રોત્સાહનજ ન મળે. નિંદા તેમને ઉન્નત બનાવવા માટે એક પ્રકારની ઔષધિ છે. પરંતુ જે જાણી જોઇને નિંદિત કાર્યો કરે છે, એવો દંસી પુરુષ કદી પણ ઉન્નત થઇ શકતો નથી. તેથી પ્રયત્ન તો એવોજ કર્યા કરવો જોઇએ કે બની શકે ત્યાં સુધી નિંદ્ય કાર્યોથી બચતા રહેવું. જો સાચા અને શ્રેષ્ઠ માર્ગનું અનુસરણ કરતાં કરતાં લોકો પોતાના સ્વભાવ અનુસાર નિંદા કરવા લાગે, તો તેની પરવા પણ કરવી જોઇએ નહિ. એજ મહાન બનવાનો ગુરુમંત્ર છે.



# नित्यानंदजीनो गृहस्थाश्रमप्रवेश

न मय्येकान्तभक्तानां गुणदोषोद्भवागुणाम् ।
साधूनां समचित्तानां बुद्धेः परमुपेयुषाम् ॥

(શ્રી. ચૈત. ભા.)

नैतत्समाचरेज्जातु मनसापि ह्यनीश्वरः ।
विनश्यत्याचरन्मौढ्याद्यथा रुद्रोऽब्धिजं विषम् ॥

(શ્રીમદ્‌ભાગવત ૧૦-૩૩-૩૧)

અર્થાત્ શ્રીભગવાન કહે છે કે "જેનું ચિત્ત સમત્વને પામ્યું છે, જે બુદ્ધિથી આગળ ચાલ્યા ગયા છે, એવા મારા એકાંત ભક્ત સાધુ પુરુષોના ગુણદોષોનો વિચાર કરવો જોઈએ નહિ. તેમને માટે નથી તો કોઇ ગુણ કે નથી તો કોઇ દોષ, પરંતુ અસમર્થ પુરુષોએ કદી મનથી પણ તેમનું દેખાદેખીથી આચરણ કરવું જોઈએ નહિ. (બલ્કે તેમના ઉપદેશોને અનુસરવું જોઈએ) ભગવાન શંકર જે પ્રમાણે સમુદ્રનુ વિષ પી ગયા હતા, તેજ પ્રમાણે જો કોઈ પોતાની મૂર્ખતાને લીધે કરે, તો તેનો વિનાશજ થાય છે.

મહાપુરુષોના જીવનમાં ક્યાંક ક્યાંક ધર્મ-વિરોધી આચરણ જોવામાં આવે છે, તેનુ કારણ શું છે? તેનો બરાબર ઉત્તર આપી શકાતો નથી; પરંતુ તેમનાં એવાં કાર્યોનું અનુકરણ ન કરવાની આજ્ઞા શાસ્ત્રોમાં આપેલી છે. બ્રહ્મસુધી પહોંચેલા નિર્મળ ચિત્તવાળા ઋષિ-મહર્ષિઓએ વેદમાં સ્પષ્ટપણે પોતાના અનુયાયી શિષ્યોને કહ્યું છે કેઃ

यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणि ।

અર્થાત્ અમારાં જે સારાં કાર્યો હોય તેનુંજ તમારે આચરણ કરવું. અમારા જીવનમાં બીજાં જે નિષિદ્ધ આચરણ જણાય, તેનું અનુકરણ કદી પણ કરવું જોઇએ નહિ. પરંતુ ઈશ્વર અને મહાપુરુષોનાં કાર્યોની નિંદા પણ નહિ કરવી જોઇએ. મહર્ષિઓએ મહાપુરુષોની નિંદા કરવી એ પાપ ગણાવ્યું છે. જે મહાપુરુષોનાં કાર્યોની નિંદા કર્યા કરે છે, તે અજ્ઞાન બંધુઓ ભૂલ કરે છે. સાચેજ નિંદકોને જેઓ હમેશાં કચવાવ્યા કરે છે, તેઓ પણ ભૂલ કરે છે. નિંદકોનો સ્વભાવ તો નિંદા કરવાનો છેજ, તેમની નિંદા કરીને તમે પોતાના મસ્તક ઉપર બીજાનું પાપ શા માટે લ્યો છો? નિંદક તો સાચેજ ઉપકારી છે. સંસારમાં જો ખરાબ કાર્યોની નિંદા થતી બંધ થઈ જાય તો આ જગત સાચેજ રૌરવ નરક બની જાય. મહાપુરુષો તો નિંદાથી ડરતા નથી. લોકનિંદા તેમનું તો કંઇ બગાડી શકતી નથી. નીચ પ્રકૃતિના લોકો લોકનિંદાના ભયથી ખરાબ કાર્યો છુપાવીને કરે છે, અને સર્વસાધારણ લોકો લોકનિંદાનાજ ભયથી પાપકર્મોમાં પ્રવૃત્ત થતા નથી. તેથી લોકનિંદા સમાજરૂપી વૃક્ષને સુરક્ષિત બનાવી રાખવા માટે તેની આસપાસમાં લગાડેલા કાંટાઓ સમાન છે. એથી પાપરૂપી પશુ તે વૃક્ષને એકદમ નષ્ટ કરી શકતું નથી. તેથી પરમાર્થપથના પ્રવાસીએ ન તો મહાપુરુષોનાં ખરાબ આચરણોની નિંદા કરવી જોઇએ કે ન તો તેમની નિંદા કરનારા નિંદકોની નિંદા કરવી જોઇએ. આપણે તો નિંદાસ્તુતિથી તદ્દન ઉદાસીન રહેવું, એજ પરમશ્રેયસ્કર છે. જો કંઇ કહ્યાવિના રહેવાયજ નહિ, તો હમેશાં બીજાના ગુણોનુંજ કથન કરવું જોઇએ અને લોકોના નાના ગુણોને પણ વધારી વધારીને કહેવા જોઇએ અને તેને પોતાના જીવનમાં ઉતારવા જોઇએ. અસ્તુ.

નિત્યાનંદજીની રહેણી-કરણીની ખૂબ ચર્ચા થવા લાગી. લોકો તેમની નિંદા કરવા લાગ્યા. નિંદાની વાત પણ હતી. એક અવધૂત ત્યાગીએ એવું આચરણ કરવું

એ લોકદૃષ્ટિમાં અનુચિત ગણાય છે. જ્યારે તેઓ સંન્યાસ છોડીને ગૃહસ્થાશ્રમી થઇ ગયા, ત્યારે તો તેમની નિંદા ઘણી વધારે થવા લાગી. એમ જણાય છે કે, તે નિંદાના ખંડન માટે 'ચૈતન્ય ભાગવત'ની રચના થઈ છે. ચૈતન્ય ભાગવતમાં શ્રીચૈતન્યના ચરિત્રને પ્રધાનતા આપેલી નથી, તેમાં તો નિત્યાનંદજીના જ ગુણોનું ખાસ પ્રકારે વર્ણન છે. અને નિત્યાનંદજી ઉપર શ્રદ્ધા ન રાખનારાઓને પેટ ભરીને ગાળો દેવામાં આવી છે. ચૈતન્ય ભાગવતના રચનારે જો આ પ્રસંગની ઉપેક્ષા જ કરી હોત તોપણ મહાપુરુષ નિત્યાનંદજીની કીર્તિ આજે બિલકુલ ઓછી થાત નહિ. પરંતુ લેખક તેમ કરવાને વિવશ હતા. 'ચૈતન્ય-ભાગવત'ના રચનાર ગોસ્વામી શ્રી વૃંદાવનદાસજી નિત્યાનંદજીના મંત્ર-શિષ્ય હતા. તેમને માટે નિત્યાનંદજી જ સર્વ કંઈ હતા. નિત્યાનંદજીના આશીર્વાદથી જ ગોસ્વામી વૃંદાવનદાસજીનો જન્મ થયો હતો. તેઓ સદા નિત્યાનંદજીની જ પાસે રહેતા હતા. જેને આપણે પોતાનું સર્વસ્વ માનતા હોઈએ, તેની સામાન્ય લોકો મનમાની નિંદા કરે, તો તે પ્રતિભાવાન પુરુષ ઘણું થોડું સહન કરી શકે છે. તેથી તેમની આ પ્રકારની સુંદર કવિતાથી તેમની અનન્ય ગુરુભક્તિજ પ્રકટ થાય છે.

નિત્યાનંદજીની ફરિયાદ મહાપ્રભુ સુધી પણ પહોંચી હતી. પ્રભુના એક સહાધ્યાયીએ નિત્યાનંદજીની તેમના આગળ પેટ ભરીને નિંદા કરી, પરંતુ મહાપ્રભુએ તો તેનો વિશ્વાસજ કર્યો નહિ.

ગૌડ દેશથી બીજી વાર પણ ભક્તો પહેલાંની પેઠે રથયાત્રા વખતે મહાપ્રભુનાં દર્શનને માટે ગયા. તે સમયે પણ નિત્યાનંદજીના સંબંધમાં ઘણી વાતો થતી રહી. શ્રીવાસ પંડિતે જતી વખતે કહી દીધું કે, નિત્યાનંદજી અજ્ઞાન અવસ્થામાંજ ઘેરથી નીકળી આવ્યા હતા. તેમણે સ્વેચ્છાથી સંન્યાસ નહોતો લીધો.

મહાપ્રભુએ કહી દીધું કે " તેમણે ગમે તો સ્વેચ્છાથી સંન્યાસ લીધો હોય અથવા બીજાની ઇચ્છાથી, તેમને માટે કોઈ વિધિ-નિષેધ છેજ નહિ. "

રોજ ને રોજ લોકોના મુખેથી જાત જાતની વાતો સાંભળીને નિત્યાનંદજીને પણ કંઈક ક્ષોભ થયો. તેમણે પોતાની મનોવ્યથા શચીમાતાને જણાવી. માતાએ આજ્ઞા આપી કે, તું નીલાચલ જઈને નિમાઈને મળી આવ, તે જેમ કહે તેમ કરજે. માતાની અનુમતિથી નિત્યાનંદજી પોતાના પાંચ-દશ અંતરંગ ભક્તોને સાથે લઈને નીલાચલ પહોંચ્યા. તેમને મહાપ્રભુ સમક્ષ જતાં ઘણી શરમ આવતી હતી. તેથી સંકોચવશ તેઓ મહાપ્રભુના સ્થાને ગયા નહિ. બહાર જ એક બાગમાં બેઠા બેઠા પશ્ચાત્તાપનાં આંસુ સારતા હતા, એટલામાં જ મહાપ્રભુને સમાચાર મળતાં તેઓ ત્યાં દોડી આવ્યા અને તેઓ નિત્યાનંદજીની પ્રશંસા કરતાકરતા તેમની પ્રદક્ષિણા કરવા લાગ્યા.

પ્રભુને પ્રદક્ષિણા કરતા જોઈને નિત્યાનંદજી જલદીથી તેમને પ્રણામ કરવા ઉઠ્યા, પરંતુ પ્રેમના આવેશમાં ત્યાંજ મૂર્છિત થઈને પડી ગયા. તેમની મૂર્છિત દશામાંજ પ્રભુએ તેમની ચરણધૂલિને પોતાના મસ્તક ઉપર ચઢાવી. મહાપ્રભુ પછી બધા ભક્તોએ નિત્યાનંદજીની ચરણરજ મસ્તક ઉપર ચઢાવી. પ્રભુ તેમના પગ પકડીને બેસી ગયા. બાહ્યજ્ઞાન થયા પછી નિત્યાનંદજી ઉઠ્યા, તેઓ કંઈક કહેવા જ ઇચ્છતા હતા, પરંતુ પ્રેમના આવેશમાં કંઈ પણ કહી શક્યા નહિ. તેમનું મસ્તક આપોઆપજ લચી પડીને મહાપ્રભુના ખોળામાં પડી ગયું. મહાપ્રભુ તેમના મસ્તકને વારંવાર સૂંઘવા લાગ્યા અને પોતાના કરકમળોથી તેમનાં પુલકિત થયેલાં અંગો ઉપર ધીરે ધીરે હાથ ફેરવવા લાગ્યા. બન્ને ભાઈ ઘણી વાર સુધી આ પ્રકારે પ્રેમમાં બેભાન થઈ જતાં તેજ સ્થાને બેઠા રહ્યા. પછી મહાપ્રભુ તેમને હાથ પકડીને પોતાને ત્યાં લઈ ગયા અને

તેઓ હવે પુરીમાં જ રહેવા લાગ્યા.

ગદાધરજી ક્ષેત્ર-સંન્યાસ લઇને યમેશ્વરના એકાંત મંદિરમાં રહેતા હતા. નિત્યાનંદજી તેમની પાસે જ રહેતા. ગદાધરને માટે તેઓ ગૌડ દેશથી એક મણ (૮૦ રતલ) સુંદર સુગંધીદાર ચોખા અને એક અતિ ઉત્તમ રાતું વસ્ત્ર ભેટ તરીકે આપવા માટે લાવ્યા હતા. ગદાધરે એ સુગંધીદાર ચોખા રાંધ્યા. આમલીનાં પાનાંની ચટણી પણ બનાવી. બધા વિચારતા હતા કે, આ વખતે મહાપ્રભુ નથી. કોઈની તેમને નિમંત્રણ આપવાની હિંમત ચાલી નહિ. તેઓ વિચારતા જ હતા એટલામાં કોઇકે બારણું ખટખટાવ્યું. ગદાધરે જલદીથી બારણાં ખોલ્યાં. જોયું તો મહાપ્રભુ ઉભા છે, બધા મહાપ્રભુની આ ભક્ત-વત્સલતાની મનોમનજ પ્રશંસા કરવા લાગ્યા. મહાપ્રભુ જલદીથી પોતે જ ભોજન કરવા માટે બેસી ગયા. બધાને સાથેજ બેસીને પ્રસાદ લેવાની આજ્ઞા થઈ. મહાપ્રભુની આજ્ઞાનું બધાએ પાલન કર્યું, સૌ કોઈ તેમની સાથે બેસીને પ્રસાદ જમવા લાગ્યા. પ્રસાદ જમતાં જમતાં પ્રભુ કહેતા જતા હતા કે "અહા! સારૂ કેવું સદ્દભાગ્ય છે કે શ્રીપાદજીના આણેલા ચોખા, ગદાધરના હાથના બનાવેલા અને વળી ગોપીનાથ ભગવાનનો મહાપ્રસાદ! પ્રસાદથી શ્રીકૃષ્ણપ્રેમની પ્રાપ્તિ થાય છે. આ ચોખાની સુંદર સુગંધ પણ ભક્તિ વધારનારી છે." મહાપ્રભુ આ પ્રકારે પ્રસાદ જમ્યા તેથી બધાને પરમ પ્રસન્નતા પ્રાપ્ત થઈ.

રથયાત્રા વખતે નિયમાનુસાર ત્રીજી વાર ભક્તોને આવવાનો સમય થયો. આ વખતના ભક્તો પોતાની સ્ત્રીઓને પણ સાથે લઇને આવ્યા હતા, તેનું વર્ણન આ પછીના અધ્યાયમાં થશે. ભક્તોની વિદાય વખતે નિત્યાનંદજીને એકાંતમાં બોલાવી મહાપ્રભુએ તેમને કહ્યું કેઃ— "શ્રીપાદ! આપને માટે વિધિ-નિષેધ કેવો! આપ તો વૃંદાવનવિહારી શ્રીગોપ-કૃષ્ણના ઉપાસક છો. બિચારા

ગમાર ગોપ-બાળો વિધિ-નિષેધને શું જાણે ? હવે આપ એક કામ કરો. આપ લગ્ન કરી લ્યો અને આદર્શ ગૃહસ્થ થઈને લોકોની સમક્ષ એક સુંદર આદર્શ રજુ કરો, કે ગૃહસ્થાશ્રમમાં રહીને પણ કેવી રીતે ભજન, કીર્તન અને પરમાર્થ-ચિંતન કરી શકાય છે."

ગદ્‌ગદ્ કંઠે અશ્રુ સારતાં સારતાં નિત્યાનંદજીએ કહ્યુંઃ "પ્રભો ! આપ તો ઘરમાં સંતાનહીન યુવતી વિષ્ણુપ્રિયાજીને ત્યજીને સંન્યાસી બની ગયા છો અને મને સંન્યાસીમાંથી ગૃહસ્થ બનવાનો ઉપદેશ આપો છો ! આપની લીલા જાણી શકાતી નથી."

મહાપ્રભુએ કહ્યું કે "શ્રીપાદ ! હું હવે ગૃહસ્થાશ્રમ ભોગવવા યોગ્ય રહ્યો નથી. મારી અવસ્થા તદ્દન ગાંડા જેવી થઈ ગઈ છે. મારી પાસેથી હવે કોઇ પણ કામની આશા રાખવી નકામી છે. હવે સમસ્ત ગૌડ દેશનો ભાર આપના ઉપરજ છે અને એ કામ તમે ગૃહસ્થ બનશો ત્યારેજ થઇ શકશે."

નિત્યાનંદજીએ કહ્યુંઃ "પ્રભો ! હું આપની આજ્ઞાની આગળ લોકનિંદા અને શાસ્ત્રમર્યાદાની પણ પરવા કરતો નથી. લોકો મારી નિંદા તો ખૂબજ કરશે કે સંન્યાસી હવે ગૃહસ્થ બની ગયો; પરંતુ આપની આજ્ઞા આગળ હું એ નિંદાવાક્યોને અત્યંત તુચ્છ ગણું છું. આપ જેવી આજ્ઞા આપશો તેજ પ્રમાણે હું કરીશ."

મહાપ્રભુ તો બધાના મનની વાતો જાણતા હતા, કોની પાસે શું કરાવવું ઉચિત થશે, તેનું તેમને જ્ઞાન હતુંજ. તેઓ પોતાના અંતરંગ વિરક્ત ભક્તોને સ્ત્રી-દર્શન કરવું એ પણ પાપ દર્શાવતા હતા અને કહ્યા કરતા હતા કે "हा हन्त हन्त विषभक्षणतोऽप्य साधुः" અર્થાત્ "સ્ત્રીઓનું અને સ્ત્રીઓની સાથે સંસર્ગ રાખનારા વિષયી પુરુષોનું દર્શન પણ ઝેર ખાવા કરતાં પણ ખરાબ

છે.” અને આજે તો તેઓ પોતેજ અવધૂત નિત્યાનંદજીને ગૃહસ્થ બનવાની આજ્ઞા આપે છે. નિત્યાનંદજીએ મહાપ્રભુની આજ્ઞા શિરોધાર્ય કરી અને પછીથી તેઓ પુરીથી પાછા ફરીને પાણિહાટીમાં રાઘવ પંડિતને ત્યાંજ આવીને રહ્યા. આ પ્રાંતમાં નિત્યાનંદજીનો પ્રભાવ પહેલેથીજ ઘણો વધારે હતો. બધા લોકો તેમને શ્રીગૌરાંગનું બીજું સ્વરૂપજ સમજતા હતા. તેથી તેઓ ભક્તોને સાથે લઇને ખૂબ ધામધૂમથી સંકીર્તનનો પ્રચાર કરવા લાગ્યા. વાચકોને યાદ હશે કે, અંબિકાનગરના સૂર્યદાસ પંડિતને ત્યાં નિત્યાનંદજી પહેલાં પણ ઉતર્યા હતા અને તેઓ તેમનાં ચરણોમાં ભક્તિ પણ ઘણી વધારે રાખતા હતા. તેમને ત્યાં જઇને પાછા ઉતર્યા. તેમણે પરિવાર સાથે તેમનો તથા તેમના સાથીઓનો ખૂબ આદરસત્કાર કર્યો. તેમની વસુધા અને જાહ્નવી નામની બે સુંદર અને સુશીલ કન્યાઓ હતી. એ બન્ને કન્યાઓનો વિવાહ નિત્યાનંદજી સાથે થયો.

આ પ્રકારે બે લગ્ન કરીને નિત્યાનંદજી ભગવતી ભાગીરથીના કિનારે ખડદા નામના ગામમાં રહેવા લાગ્યા. ભક્તો તેમને ઘણુંઘણું માન આપતા હતા. અહીંજ વસુધાના ગર્ભથી પરમ તેજસ્વી વૈષ્ણવ સંપ્રદાયના પ્રવર્તક શ્રીવીરચંદ્રજીનો જન્મ થયો. તેમણે નિત્યાનંદજીના તિરોભાવ પછી પોતાનો એક જુદોજ વૈષ્ણવ સંપ્રદાય બનાવ્યો. તેમની પાછળ તેમનાં પત્ની જાહ્નવીદેવી પણ ભક્તિનો ખૂબ પ્રચાર કરતાં રહ્યાં. આ પ્રકારે નિત્યાનંદજી દ્વારા ગુરુકુળની સ્થાપના થઇ, તે કોઇ ને કોઇ રૂપમાં અત્યાર સુધી હયાત છે.

નિત્યાનંદજી મહાપ્રભુના અનન્ય ઉપાસક હતા; તેમણે તેમની આજ્ઞા માનીને, લોકનિંદા સહન કરીને પણ લગ્ન કર્યાં અને સ્ત્રી-બાળકોમાં રહીને લોકોને બતાવી આપ્યું કે, આ પ્રકારે નિર્લિપ્ત ભાવથી રહીને ગૃહસ્થાશ્રમમાં ભગવદ્ભજન કરી શકાય છે. તેઓ ગૃહસ્થ હોવા

છતાં પણ સદા ઉદાસીનજ રહ્યા કરતા હતા. તેમણે પ્રવૃત્તિમાર્ગમાં પણ નિવૃત્તિમાર્ગનું આચરણ કરીને બતાવી દીધું. નિવૃત્તિ-પ્રવૃત્તિ એજ બે માર્ગો છે. નિવૃત્તિ માર્ગનું તો કોઇક લાખોમાંથી એકાદ જણ આચરણ કરી શકે છે. તેથી તો ભગવાને "कर्मयोगो विशिष्यते" કહીને નિષ્કામ કર્મમાર્ગની સ્તુતિ કરી છે. પ્રવૃત્તિમાર્ગ બે પ્રકારનો હોય છે. (૧) સકામ અને (૨) નિષ્કામ. આજકાલ ઇંદ્રિય-ભોગોને ભોગવતા થકા જે ગૃહસ્થો કેવળ પેટ-પાલનનેજ મુખ્ય સમજે છે, તેમનો ધર્મ નથી તો નિષ્કામ કે નથી તો સકામ. એ તો પશુધર્મ છે, પરસ્પરના સંસર્ગથી આપોઆપજ સંતાનો વધતાં જાય છે. સકામ કર્મો તો તેજ છે, કે જે વેદોક્ત રીતને અનુસરતાં સ્વર્ગાદિ સુખોની ઇચ્છાથી કરવામાં આવે; અને નિષ્કામ કર્મો એ છે કે જે ભગવત્પ્રીતિનેજ માટે કોઇ પણ પ્રકારની સાંસારિક ઇચ્છાને કર્તવ્ય સમજ્યાવિના કરવામાં આવે અને પ્રભુની પ્રસન્નતા એજ જેનું એકમાત્ર લક્ષ્ય હોય. નિષ્કામ કર્મ કરનારાં કુળ બે પ્રકારનાં હોય છે-એક તો વીર્યજન્ય કુળ અને બીજું શબ્દજન્ય કુળ. જે વંશપરંપરાથી ઉત્પન્ન થાય છે, તે વીર્યજન્ય કુળ કહેવાય છે; અને જે શિષ્યપરંપરાથી શાખા ચાલે છે, તે શબ્દજન્ય કુળ કહેવાય છે. આજકાલનું મહંતપણું તે કુળનું વિકૃત અને પતન પામેલું સ્વરૂપ છે. નિત્યાનંદજી દ્વારા એ બન્ને કુળો ઉત્પન્ન થયાં. તેમના વંશજો પણ ગોસ્વામી અને વૈષ્ણવોના ગુરુ થયા અને તેમની શિષ્ય-પરંપરા પણ અત્યાર સુધી ચાલુજ છે.





# પ્રકાશાનંદજી સાથે પત્રવ્યવહાર

मनसि वचसि काये प्रेमपीयूषपूर्णा-
त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः ।
परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥
( ભર્તૃહરિ–નીતિશતક ૭૯ )

અર્થાત્ જે મન, વાણી અને શરીરમાં પ્રેમરૂપી અમૃત વડે ભરેલા છે, ઉપકારપરંપરાઓથી જે ત્રિભુવનને પ્રસન્ન કરે છે અને બીજાઓના નાના નાના ગુણોને પણ પર્વત સમાન વિશાળ માનીને જે મનોમન પ્રફુલ્લ થાય છે, એવા સાચા સંતો આ પૃથ્વી પર કેટલા છે ? અર્થાત્ પૃથ્વીને પોતાની ચરણધૂલિથી પાવન બનાવનારા એવા સંત મહાપુરુષ લાખોમાં કોઇ વિરલજ હોય છે.

મહાપ્રભુ ગૌરાંગદેવનાં સાર્વભૌમ ભટ્ટાચાર્યે એક સ્તોત્રમાં એકસોને આઠ નામ બતાવ્યાં છે. તેમાંથી એક નામ મને ઘણુંજ પ્રિય છે, તે ‘ અદોષદર્શી. ’ સાચેજ, મહાપ્રભુ અદોષદર્શી હતા, તેઓ સુખેથીજ બીજાઓનું ખોટું કરતા નહોતા, એટલુંજ નહિ પરંતુ તેઓ લોકોના દોષો તરફ ધ્યાનજ આપતા નહોતા. તેમના જીવનમાં ક્યાંયે કડવાશ જોવામાં આવતી નથી. તેઓ મોટાઓ આગળ હમેશાં સુશીલ રહ્યા કરતા. સંન્યાસી હોવા છતાં પણ તેમણે કદી સંન્યાસીપણાનું અભિમાન કર્યું નથી, હમેશાં પોતાનાથી જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ પુરુષો સમક્ષ

તેઓ નમ્રતાપૂર્વક વર્તન કરતા હતા. તેમને માટે તેઓ સન્માનસૂચક સંબોધનનો ઉપયોગ કરતા હતા. નાના ભક્તો સાથે ઘણાજ સ્નેહથી અને પોતાની મોટાઇને ભૂલી જઇને એવી રીતે વાતો કરતા કે તે સમયે તેનામાં અને પોતાનામાં કોઇ પણ પ્રકારનો ભેદભાવ રહેવા દેતા નહિ. આ બધાં કારણોથી તો ભક્તો તેમના ઉપર પ્રાણો-થી પણ વધારે વહાલ કરતા અને પોતાને સદા પ્રભુની ઘણી કૃપાના ભારથી દબાયેલા માનતા હતા.

જ્યાં ઘણોજ પ્રેમ હોય છે, ત્યાંજ ભગવાન પ્રગટ થાય છે. ભગવાનનું નથી તો કોઇ નિશ્ચિત રૂપ કે નથી તો કોઇ નક્કી નામ. નામ-રૂપથી પર હોવા છતાં પણ તેમનાં અસંખ્ય રૂપ છે, અને અગણિત નામ છે. જેને જે નામ-રૂપ પ્રિય હોય તે નામ-રૂપ દ્વારા પ્રભુ પ્રગટ થઇ જાય છે. ભગવાન પ્રેમમય તથા ભાવમય છે. જ્યાં પણ પ્રેમ થઈ જાય, જેનામાં દૃઢ ભાવના થઇ જાય, તેને માટે તેજ સાચા ઈશ્વરનું સ્વરૂપ છે, ત્યારે તો ગોસ્વામી તુલસીદાસજીએ કહ્યું છે કેઃ—

'જાકી રહી ભાવના જૈસી, પ્રભુ મૂરતિ દેખી તિન તૈસી.'

જ્યારે પ્રેમપાત્ર પોતાની અસીમ કૃપાના ભારથી દબાવા લાગે છે, ત્યારે તેને આપોઆપજ ઇચ્છા થાય છે કે, હું મારા વહાલાના ગુણોનાં વખાણ કરૂં. તે તેમ કરવા માટે વિવશ થઇ જાય છે. તેનાથી તેની પ્રશંસા કર્યા સિવાય રહેવાતુંજ નથી. પ્રેમમાં એ તો એક વિશેષતા છે. પ્રેમી પોતાના આનંદને સૌમાં વહેંચવા ઇચ્છે છે. તે સ્વાર્થી પુરુષની પેઠે પોતે એકલોજ તેની મધુરી મિઠા-શથી તૃપ્ત થવા નથી ઇચ્છતો. બીજાઓને પણ તે અદ્ભુત રસનો સ્વાદ ચખાડવા માટે તે આતુર થઇ જાય છે. તેજ આતુરતામાં તે વિવશ થઇને પોતાના ઉપાસ્ય દેવના ગુણ ગાવા લાગે છે,

ગૌડ દેશના બધા ગૌરભક્તો પ્રભુના પ્રેમથી એટલા બધા મસ્ત થઇ ગયા હતા કે તેઓ પોતાની મસ્તીને રોકી શકયાજ નહિ. તે દિવસોમાં શ્રીકૃષ્ણ ભગવાનનાંજ મધુર નામોનું કીર્તન થતું હતું; ત્યાંસુધી ગૌર-સંકીર્તન શરૂ થયું નહોતું. ભક્ત લોકો મહાપ્રભુમાં ભગવદ્‌ભાવના રાખતા હતા. એ બધાના આગેવાન પરમશાસ્ત્રવેત્તા અદ્વૈતાચાર્યજી હતા. તેથી તેમણેજ પહેલવહેલા નીલાચલમાંજ ગૌરસંકીર્તનના શ્રીગણેશ કર્યા. ત્યાંસુધી મહાપ્રભુ ગૌરાંગ સંબંધી પદોની રચના થઇ નહોતી; તેથી અદ્વૈતાચાર્યે પોતેજ નીચેનું પદ બનાવ્યુ—

> શ્રી ચૈતન્ય નારાયણ કરુણાસાગર,
> દુ:ખિતેર બન્ધુ પ્રભો મોર દયા કર.

આ પદની રચના કરીને બધા ભક્તોને તેમણે તે તાલ-સ્વર સાથે ગવડાવ્યુ. બધા ભક્તો પ્રેમમાં તલ્લીન થઇને આ પદનું સંકીર્તન કરવા લાગ્યા. મહાપ્રભુ પણ કીર્તનનો ઉલ્લાસમય, આનંદમય સુમધુર ધ્વનિ સાંભળીને ત્યાં આવી પહોંચ્યા. જ્યારે તેમણે પોતાના નામનું કીર્તન સાંભળ્યુ, ત્યારે તો તેઓ તરતજ પાછા ફર્યા. પછી કંઇક પ્રેમયુક્ત ક્રોધ દર્શાવતાં મહાપ્રભુ શ્રીવાસ પંડિતને કહેવા લાગ્યાઃ-"તમો બધા આ કેવો અનર્થ કરી રહ્યા છો? કીર્તન કરવા યોગ્ય તો તેઓ શ્રી હરિજ છે! તેમનું કીર્તન ભૂલીને હવે આપ લોકો એવું આચરણ કરવા લાગ્યા છો કે જેથી લોકોમાં મારો અપયશ થાય અને પરલોકમાં હું પાપભાગી બનું." એટલામાંજ થોડા ગૌડીય ભક્તો સંકીર્તન કરતા કરતા જગન્નાથજીનાં દર્શનેથી પાછા ફરીને પ્રભુનાં દર્શને આવતા હતા. તેઓ જોરથી "ચૈતન્યની જય" "જીવતા જગન્નાથની જય" "સંન્યાસી વેષધારી કૃષ્ણની જય" વગેરે જયજયકાર કરતા આવતા હતા. ત્યારે શ્રીવાસે કહ્યું: "પ્રભો! અમને તો આપ જે આજ્ઞા આપશો તેજ કરીશું; પરંતુ અમે સંસારનું સુખ થોડુંજ

બંધ કરી શકવાના છીએ ! આપજ કહો કે, આમને કોણે શીખવ્યું છે ?" આથી મહાપ્રભુ કંઇક શરમાઇને છાનામાના બેસી રહ્યા. તેમણે આ વાતનો કંઇ પણ ઉત્તર આપ્યો નહિ. પાછળથી જેમ જેમ લોકોનો ઉત્સાહ વધતો ગયો, તેમ તેમ ભગવાનનાં નામોની સાથે સાથે નિતાઈ ગૌરનું નામ પણ જોડાતું ગયું અને પાછળથી તો નિતાઇ ગૌરનુંજ કીર્તન મુખ્ય બની ગયું.

મોટા ભાગના ભક્તોનો ભાવ તેમના પ્રત્યે સાચેજ ઈશ્વરપણાનો હતો. તેમ છતાંયે તેઓ સદા સાવધાનજ રહ્યા કરતા હતા. પોતાને હમેશાં દાસાનુદાસજ માનતા અને કદી કોઇની સમક્ષ પોતાની ભગવત્તાનો સ્વીકાર કરતા નહિ. તેમના ભકતો ભિન્ન ભિન્ન પ્રકૃતિના હતા. ઘણા તો તેમના ઉપર વાત્સલ્યભાવથીજ પ્રેમ કરતા હતા, તેઓ પણ તેમને સદા પિતૃભાવથી પૂજતા અને માનતા હતા. દામોદર પંડિતનો તો વાચકને પરિચય હશેજ. પ્રભુએ તેમને માતાની સેવા–શુશ્રૂષા માટે નવદ્વીપ મોકલ્યા હતા. એક વાર જયારે તેઓ પુરીમાં પ્રભુને મળવા આવ્યા, તો એમજ—વાતની વાતમાં માતાના કુશળસમાચાર પૂછતાં પૂછતાં પ્રભુએ કહ્યું: " પંડિતજી ! માતા કૃષ્ણભક્તિ તો કરે છે ને ?" બસ, પછી પૂછવુંજ શું ! દામોદર પંડિતનો ક્રોધ હદ ઉપરાંત વધી ગયો. તેઓ માતાનાં ચરણોમાં અત્યંત શ્રદ્ધા રાખતા હતા અને એવા સ્પષ્ટવક્તા હતા કે પ્રભુનું જે પણ કાર્ય તેમને અશાસ્ત્રીય કે અનુચિત લાગતું, તે તેજ સમયે બધાની સમક્ષજ કહી દેતા. પ્રભુએ આ પ્રમાણે પૂછતાં તેમણે રોષપૂર્વક કહ્યું: "પ્રભો ! માતાની ભક્તિના સંબંધમાં આપ પૂછો છો ? તો સાચી વાત તો એ છે કે, આપમાં જે કંઇ થોડીઘણી ભગવદ્ભક્તિ દેખાય છે, તે બધું માતાની કૃપાનુંજ ફળ છે."

દામોદર પંડિતનો આવો ઉત્તર સાંભળીને પ્રભુ પ્રેમમાં લવલીન થઇ ગયા અને પ્રેમમયી માતાના સ્નેહનું

સ્મરણ કરતાં કરતાં ગદ્ગદ્ કંઠથી કહેવા લાગ્યા કે "પંડિતજી ! આપે તદ્દન સત્ય વાત કહી દીધી છે. અહા ! માતાની ભક્તિને કોઇ શું સમજી શકશે ? આપેજ યથાર્થમાં માતાને જાણ્યાં છે. સાચેજ, મારા હૃદયમાં જે પણ કંઈક કૃષ્ણભક્તિ છે, તે માતાનોજ પ્રસાદ છે. હાય ! એવી પ્રેમાળ જનનીને પણ છોડીને હું ચાલ્યો આવ્યો !" આટલુ કહેતાંકહેતાં પ્રભુ વસ્ત્રથી મુખ ઢાંકીને રુદન કરવા લાગ્યા. આ એ મહાપુરુષની દશા છે, કે જેમને ભક્તો 'સચલ (હાલતા ચાલતા) જગન્નાથ' માનતા હતા. તેમણે દામોદર પંડિતના આ લુખ્ખા ઉત્તર માટે કંઇ પણ ખોટું નહિ લગાડતાં ઉલટી તેમની પ્રશંસાજ કરી. ત્યારે તો આજે અસંખ્ય પુરુષો ગૌરાંગનાં ચરણોનો આશરો લઈને અનહદ આનંદ અનુભવી રહ્યા છે અને પોતાના મનુષ્યજીવનને ધન્ય બનાવી રહ્યા છે.

મહાપ્રભુની ખ્યાતિ દૂર દૂર સુધી ફેલાઇ ગઇ હતી. સામાન્ય જનતામાંજ નહિ, પરંતુ વિદ્વન્મંડળીમાં પણ તેમના અદ્ભુત પ્રભાવની ચર્ચા થવા લાગી હતી. સાર્વભૌમ ભટ્ટાચાર્યની વિદ્વત્તા, ધારણાશક્તિ અને ભણાવવાની સુગમ અને સરળ શૈલીની સર્વત્ર પ્રસિદ્ધિ થઇ ચૂકી હતી. કાશીના વિદ્વત્સમાજમાં તેમનું નામ ગૌરવપૂર્વક લેવાતું હતું. તે દિવસોમાં કાશીમાં પ્રકાશાનંદ સરસ્વતી નામના એક દંડી સંન્યાસી પરમ વિદ્વાન અને વેદાંત-શાસ્ત્રના મહાન પંડિત હતા. તેઓ સાર્વભૌમની અલૌકિક પ્રતિભા અને પ્રચંડ પાંડિત્યથી પરિચિત હતા. તેમણે જ્યારે સાંભળ્યું કે, પુરીમાં એક નવીન અવસ્થાવાળા યુવક સંન્યાસી વિરાજમાન છે અને સાર્વભૌમ જેવા વિદ્વાન પોતાના વેદાન્તના જ્ઞાનને તુચ્છ માનીને તેમનાં ચરણોમાં ભક્તિ રાખે છે અને તેમને સાક્ષાત્ ઈશ્વર માને છે, ત્યારે તો તેમને ઘણું કુતૂહલ થયું. ત્યાં સુધી તેમને અદ્વૈત વેદાન્તમાં નિષ્ઠા હતી. આમ તો તેઓ રસિક અને પ્રેમી હૃદયના હતા, પરંતુ અત્યાર સુધી તેમની રસિકતા છુપા-

ચેલીજ હતી, તેને કોઇ ભારે ચીજની ઠેસ લાગી નહોતી કે જેથી તે છલકાઇને બહાર ઉભરાઈ આવે. તેમણે કૌતુકવશ એક શ્લોક લખીને જગન્નાથજી આવનાર કોઈ ગૌડીય ભક્તદ્વારા પ્રભુની પાસે મોકલ્યો. તે શ્લોક આ પ્રમાણે હતો–

> यत्रास्ते मणिकर्णिका मलहरी स्वर्दीर्घिका दीर्घिका
> रत्नं तारकमोक्षदं मृततनौ शम्भुः स्वयं यच्छति ।
> एतच्चद्भुतमेव यत् सुरपुरो निर्वाणमार्गस्थितात्
> मूढोऽन्यत्र मरीचिकासु पशुवत् प्रत्याशया धावति ॥

આ શ્લોકમાં જ્ઞાનને પ્રધાનતા આપવામાં આવી છે અને મોક્ષનેજ પરમપુરુષાર્થ બતાવીને તેનીજ પ્રાપ્તિ માટે સંકેત કરવામાં આવ્યો છે. એનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ–"જે સ્થાને મણિકર્ણિકા–કુંડ અને પાપતાપહારિણી સુરદીર્ઘિકા ભગવતી ભાગીરથી છે, જ્યાં મુડદાને ભગવાન શંકર પોતે મોક્ષ આપનાર તારકરત્ન આપે છે, મૂર્ખ લોકો આવી પરમપાવન મોક્ષમાર્ગમાં આવેલી દેવનગરીનો ત્યાગ કરીને પૃથ્વી ઉપર પશુસમાન અહીં તહીં ભટકતા ફરે છે, એજ આશ્ચર્ય છે !"

धर्म्माम्भो मणिकर्णिका भगवतः पादाम्बु भागीरथी
काशीनाम्पतिरर्द्धमेव भजते श्रीविश्वनाथः स्वयम् ।
एतस्यैव हि नाम शम्भुनगरे निस्तारकं तारकं
तस्मात्कृष्णपदाम्बुजं भज सखे श्रीपादनिर्वाणदम् ॥

અર્થાત્ "જેમના પરસેવાના જળથી મણિકર્ણિકાની ઉત્પત્તિ થઇ છે, ભગવતી ભાગીરથી જેમનાં ચરણજળથી ઉત્પન્ન થઈ છે, સ્વયં સાક્ષાત્ કાશીપતિ ભગવાન વિશ્વનાથ જેમનું અર્ધું અંગ બનેલા છે અને કાશી નગરીમાં જેમનું તારક નામજ જીવોને સંસારસાગરમાંથી તારવા સમર્થ છે, હે સખે! એવા મોક્ષદાયક શ્રીકૃષ્ણચરણોનું ભજન તમે કેમ નથી કરતા? અર્થાત્ તેજ ચરણકમળોનું ચિંતન કરો." આ શ્લોકમાં ભગવદ્ભક્તિને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે અને મુક્તિને ભક્તિ આગળ તુચ્છ દર્શાવી છે.

આ ઉત્તર મળતાં સ્વામી પ્રકાશાનંદજીની કેવી દશા થઈ હશે, તે તો તેઓજ જાણે; પરંતુ તેમણે થોડા દિવસો પછી વળી એક શ્લોક પ્રભુની પાસે મોકલ્યો. મહાપ્રભુનો નિયમ હતો કે, તેઓ ભગવાનનો પ્રસાદ જમવામાં આનાકાની કરતા નહિ. મંદિરનો પ્રસાદ જ્યારે પણ તેમને મળી જતો ત્યારે તે મોંમાં મૂકી દેતા હતા. ભક્તો તેમના ઉપર પ્રાણથી પણ વધારે પ્રેમ દર્શાવતા હતા, તેથી તેઓ તેમને હમેશાં ઘણા ઉત્તમ ઉત્તમ વિવિધ પ્રકારના પદાર્થો જમાડયા કરતા હતા. પ્રભુ પણ તેમની પ્રસન્નતા માટે બધા પ્રકારના પદાર્થો ખાઇ લેતા અને તે પણ દિવસમાં અનેક વાર. આ આચરણ સંન્યાસના નિયમથી વિરુદ્ધ છે. સંન્યાસીએ તો એકજ વાર ભિક્ષામાં જે કંઇ લૂખું સૂકું અન્ન મળી જાય, તેનાથી પેટ ભરી લેવું જોઇએ. તેણે વિવિધ પ્રકારના રસોનો અલગ અલગ સ્વાદ લેવો જોઇએ નહિ. પરંતુ મહાપ્રભુ તો પ્રેમી હતા. તેઓ સંન્યાસી પણ હતા પરંતુ પહેલા પ્રેમી અને પછી

ચેલીજ હતી, તેને કોઇ ભારે ચીજની ઠેસ લાગી નહોતી કે જેથી તે છલકાઇને બહાર ઉભરાઈ આવે. તેમણે કૌતુક-વશ એક શ્લોક લખીને જગન્નાથજી આવનાર કોઈ ગૌડીય ભક્તદ્વારા પ્રભુની પાસે મોકલ્યો. તે શ્લોક આ પ્રમાણે હતો–

यत्रास्ते मणिकर्णिका मलहरी स्वर्दीर्घिका दीर्घिका
रत्नं तारकमोक्षदं मृततनौ शम्भुः स्वयं यच्छति।
एतत्त्वद्भुतमेव यत् सुरपुरो निर्वाणमार्गस्थितात्
मूढोऽन्यत्र मरीचिकासु पशुवत् प्रत्याशया धावति ॥

આ શ્લોકમાં જ્ઞાનને પ્રધાનતા આપવામાં આવી છે અને મોક્ષનેજ પરમપુરુષાર્થ બતાવીને તેનીજ પ્રાપ્તિ માટે સંકેત કરવામાં આવ્યો છે. એનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ–"જે સ્થાને મણિકર્ણિકા–કુંડ અને પાપતાપહારિણી સુરદીર્ઘિકા ભગવતી ભાગીરથી છે, જ્યાં મુડદાને ભગવાન શંકર પોતે મોક્ષ આપનાર તારકરત્ન આપે છે, મૂર્ખ લોકો આવી પરમપાવન મોક્ષમાર્ગમાં આવેલી દેવનગરી-નો ત્યાગ કરીને પૃથ્વી ઉપર પશુસમાન અહીં તહીં ભટકતા ફરે છે, એજ આશ્ચર્ય છે!"

ગૌડીય ભક્તે વખતસર નીલાચલ પહોંચીને પૂજ્ય-પાદ પ્રકાશાનંદજીનો પત્ર પ્રભુનાં ચરણકમળોમાં અર્પણ કર્યો. પ્રભુ પત્ર મળતાં પ્રકાશાનંદજીનું નામ સાંભળીને ઘણા ખુશ થયા. તેમણે અત્યંત આદરપૂર્વક પત્રને પોતે ખોલ્યો અને ખોલીને વાંચવા લાગ્યા. શ્લોક વાંચતાંજ પ્રભુ તેનો ભાવ સમજી ગયા અને મંદમંદ હસતાં હસતાં તેઓ સાર્વભૌમ વગેરે ભક્તો તરફ જોવા લાગ્યા. ભક્તોએ જિજ્ઞાસા કરવાથી સ્વરૂપ દામોદરે તે પત્ર હાજર રહેલા બધા ભક્તોને વાંચી સંભળાવ્યો. પ્રભુએ શ્રીપાદ પ્રકાશા-નંદજીના પાંડિત્યની પ્રશંસા કરી અને તેમના સન્માના-ર્થે સ્વરૂપ ગોસ્વામી પાસે એક શ્લોક લખાવીને તેજ ભક્તના હાથમાં ઉત્તરરૂપે તેમની પાસે મોકલાવી આપ્યો. તે શ્લોક આ છેઃ—

धर्म्माम्भो मणिकर्णिका भगवतः पादाम्बु भागीरथी
काशीनाम्पतिरर्द्धमेव भजते श्रीविश्वनाथः स्वयम् ।
एतस्यैव हि नाम शम्भुनगरे निस्तारकं तारकं
तस्मात्कृष्णपदाम्बुजं भज सखे श्रीपादनिर्वाणदम् ॥

અર્થાત્ "જેમના પરસેવાના જળથી મણિકર્ણિકાની ઉત્પત્તિ થઇ છે, ભગવતી ભાગીરથી જેમનાં ચરણજળથી ઉત્પન્ન થઈ છે, સ્વયં સાક્ષાત્ કાશીપતિ ભગવાન વિશ્વનાથ જેમનું અર્ધું અંગ બનેલા છે અને કાશી નગરીમાં જેમનું તારક નામજ જીવોને સંસારસાગરમાંથી તારવા સમર્થ છે, હે સખે! એવા મોક્ષદાયક શ્રીકૃષ્ણચરણોનું ભજન તમે કેમ નથી કરતા? અર્થાત્ તેજ ચરણકમળોનું ચિંતન કરો." આ શ્લોકમાં ભગવદ્ભક્તિને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે અને મુક્તિને ભક્તિ આગળ તુચ્છ દર્શાવી છે.

આ ઉત્તર મળતાં સ્વામી પ્રકાશાનંદજીની કેવી દશા થઈ હશે, તે તો તેઓજ જાણે; પરંતુ તેમણે થોડા દિવસો પછી વળી એક શ્લોક પ્રભુની પાસે મોકલ્યો. મહાપ્રભુનો નિયમ હતો કે, તેઓ ભગવાનનો પ્રસાદ જમવામાં આનાકાની કરતા નહિ. મંદિરનો પ્રસાદ જ્યારે પણ તેમને મળી જતો ત્યારે તે મોંમાં મૂકી દેતા હતા. ભક્તો તેમના ઉપર પ્રાણથી પણ વધારે પ્રેમ દર્શાવતા હતા, તેથી તેઓ તેમને હમેશાં ઘણા ઉત્તમ ઉત્તમ વિવિધ પ્રકારના પદાર્થો જમાડયા કરતા હતા. પ્રભુ પણ તેમની પ્રસન્નતા માટે બધા પ્રકારના પદાર્થો ખાઇ લેતા અને તે પણ દિવસમાં અનેક વાર. આ આચરણ સંન્યાસના નિયમથી વિરુદ્ધ છે. સંન્યાસીએ તો એકજ વાર ભિક્ષામાં જે કંઇ લૂખું સૂકું અન્ન મળી જાય, તેનાથી પેટ ભરી લેવું જોઇએ. તેણે વિવિધ પ્રકારના રસોનો અલગ અલગ સ્વાદ લેવો જોઇએ નહિ. પરંતુ મહાપ્રભુ તો પ્રેમી હતા. તેઓ સંન્યાસી પણ હતા પરંતુ પહેલા પ્રેમી અને પછી

સંન્યાસી. પ્રેમની આગળ તેઓ સંન્યાસના નિયમોને કોઈ કોઇ વાર પોતાની મેળેજ ભૂલી જતા. કહેવત છે કે 'પ્રેમમાં નિયમ નથી.' સાચેજ, તેઓ પ્રેમી ભક્તોના પ્રેમને વશ થઇને તેમની પ્રસન્નતા માટે નિયમોની ખાસ પરવા કરતા નહોતા. આને બુદ્ધિપ્રધાન વિચારક કેમ કરીને સમજી શકે? તે તો નિયમોનેજ ઈશ્વર સમજે છે, અને કઠોરતા તથા આગ્રહપૂર્વક નિયમોનું પાલન કરે છે. એવા પુરુષો પણ વંદ્ય અને પૂજ્ય છે; પરંતુ બીજાઓને પણ એવાજ બનવા માટે આગ્રહ કરવો બરાબર નથી. પ્રેમીનો તો માર્ગજ જુદો છે. 'ગોકુળ ગામનો પેંડોજ ન્યારો.' પ્રેમીઓની મથુરા તો ત્રણે લોકથી ન્યારીજ છે. પ્રકાશાનંદજીએ નિયમોની કઠોરતા દર્શાવતાં ભર્તૃહરિ શતકના શૃંગાર શતકનો નીચે લખેલો શ્લોક લખીને પ્રભુ પાસે મોકલી આપ્યો—

> विश्वामित्रपराशरप्रभृतयो वाताम्बुपर्णाशना-
> स्तेऽपि स्त्रीमुखपङ्कजं सुललितं दृष्ट्वैव मोहं गताः ।
> शाल्यन्नं सघृतं पयोदधियुतं भुञ्जन्ति ये मानवा-
> स्तेषामिन्द्रियनिग्रहो यदि भवेद् विन्ध्यस्तरेत् सागरम् ॥

આનો ભાવાર્થ એ છે કે વિશ્વામિત્ર, પરાશર વગેરે ઋષિ-મહર્ષિઓ હજારો વર્ષો સુધી વાયુભક્ષણ કરીને તથા માત્ર પાંદડાં ખાઇને ઘોર તપ કરતા રહ્યા, તેમ છતાં પણ તેઓ સ્રીના કમળરૂપી મનોહર મુખને જોઇને મોહિત થઇ ગયા હતા. જ્યારે આવડા મોટા સંયમી મહર્ષિઓની આવી દશા થઈ, તો જે હમેશાં ઉત્તમ ચોખા, દૂધ, દહીં, ઘી તથા તેના બનાવેલા ભાત ભાતના પદાર્થો હમેશાં ખાય છે તેમની ઇંદ્રિયો જો વશમાં રહેવી સંભવિત છે, તો વિંધ્યાચળ પર્વતનું પણ સમુદ્ર ઉપર તરતા રહેવું સંભવિત થઈ શકે છે—અર્થાત્ આવા પદાર્થો ખાઇને ઇંદ્રિયોનો સંયમ કરવો અસંભવિત છે.

મહાપ્રભુએ આ શ્લોક વાંચ્યો, વાંચતાંજ તેમને કંઇક

શરમ આવી અને વિરક્ત ભાવથી તેમણે આ પત્ર સ્વરૂપ દામોદરના હાથમાં આપી દીધો. સ્વરૂપ દામોદરજીએ કંઇક રોષના સ્વરમાં કહ્યું: "હું આનો હમણાંજ ઉત્તર આપું છું."

મહાપ્રભુએ ઘણીજ સરળતાથી કહ્યું: "આનો ઉત્તર હોઇજ શું શકે? ગાળનો ઉત્તર ગાળજ હોઇ શકે અને વિવેકી પુરુષ ગાળ દેવી ઉચિત માનતા નથી. તેથી તેઓ બીજાઓની ગાળ સાંભળીને મૌનજ રહી જાય છે. તેઓ ગમે તેવી ગાળનો ઉત્તર આપતા નથી. તેથી હવે આનો ઉત્તર આપવાની કંઇજ આવશ્યકતા નથી. વાત તો યોગ્ય-જ છે. ઈંદ્રિયો ઘણી બળવાન હોય છે, તે વિદ્વાનોને પણ પોતાની તરફ ખેંચી લે છે."

મહાપ્રભુની આજ્ઞાથી તે વખતે તો બધા ભક્તો ચૂપ રહ્યા; પરંતુ બધામાં મહાપ્રભુના જેટલી સહનશીલતા હોઇ શકે નહિ. તેથી ભક્તોએ પ્રભુ ન જાણે તે રીતે નીચે-નો શ્લોક લખી પ્રકાશાનંદજીની પાસે આ શ્લોકનો ઉત્તર મોકલી આપ્યો—

> सिंहो बली द्विरद शूकरमांसभोजी
> संवत्सरेण कुरुते रतिमेकवारम्।
> पारावतस्तृणशिलाकणमात्रभोगी
> कामी भवेदनुदिनं वद कोऽत्र हेतुः ॥

અર્થાત્ "મહાબળવાન સિંહ ભુંડ અને હાથીઓનું પુષ્ટિકારક માંસજ ખાય છે, છતાં પણ વર્ષમાં માત્ર એકજ વાર કામક્રીડા કરે છે, (કોઇ કોઇ કહે છે કે સિંહ આખી ઉંમરમાં એકજ વાર સંભોગ કરે છે.) આથી ઉલટું હોલો સાધારણ ઘાસની કુંપળો તથા કાંકરા વગેરેજ ખાઇને જીવન-નિર્વાહ કરે છે, તેમ છતાંયે તે રોજ કામ-ક્રીડા કરે છે. (હોલા જેવું કામી પક્ષી બીજું કોઇજ નથી. તે દિવસમાં અનેક વાર સંભોગ કરે છે.) જો ભોજન ઉપર-જ કામી હોવું અને ન હોવું એ આધાર રાખતું હોય

તો કહો, આ વિષમતાનું શું કારણુ છે ?" ખબર નથી કે આ શ્લોકની શ્રીપાદ પ્રકાશાનંદજી ઉપર શી અસર થઈ; પરંતુ તે પછીથી પત્રવ્યવહાર બંધજ થઇ ગયો. સાર્વભૌમ ભટ્ટાચાર્યે મહાપ્રભુ પાસે આજ્ઞા માગી કે મને કાશી જવાની આજ્ઞા આપો. હું ત્યાં પ્રકાશાનંદજીને શાસ્ત્રાર્થમાં હરાવીને તેમને ભક્તિતત્ત્વ સમજાવી આવીશ. મહાપ્રભુને શાસ્ત્રાર્થ અને જય-પરાજય એ સાંસારિક પ્રતિષ્ઠાનાં કાર્ય પસંદ નહોતાં. ભગવદ્ભક્ત કોને પરાજિત કરે ? બધાંજ તેના ઈષ્ટદેવનાં સ્વરૂપ છે, તેથી બધાંને 'સીતારામ' સમજીને તે હાથ જોડીને પ્રણામજ કરે છે–

'સીયરામમય સબ જગ જાની, કરૌં પ્રણામ જોરિ જુગપાની.'

પરંતુ સાર્વભૌમ ગમે તેવા ભક્ત હતા, તોપણુ તેમને પોતાના શાસ્ત્રજ્ઞાનનું કંઇક ને કંઈક થોડુંઘણું પણ અભિમાન તો હતુંજ. ભક્તોની આગળ તે દબાઈ રહેતું હતું અને અભિમાનીઓ આગળ તે ઉગી નીકળતું. મહાપ્રભુએ મના કરવા છતાં પણ તેમણે કાશી જવાને માટે પ્રભુને આગ્રહ કર્યો. મહાપ્રભુએ તેમની ઉત્કટ ઇચ્છા જોઇને તેમને કાશીજી જવાની આજ્ઞા આપી. તેઓ કાશી ગયા પણુ ખરા; પરંતુ ત્યાંથી તેઓ જેવા ગયા હતા, તેવા જ પાછા આવ્યા. ન તો તેઓ, મહાત્મા પ્રકાશાનંદજીને શાસ્ત્રાર્થમાં હરાવી શકયા કે ન તો તેમને જ્ઞાનીમાંથી ભક્ત પણુ બનાવી શકયા. આથી તેઓ કંઈક શરમિંદા પણુ થયા અને મહાપ્રભુ સમક્ષ આવતાં સંકોચ કરવા લાગ્યા. ત્યારે મહાપ્રભુ પોતે જઇને તેમને મળ્યા, અને તેમને સાંત્વના આપતાં કહેવા લાગ્યા કે " આપનું કાર્ય ઘણું જ સ્તુત્ય હતું. ભક્તિવિહીન જીવોને ભક્તિમાર્ગમાં લાવવાની ઇચ્છા કોઇ ભાગ્યશાળી મહાપુરુષનાજ હૃદયમાં થાય છે. મહાપ્રભુનાં આ સાંત્વનાપૂર્ણ વાકયોથી સાર્વભૌમની શરમ કંઇક ઓછી થઇ અને આ બનાવ પછી તેમનો મહાપ્રભુપ્રત્યેનો પ્રેમ અત્યંત વધી ગયો.

# પુરીમાં ગૌડીય ભક્તોનું પુનરાગમન

अमृतं राजसम्मानममृतं क्षीरभोजनम्।
अमृतं शिशिरे वह्निरमृतं प्रियदर्शनम् ॥

અર્થાત્ સંસારમાં ભિન્ન ભિન્ન પ્રકૃતિના પુરુષ હોય છે, તેમને જે ચીજો ઘણી જ પ્રિય જણાય છે, તેમને માટે તેજ વસ્તુઓ અમૃત છે, માનપ્રતિષ્ઠા ઇચ્છનારાઓને 'રાજસન્માન' જ અમૃત છે. સ્વાદિષ્ટ પદાર્થ ખાનારાઓને માટે દૂધપાકનું ભોજનજ અમૃત છે, ગરીબ લોકોને માટે ઠંડીમાં અગ્નિ જ અમૃત સમાન છે અને પ્રેમીઓને પોતાના વહાલાનું દર્શન થવું એજ અમૃતતુલ્ય છે. સામાન્ય રીતે આ ચારે બાબતો બધા લોકોને વહાલી હોય છે.

જે સાચે જ આપણા હૃદયને અત્યંત વહાલું લાગતું હોય, હૃદય જેને માટે તરફડ્યા કરતું હોય, એવા પ્રિય જનનાં જો ક્યાંક દર્શન થઇ જાય તો હૃદયમાં કેટલી બધી પ્રસન્નતા થતી હશે, તેનો અનુભવ સહૃદય પ્રેમીજ કરી શકે છે. પોતાના પ્રિયજન માટે દુઃખ સહેવામાં પણ એક પ્રકારનું સુખ જણાય છે. પ્રિયજનના સ્મરણમાં આનંદ છે. તેનું કાર્ય કરવામાં સ્વર્ગીય સુખ છે, તેને માટે તરફડવામાં મધુરતા છે અને તેના વિયોગદુઃખમાં પણ એક પ્રકારનું મીઠું મીઠું સુખજ છે. મિલનમાં શું છે, તે બતાવવું એ અમારી બુદ્ધિ બહારની વાત છે.

રથયાત્રાને પ્રસંગે ગૌડીય ભક્તો દરવર્ષે નવદ્વીપથી નીલાચલ આવતા હતા. વર્તમાન સમયના તીર્થયાત્રીઓ તે સમયના તીર્થયાત્રીઓના દુઃખનું અનુમાન કરીજ નહિ શકે. તે સમયે સર્વત્ર પગે ચાલીનેજ યાત્રા કરવામાં આવતી હતી. રસ્તામાં અનેક નદી—નદો આવતા હતા, હોડીઓ દ્વારા તેની પાર જવું પડતું હતું. હોડીવાળા યાત્રા-

ણુઓને જાતજાતનાં દુઃખ દેતા હતા અને ઘણા લોકોને તો બબ્બે–ત્રણ ત્રણ દિવસ સુધી પાર જવાની રાહ જોવી પડતી હતી. થોડે થોડે અંતરે રાજ્યની હદો બદલાતી. વિધર્મી શાસકો તીર્થયાત્રીઓની ખાસ દરકાર કરતા નહોતા. એક રાજાને બીજા રાજાની સાથે યુદ્ધ ચાલ્યા કરતું હતું. યુદ્ધ-કાળમાં યાત્રીઓને જાત જાતની અગવડો વેઠવી પડતી હતી, પોતાના બીસ્તરા પોતેજ ઉપાડવા પડતા અને આખી યાત્રા પગે ચાલીનેજ પૂરી કરવી પડતી. એ બધી વાતોને લીધે તે સમયે તીર્થયાત્રા એ એક કઠણ કાર્ય ગણાતું હતું.

નવદ્વીપથી જગન્નાથજીનો પગે ચાલીને વીસ–પચીસ દિવસનો રસ્તો છે. આટલું દુઃખ હોવા છતાં પણ ગૌર-ભક્તો ઘણાજ ઉલ્લાસ અને આનંદપૂર્વક પ્રભુનાં દર્શનની ઇચ્છાથી દરવર્ષે નીલાચલ આવતા હતા. પહેલાં તો ઘણે ભાગે પુરુષોજ આવતા હતા, અને વરસાદના ચાર માસ પ્રભુની સાથે રહીને પોતપોતાને ઘેર પાછા ફરતા. બીજા વર્ષથી ભક્તોની સ્ત્રીઓ પણ આવવા લાગી અને પ્રભુનાં દર્શનથી પોતાને ધન્ય બનાવવા લાગી. બીજે વર્ષે બે–ચાર પરમભક્ત માતાઓ આવી હતી, ત્રીજે વર્ષે લગભગ બધા ભક્તોની સ્ત્રીઓ પોતાનાં નાનાં નાનાં બાળકોને સાથે લઇને પ્રભુનાં દર્શનની ઇચ્છાથી નીલાચલ જવાને માટે તૈયાર થઈ ગઇ. તેમને ઘરનું, કુટુંબ–પરિવારનું તથા રૂપિયા–પૈસાનું કંઇ પણ ધ્યાન નહોતું. તેમને માટે તો 'અવધ તહાઁ જહઁ રામ નિવાસૂ' વાળી વાત હતી. તેમનું સાચું ઘર તો જ્યાં તેમના પ્રભુ નિવાસ કરતા હતા ત્યાં હતું; તેથી પતિઓએ રસ્તાના ભય દેખાડવા છતાં પણ તેઓ ભયભીત થઇ નહિ અને વિષ્ણુપ્રિયાજીને પૂછી પૂછીને પ્રભુને જે પદાર્થો અત્યંત પ્રિય હતા તે બનાવી બનાવીને તેમને માટે સાથે લઇ જવા લાગી. કોઇએ પ્રભુને માટે લાડુજ બાંધી લીધા છે, તો કોઈ ભાતભાતના મુરબ્બા અને અથાણાંજ સાથે લઇ જાય છે. કોઈએ સંદેશ બના-વ્યા છે, તો કોઇએ વરસો સુધી ન બગડે તેવી વિવિધ

પ્રકારની મોવાની મિઠાઈઓ બનાવી છે. આ પ્રકારે બધા ભક્તો અને તેમની સ્ત્રીઓ પ્રભુને માટે વિવિધ પ્રકારની ભેટો અને ખાદ્ય પદાર્થો લઈને નીલાચલ જવા તૈયાર થયાં. પાણીહાટીનિવાસી રાઘવ પંડિતની બહેન મહાપ્રભુનાં ચરણોમાં ઘણી શ્રદ્ધા રાખતી હતી. તે દર વર્ષે સુંદર સુંદર સેંકડો વસ્તુઓ બનાવીને એક મોટી ટોપલીમાં મૂકીને રાઘવ પંડિત દ્વારા પ્રભુ પાસે મોકલતી હતી. તેની ચીજો ગમે તેટલા દિવસ પણ ભલેને રહે તો પણ સડી જતી કે ખરાબ થતી નહોતી. ભકતોમાં 'રાઘવ પંડિતની ટોપલી' પ્રસિદ્ધ હતી. પ્રભુ પણ રાઘવની ટોપલીની ચીજોને ઘણા દિવસો સુધી સાચવી રાખતા હતા. નવદ્વીપ, પાણીહાટી, કુલીનગ્રામ તથા શાંતિપુર વગેરે બધાં સ્થાનોના ભકતો એકઠા થઈને સૌથી પહેલા શચી માતાના આંગણામાં એકત્રિત થતા અને માતાની ચરણધૂલિ મસ્તકે ચઢાવીને તેમની આજ્ઞા લઈને તેઓ ઉપડતા. આ વખતે માતાએ જોયું કે, ચંદ્રશેખર આચાર્યરત્નની સાથે તેમનાં પત્ની–અર્થાત્ શચીમાતાનાં બહેન પણ જાય છે. પોતાનાં બાળકો સાથે આચાર્યપત્ની સીતાદેવી પણ નીલાચલ જવા તૈયાર છે. શ્રીવાસ પંડિતની પત્ની માલિનીદેવી, શિવાનંદ સેનની સ્ત્રી તથા તેમના પુત્ર ચૈતન્યદાસ અને સજોડે મુરારી ગુપ્ત, એ બધા ભકતો યાત્રાળુના વેશમાં ઉભા છે. દડદડતી આંખોએ અને રૂંધાયેલા કંઠે માતાએ બધાને જવાની આજ્ઞા આપી અને રડતાં રડતાં તેમણે કહ્યું: "તમે બધા બહુ ભાગ્યશાળી છો, કે પુરી જઈને નિમાઈના મુખકમળને જોશો. કોણ જાણે મારો ભાગ્યોદય કયારે થશે કે જ્યારે હું એ સુવર્ણ રંગવાળા નિમાઈના સુંદર મુખને જોઇને મારા હૃદયને શીતળ બનાવી શકીશ. તમે બધા તેને કહેજો કે, તે પોતાની દુ:ખી માતાને એક વાર આવીને દર્શન તો દઈ જાય. હું તેના કમળ જેવા મુખને જોવા માટે કેટલી બધી વ્યાકુળ છું." આ પ્રકારે પોતાની ઉમ્મરની સ્ત્રીઓને વિષ્ણુપ્રિયાજીએ પણ સંકેતથી આજ

અભિપ્રાય દર્શાવ્યો. બધાં સ્ત્રી-પુરુષો માતાનાં ચરણોમાં વંદન કરીને પુરી તરફ ચાલી નીકળ્યાં. હરિકીર્તન કરતાં કરતાં કોઇને પણ રસ્તાનું દુઃખ જણાયું નહિ. બધા જગન્નાથપુરીમાં પહોંચી ગયા.

ભકતોનું આગમન સાંભળીને મહાપ્રભુએ તેમના સ્વાગત માટે પહેલેથીજ સ્વરૂપ ગોસ્વામી તથા ગોવિંદ વગેરે ભકતોને મોકલી દીધા હતા. એ બધાએ જઇને ભકતોના આગેવાન અદ્વૈતાચાર્યનાં ચરણોમાં પ્રણામ કર્યા અને તેમને માળાઓ પહેરાવી. પછી મહાપ્રભુ પણ આવીને મળી ગયા અને બધાને ધામધૂમથી પોતાને સ્થાને લઇ ગયા. બધાને ઉતરવાનો તથા પ્રસાદ વગેરેનો પહેલાંની પેઠેજ પ્રબંધ કરી દેવામાં આવ્યો. ભકતોની ઘણીખરી સ્ત્રીઓએ પ્રભુને સંન્યાસીના વેશમાં પહેલવહેલાજ જોયા હતા. તેઓ પ્રભુનો આવો ભિક્ષુકવેશ જોઈને મોટેથી રુદન કરવા લાગી. ભકતોની સ્ત્રીઓ વારી પ્રમાણે તેમને ભિક્ષા કરાવવા લાગી. મહાપ્રભુ ઘણાજ પ્રેમપૂર્વક બધાના નિમંત્રણનો સ્વીકાર કરીને તેમને સ્થાને જઈ જઇને ભિક્ષા કરવા લાગ્યા. પહેલાંની પેઠેજ 'રથયાત્રા, હીરાપંચમી, જન્માષ્ટમી, દશેરા અને દીવાળી' વગેરે ઉત્સવો ઉજવવામાં આવ્યા. ગૌડીય ભકતો સંકીર્તન કરતાકરતા ઉન્મત્ત થઈ જતા હતા અને ભાન ભૂલીને કીર્તનમાં લોટ-પોટ થઈ જતા. મહાપ્રભુ બધાની સાથે જોરથી નૃત્ય કરતા. એક દિવસ નૃત્ય કરતાં કરતાં મહાપ્રભુ કૂવામાં પડી ગયા ત્યારે ભકતોએ તેમને બહાર કાઢ્યા. મહાપ્રભુના શરીરમાં કોઇ પણ પ્રકારની ઈજા થઇ નહોતી.

મહાપ્રભુ પુરીમાં ભક્તોની ઈચ્છા વિવિધ પ્રકારે પૂર્ણ કર્યા કરતા હતા. ભક્તો તેમને જે પ્રકારે ખવડાવી પીવડાવીને સંતુષ્ટ થવા ઇચ્છતા હતા, તે પ્રમાણે પ્રભુ તેમની ભિક્ષા કરીને તેમને સંતુષ્ટ કરતા હતા.

દશેરા પછી સૌ ભક્તો પાછા ફરવા તૈયાર થયા. પ્રભુ પહેલાંની પેઠે ફરીથી દરેકને અલગ અલગ મળ્યા અને

તેમને તેમના મનની વાતો પૂછી. કુલીનગ્રામનિવાસીઓ પ્રભુની આજ્ઞાનુસાર જગન્નાથજીને માટે પટ્ટડોરી લાવતા હતા. તેઓ દરવર્ષે મહાપ્રભુને વૈષ્ણવનાં લક્ષણ પૂછતા.

પહેલે વર્ષે પ્રભુએ કહ્યું હતું:–"જેના મુખમાંથી એક વાર પણ ભગવન્નામોચ્ચાર થઈ જાય તે વૈષ્ણવ છે."

બીજે વર્ષે પૂછતાં તેમણે કહ્યું કે:–"જે હમેશાં ભગવાનનાં નામોનો ઉચ્ચાર કરતો રહે તે વૈષ્ણવ છે."

ત્રીજી વાર ફરીથી વૈષ્ણવની પરિભાષા પૂછતાં પ્રભુએ કહ્યું: "જેને જોતાંજ લોકોના મુખમાંથી આપોઆપજ શ્રીહરિનાં નામોનું ઉચ્ચારણ થવા લાગે તેજ વૈષ્ણવ છે." આ પ્રકારે ત્રણ વરસમાં પ્રભુએ વૈષ્ણવ, વૈષ્ણવતર અને વૈષ્ણવતમ, એ ત્રણે પ્રકારના ભક્તોનું તત્ત્વ બતાવ્યું. મહાપ્રભુએ સૌને ઉપદેશ આપ્યો કે તેઓ વૈષ્ણવમાત્ર પ્રત્યે શ્રદ્ધાભાવ રાખે. વૈષ્ણવ ગમે તેવો હોય, પણ તે પૂજ્યજ છે.

આમ જેણે જે પ્રશ્ન પૂછયો તેનો પ્રભુએ ઉત્તર આપ્યો. અદ્વૈતાચાર્યને ભક્તોની દેખરેખ રાખવા વિષે પ્રભુએ ફરીથી ચેતવણી આપી. ભક્તોએ નવદ્વીપથી નીલાચલ લાવવાનો અને રસ્તામાં તેમનો બધી જાતનો પ્રબંધ કરવાનો ભાર પ્રભુએ શિવાનંદ સેનને સોંપ્યો હતો. તેમને ફરીથી પ્રભુએ સમજાવ્યું કે બધાને ખૂબ સાવધાનીથી લાવજો.

નિત્યાનંદજીને પ્રભુએ કહ્યું કે:–"શ્રીપાદ! આપ દરવર્ષે નીલાચલ ન આવતા. ત્યાંજ રહીને સંકીર્તનનો પ્રચાર કરજો." આ પ્રકારે બધાને સમજાવીને પ્રભુએ વિદાય કર્યા. બધા રડતા રડતા પ્રભુને પ્રણામ કરીને ગૌડ દેશ તરફ ચાલ્યા ગયા. કેવળ પુંડરીક વિદ્યાનિધિ થોડોક વખત મહાપ્રભુની સાથે પુરીમાંજ રહેવા ઈચ્છતા હતા, તેથી પ્રભુ તેમની સાથે પોતાને સ્થાને પાછા ફર્યા. વિદ્યાનિધિને પ્રભુપ્રેમને લીધે 'પ્રેમનિધિ' નામથી બોલાવ્યા કરતા હતા. તેમને સ્વરૂપ દામોદર સાથે ઘણો વધારે સ્નેહ બંધાઈ ગયો હતો. ગદાધર તો એમના મંત્ર-શિષ્ય હતાજ, તેથી તેઓ તેમની સેવા–શુશ્રૂષા કરવા લાગ્યા.

આસો પછી શિયાળાની જે પહેલી છઠ આવે છે તેને 'ઓઢન પષ્ઠી' કહે છે. તે દિવસે જગન્નાથજીને ઠંડીનાં વસ્ત્ર ઓઢાડવામાં આવે છે. તે દિવસે ભગવાનના શરીર ઉપર ધોયા વિનાનાં ખેરવાળાં વસ્ત્રો જોઇને વિદ્યાનિધિને ઘણોજ તિરસ્કાર આવ્યો. તે દિવસે રાત્રે ભગવાને બળરામજી સાથે હસતાં હસતાં તેમના કોમળ ગાલો ઉપર બહુ ધોલો મારી. જાગ્યા પછી તેમણે જોયું તો સાચેજ ગાલ ફૂલી ગયેલા છે, તેથી તેમને ઘણો આનંદ થયો. મહાપ્રભુ તેમની અને સ્વરૂપ દામોદરની સાથે કૃષ્ણકથા કહેવા–સાંભળવામાં સાથી વધારે આનંદનો અનુભવ કરતા હતા. થોડા સમય પછી મહાપ્રભુની આજ્ઞા લઇને તેઓ પોતાને સ્થાને પાછા ફર્યા.

આ પ્રકારે ચાર વર્ષો સુધી ભક્તો મહાપ્રભુ સાથે દરવર્ષે રથયાત્રા વખતે બરાબર આવ્યા કર્યા. પાંચમે વર્ષે પ્રભુએ ભક્તોને કહી દીધું કે, હવે હું પોતેજ વૃંદાવન જવાની ઇચ્છાથી ગૌડ દેશમાં આવીને જનની અને જન્મભૂમિનાં દર્શન કરીશ હવે આપ કોઇ ના આવતા. આ વાતથી બધા ભક્તોને ઘણી પ્રસન્નતા થઈ. મહાપ્રભુ જ્યારથી દક્ષિણની યાત્રા સમાપ્ત કરીને આવ્યા હતા, ત્યારથી વૃંદાવન જવાનો વિચાર કરતા હતા, પરંતુ રામાનંદજી, સાર્વભૌમ તથા મહારાજ પ્રતાપરુદ્રજીના ઘણાઘણા આગ્રહને લીધે હજુ સુધી જઇ શકયા નહોતા. હવે તેમની વૃંદાવન જવાની ઇચ્છા પ્રબળ થઇ આવી. આથી પુરીવાસી ભક્તોએ પણ તેમને વધારે આગ્રહ કર્યો નહિ. દુઃખી મને

આસો પછી શિયાળાની જે પહેલી છઠ આવે છે તેને 'ઓઢન પષ્ઠી' કહે છે. તે દિવસે જગન્નાથજીને ઠંડીનાં વસ્ત્ર ઓઢાડવામાં આવે છે. તે દિવસે ભગવાનના શરીર ઉપર ધોયા વિનાનાં ખેરવાળાં વસ્ત્રો જોઇને વિદ્યાનિધિને ઘણોજ તિરસ્કાર આવ્યો. તે દિવસે રાત્રે ભગવાને બળરામજી સાથે હસતાં હસતાં તેમના કોમળ ગાલો ઉપર બહુ ધોલો મારી. જાગ્યા પછી તેમણે જોયું તો સાચેજ ગાલ ફૂલી ગયેલા છે, તેથી તેમને ઘણો આનંદ થયો. મહાપ્રભુ તેમની અને સ્વરૂપ દામોદરની સાથે કૃષ્ણકથા કહેવા–સાંભળવામાં સાથી વધારે આનંદનો અનુભવ કરતા હતા. થોડા સમય પછી મહાપ્રભુની આજ્ઞા લઇને તેઓ પોતાને સ્થાને પાછા ફર્યા.

આ પ્રકારે ચાર વર્ષો સુધી ભક્તો મહાપ્રભુ સાથે દરવર્ષે રથયાત્રા વખતે બરાબર આવ્યા કર્યા. પાંચમે વર્ષે પ્રભુએ ભક્તોને કહી દીધું કે, હવે હું પોતેજ વૃંદાવન જવાની ઇચ્છાથી ગૌડ દેશમાં આવીને જનની અને જન્મ-ભૂમિનાં દર્શન કરીશ. હવે આપ કોઇ ના આવતા. આ વાતથી બધા ભક્તોને ઘણી પ્રસન્નતા થઈ. મહાપ્રભુ જ્યા-રથી દક્ષિણની યાત્રા સમાપ્ત કરીને આવ્યા હતા, ત્યારથી વૃંદાવન જવાનો વિચાર કરતા હતા, પરંતુ રામાનંદજી, સાર્વભૌમ તથા મહારાજ પ્રતાપરુદ્રજીના ઘણાઘણા આગ્ર-હને લીધે હજુ સુધી જઇ શકયા નહોતા. હવે તેમની વૃંદાવન જવાની ઇચ્છા પ્રબળ થઇ આવી. આથી પુરીવાસી ભક્તોએ પણ તેમને વધારે આગ્રહ કર્યો નહિ. દુઃખી મને તેમણે પ્રભુને વૃંદાવન જવાની રજા આપી. હવે મહાપ્રભુ વૃંદાવન જઇને પોતાના વહાલા શ્રીકૃષ્ણની લીલાભૂમિનાં દર્શનો માટે ઘણીજ ઉત્સુકતા પ્રગટ કરવા લાગ્યા અને તેઓ વૃંદાવન જવાની તૈયારીઓ કરવા લાગ્યા.*

તૃતીય ખંડ સમાપ્ત

---

* આગળની પુણ્યલીલાઓ માટે ત્રીજો ગ્રંથ વાંચવાની પ્રાર્થના છે.